# ઇંગ્લૅંડનો અર્વાચીન ઇતિહાસ

(૧૪૮૫-૧૯૨૫)

કર્તા

**પરશુરામ હરિ બર્વે**, એમ. એ.

યુરોપનો અર્વાચીન ઇતિહાસ, જર્મન કારસ્થાનનું ઉચ્ચાટન,
જૉન રસ્કિન, ઇત્યાદિના કર્તા

ભાષાન્તર કર્તા

**નંદસુખરામ હરિરત્નરામ મહેતા,**

મદદનીશ શિક્ષક, ગોકળદાસ તેજપાળ હાઈ સ્કૂલ, મુંબાઈ.

**મૅકમિલન અને કંપની લિમિટેડ.**

**મુંબઇ**

 ૧૯૨૬ કિંમત રૂ. ૨-૮-૦

# પ્રસ્તાવના

પ્રજાશિક્ષણના કામમાં ઇતિહાસનું મહત્ત્વ કેટલું છે તે હવે કોઇને કહેવાની જરૂર નથી. ખરો ઇતિહાસ કોને કહેવો, ભુતકાળમાં બનેલા બનાવોનું ફક્ત કાળાનુક્રમે વર્ણન આપવું તેજ ઇતિહાસ, કે તેમાં સામાજિક સ્થિતિ અને સામાજિક વિષયોની પણ ચર્ચા હોવી જોઇએ, ઇત્યાદિ વિવાદસ્પદ પ્રશ્નો બાજુએ મૂકીએ તો એટલું તો નક્કીપણે કહી શકાય કે જેમ એક મનુષ્ય ભુતકાળના અનુભવ ઉપરથી ધડા લઇ ભવિષ્યના વહેવારમાં શાણપણ વાપરતાં શીખે છે, તેમ એક સુશિક્ષિત પ્રજાને પોતાનો કે પારકાનો ઇતિહાસ બોધદાયક કે માર્ગ-દર્શક હોય છે એ વિષે કાંઇ શંકા નથી. તેથીજ માધ્યમિક શાળાઓના શિક્ષણક્રમમાં ઇતિહાસને અવશ્યસ્થાન આપવામાં આવ્યું છે, અને તે સર્વથા યોગ્યજ છે.

આજ વર્ષો થયાં આપણી શાળાઓના વિદ્યાર્થીઓને હિંદુસ્થાનનો તેમજ ઇંગ્લૅંડનો ઇતિહાસ શીખવવામાં આવે છે, તોપણ તેમાંથી જેટલો મળવો જોઇએ તેટલો ફાયદો વિદ્યાર્થીઓને મળ્યો નથી. તેનાં કારણ અનેક છે. એક તો એ કે હિંદુસ્થાનનો વિશ્વાસપાત્ર ઇતિહાસ રચાયો નહોતો, અને જોકે કેટલાક મહારાષ્ટ્ર અને બંગાળાના સંશોધકોના પ્રયાસથી એ વિષયમાં ઘણી પ્રગતિ કરવામાં આવી છે, તોપણ ઉપરોક્ત ખામી હજુસુધી સર્વાંશે દૂર થઇ શકી નથી. બીજું કારણ એ છે કે ઇતિહાસનું અધ્યયન અંગ્રેજી એટલે પરભાષામાં કરવું પડે છે. ઇતિહાસના વિષય ઉપર અંગ્રેજી ભાષામાં લખાયલાં પુસ્તકોની સંખ્યા તો ઘણી મોટી છે, પણ તે આપણી શાળાઓમાં શીખતા વિદ્યાર્થીઓને હોય કે નહોય તે સરખુંજ છે, કારણ કે તેમાંથી ઇતિહાસ શીખતાં વિદ્યાર્થીઓને ઘણો પરિશ્રમ લેવો પડે છે. માટેજ એ મુશ્કેલી જોઇ ઘણા વિદ્વાન સાક્ષરોએ મુંબઇ યુનિવર્સિટીએ

નીમેલી 'યુનિવર્સિટી રીફૉર્મ્સ કમિટી' ની સમક્ષ પોતાની સાક્ષીમાં ઇતિહાસના વિષયનું શિક્ષણ માતૃભાષાદ્વારા આપવાના પ્રશ્નને સંમતિ આપી હતી. અને તે ઉપરથી રીફૉર્મ્સ કમિટીએ પોતાના રીપોર્ટમાં ઇતિહાસનું શિક્ષણ માતૃભાષાદ્વારા આપવા તરફ પોતાનો મત આપ્યો હતો. અને સારે નસીબે મુંબઈ યુનિવર્સિટીની સીનેટે પોતાનું આગળનું ધોરણ બદલીને 'સ્કૂલ લીવીંગ' પરીક્ષાના વિદ્યાર્થીઓને ઇતિહાસના વિષયના પ્રશ્નોના ઉત્તર માતૃભાષામાં લખવાની પરવાનગી આપી છે, અને સીનેટના એ ઠરાવને સરકારે મંજૂરી આપી છે. તેથી આશા રહે છે કે હાલની સ્થિતિમાં જલદી સુધારો થઈ ઇતિહાસના વિષયનું અધ્યયન વિદ્યાર્થીઓ અધિક ઉત્સુકતાથી કરશે.

હિંદુસ્થાનની હાલની પરિસ્થિતિમાં ઇંગ્લૅંડના ઇતિહાસનું જ્ઞાન હોવું એ ઘણું આવશ્યક છે. જગતમાં ઘણાખરા મુખ્ય મુખ્ય દેશોની રાજ્ય-ઘટના અને પ્રતિનિધિતત્વવાળી સંસ્થાઓ ઇંગ્લૅંડની પાર્લમેન્ટના ધોરણ ઉપર પોતાની સ્થિતિને અનુરુપ થોડા ઘણા જરૂરી ફેરફાર કરી સ્થાપિત કરવામાં આવી છે; અને હિંદુસ્થાનમાં પણ ઇંગ્લૅંડનાજ ધોરણ ઉપર પ્રતિનિધિતત્વવાળી સંસ્થા અને જવાબદાર રાજ્યપદ્ધત્તિ સ્થાપન કરવાની શરૂઆત થઈ છે. ત્યારે એ સંજોગોમાં ઇંગ્લંડનો ઇતિહાસ અને ત્યાંની રાજ્યઘટનાની ઉત્ક્રાંતિનું વૃતાંત પ્રત્યેક સુશિક્ષિત ગૃહસ્થના અવલોકનમાં આવે એ ઇષ્ટ છે. ઇંગ્લૅંડના ઇતિહાસપર અંગ્રેજી ભાષામાં અનેક ઉત્કૃષ્ટ ગ્રંથો રચાયા છે. પણ તે પ્રત્યક્ષ વાચવા વિદ્યાર્થીઓ અને સામાન્ય વાચક વર્ગને માટે શક્ય નથી. તેથી ઇંગ્લૅંડના ઇતિહાસપર એકાદ પુસ્તક મરાઠી ભાષામાં લખાય તો તે સામાન્ય વાચક વર્ગને અને વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એમ લાગવાથી મેં આ પુસ્તક લખી પ્રસિધ્ધ કરવાની હિંમત કરી છે. તેમજ મુંબઈ અને ગુજરાતની હાઇસ્કૂલોમાં શીખતા ગુજરાતી વિદ્યાર્થીઓ પણ આ પુસ્તકનો લાભ લઈ શકે એ હેતુથી મુંબઈની ગોકુળદાસ તેજપાલ હાઇસ્કૂલના મદદનીશ શિક્ષક રા. એન. એચ. મહેતાની પાસે મેં મારા મરાઠી પુસ્તકનું આ ગુજરાતી ભાષાન્તર કરાવ્યું છે. મારો આ પ્રયત્ન વાચક વર્ગને પસંદ પડશે એવી આશા છે.

આ ભાષાન્તર તૈયાર થઈ રહ્યા પછી સ્કૂલ લીવીંગ પરીક્ષા માટે નક્કી થયેલા ઈંગ્લૅંડના ઇતિહાસના અભ્યાસક્રમમાં થોડો ફેરફાર કરવામાં આવ્યો છે. એ નવીન અભ્યાસક્રમ પ્રમાણે "ધાર્મિક સુધારાની ચળવળ, ઈંગ્લૅંડનું સમુદ્રપર ઉપરીપણું, ટયૂડરવંશના રાજ્યકર્તાઓની અનિયંત્રિત-સત્તા, સ્ટુઅર્ટવંશની કારકીર્દીમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે કલહ, ઈંગ્લૅંડમાં ૧૬૮૮ની સાલમાં થયેલી રાજ્યક્રાંતિ, અને તેથી ઈંગ્લૅંડની રાજ્યઘટનામાં થયેલો ફેરફાર, હૅનોવરવંશની કારકીર્દીમાં (૧૯૦૦ સુધી) પાર્લમેન્ટની ચઢતી અને સત્તાની વૃદ્ધિ, અને ઈંગ્લૅંડનો યુરોપનાં મોટાં મોટાં રાજ્યો સાથેનો સંબંધ," એ બાબતો ઉપર વિશેષ લક્ષ આપવાનું છે. તેજ પ્રમાણે ઈંગ્લૅંડની રાજ્યઘટનાની ઉત્ક્રાંતિ, રાજા, આમની સભા અને ઉમરાવોની સભા, એ બધા વચ્ચેનો પરસ્પર સંબંધ, ઈંગ્લૅંડની હાલની રાજ્યઘટના અને કૅબિનેટ પદ્ધત્તિની ઉત્ક્રાંતિ વિગેરે બાબતોની માહિતી વિદ્યાર્થીઓએ મેળવવાની છે. ત્યારે ઉપલી બધી બાબતો સંબંધી માહિતી મેળવવામાં આ પુસ્તક ઘણું ઉપયોગી થશે એવો ભરોસો રાખવામાં આવે છે.

અંગ્રેજી ભાષામાં ઈંગ્લૅંડના ઇતિહાસ ઉપર ઘણા ઉત્તમ ગ્રંથો લખાયા છે, તે પૈકી વિશેષ કરીને ટાઉટ, મૅરિઅટ, ઓમૅન, હેસલ, વૅાર્નર, માર્ટિન, ટૅસવેલ, લૅંગમેડ, ગ્રીન, ઇગર્ટન, કીથ, વિગેરે વિદ્વાન લેખકોના ગ્રંથોનો આ પુસ્તક લખવામાં મેં ઘણો ઉપયોગ કર્યો છે તે બદલ હું તેમનો અત્યંત ઋણી છું. આ પુસ્તકમાં આવેલાં ઈંગ્લિશ, જર્મન, ફ્રેન્ચ, વિગેરે યુરોપી ભાષાનાં વિશેષ નામોના ઉચ્ચાર વેબસ્ટરના શબ્દકોશમાં આપેલા ઉચ્ચાર પ્રમાણે આપવામાં આવ્યા છે.

આ પુસ્તક રચવામાં મુંબઈની સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજના પ્રો. વી. પી. બોકીલ, એમ. એ., એસ. ટી. સી. ડી., અને પ્રો. એ. એમ. મોદી, એમ. એ., એસ. ટી. સી. ડી., મારા મિત્ર ફરગ્યુસન કૉલેજના ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર રા. રા. ડી. જી. કર્વે, એમ. એ., અને નાશિક હાઇ સ્કૂલના શિક્ષક રા. રા. જી. બી. ગાનૂ, બી. એ., એઓએ જે ઉપયોગી સૂચનાઓ મને કરી છે તે માટે હું તેમનો અત્યંત આભારી છું.

મુંબઈની ગોકુળદાસ તેજપાળ હાઈ સ્કૂલના શિક્ષક રા. રા. એન. એચ. મહેતાએ મારા મરાઠી પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરી આપ્યું છે, તેમનો પણ હું આભાર માનું છું. મુંબઈની મૅક્‌મિલન કંપનીએ ચિત્રોના બ્લૉકો આપી આ પુસ્તક સચિત્ર પ્રસિદ્ધ કર્યું છે તે માટે તેમનો હું આભાર માનુંછું. તેમજ પુણાના બાલોદ્યાન પ્રેસના માલીક રા. સહસ્ત્રબુધ્ધેએ આ પુસ્તક માટે નકશાઓના બ્લૉકો તૈયાર કરાવી આપ્યા તે માટે તેમનો પણ હું આભારી છું.

આંબરાઈ કૅમ્પ,
ડેક્કન જીમખાના
પોસ્ટઑફિસ,
પુણા, તા. ૨૦ જૂન ૧૯૨૬

પરશુરામ હરિ બર્વે

# અનુક્રમણિકા

# ઈંગ્લૅંડનો અર્વાચીન ઇતિહાસ

## મહત્વની બીનાઓની સાલ

| | |
|---|---|
| ઇ. સ. પૂર્વે. ૫૫ | સીઝરની ઇંગ્લૅંડપર સ્વારી |
| ઈ. સ. ૪૧૦ | ઈંગ્લૅંડમાંથી રેમન સૈન્યો પાછાં ગયાં |
| ,, ૫૯૭ | ઇંગ્લૅંડમાં ખ્રિસ્તી ધર્મની સ્થાપના |
| ,, ૧૦૬૬ | ઇંગ્લૅંડમાં નૉર્મન વંશની સ્થાપના |
| ,, ૧૨૧૫ | મૅગ્ના ચાર્ટાપર જૉનની સહી |
| ,, ૧૨૯૫ | પહેલી સંપૂર્ણ પાર્લમેન્ટ |
| ,, ૧૪૫૫ | ગુલાબના વિગ્રહોની શરૂઆત |
| ,, ૧૪૮૫ | માર્કેટ બૉસ્વર્થની લડાઈ-ટ્યૂડર વંશની સ્થાપના |
| ,, ૧૪૯૨ | કોલમ્બસે અમેરિકા શોધી કાઢ્યો |
| ,, ૧૪૯૪ | પૉઇનિંગ્સનો કાયદો |
| ,, ૧૫૩૪ | ઍક્ટ ઑફ સુપ્રીમસી-સર્વોપરીપણાનો કાયદો |
| ,, ૧૫૪૯ | સામાન્ય પ્રાર્થનાનું ૧લું પુસ્તક તૈયાર થયું |
| ,, ૧૫૫૯ | ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી અને ૨જો ઍક્ટ ઑફ સુપ્રીમસી |
| ,, ૧૫૭૦ | પોપ ૫મા પાયસે ઇલિઝાબેથને ધર્મ-બહિષ્કૃત કરી |
| ,, ૧૫૮૭ | સ્કૉટલૅંડની રાણી મેરીને ફાંસી દેવામાં આવી |
| ,, ૧૫૮૮ | સ્પેનના અજય્ય અરમારનો પરાજય |
| ,, ૧૬૦૦ | ઇસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના |
| ,, ૧૬૦૨ | ડચ ઇસ્ટ ઇંડિયા કંપનીઓનું એકીકરણ |
| ,, ૧૬૨૦ | ન્યૂ ઇંગ્લૅંડ સંસ્થાનની સ્થાપના |
| ,, ૧૬૨૮ | પિટિશન ઑફ રાઇટ્સ નામનો કાયદો થયો |
| ,, ૧૬૩૭ | શિપમની-નૌકાકર |
| ,, ૧૬૩૮ | જૉન હૅમ્પડનનો મુકદ્દમો |

| | | |
|---|---|---|
| ઈ. સ. | ૧૬૪૦ | લૉંગ પાર્લમેન્ટની બેઠકની શરૂઆત |
| ,, | ૧૬૪૨–૧૬૪૯ | ૧લા ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે યુધ્ધ |
| ,, | ૧૬૫૧ | નૌકાયાનનો કાયદો (Navigation Act) |
| ,, | ૧૬૫૨–૧૬૫૪ | ૧લો ડચ વિગ્રહ |
| ,, | ૧૬૬૦ | ૨જો નૌકાયાનનો કાયદો, ચાર્લ્સ બીજાના વખતમાં |
| ,, | ૧૬૬૫–૧૬૬૭ | ૨જો ડચ વિગ્રહ |
| ,, | ૧૬૬૭ | બ્રેડાની સંધિ |
| ,, | ૧૬૭૦ | ડોવરની ગુપ્ત સંધિ |
| ,, | ૧૬૭૩ | ટેસ્ટ ઍક્ટ કાયદો પસાર થયો. |
| ,, | ૧૬૭૯ | હેબીઅસ કૉર્પસ ઍક્ટ પસાર થયો. |
| ,, | ૧૬૮૮ | ઑરેન્જનો વિલિઅમ ઈંગ્લૅંડ આવ્યો |
| ,, | ૧૬૮૮ | ૨જો જેમ્સ રાજપાટ છોડી ઈંગ્લૅંડમાંથી નાસી ગયો |
| ,, | ૧૬૮૮ | ઈંગ્લૅંડમાં રાજ્યક્રાંતિ |
| ,, | ૧૬૮૯ | બિલ ઑફ રાઈટ્સ કાયદો પસાર થયો. |
| ,, | ૧૬૯૪ | બૅંક ઑફ ઇંગ્લૅંડની સ્થાપના |
| ,, | ૧૬૯૪ | ટ્રાઈનીઅલ ઍક્ટ કાયદો થયો |
| ,, | ૧૭૦૦ | સ્પેનનો રાજા ૨જો ચાર્લ્સ મરણ પામ્યો |
| ,, | ૧૭૦૧ | ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ પસાર થયો |
| ,, | ૧૭૦૨–૧૭૧૩ | સ્પેનની ગાદીના વારસાનું યુધ્ધ |
| ,, | ૧૭૦૭ | ઈંગ્લૅંડ અને સ્કૉટલૅંડની સંયુક્ત પાર્લમેન્ટ |
| ,, | ૧૭૧૩ | યુટ્રેચની સંધિ |
| ,, | ૧૭૧૬ | સેપ્ટીનીઅલ કાયદો થયો |
| ,, | ૧૭૨૧–૧૭૪૨ | ૧લા મુખ્ય પ્રધાન વૉલપોલની કારકીર્દી |
| ,, | ૧૭૪૦–૧૭૪૮ | ઑસ્ટ્રિયાની ગાદીના વારસાનો વિગ્રહ |
| ,, | ૧૭૫૬–૧૭૬૩ | સપ્તવાર્ષિક યુધ્ધ |
| ,, | ૧૭૭૩ | રેગ્યુલેટિંગ ઍક્ટ પસાર થયો |
| ,, | ૧૭૭૫–૧૭૮૩ | અમેરિકન સંસ્થાનોની સ્વતંત્રતાની લડાઈ |

 

| | |
|---|---|
| ઈ. સ. ૧૭૮૪ | પિટનું હિંદુસ્થાન વિષે બિલ |
| ,, ૧૭૮૯ | ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ |
| ,, ૧૭૯૧ | પિટનો કૅનેડાની રાજવ્યવસ્થા વિષે કાયદો |
| ,, ૧૭૯૩–૧૮૦૨ | નેપોલીઅન સાથે યુધ્ધ |
| ,, ૧૮૦૦ | ઈંગ્લિશ અને આઇરિશ સંયુક્ત પાર્લમેન્ટ |
| ,, ૧૮૦૨–૧૮૧૫ | નેપોલીઅન સાથે યુધ્ધ |
| ,, ૧૮૦૭ | બ્રિટિશ રાજ્યમાં ગુલામના વેપારની બંધી |
| ,, ૧૮૧૫ | વૉટરલૂની લડાઇ |
| ,, ૧૮૨૯ | આયર્લૅંડમાં રોમન કૅથૉલિકોને રાજ્યદ્વારી છૂટ |
| ,, ૧૮૩૨ | પાર્લમેન્ટના સુધારાનો ૧લો કાયદો |
| ,, ૧૮૩૩ | બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરીની બંધી |
| ,, ૧૮૩૮ | કૅનેડાની રાજ્યવ્યવસ્થા વિષે ડરહામનો રીપોર્ટ |
| ,, ૧૮૪૬ | અનાજપરનો કર રદ |
| ,, ૧૮૫૦–૧૮૫૫ | ઑસ્ટ્રેલીઆના સંસ્થાનોને સ્વરાજ્ય મળ્યું |
| ,, ૧૮૫૨ | ન્યુઝીલૅંડને સ્વરાજ્ય |
| ,, ૧૮૫૪–૧૮૫૬ | ક્રીમીઆની લડાઈ |
| ,, ૧૮૫૬ | પૅરિસની સંધિ |
| ,, ૧૮૫૮ | હિંદુસ્થાનનો કારભાર બ્રિટિશ સરકારે પોતાના હાથમાં લીધો. વિક્ટોરીઆ રાણીનો ઢંઢેરો |
| ,, ૧૮૬૭ | બ્રિટિશ પાર્લમેન્ટના સુધારાનો ૨જો કાયદો |
| ,, ૧૮૬૭ | કૅનેડાના સંસ્થાનોનું એકીકરણ અને ત્યાંની રાજ્યવ્યવસ્થાનો કાયદો |
| ,, ૧૮૭૦ | ફ્રૅંકો-જર્મન વિગ્રહ |
| ,, ૧૮૭૮ | બર્લિનનું તહનામું |
| ,, ૧૮૮૪–૧૮૮૫ | બ્રિટિશ પાર્લમેન્ટના સુધારાનો ૩જો કાયદો |
| ,, ૧૮૮૫ | હિંદી રાષ્ટ્રીય સભાની સ્થાપના. Indian National Congress |

| | | |
|---|---|---|
| ઈ. સ. | ૧૮૯૯–૧૯૦૨ | બ્રિટન-બોઅર વિગ્રહ |
| ,, | ૧૯૦૦ | સંયુક્ત ઑસ્ટ્રેલીઆની સ્થાપના |
| ,, | ૧૯૦૪–૧૯૦૫ | રૂસો–જાપાની વિગ્રહ |
| ,, | ૧૯૧૦ | સંયુક્ત દક્ષિણ આફ્રિકા |
| ,, | ૧૯૧૧ | પાર્લમેન્ટરી ઍક્ટ–ઉમરાવની સભાની સત્તા મર્યાદિત થઈ. પાર્લમેન્ટ માટે ૫ વર્ષનો કાયદો |
| ,, | ૧૯૧૪–૧૯૧૮ | મહાયુધ્ધ |
| ,, | ૧૯૧૬–૧૯૨૨ | લૉઇડ જ્યૉર્જનું મિશ્ર પ્રધાનમંડળ |
| ,, | ૧૯૧૮ | ઇંગ્લૅંડમાં મતાધિકારનો વિસ્તાર |
| ,, | ૧૯૧૯ | હિંદુસ્થાનની રાજ્યઘટનામાં સુધારાનો કાયદો |
| ,, | ૧૯૧૯ | વરસેલ્સની સંધિ |
| ,, | ૧૯૨૦ | આયર્લૅંડના બે વિભાગ–ઉત્તર અને દક્ષિણ |
| ,, | ૧૯૨૨ | આઇરિશ ફ્રી સ્ટેટ ઍક્ટ પાસ થયો |
| ,, | ૧૯૨૪ | રૅમ્સે મૅકડોનલ્ડનું ૧લું મજૂર પ્રધાનમંડળ |
| ,, | ૧૯૨૪ | બૅાલ્ડવિનનું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ |

# ૧૭૨૧ પછીનાં પ્રધાનમંડળો

| | | | |
|---|---|---|---|
| ૧૭૨૧–૧૭૪૨ | વૉલ્પોલનું | પ્રધાનમંડળ | (વ્હિગ) |
| ૧૭૪૨–૧૭૪૪ | કાર્ટરેટનું | પ્રધાનમંડળ | (વ્હિગ) |
| ૧૭૪૪–૧૭૫૪ | પેલહૅમનું | પ્રધાનમંડળ | (વ્હિગ) |
| ૧૭૫૪–૧૭૫૬ | ન્યૂકૅસલનું | પ્રધાનમંડળ | (વ્હિગ) |
| ૧૭૫૬–૧૭૫૭ | ડેવનશાયરનું | પ્રધાનમંડળ | (વ્હિગ) |
| ૧૭૫૭–૧૭૬૧ | પિટ અને ન્યૂકૅસલનું | પ્રધાનમંડળ | (વ્હિગ) |
| ૧૭૬૧–૧૭૬૩ | બ્યૂટનું મિશ્ર | ,, | (વ્હિગ અને ટોરી) |
| ૧૭૬૩–૧૭૬૫ | ગ્રેનવિલનું | ,, | (વ્હિગ) |
| ૧૭૬૫–૧૭૬૬ | રૉકિંગહૅમનું | ,, | ,, |
| ૧૭૬૬–૧૭૬૮ | પિટ–ચૅથૅમનું | ,, | (મિશ્ર) |
| ૧૭૬૮–૧૭૭૦ | ગ્રેફ્ટનનું | ,, | ,, |
| ૧૭૭૦–૧૭૮૨ | નૉર્થનું | ,, | (ટોરી) |
| ૧૭૮૨ | રૉકિંગહૅમનું ૨ જું | ,, | (વ્હિગ) |
| ૧૭૮૨–૧૭૮૩ | શૅલબર્નનું | ,, | (મિશ્ર) |
| ૧૭૮૩ | ફૉક્સ અને નૉર્થનું | ,, | ,, |
| ૧૭૮૩–૧૮૦૧ | નાના પિટનું | ,, | (ટોરી) |
| ૧૮૦૧–૧૮૦૪ | ઍડિંગટનનું | ,, | ,, |
| ૧૮૦૪–૧૮૦૬ | નાના પિટનું ૨ જું | ,, | ,, |
| ૧૮૦૬–૧૮૦૭ | બધા પક્ષોનું | ,, | (મિશ્ર) |
| ૧૮૦૭–૧૮૦૯ | પોર્ટલૅન્ડનું | ,, | (ટોરી) |
| ૧૮૦૯–૧૮૧૨ | પરસીવલનું | ,, | ,, |
| ૧૮૧૨–૧૮૨૭ | લિવરપૂલનું | ,, | ,, |
| ૧૮૨૭ | કૅનિંગનું | ,, | ,, |
| ૧૮૨૭ | ગૉડરિચનું | ,, | ,, |
| ૧૮૨૮–૧૮૩૦ | વેલિંગટનનું | ,, | ,, |
| ૧૮૩૦–૧૮૩૪ | ગ્રેનું | ,, | (વ્હિગ) |

| | | | |
|---|---|---|---|
| ૧૮૩૪–૧૮૩૫ | પીલનું | ,, | ( કૉન્ઝરઠેટિવ ) |
| ૧૮૩૫–૧૮૪૧ | મેલબર્નનું | ,, | ( વ્હિગ ) |
| ૧૮૪૧–૧૮૪૬ | પીલનું | ,, | ( કૉન્ઝરવેટિવ ) |
| ૧૮૪૬–૧૮૫૨ | રસેલનું | ,, | ( લિબરલ ) |
| ૧૮૫૨ | ડર્બી અને ડીઝરાયલીનું | ,, | ( કૉન્ઝરવેટિવ ) |
| ૧૮૫૨–૧૮૫૫ | ઍબર્ડીનનું | ,, | ( મિશ્ર ) |
| ૧૮૫૫–૧૮૫૮ | પામર્સ્ટનનું | ,, | ( લિબરલ ) |
| ૧૮૫૮–૧૮૫૯ | ડર્બી–ડીઝરાયલીનું ૨ જું | ,, | ( કૉન્ઝરવેટિવ ) |
| ૧૮૫૯–૧૮૬૫ | પામર્સ્ટનનું ૨ જું | ,, | ( લિબરલ ) |
| ૧૮૬૫–૧૮૬૬ | રસેલનું | ,, | ,, |
| ૧૮૬૬–૧૮૬૮ | ડર્બી–ડીઝરાયલીનું ૩ જું | ,, | ( કૉન્ઝરવેટિવ ) |
| ૧૮૬૮–૧૮૭૪ | ગ્લૅડસ્ટનનું ૧ લું | ,, | ( લિબરલ ) |
| ૧૮૭૪–૧૮૮૦ | ડીઝરાયલીનું | ,, | ( કૉન્ઝરવેટિવ ) |
| ૧૮૮૦–૧૮૮૫ | ગ્લૅડસ્ટનનું ૨ જું | ,, | ( લિબરલ ) |
| ૧૮૮૫–૧૮૮૬ | સૉલ્સબરી | ,, | ( કૉન્ઝરવેટિવ ) |
| ૧૮૮૬ | ગ્લૅડસ્ટનનું ૩ જું | ,, | ( લિબરલ ) |
| ૧૮૮૬–૧૮૯૨ | સૉલ્સબરીનું ૧ લું | ,, | ( યુનિઅનિસ્ટ ) |
| ૧૮૯૨–૧૮૯૪ | ગ્લૅડસ્ટનનું ૪ થું | ,, | ( લિબરલ ) |
| ૧૮૯૪–૧૮૯૫ | રોઝબરીનું | ,, | ,, |
| ૧૮૯૫–૧૯૦૨ | સૉલ્સબરીનું ૨ જું | ,, | ( યુનિઅનિસ્ટ ) |
| ૧૯૦૨–૧૯૦૫ | બાલફરનું | ,, | ,, |
| ૧૯૦૫–૧૯૦૮ | કૅમ્પબેલ બૅનરમૅનનું | ,, | ( લિબરલ ) |
| ૧૯૦૮–૧૯૧૫ | ઍસકિવથનું | ,, | ,, |
| ૧૯૧૫–૧૯૧૬ | ઍસકિવથનું | ,, | ( મિશ્ર ) |
| ૧૯૧૬–૧૯૨૨ | લૉઇડ જ્યૉર્જનું | ,, | ,, |
| ૧૯૨૨–૧૯૨૩ | બૉનર લૉનું | ,, | ( કૉન્ઝરવેટિવ ) |
| ૧૯૨૩–૧૯૨૪ | બૉલ્ડવિનનું | ,, | ,, |
| ૧૯૨૪ જાનેવારીથી અક્ટોબર–મૅકડોનલ્ડનું | | ,, | ( મજૂર ) |
| ૧૯૨૪ નવેમ્બરથી–બૉલ્ડવિનનું ૨ જું | | ,, | ( કૉન્ઝરવેટિવ ) |

# ઇંગ્લૅંડનો અર્વાચીન ઇતિહાસ

## પ્રકરણ ૧ લું

### વિષય પ્રવેશ

ઇ. સ. પૂર્વે ૫૫, જુલીઅસ સીઝરની ઇંગ્લૅંડ પર સ્વારી.—ઇ. સ. ૪૧૦, ઇંગ્લૅંડમાંથી રોમન સૈન્યનું પાછું ફરવું.—ઇ. સ. ૪૪૯, ઍંગલ, સૅક્સન, જ્યુટ વગેરે લોકો ઇંગ્લૅંડપર સ્વારી કરવા લાગ્યા.—ઇ. સ. ૫૯૭, ઇંગ્લૅંડમાં ખ્રિસ્તી ધર્મના પ્રચારનું શરૂ થવું.—ઇ. સ. ૮૩૩, ડેન લોકોની ઇંગ્લૅંડપર સ્વારી.—ઇ. સ. ૧૦૬૬, નૉર્મન લોકોનું ઇંગ્લૅંડ જીતી લેવું.—ઇ. સ. ૧૨૧૫, મૅગ્ના ચાર્ટા નામની રાજ્યદ્વારી સનદ પ્રજાએ રાજા પાસેથી મેળવી.—ઇ. સ. ૧૨૯૫, હાલના જેવી સંપૂર્ણ પાર્લમેન્ટની પ્રથમ સ્થાપના—ઇ. સ. ૧૩૩૮, શતવાર્ષિક વિગ્રહની શરૂઆત.—ઇ. સ. ૧૪૫૫, ગુલાબના વિગ્રહોની શરૂઆત.—ઇ. સ. ૧૪૮૫, ટયૂડર વંશની સ્થાપના.

પ્રાચીન, મધ્ય અને અર્વાચીન યુગો એવી ત્રણ પ્રકારના ઇતિહાસના વિભાગ કરવાની પ્રથા ચાલે છે. ઇતિહાસકારોએ ઇંગ્લૅંડના ઇતિહાસના પણ એવા ત્રણ પ્રકારના વિભાગ પાડયા છે. ઇ. સ.ના પંદરમા સૈકાને અંતે ઇંગ્લૅંડમાં આંતર મુલ્કી વિગ્રહોની સમાપ્તિ થઇ અને ટયૂડર વંશની આપઅખત્યારી સત્તાની સ્થાપના થઈ ત્યારથી ઇંગ્લૅંડના અર્વાચીન ઇતિહાસની શરૂઆત થાય છે. એજ અરસામાં

યુરોપનાં મોટાં મોટાં રાજ્યોમાં ગ્રીસ અને રોમની વિદ્યાકળાનું પુનરજીવન થઈ લોકોના આચારવિચાર, ધર્મવિચાર અને નીતિરીતિમાં એક મહાન પલટો થવા લાગ્યો. આ નવીન વિચારક્રાન્તિની અસર ઇંગ્લૅંડપર પણ થયા વગર રહી નહિ. ઉપર કહ્યા પ્રમાણે આંતરમુલ્કી વિગ્રહો બંધ થયા, ટયૂડર વંશની સ્થાપના થઈ, આપઅખત્યારી રાજ્યસત્તા રાજાઓના હાથમાં આવી, નવીન વિચારક્રાન્તિએ ઇંગ્લંડના લોકના આચારવિચાર, ધર્મ અને નીતિરીતિમાં જબરદસ્ત ફેરફાર કર્યો, એ બાબતો ધ્યાનમાં લઈ ઇંગ્લંડના અર્વાચીન ઇતિહાસનો આરંભ ટયૂડર વંશની સ્થાપનાથી કરીએ તેમાં કંઈ ખોટું નથી. માટે આ પુસ્તકમાં ઇંગ્લૅંડનો અર્વાચીન ઇતિહાસ ટયૂડર વંશથી આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ઇંગ્લૅંડનો અર્વાચીન ઇતિહાસ આપતાં પહેલાં ટયૂડર વંશની સ્થાપના પૂર્વેના ઇતિહાસનો ટુંકો સાર અત્રે આપવા યોજેલો છે.

**બ્રિટનના મૂળ રહેવાસી**—આજથી બે હજાર વર્ષ ઉપર ઇંગ્લૅંડ એક અપ્રસિદ્ધ દેશ હતો. ત્યાં બ્રિટન નામની જાતના લોક રહેતા હતા. એ લોકોને સુધારાની ગંધ પણ લાગી નહોતી. તેઓના આચારવિચાર અને રહેણીકરણી તદ્દન જંગલી હતાં. દેશ નાનાં નાનાં ઘણાં રાજ્યોમાં વહેંચાઈ ગયો હતો, અને તે રાજ્યો માંહોમાંહે પરસ્પર લડયાં કરતાં હતાં. ઇંગ્લૅંડની આવી સ્થિતિ જાણી તે કાળના મહાન રોમના સામ્રાજ્યના જગવિખ્યાત સરદાર જુલીઅસ સીઝરને ઇંગ્લંડ દેશ જીતી લઈ તેને રોમના સામ્રાજ્યનું એક અંગ બનાવવાની ઇચ્છા થઈ. યુરોપના ઘણાખરા દેશો તો અત્યાર પૂર્વે રોમનાં રાજ્યનાં અંગ કયારનાંએ થઈ ચૂકયાં હતાં. ઇંગ્લૅંડને પણ તેમાં દાખલ કરવુંજ જોઈએ એવા ઠરાવથી મહાન સેનાપતિ જુલીઅસ સીઝરે ઇ. સ. પૂર્વે ૫૫ની સાલમાં બ્રિટનપર સ્વારી કરી, તેને જીતી લઇ રોમની સત્તા નીચે આણ્યો.

**રોમન લોકોની બ્રિટનપર સત્તા**—તોપણ ત્યાર પછી આસરે સો વર્ષ સુધી રોમન લોકો મોટી સંખ્યામાં બ્રિટનમાં આવી રહ્યા નહોતા. પણ પછી તેઓ મોટી સંખ્યામાં આવવા લાગ્યા,

અને ઠેકાણે ઠેકાણે પોતાનાં સંસ્થાનો સ્થાપવા લાગ્યા. સંસ્થાનોનાં રક્ષણાર્થે તેઓએ ત્યાં કિલ્લા બાંધ્યા, અને એક સંસ્થાનેથી બીજે સંસ્થાને જવા માટે પાકી સડકો બાંધી. રોમન લોકના સમાગમથી અને રોમન સંઘટનાઓથી ઇંગ્લૅંડના દેશીઓને ઘણો ફાયદો થયો. ઉદ્યોગ, ધંધા, વ્યાપાર અને ખેતીના વિષયોમાં રોમન લોકોનું જ્ઞાન ઘણા ઉંચા પ્રકારનું હોવાથી અને તે જ્ઞાન ઇંગ્લૅંડમાં દાખલ થવાથી દેશીઓને ઘણો લાભ થવા લાગ્યો. બ્રિટન લોક શહેરો કે ગામો બાંધી રહી જાણતા નહોતા; તેઓ નાનાં નાનાં ખેતરોમાં ઝુંપડાં બાંધી રહેતા. પણ રોમન રાજ્યસત્તા જામ્યા પછી જુદે જુદે ઠેકાણે મોટાં મોટાં શહેરો અસ્તિત્વમાં આવવા લાગ્યાં. ઠેકાણે ઠેકાણે જંગલોનો નાશ કરી તે જમીન ખેડાણ કરવા લાગ્યા, અને ઉદ્યોગ ધંધા અને વેપાર રોજગાર ધમધોકાર ચાલવા લાગ્યાં.

**ઇંગ્લૅંડમાંથી રોમન સૈન્યો ચાલી જાય છે (૪૧૦)**—આવી રીતે ઇ. સ. પૂર્વે ૫૪ની સાલ પછી લગભગ ચાર સૈકા સુધી ઇંગ્લૅંડપર રોમની રાજ્યસત્તા રહી. પછી ઇ. સ. ૪૧૦માં ઇંગ્લૅંડ સાથનો પોતાનો સંબંધ રોમને તોડવો પડ્યો. રોમન સામ્રાજ્યનું કેંદ્રસ્થાન જે ઇટલી તે પર મધ્ય યુરોપમાંથી ગૉથ, હૂણ, વૅંડલ વગેરે જંગલી પ્રજાનાં ટોળેટોળાં તૂટી પડવા લાગ્યાં. ત્યારે પોતાના દેશના રક્ષણાર્થે દેશ દેશાવરથી રોમન લશ્કરોને પાછાં બોલાવી લેવાં પડ્યાં. આ કારણથી ઇ. સ. ૪૧૦ને સુમારે રોમન સૈન્ય રોમના રક્ષણાર્થે ઇંગ્લૅંડમાંથી ગયા પછી ઇંગ્લૅંડના મૂળ રહેવાસી બ્રિટન લોકની સ્થિતિ ઘણી કફોડી થઈ રહી. તેઓ નિરાધાર અને નિરાશ્રિત થઈ ગયા. તેઓના પોતાના કોઈ રાજ્યો કે રાજાઓ હતા નહિ. તેઓ પાસે સૈન્યો કે દરીઆઇ અરમારો હતાં નહિ. યુરોપને પશ્ચિમ કિનારે આવેલા દેશોમાં વસતા ઍંગલ, સૅક્સન વગેરે જાતિના લોકો બ્રિટનની આવી માઠી સ્થિતિની રાહ જોતા ટાંપી રહ્યા હતા કે ક્યારે લાગ મળે એટલે બ્રિટનપર તૂટી પડી તેની ફળદ્રુપ ભૂમિનો કબજો લઇ પોતાના સંસ્થાનો સ્થાપીએ. તેથી જ્યારે રોમના સૈન્યો ઇંગ્લૅંડ ખાલી કરી ચાલી ગયાં છે એમ તેમના

જાણવામાં આવ્યું ત્યારે તેઓનાં ટોળેટોળાં ઇંગ્લૅંડપર તૂટી પડયાં અને દેશી બ્રિટન લોકોનો પરાજય કરી ઇંગ્લૅંડમાં જુદે જુદે સ્થળે પોત પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં. આ લોકો સામટા એકી વખતે બધા સાથે સ્વારી લાવ્યા નહિ. પણ દરેક જાતિ વારા ફરતી જુદે જુદે કાળે ચઢાઇ લાવી.

**જ્યુટ, ઍંગલ, સૅક્સન વગેરે લોક ઇંગ્લૅંડમાં પોત-પોતનાં રાજ્યો સ્થાપન કરે છે (૪૫૦–૬૦૦)**—તેથી ઇંગ્લૅંડમાં એક મહારાજ્ય થવાને બદલે જુદે જુદે સ્થળે નાનાં મોટાં રાજ્યો સ્થપાયાં. આ બધી જાતિમાં ઍંગલ લોકોની સંખ્યા મોટી હોવાથી બ્રિટન દેશનું નામ ઍંગલલૅંડ પડ્યું, અને ધીમે ધીમે એ નામનું રૂપાંતર થઇ હાલનું ઇંગ્લૅંડ નામ પડ્યું.

આ વખતે ઇંગ્લૅંડમાં નાનાં નાનાં ઘણાં રાજ્યો હોવાથી, અને તેઓ માંહોમાંહે લડયાં કરતાં હોવાથી દેશ એકત્ર થઇ શક્યો નહિ. પરંતુ ઇ. સ. ૫૯૭ ને સુમારે ઑગસ્ટાઇન નામનો એક ખ્રિસ્તી ધર્મોપદેશક ઇંગ્લૅંડમાં આવ્યો, અને તેણે અને તેના અનુયાયીઓએ ત્યાંના લોકોને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવા માંડી. આ પાદરી સુસંસ્કૃત અને વિદ્વાન્ હોઇ તેણે ઇંગ્લૅંડમાં વિદ્યા અને જ્ઞાનનો પ્રચાર કરવા પ્રયત્ન કરવા માંડયા. જો કે આ વખતે ઇંગ્લૅંડ નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયું હતું તોપણ બધાં રાજ્યોના લોકોમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થવાથી પ્રજાનો મોટો ભાગ એક ધર્મી થયો, એટલે તેઓમાં એકત્ર પ્રજાનો વિચાર પણ ધીમે ધીમે સ્ફુરવા લાગ્યો. અને એ ઐક્યના વિચારને મૂર્તસ્વરૂપ આપવામાં ડેન કે નૉર્થમેનોની સ્વારીઓ કારણભૂત થઇ. ઇંગ્લૅંડનાં છુટાં છુટાં રાજ્યો આ ડેન લોકોની સામા થવા અશક્ત હતાં. પણ જો બધાં રાજ્યો ઐક્ય કરે તો ડેન લોકોના હુમલા મારી હઠાવી શકાય એવો વિચાર દરેક રાજ્યને થવા લાગ્યો. ઇંગ્લૅંડની મૂળ પ્રજા એક જાતિ અને એક ધર્મી હોવાથી ઐક્ય થવામાં કંઇ અડચણ આવે એમ હતું નહિ. આ વખતે ઑલ્ફ્રેડ નામનો રાજા બહાર પડ્યો, અને તેણે ડેન લોકોની સામે ટક્કર ઝીલવા કમ્મર કસી.

**ઍલ્ફ્રેડની સરદારી નીચે ઇંગ્લૅંડના લોક ડેન લોકોનો પ્રતિકાર કરે છે**—યુરોપમાં નૉર્વે, સ્વીડન અને ડેનમાર્ક દેશોમાંથી આ ડેન કે નૉર્થમેનો આવ્યા હતા. તેઓએ ઇંગ્લૅંડપર સ્વારી કરી ઍલ્ફ્રેડના અમલ નીચેના વેસેક્સ પ્રાન્ત સિવાય બીજાં સઘળાં ઍંગ્લો સૅક્સન રાજ્ય હસ્તગત કરી લીધાં. ત્યાર પછી તેઓએ ખુદ વેસેક્સ પર સ્વારી કરી. આ સ્વારી મારી હઠાવવાનું કામ ઍલ્ફ્રેડ પર આવી પડ્યું. પણ ઍલ્ફ્રેડ હિંમત હાર્યો નહિ. ઘણાંખરાં ઍંગ્લો સૅક્સન રાજ્યો ડેન લોકોએ કબજે કરી લીધેલાં હોવાથી ત્યાંની પ્રજાઓ ઍલ્ફ્રેડને પોતાનો નેતા સમજવા લાગી, અને તેને મદદ કરવા તત્પર થઈ. તેમની મદદથી ઍલ્ફ્રેડ ડેન લોકોનો પરાભવ કરી શક્યો. તેઓનો પરાભવ કર્યા પછી ઇંગ્લૅંડના સૈન્યની રચના મક્કમ પાયા પર કરી અને એક અરમાર ઉભી કરી ઇંગ્લૅંડના હાલના પ્રચંડ નૌકાસૈન્ય બળનો પાયો નાંખ્યો અને અગત્યના શહેરોનાં રક્ષણાર્થે કિલ્લેબંધી કરી.



મહાન્ ઍલ્ફ્રેડ

**ડેન લોકો ઇંગ્લૅંડમાં પોતાનાં રાજ્ય સ્થાપે છે**—ઍલ્ફ્રેડે ઇંગ્લૅંડને એકત્ર કરી દેશમાં ઘણા સુધારા કર્યા. તેની કારકીર્દી દરમ્યાન ઇંગ્લૅંડ એક પ્રબળ રાષ્ટ્ર બનવા પામ્યું. પણ તેના પછીના રાજ્યકર્તાઓ નબળા નીવડવાથી ડેન લોકો ઇંગ્લૅંડપર પાછી સ્વારીઓ કરવામાં ફાવ્યા. આ વખતે આખા દેશપર તેઓ પોતાનું રાજ્ય સ્થાપી શક્યા. ડેન રાજ્યકર્તાઓમાં એક કૅન્યૂટ નામે રાજા

થયો. તેણે સારી રીતે રાજ્ય કરી ઈંગ્લૅંડમાં ઘણા સુધારા દાખલ કર્યા. પણ કૅન્યૂટ પછીના ડેન રાજાઓ નિર્બળ હોવાથી દેશમાં પાછી અસ્વસ્થતા પ્રસરી અને ઠેકાણે ઠેકાણેના અમીર ઉમરાવો રાજસત્તા સામુ બંડ કરવા લાગ્યા. ઈંગ્લૅંડમાં આવા પ્રકારની પરિસ્થિતિ જોઈને ફ્રાન્સના ઉત્તર પ્રાન્ત નૉર્મંડીના વિલિઅમ નામના સરદારે ઈંગ્લૅંડપર સ્વારી કરી. આ નૉર્મન લોકો પણ અસલ ડેનમાર્કમાંજ રહેતા હતા. જાતે ડેનજ હતા. કેટલાંક વર્ષ પૂર્વે પોતાનો મૂળ દેશ છોડી ફ્રાન્સના ઉત્તર પ્રાન્ત નૉર્મંડીમાં આવી તેઓ વસ્યા હતા.



જેતા વિલિઅમ

વિલિઅમે જ્યારે ઈંગ્લૅંડપર સ્વારી કરી ત્યારે ઈંગ્લૅંડનો રાજા હૅરૉલ્ડ તેની સામે લડ્યો, પણ હેસ્ટિંગ્સની લડાઈમાં તેની હાર થઈ અને તે માર્યો ગયો. એટલે વિલિઅમ ઈંગ્લૅંડનો રાજા થયો, અને નૉર્મન વંશની સ્થાપના થઈ (ઈ. સ. ૧૦૬૬).

**ઈંગ્લૅંડમાં નૉર્મન વંશની સ્થાપના (૧૦૬૬)**—નૉર્મન વંશે લગભગ સો વર્ષ ઈંગ્લૅંડમાં રાજ્ય કર્યું. (ઈ. સ. ૧૦૬૬–૧૧૫૪). તેઓના આવવાથી ઈંગ્લૅંડના ઇતિહાસમાં મહત્વના અને કાયમના ફેરફાર થયા. પરદેશી રાજ્ય થવાથી પરદેશી અમીર ઉમરાવો આવી દેશમાં વસવા લાગ્યા. તેની અસર એ થઈ કે દેશી રાજવંશીઓ અને ઉમરાવોની સત્તા અને જોર કમી થઈ ગયાં. વિલિઅમે દેશની સઘળી જમીન રાજાની માલીકીની ગણી તે ઘણીખરી નૉર્મન ઉમરાવોને

વહેંચી આપી. અને રાજ્યની મોટા મોટા હોદ્દાની નોકરીપર નૉર્મન ઉમરાવોને નીમ્યા. આ પ્રમાણે અંગ્રેજી ઉમરાવોની સત્તા તેણે છીનવી લીધી. બીજા વિલિઅમે તેમના ઉપર નવા પ્રકારના કર મૂકી પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું. એ વંશનો ત્રીજો રાજા ૧લો હેન્રી નામનો થયો. તેણે રાજ્યના કાયદા અને રાજ્ય વ્યવસ્થામાં ઘણા સુધારા કર્યા. હેન્રી પછી સ્ટીવન નામનો નૉર્મન વંશનો ૪થો રાજા થયો. આ રાજા નબળો નીકળવાથી તેના વખતમાં ઘણા બંડો થયાં, અને આંતર મુલ્કી વિગ્રહ થયો. છેલ્લા રાજા પહેલા હેન્રીની પુત્રી મૅટિલ્ડા અને સ્ટીવન વચ્ચે ગાદીને માટે લડાઇ થઈ. ઇંગ્લૅંડ જે એક રાજાની એક પ્રજાનો દેશ થવા લાગ્યો હતો તે પાછો ભિન્ન ભિન્ન થઈ નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ જશે કે કેમ એવી ભ્રાંતિ ઉત્પન્ન થઈ. પણ મૅટિલ્ડા અને સ્ટીવન વચ્ચે એવી શરતે સલાહ થઈ કે સ્ટીવન જીવે ત્યાં સુધી રાજ્ય કરે. પણ સ્ટીવન પછી મૅટિલ્ડાનો પુત્ર ઍન્જુનો હેન્રી પ્લૅન્ટૅજીનેટ ગાદીપર આવે.

**ઇંગ્લૅંડમાં ઍંજુવંશ સ્થાપિત થાય છે (૧૧૫૪)**—તે પ્રમાણે સન ૧૧૫૪માં ઍંજુવંશનો પહેલો રાજા ૨જો હેન્રી ઇંગ્લૅંડની ગાદીપર બેઠો. આ વંશે લગભગ ૨૫૦ વર્ષ સુધી રાજ્ય કર્યું (ઇ. સ. ૧૧૫૪–૧૩૯૯). બીજો હેન્રી કાર્યકુશળ અને દૂરંદેશી હોવાથી ઇંગ્લૅંડનું ઐક્ય નષ્ટ થવા પામ્યું નહિ. આ રાજા જીતતા વિલિઅમને પગલે ચાલ્યો. તેણે ગાદીએ આવતા વાર અમીર ઉમરાવોએ જે કિલ્લાઓ બાંધ્યા હતા તે તોડી પાડવાની તેમને ફરજ પાડી, અને તેમના તાબામાં જે લશ્કરી ફોજો હતી તે હાંકી કાઢી. આમ કરી તેણે ઉમરાવોની સત્તા તોડી નાંખી. ત્યારપછી કરોની વસુલાત માટે 'એક્સચેકર' નામની કચેરીની સ્થાપના કરી. અને ન્યાયપધ્ધતિમાં પણ ઘણા ફેરફાર કર્યા. તે પૂર્વે જુદા જુદા પરગણામાં ન્યાયપધ્ધતિ જુદા જુદા પ્રકારની હતી. તેથી લોકોને ન્યાય બધે સરખો નહિ મળતો હોવાથી દેશમાં ઘણો અસંતોષ ફેલાતો. હેન્રીએ ઉમરાવો પાસેથી ન્યાયની સત્તા છીનવી લઈ તે કામ માટે નવા ન્યાયાધીશો નીમ્યા. આ અમલદારોમાંના કેટલાકને વખતો વખત ઠેકાણે ઠેકાણે ફરતા રહી

ન્યાય આપવાનું કામ સોંપવામાં આવ્યું હતું. આથી સર્વેને સરખો ન્યાય મળવા લાગ્યો, અને પ્રજામાં સંતોષ ફેલાયો. ત્યારપછી હેન્રીને ઇંગ્લૅંડના વડા ધર્માધ્યક્ષ—આર્ચબિશપ બૅકેટ સાથે કજીઓ થયો. આ કાળે આખી પ્રજામાં માત્ર ધર્માધ્યક્ષોજ ભણેલા અને વિદ્વાન હતા. તેથી રાજ્યકારભાર અને જોખમના અગત્યના હોદ્દાઓ તેમના હાથમાં હતા. ધાર્મિક તેમજ રાજદ્વારી સત્તા તેમના હાથમાં હોવાથી તેઓ એશઆરામી અને મોજીલા થયા. અને પરિણામે તેઓને હાથે ઘણા ગુનાહ થવા લાગ્યા. ૧લા વિલિઅમે એવો કાયદો કાઢયો હતો કે જે ધર્મગુરૂ ગુનોહ કરે તેની તપાસ ધર્મગુરૂઓનીજ કચેરીમાં થાય. અને ગમેતેવો ગુનોહ હોય તોપણ ધર્મગુરૂને ફાંસીની શિક્ષા તો કદી થાયજ નહિ. આ કાયદાથી ન્યાય બરાબર થતો નહિ, અને ગુનેહગાર શિક્ષામાંથી છટકી જતો. તેથી હેન્રીએ એ કાયદામાં એવો ફેરફાર કરવા માગ્યો કે દરેક ગુનેહગારના ગુનાહની તપાસ રાજ્યની સાધારણ ફોજદારી કચેરીમાંજ થવી જોઇએ. આ નવીન સુધારો ધર્મગુરૂના ગેરલાભમાં હોવાથી તેઓ સામા થયા. બૅકેટ વડો ધર્મગુરૂ હોવાથી તે પણ રાજાની સામે થયો. રાજા અને બૅકેટ વચ્ચેના આ કલહનું પરિણામ એવું આવ્યું કે રાજાના અનુયાયીઓએ નિર્દયપણે બૅકેટનું ખુન કર્યું. આ ખુનને માટે પાછળથી રાજાને ધર્માધિકારીઓની માફી માગવી પડી હતી.

બીજા હેન્રી પછી સને ૧૧૮૯માં ૧લો રિચર્ડ ગાદીપર આવ્યો. આ રાજા રાજ્યકારભાર કરતાં યુધ્ધકળામાં ઘણો કુશળ હતો. એણે પોતાની કારકીર્દિનો મોટો ભાગ એશિઆઈ તુર્કસ્તાનના પૅલેસ્ટાઇનમાં મુસલમાનો સામે ધર્મયુધ્ધ કરવામાં ગાળ્યો. પૅલેસ્ટાઇનના જેરૂસલેમ શહેરમાં ખ્રિસ્તીધર્મ સ્થાપનાર ઇસુખ્રિસ્તની કબર છે. તે શહેરનો કબજો કંઇ કાળ થયાં મુસલમાનોના હાથમાં હતો. તે શહેર તેમની પાસેથી જીતી લેવા યુરોપનાં તમામ ખ્રિસ્તી રાજ્યો જે યુધ્ધો કરતાં હતાં તે ક્રુઝેડ્સ એટલે ધર્મયુધ્ધ કહેવાય છે. રિચર્ડ પછી જૉન રાજા થયો (ઇ. સ. ૧૧૯૯). આ રાજા ઘણો ક્રુર અને બીકણુ હતો. એના વખતમાં રાજ્યમાં ઘણો અન્યાય થવા લાગ્યો, અને જુલમ પ્રવર્તિ

રહ્યો. તેણે ઘણા જુલમી કરો મૂક્યા. એના રાજ્ય દરમ્યાન ઇંગ્લૅંડનો ફ્રાન્સમાંનો ઘણોખરો મુલક ફ્રાન્સના રાજાએ જીતી લીધો. પછી જૉનને ખ્રિસ્તીઓના વડા ધર્મગુરૂ પોપ સાથે તકરાર થઈ. જૉને ધર્મગુરૂઓ ઉપર પણ કરો મૂક્યા હતા, તેથી તે વર્ગ જૉન ઉપર ગુસ્સે તો હતોજ. અને આ વખતે ઇંગ્લૅંડના વડા ધર્મગુરૂ—કૅન્ટરબરીના આર્ચબિશપની જગા ખાલી પડી. એ જગાએ પોપે એક માણસને નીમ્યો. પણ જૉનને તે પસંદ ન આવ્યો, અને તેથી તેણે બીજો માણસ નીમ્યો. આ કારણથી તેને પોપ સાથે ટંટો થયો. પોપે જૉનને ધર્મબહિષ્કૃત કર્યો, અને ઇંગ્લૅંડના બધા ધર્મગુરૂઓને ફરમાવ્યું કે દેશમાં કોઇપણ માણસ માટે લગ્ન કે મરણની કે કોઇ તરેહની ધર્મક્રિયા કરવી નહિ. એક તો તેના જુલમથી ઇંગ્લૅંડની પ્રજા કંટાળી ગઇ હતી. તેમાં પોપના આ ફરમાનથી પ્રજામાં હાહાકાર થઇ રહ્યો, એટલે અંતે જૉનને પોપને તાબે થવું પડ્યું.

જૉનના આવા અન્યાયી અને જુલમી વર્તનથી અમીર ઉમરાવ, ધર્માધિકારીઓ અને સામાન્ય વર્ગ બધાએ એકત્ર થઈ પ્રજાના હકનો એક મુત્સદ્દો તૈયાર કર્યો, અને તે ઉપર સહી કરવા જૉનને ફરજ પાડી (ઇ. સ. ૧૨૧૫). આ હકની સનદનું નામ 'મૅગ્ના ચાર્ટા'. આ સનદમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે અમીર ઉમરાવની સભાની સમ્મતિવિના રાજાથી પ્રજાપર કર મૂકી શકાય નહિ, અને કોઇપણ માણસને કાયદેસર તેની તપાસ કરી ગુનોહ સાબિત થયા વિના કેહની શિક્ષા થઈ શકે નહિ. આ સનદપર જૉને સહી કરી તો ખરી, પણ તે પ્રમાણે તે વર્ત્યો નહિ. અને અગાઉ માફક પોતાનાં જુલમી કૃત્યો તેણે ચાલુ રાખ્યાં. તેથી કંટાળી જઈ જૉનને પદભ્રષ્ટ કરવાના વિચારથી પ્રજાના નેતાઓએ ફ્રાન્સના રાજાની મદદ માંગી. પણ ફ્રાન્સનો રાજા ચઢી આવે તે પૂર્વે જૉનનું મૃત્યુ થયું.

જૉન પછી તેનો છોકરો ૩ જો હેન્રી રાજા થયો. નાની ઉમ્મરનો હોવાથી બીજા માણસોની મદદથી તે રાજ્ય કરવા લાગ્યો. એની માતા અને પત્ની ફ્રાન્સનાં હોવાથી મોસાળ અને સાસરાં તરફનાં સગાંઓ ઉપર તેણે મેહેરબાની બતાવી, તેમને જમીન અને



જૉન રાજા મૅગ્ના ચાર્ટા પર સહી કરે છે.

ઉચ્ચી નોકરી તે આપવા લાગ્યો. અને ઇંગ્લૅંડની પ્રજાપર ભારે કર મૂકયા. આવાં કૃત્યથી પ્રજાની તેનાપર ઈતરાજી થઈ. સાઈમન દ મૉન્ટફૂર્ટની સરદારી નીચે તેઓએ બળવો કર્યો, અને રાજાને લૂઈની લડાઈમાં હરાવ્યો. સાઈમન રાજ્યકારભાર પોતાના હાથમાં લઈ રાજાને નામે રાજ કરવા લાગ્યો. ઈ. સ. ૧૨૬૫માં તેણે દરેક પરગણા અને શહેરમાંથી બબ્બે પ્રતિનિધિ અને ઉમરાવો બોલાવી તેમની એક રાજસભા બનાવી, તેનું નામ 'પાર્લમેન્ટ'. ઈંગ્લૅંડની હાલની પાર્લમેન્ટની આ શરૂઆત હતી. આ પાર્લમેન્ટમાં સાઈમનના પક્ષના ઘણા માણસો હોવાથી બીજા ઉમરાવો સાઈમનની ઈર્ષ્યા કરવા લાગ્યા, અને રાજ-પુત્ર એડવર્ડ જ્યારે લશ્કર એકઠું કરી સાઈમન સામે લડવાની તૈયારી કરવા લાગ્યો ત્યારે ઘણાખરા ઉમરાવોએ તેને મદદ કરી. ઈવિશૅમ આગળ યુધ્ધ થયું, તેમાં સાઈમનનો પરાજય થયો.

હેન્રીના મરણ પછી તેનો પુત્ર ૧લો એડવર્ડ ગાદીએ આવ્યો (ઈ. સ. ૧૨૭૨). એની કારકીર્દીમાં સંપૂર્ણ પાર્લમેન્ટની સ્થાપના થઈ. રાજ્યકારભાર પ્રજાની સલાહથી કરવાના વિચારથી ૧૨૯૫ની સાલમાં દરેક પરગણા અને શહેરની પ્રજાની પસંદગીના પ્રતિનિધિઓ, ઉમરાવો અને ધર્માધ્યક્ષોની એક પાર્લમેન્ટ તેણે બોલાવી. એના વખતમાં વેલ્સ ઇંગ્લૅંડના તાબામાં આવી તેની સાથે જોડાઈ ગયું. અને એ દેશમાં ઈંગ્લૅંડનાજ કાયદાકાનૂન અને રાજ્યવ્યવસ્થા દાખલ થયાં. એનો પાટવીકુંવર વેલ્સમાં જનમેલો હોવાથી તેને પ્રિન્સ ઑફ વેલ્સનો ખિતાબ પહેલવહેલો આપવામાં આવ્યો. ત્યાર પછી ઇંગ્લૅંડના રાજાઓના પાટવીકુંવર બધા પ્રિન્સ ઑફ વેલ્સનો ખિતાબ ધરાવે છે.

૧લા એડવર્ડના વખતમાં સ્કૉટલૅંડ સાથે પણ લડાઈ શરૂ થઈ હતી, અને સ્કૉટલૅંડના રાજાએ ઇંગ્લૅંડના રાજાનું ઉપરીપણું સ્વીકાર્યું હતું. પણ પાછળથી બીજા એડવર્ડના વખતમાં સ્કૉટલૅન્ડ પાછો સ્વતંત્ર દેશ થયો.

**ઇંગ્લૅંડમાં યૉર્ક અને લૅંકેસ્ટરના પિતરાઈ પ્રતિસ્પર્ધિ કુટુંબો વચ્ચે માંહોમાંહે લડાઈ.**—૩જા એડવર્ડના અમલ દરમ્યાન ફ્રાન્સ સાથે એક યુદ્ધની શરૂઆત થઈ, તે યુદ્ધ લગભગ સો વર્ષ સુધી

ચાલ્યું, તે પરથી તે શતવાર્ષિક યુદ્ધ કહેવાય છે. ત્યાર પછી લૅંકેસ્ટર અને યૉર્ક વંશ એમ બે રાજ્ય કુટુંબ વચ્ચે ગાદીના વારસા માટે વિગ્રહ થયો. બંને રાજકુટુંબો ૩જા એડવર્ડનાં વંશજ હતાં. આ આંતર મુલ્કી વિગ્રહને ગુલાબના વિગ્રહ એવું નામ આપવામાં આવ્યું છે. કારણકે બંને પક્ષે પક્ષ ચિન્હ તરીકે સફેદ અને લાલ ગુલાબનાં ફુલ રાખ્યાં હતાં. આ લડાઈઓ દરમ્યાન પ્રજાને ઘણાં દુખો સોસવાં પડયાં હતાં. વેપાર રોજગાર અને ખેતી બંધ થયાં હતાં. દેશ વેરાન અને નિર્ધન થઇ ગયો હતો અને ઉમરાવોનો મોટો ભાગ માર્યો ગયો હતો. ઇ. સ. ૧૪૮૫માં આ વિગ્રહોનો અંત આવ્યો. છેવટે લૅંકેસ્ટર વંશના હેન્રી ટયૂડરે યૉર્ક વંશના રાજા ૩જા રિચર્ડને માર્કેટ બૉસ્વર્થની લડાઇમાં હરાવી ઈંગ્લૅંડની ગાદી પોતે હસ્તગત કરી. યૉર્ક કુળની છેલ્લી દાવેદાર ૪થા એડવર્ડની પુત્રી ઇલિઝાબેથ સાથે હેન્રીએ લગ્ન કરી ગુલાબના વિગ્રહની સમાપ્તિ કરી (ઇ. સ. ૧૪૮૫). ૭મો હેન્રી ગાદીપર આવ્યો. અને ઈંગ્લૅંડમાં એક પ્રબલ રાજસત્તા સ્થાપિત થઈ.

ઘણા જૂના કાળથી ઈંગ્લૅંડના રાજાઓ લોકનિયુકત હતા. વિટૅનગિમૉટ નામની રાજ્યસભા પોતાને યોગ્ય લાગે તેવા પુરૂષને રાજ્યપદ આપતી. નૉર્મન વંશ વખતે પણ આ રિવાજ ચાલુ રહ્યો હતો. અને મોટા મોટા ઉમરાવો અને જાગીરદારોની સમ્મતિ નવા રાજાના રાજ્યાભિષેક વખતે લેવામાં આવતી. આ પ્રમાણે લોક રાજાને પસંદ કરે પછી રાજ્યાભિષેકની ધાર્મિક વિધિ થતી. રાજા પ્રજાનો માત્ર નેતા છે એ મત પાછળથી ધીમે ધીમે ભૂલાતો ગયો, અને રાજા દેશનો સ્વામી છે એવો મત બળવતર થતો ગયો. એટલે ગાદી માટે પ્રજા પસંદગીને બદલે વંશપરંપરાના હક તરીકે રાજાઓ દાવો કરવા લાગ્યા. પણ અમીર ઉમરાવ તેમજ સામાન્ય વર્ગ રાજાઓના આવા દાવાની સામા વારંવાર થતા. રાજાની પસંદગી થયા પછી જો રાજા યોગ્ય પ્રકારે રાજ ન કરે તો પ્રજા તેને પદભ્રષ્ટ કરવાના હકનો દાવો પણ કરતી. ૩જા હેન્રી, ૨જા એડવર્ડ, ૨જા રિચર્ડ, ૧લા ચાર્લ્સ અને ૨જા જેમ્સ એ રાજાઓના દાખલા પ્રજાના આવા હકના

દ્રષ્ટાંત છે. દરેક નવાં કાયદા કે કર માટે વિટૅનગિમૉટની સમ્મતિ હોવી જોઇએ એવો રિવાજ હતો. નૉર્મન અમલ દરમ્યાન રાજાઓ મોટા મોટા ઉમરાવોને સભામાં બોલાવતા, અને તેઓ રાજકારભારનું કામ કરતા. ઉમરાવ વર્ગ ઉપરાંત વખતો વખત આમ વર્ગના પ્રતિનિધિઓને પણ રાજકાજમાં મદદ કરવાં રાજા બોલાવતા. ખાસ કરી જ્યારે પ્રજાપર નવો કર મૂકવાનો હોય ત્યારે આમ વર્ગના પ્રતિનિધિઓને બોલાવવા પડતા. કેમકે જો તેમની કબૂલાત હોય તો કરની મહેસુલ વસૂલ કરવામાં હરકત આવે નહિ. કાળેકરી આ સભાનો ઉમરાવોનો ભાગ ઉમરાવોની સભા ( House of Lords ) કહેવાયો. અને સામાન્ય વર્ગના પ્રતિનિધિઓનો ભાગ તે આમની સભા ( House of Commons ) કહેવાયો. આ બે વર્ગો ઉપરાંત ધર્માધ્યક્ષોને પણ રાજસભામાં બોલાવવામાં આવતા. આગળ જતાં ધર્માધ્યક્ષોના પ્રતિનિધિઓ અમુક સંખ્યામાં ઉમરાવોની સભામાં બેસતા થયા, અને કર નક્કી કરવાની સત્તા હળવે હળવે આમની સભાના હાથમાં આવી. આ પ્રમાણે ઉમરાવની સભા અને આમની સભા એવા બે ભાગવાળી હાલના જેવી પાર્લમેન્ટની સ્થાપના થઈ. ઉપર કહ્યા પ્રમાણે રાજાની નિમણુક કરવાનો, રાજકારભારપર દેખરેખ રાખવાનો અને રાજા જો નાદાન કે જુલમી નિવડે તો તેને પદભ્રષ્ટ કરવાનો હક પાર્લમેન્ટનો છે એમ પાર્લમેન્ટ માનતી, અને પ્રસંગ આવે તે હક અમલમાં પણ મૂકતી. કયા પ્રકારના અને કેટલા પ્રમાણમાં કર મૂકવા, કેવી કીસમના કાયદા ઘડવા, પ્રધાનો ગેરરીતિ અને જુલમથી કારભાર કરે તો દેશ દ્રોહમાટે તેમની તપાસ કરી તેમને શિક્ષા કરવી, ન્યાયાધીશો નિષ્પક્ષપાતપણે ન્યાય આપે તેની તપાસ રાખવી. ટુંકામાં, દરેક મહત્વની રાજ્યદ્વારી બાબતપર સખત દેખરેખ રાખવી, એ હક અને ફરજ રાજ્યસભાની મનાતી. ઇ. સ. ૧૨૯૫માં ૧લા એડવર્ડે બોલાવેલી પાર્લમેન્ટ હાલની પાર્લમેન્ટના ધોરણ પ્રમાણેની પહેલી પાર્લમેન્ટ મનાય છે. પરંતુ તે પૂર્વે પણ તાલુકા અને જિલ્લા સભામાં લોકના પ્રતિનિધિ સાર્વજનિક કામો કરતાં અને વહિવટના કાયદા પ્રમાણે ન્યાય મનસુબા કરતાં શીખ્યા હતા. સરદારલોક અને મધ્યમ પ્રતિના જમીનદારોના

અને મોટાં મોટાં શહેરોના પ્રતિનિધિઓ પણ ઉપર કહ્યા પ્રમાણે રાજાની પસંદગી, અભિષેક અને પ્રસંગ પડે બરતરફી કરવા તત્પર રહેતા. એ બધા હક હળવે હળવે વધારે સ્થાપિત થઇ ૧૫મા શતકના પૂર્વાર્ધમાં રાજ્યકારભારમાં પાર્લમેન્ટનું ઉપરીપણું ઠીક બેઠું હતું. પણ તે સૈકાના ઉત્તરાર્ધમાં, ૩જા ઍડવર્ડ, ૨જા રિચર્ડ અને ૪થા હેન્રીના રાજમાં જોવામાં આવેલો લોકસભાનો સ્વતંત્ર ખવાસ કમી થવા લાગ્યો. વૉર્સ ઑફ ધી રોઝીઝ--ગુલાબના વિગ્રહોના નામથી પ્રસિધ્ધ થયેલી સરદારોની માંહોમાંહેની લડાઈ વખતે લોકસભાએ જે મહત્વાકાંક્ષી રાજપુરૂષ વિજયી થાય તેને ટેકો આપવાનું સ્વાભિમાનશુન્ય ધોરણ ચાલુ કર્યું હતું. તે કારણથી ઉમરાવમંડળનું જોર વધી ગયું હતું, પણ પાછળથી આ યુધ્ધમાં ઘણા પ્રબળ સરદારો મરણ પામ્યાથી ઇંગ્લૅંડના રાજાઓનો ખરો વિરોધ કરનાર કોઈ રહ્યું નહિ. આવી રીતે ટ્યૂડરોની કારકીર્દીની શરૂઆતમાં પાર્લમેન્ટના સર્વ હક કાયમ હતા તો પણ ઉમરાવ મંડળમાંની મનુષ્યહાની અને લોકસભાની ઉદાસીનતાને લીધે રાજસત્તાને અનિયંત્રિત થવામાં સવડ પડી.

## ટ્યૂડરોની વંશાવળી

સાતમો હેન્રી ( ૧૪૮૫–૧૫૦૯ )






# પ્રકરણ ૨જું

## સાતમો હેન્રી

### (૧૪૮૫–૧૫૦૯)

૧૪૮૭ સ્ટોકની લડાઈ.—૧૪૮૭ નવી ન્યાય કોર્ટની સ્થાપના.—૧૪૯૨ અમેરિકા અને વેસ્ટઇંડીઝ ટાપુઓની શોધ.—૧૫૦૧ રાજપુત્ર આર્થરનું મરણ.

ઇંગ્લૅંડમાં ઇ. સ. ૧૪૫૫–૧૪૮૫ સુધી યૉર્ક અને લૅંકેસ્ટરના પ્રતિસ્પર્ધિ વંશો વચ્ચે જે 'વૉર્સ ઑફ ધી રોઝીઝ'–ગુલાબના વિગ્રહો નામની લડાઇઓ ચાલી રહી હતી તેને પરિણામે દેશમાં જે અંધાધુધી અને અવ્યવસ્થા પ્રસર્યાં હતાં તે ૧૪૮૫ની સાલમાં લૅંકેસ્ટર વંશના હેન્રી ટ્યૂડરે બૉસ્વર્થના યુધ્ધમાં યૉર્ક વંશ ઉપર જય મેળવ્યો તેથી દફે થઈ પાછી સર્વત્રશાંતિ પથરાઈ. એ જોઇ સર્વ લોકોનું સમાધાન થયું. એ વિગ્રહમાં લૅંકેસ્ટર પક્ષવાળાએ પોતાનું ધ્વજ-ચિહ્ન લાલ ગુલાબનું અને યૉર્ક પક્ષવાળાઓએ સફેદ ગુલાબનું રાખ્યું હતું તેથી એ વિગ્રહો ગુલાબના વિગ્રહો કહેવાયા છે. બૉસ્વર્થની લડાઇમાં જય મેળવ્યા પછી બેજ દિવસમાં હેન્રી ટ્યૂડર લંડનમાં આવ્યો, અને



૭મો હેન્રી

વિજયના હકથી અને પોતે ૩જા અડવર્ડનો વંશજ હોવાથી વંશપરંપરાના હકથી પોતે યોગ્ય વારસ છે એમ કહીને પોતાનો

રાજ્યાભિષેક કરાવ્યો અને પછી તે માટે પાર્લમેન્ટની સમ્મતિ મેળવી. હેન્રી પોતે લૅંકેસ્ટર વંશનો હતો અને ઇલિઝાબેથ એ યૉર્ક વંશના ૪થા એડવર્ડની છોકરી પ્રતિસ્પર્ધિ રાજ્યકન્યા હતી તે બે વચ્ચે વિવાહ કરવાનું નક્કી થવાથી લગ્ન થયે એ બે વેરી કુટુંબો જોડાઇ જશે એ જાણી એ લગ્ન માટે લોકો સહાનુભૂતિ બતાવવા લાગ્યા. રાજ્યપદે આવ્યા પછી તરત તો પોતાની કારકીર્દીની શરૂઆતમાં હેન્રીએ લોકનું મન દુખાય એવું એકે કામ કર્યું નહિ. બૉસ્વર્થની લડાઇમાં તેની વિરૂધ્ધ લડેલા ઘણાખરા માણસોને તેણે માફી બક્ષી. રાજ્યાભિષેક થયા પછી પાર્લમેન્ટે તે માટે સમ્મતિ આપી ત્યાર પછી ૬ માસમાં એટલે ૧૪૮૬નાં જાનેવારીની ૧૬મી તારીખે હેન્રીએ યૉર્ક વંશની રાજ્યકન્યા ઇલિઝાબેથ સાથે લગ્ન કર્યું.

આવી રીતે ટયૂડર વંશની સત્તા ઈંગ્લૅંડમાં સ્થાપિત થઈ તે ૧૬૦૩ની સાલ સુધી ટકી. છેલ્લાં ત્રીસ વર્ષ સુધી ચાલેલા મુલ્કી વિગ્રહને લીધે ઘણાખરા અમીર, ઉમરાવો અને સરદારો માર્યા ગયા હતા તેથી હેન્રીની કારકીર્દીની શરૂઆત વખતે મધ્યયુગથી ચાલી આવેલી ઉમરાવ વર્ગની સત્તા ઘણી કમી થઈ ગઇ હતી. તે સંજોગોને લીધે રાજાસત્તા પ્રબળ અને અનંકુશિત થઈ. આ પ્રમાણે ટયૂડર વંશ પ્રબળ અને અનિયંત્રિત હોવાથી રાજાઓને હાથે ગેરકાયદેસર કૃત્યો ઘણાં થયાં, પણ સામાન્ય વર્ગના માણસોની તેમાં સમ્મતિ મળી હતી કારણ કે એ વંશના રાજાઓની રાજનીતિનું ધોરણ અમીર ઉમરાવોની સત્તા વિરૂધ્ધનું હતું. આ વખતે બંદુકના દારૂની શોધ થયેલી હોવાથી ઘોડેસ્વાર અને પાયદળ લશ્કર વચ્ચે ઉંચા નીચા દરજ્જાનો ભેદ કમી થયો, એટલે હવેથી ઘોડેસ્વાર લશ્કરનું પહેલાં જેવું માન રહ્યું નહિ. સૈન્યમાં નીચલા વર્ગના લોકોનીજ ભરતી થવા લાગી, અને લડાઇઓમાં રાજારજવાડા તેઓનોજ ઉપયોગ કરવા લાગ્યા. તેથી ઘોડા અને બખતર રાખવાનાં સાધન ધરાવનારા અમીર, ઉમરાવ અને સરદાર મંડળીનું મહત્ત્વ કમી થવાથી રાજસત્તાપર તેમનો પૂર્વાપારનો કાબુ ઓછો થયો, તેથી રાજાસત્તાને અનંકુશિત થવામાં ઘણી મદદ થઈ.

**લૅમ્બર્ટ સિમ્નેલનું બંડ (૧૪૮૭).**—આવે પ્રકારે હેન્રીને

ગાદીપર આવ્યાને ઘણા દિવસ થયા નહિ એટલામાં તેની વિરૂધ્ધ ગુપ્ત કાવત્રાં, તરકટ અને બંડો થવા લાગ્યાં. લૅમ્બર્ટ સિમ્નેલ નામના એક તરૂણ ગ્રહસ્થે પોતે યૉર્ક વંશનો એડવર્ડ છે અને લંડનના કેદખાનામાંથી નાસી છૂટયો છે એમ કહી આયર્લૅંડમાં બંડ કર્યું. તેના કહેવા ઉપર પુષ્કળ લોકોને વિશ્વાસ બેઠો અને હેન્રીની સામું બંડ કરવાની આ સંધિ ઠીક છે એમ જોઈ ઘણા યૉર્કપક્ષના અનુયાયીઓ સિમ્નેલના બંડમાં સામેલ થયા, અને તેઓએ આયર્લૅંડમાં તેને રાજ્યાભિષેકપણ કર્યો. પછી પોતાના અનુયાયીઓને લઈ સિમ્નેલ લૅંકેશાયર પરગણામાં ઉતર્યો. ત્યાં ઘણા યૉર્કપક્ષવાળાઓ તેને આવી મળ્યા. પછી આ બધા અનુયાયીને લઈ આગળ ચાલતાં ન્યુઆર્કની પાસે સ્ટોક આગળ તેના અને હેન્રીના લશ્કરનો ભેટો થયો.

**સ્ટોકની લડાઇ (જુન ૧૪૮૭).**—લડાઇમાં સિમ્નેલના લશ્કરનો પરાજય થયો, અને સિમ્નેલ હેન્રીના હાથમાં સપડાઈ ગયો. હેન્રીએ તેને ઠાર ન કરતાં કેદ કર્યો.

હેન્રીના ગાદીપર આવ્યા પછી તરતજ આ બંડ ઉદ્‌ભવ્યું અને હવે પછી બીજાં બંડ ન થાય તે માટે અંગ્રેજ લોકનું લક્ષ બીજી બાબતોમાં ઘાલવું જોઇએ, એવું હેન્રીને જરૂરનું લાગવાથી ફ્રાન્સના રાજ્યકારભારમાં હાથ ઘાલવાનો પ્રયત્ન તેણે કર્યો. ફ્રાન્સના રાજા ૮ મા ચાર્લ્સના મનમાં બ્રિટનીનું નાનું સંસ્થાન ગળકાવી જવાનો વિચાર થયો. આ સંસ્થાન ડચેસ ઍન નામની એક યુવાન સ્ત્રીના તાબામાં હતું, તેથી એ સંસ્થાન સહેજમાં આપણને પચી જશે એમ ચાર્લ્સને લાગ્યું.

**હેન્રીની બ્રિટની સંસ્થાનને મદદ (૧૪૯૧-૧૪૯૨).**—અને તેથી તેણે તેનાપર ચઢાઈ કરી. આ લાગ ઠીક છે એમ ધારી ફ્રાન્સના રાજાની વિરૂદ્ધ બ્રિટનીની રાણીને મદદ કરવાનું હેન્રીએ નક્કી કર્યું. આ કામને માટે પાર્લમેન્ટ તરફથી પૈસાની મદદ મળતાં હેન્રીએ ફ્રાન્સમાં એક લશ્કર મોકલ્યું. કેટલોક વખત લડાઈ ચાલ્યા પછી ઍન ફ્રેન્ચ રાજાને શરણે ગઈ. અને છેવટે તેણે તેની સાથે લગ્ન પણ કર્યું (૧૪૯૧).

પછી ફ્રાન્સના રાજા ચાર્લ્સના મનમાં ઇટલીપર સ્વારી કરવાનો ઘાટ ઘડાતો હોવાથી તેણે હેન્રીને દોઢ લાખ પાઉન્ડની રકમ આપી તેની સાથે સલાહ કરી (૧૪૯૨). ઉપર પ્રમાણે ઘણા પૂર્વકાળથી સ્વતંત્ર રહેલું બ્રિટની ફ્રાન્સમાં જોડાઈ જવાથી ફ્રાન્સ એક સંઘટિત રાજ્ય બન્યું, તેથી પરદેશી રાજ્યકર્તાઓને ફ્રાન્સમાં હાથ ઘાલવાની સંધિ જતી રહી.

**પરકિન વૉરબેકનું બંડ (૧૪૯૨–૧૪૯૬).**—આ વેળા પોતાની વિરૂદ્ધ આયર્લૅંડમાં બંડ ઉભું થાય છે એવી ખબર મળવાથી હેન્રીએ ફ્રાન્સ સાથે ઉપર કહ્યા પ્રમાણે સલાહ કરી દીધી. પરકિન વૉરબેક નામના એક સાહસિક ગ્રહસ્થને બંડ ઉઠાવવા માટે આયર્લૅંડ ફાવતો દેશ લાગવાથી નવ વર્ષ ઉપર જે રિચર્ડ ડ્યૂક ઑફ યૉર્કનો વધ થવાની ખબર બહાર પડી હતી તે રિચર્ડ પોતે છે એમ તેણે જાહેર કર્યું. આયરિશ લોકોને તેનું આ કહેવું ખરૂં લાગવાથી તેઓ તેને મદદ કરવા તૈયાર થયા. આ બંડની બાતમી હેન્રીને મળતાંજ તેણે તેને પકડવાનો હુકમ છોડયો. પરકિન ફ્લૅન્ડર્સ નાસી ગયો. અહીં બર્ગંડીની રાણી મારગરેટે તેને આશ્રય આપી તેને પોતાના ભાણેજ રિચર્ડ પ્લૅન્ટાજિનેટ તરીકે જાહેર કર્યો, પછી મારગરેટની મદદથી ઇંગ્લૅંડના રાજ્યપ્રકરણમાં યૉર્ક વંશ તરફ જેઓની સાહનુભૂતિ હતી, એવા લૉર્ડ ફિટઝ વૉલ્ટર, સર વિલિઅમ સ્ટૅન્લી વગેરે ગ્રહસ્થો સાથે ઇંગ્લૅંડમાં ગુપ્ત કાવત્રાં કરવાનો પ્રયત્ન તેણે કર્યો. પરંતુ હેન્રીને આ ગુપ્ત કારસ્થાનની ખબર પડવાથી તેણે ફિટઝ વૉલ્ટર અને સ્ટૅન્લી એ બંને ઉમરાવોને ફાંસી દીધી. આવી રીતે ઇંગ્લૅંડમાં પોતાની બાજુની મંડળીને શિક્ષા કરવામાં આવી તોપણ તેથી નીરાશ ન થતાં પરકીન બર્ગંડીની રાણી મારગરેટની મદદથી ૨૦૦૦ સૈનિકો એકઠા કરી કેંટ પરગણામાં ઉતર્યો, પણ ત્યાં પણ તેનું કંઈ વળ્યું નહિ. આ પરગણામાંથી તો લોકોએજ તેને હાંકી કાઢયો. ત્યાર પછી તે પાછો આયર્લૅંડ ગયો (૧૪૯૫). પણ ત્યાં તેને મદદ મળવાનો સંભવ દેખાયો નહિ. આ વખતે ત્યાં સર ઍડ્વર્ડ પૉઇનિંગ ગવર્નર હતો તેણે ત્યાં સલાહશાંતિ જાળવી રાખી

હતી. અને ૧૪૯૪માં એવો કાયદો તેણે કર્યો હતો કે ઈંગ્લૅંડના રાજાની સમ્મતિ પછીજ આયર્લૅંડમાં પાર્લમેન્ટ બોલાવાય કે કોઈપણ કાયદો પાસ કરી શકાય. આ પ્રમાણે આયર્લૅંડમાં પણ પોતાને મદદ મળતી નથી એમ જોઈને પરકીન સ્કૉટલૅંડ ગયો. ત્યાં સ્કૉટલૅંડનો રાજા ૪થો જેમ્સ ઈંગ્લૅંડપર સ્વારી કરવાના વિચારમાંજ હતો. તેણે પરકીનનું મોટા ઉત્સાહથી સ્વાગત કર્યું, અને પોતાની કાકીની છોકરી કૅથરાઈન સાથે તેનું લગ્ન કર્યું. આમ સ્કૉટલૅંડ પાસેથી મદદ મળવાથી પરકીન સ્કૉટિશ સૈન્ય લઈ કેન્ટ પરગણામાં ગયો (૧૪૯૬). પરંતુ આ પ્રયત્નમાં પણ ફાવ્યો નહિ તેથી તેને પાછાં સ્કૉટલૅંડ જવું પડયું.

**કૉર્નવૉલમાં બંડ (૧૪૯૭).**—ત્યાર પછી કૉર્નવૉલમાં ગરીબ લોકોએ ફ્લૅમૉક અને માયકલ નામના બે ગ્રહસ્થની સરદારી નીચે બંડ કર્યું, કારણકે હેન્રીએ તેમના ઉપર મૂકેલા નવા કરથી તેઓ કંટાળી ગયા હતા. અને એ કર કમી કરાવવા માટે ઠેઠ લંડન સુધી સશસ્ત્ર જવા તેઓએ ઠરાવ કર્યો. સ્કૉટલૅંડના સૈન્ય-પર હુમલો કરવા હેન્રીએ પોતાનું લશ્કર રવાના કર્યું હતું. કૉર્નવૉલના લોકોને આવી રીતે સશસ્ત્ર અકસ્માત રીતે જોઈને તે ચકિત થયો, પણ તેથી નહિ ડગમગતાં પોતાનાં સૈન્યને પાછું બોલાવી લઈ તે વડે કૉર્નવૉલના લોકનો પરાભવ કરી ફ્લૅમૉક અને માયકલને ફાંસી દીધી (૧૪૯૭). કૉર્નવૉલના લોકોએ બંડ કર્યું છે, એમ સાંભળતાંજ પુનઃ એકવાર પ્રયત્ન કરવાનું પરકીન વૉરબેકને મન થયું. તે ઈંગ્લૅંડ પાછો આવ્યો ત્યારે પરાજય પામેલા કૉર્નવૉલના લોક પાછાં આવતાં તેને મળ્યા. તેઓનાં મન મેળવી લઈ તેમની મદદથી હેન્રીનાં સૈન્ય સાથે ટક્કર ઝીલવાનો બેત તેણે રચ્યો. પણ આ વખતે બ્યુલ્યુના દેવળ પાસે વૉરબેકનો પરાજય થયો અને તે હેન્રીના હાથમાં સપડાઈ ગયો (૧૪૯૭). હેન્રીએ તેને ઠાર નહિ મારતાં લંડનના તુરંગમાં પૂર્યો. પણ અહીં અર્લ ઑફ્ વૉરવિક પણ કેદ હતો, તેની સાથે મળી જઈ તુરંગમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન તેણે કર્યો, પણ તે નીષ્ફળ ગયો, તેથી હેન્રીએ પરકીન અને વૉરવિક બંનેને ફાંસી દીધા (૧૪૯૯).

આવી રીતે લૅમ્બર્ટ સિમ્નેલ અને પરકીન વૉરબેકનાં બંડો શમાવી દીધા પછી પરરાજ્યના રાજપ્રકરણમાં હાથ ઘાલવાનો અને ઈંગ્લૅંડમાં અંદરના રાજકારભારમાં લક્ષ આપી રાજસત્તા પ્રબળ અને અનંકુશિત કરવાનો અવસર હેન્રીને મળ્યો. હેન્રી ગાદીપર આવ્યો ત્યારે ઈંગ્લૅંડમાં રાજ્યસત્તા અનિયંત્રિત નહોતી, કારણકે પૂર્વકાળથી કાયદાકાનુન પાર્લમેન્ટ સભા મારફતેજ થતા હોવાથી રાજસત્તાપર અંકુશ રહેલો હતો.

**રાજ્યસત્તાપર પાર્લમેન્ટનો નામનો અંકુશ.**—પણ એ સત્તા હવે માત્ર નામનીજ રહી હતી તેથી ટયૂડર વંશના રાજકર્તાઓ પોતાની સત્તા અનંકુશિત અને આપઅખત્યારી કરી શક્યા. પાર્લમેન્ટની સમ્મતિ વગર કોઇપણ કર રાજાથી વસુલ થાય નહિ એવો રિવાજ હતો ત્યારે જોર જુલમથી લોકો પાસે નાણાં કઢાવી, આયાત માલપર જકાત મૂકી, ઇજારા વેચીને, દંડ ઠોકીને, એવી એવી જુલમી રીતે ટયૂડર વંશના રાજા પૈસા જમા કરતા હતા. પાર્લમેન્ટની સમ્મતિ વગર કોઇપણ કાયદો પસાર કરવાનો રાજાને અધિકાર નહોતો. પણ ટયૂડર રાજકર્તાઓ જાહેરનામા કાઢી અને કોઇપણ કાયદો તેની વિરૂધ્ધમાં હોય તો તે તેને લાગુ પડતો નથી એવું જાહેર કરી રાજકાજ કરવા લાગ્યા, જેથી કરીને પાર્લમેન્ટનો અંકુશ તેઓપરથી દૂર થઈ શક્યો. ઈંગ્લૅંડમાં દરેક માણસને પોતાપર મૂકાયલા તહોમત માટે ન્યાયકોર્ટો પાસે તપાસ માંગી પોતાનો બચાવ કરવાનો હક હતો. પણ જ્યુરીના જ્યુરોરોને દમદાટી આપી, રાજ્યદ્રોહના કાયદા વધારે સખત કરી અને પ્રીવી કાઉન્સિલનો અધિકાર વધારી ટયૂડર વંશના રાજકર્તાઓ પાર્લમેન્ટનાં-એ બંધનો પણ દૂર કરી રાજ્યકારભાર અનંકુશિતપણે ચલાવતા હતા.

**સ્ટાર ચેમ્બર કોર્ટ–તારાગ્રહ કચેરીની સ્થાપના (૧૪૮૭)–** હેન્રીએ ગાદીપર આવ્યા પછી બે વર્ષમાં અમીર, ઉમરાવ અને સરદાર લોકની સત્તા કમી કરવા માટે સ્ટાર ચેમ્બર નામની એક નવી કચેરીની સ્થાપના કરી. પ્રીવી કાઉન્સિલમાંના રાજાના વિશ્વાસના સભાસદોમાંથી સાત સભાસદ આ કચેરીના ન્યાયાધીશ હતા. આ કોર્ટ ગેરકાયદેસર હોઈ તેના તરફથી સામાન્ય કોર્ટોના કામકાજની વચ્ચે આવવાનું

થવાથી લોકમત તેની વિરૂધ્ધ ઉશ્કેરાયો હતો, તોપણ ટયૂડર વંશના અમલની શરૂઆતથી ઘણું મહત્ત્વનું કામ આ કોર્ટ તરફથી થયું હતું એમ કહેવું જોઇએ. ઠેકાણે ઠેકાણે અમીર ઉમરાવ પોતાનાં સ્થાનિક સત્તા અને દરજ્જાના જોરથી સાધારણ કોર્ટોની દરકાર કરતા નહિ, અને ઘણું ખરૂં ત્યાંના ન્યાયાધીશોને દમદાટી આપી પોતાને ફાવે તેવો ન્યાય કરાવતા તેથી એવા ઉમરાવોને તાબે કરવા માટે ખાસ આ કચેરી હેન્રીએ સ્થાપી હતી. શરૂઆતમાં એ કોર્ટ એવી રીતે ઉપયોગી હતી, પણ વખત જતાં જે માણસો રાજાની ઇચ્છા વિરૂધ્ધ વર્તે તેને શિક્ષા કરવા માટે પણ આ કોર્ટનો ઉપયોગ થવા લાગ્યો તેથી લૉંગ પાર્લમેન્ટે એ જુલમી કોર્ટને ૧૬૪૦માં કાઢી નાખી.

**લિવરી અને મૅંટેનન્સ—પોશાક અને પુષ્ટિનો ધારો.—** ઉમરાવોની સત્તા અને મહત્ત્વ વિશેષ વધવાનું બીજું એક કારણ એ હતું કે ઉમરાવો પોતાની તેહનાતમાં પુષ્કળ માણસો રાખી તેને પોતાના કુટુંબનો પોશાક પહેરાવી પોતાની લડાઇઓમાં તેમની મદદ લેતા. આ રિવાજ 'લિવરી' અને 'મૅંટેનન્સ' કહેવાય છે. ઉમરાવોની તેહનાતમાં ઘણાં માણસો હોવાથી તેઓને બંડ કરવાની કે ટંટાફિસાદ કરવાની ઇચ્છા ઘણીવાર થતી. તેથી તેમનું જોર અને મહત્ત્વ કમી કરવા માટે એ રિવાજની વિરૂધ્ધ પોશાક અને પુષ્ટિનો કાયદો હેન્રીએ પાર્લમેન્ટ પાસે ઘડાવ્યો.

**૭મા હેન્રીના અમલ દરમ્યાન પસાર થયેલા કાયદા.—** હેન્રીની ૨૪ વર્ષની કારકીર્દીમાં તેણે પાર્લમેન્ટ માત્ર સાતજવાર બોલાવી હતી. અને તેની કારકીર્દીનાં છેલ્લાં ૧૩ વર્ષમાં તો માત્ર એકજવાર બોલાવી હતી. આવી રીતે પાર્લમેન્ટની બેઠક થોડી થવાથી હેન્રીએ જુદા જુદા લોકો પાસેથી પૈસા લેવાની પધ્ધતિ શરૂ કરી હોવાથી પાર્લમેન્ટ ઉપર આધાર રાખ્યા વિના તે રાજકારભાર ચલાવી શક્યો. હેન્રીએ રાજ શરૂ કર્યાં પછી પહેલીજ પાર્લમેન્ટે આયાત માલપર 'ટનેજ' અને 'પાઉન્ડેજ' નામનો કર મૂકવાની તેને પરવાનગી આપી હતી. ત્યારપછી પોતાનાજ અધિકારની રૂએ ૧૪૫૪ની સાલ પછી રાજ્યના તાબાની જમીનની જે લેવડ દેવડ થઈ

હોય તે રદબાતલ થયેલી ગણી પુષ્કળ મોટી મોટી એસ્ટેટો અને જમીન જપત કરી, સખતીથી પૈસા કઢાવી, અને દેવું કરી તિજોરીમાં મોટી રકમ તેણે જમા કરી. પછી ૧૪૯૨માં પોતે જોર જુલમથી લીધેલી બક્ષિસો તેણે પાર્લમેન્ટ પાસે માન્ય કરાવી. ૧૪૯૫માં તેણે એક એવો કાયદો કરાવ્યો કે તરતના ગાદીપર આવેલા રાજાનો પક્ષ કોઈ લે તે માણસને કોઈપણ ભવિષ્યના રાજાથી કોઈપણ પ્રકારની શિક્ષા થાય નહિ. ત્યાર પછી તેણે ફ્લૅંડર્સના ૪થા ફિલિપ સાથે ૧૪૯૬માં 'મૅગનસ ઇન્ટરકરસસ' નામની વેપાર સંબંધી એક સંધિ કરી. આ સંધિ અન્વયે ઇંગ્લૅંડ અને ફ્લૅંડર્સ વચ્ચે છૂટાપણાંના વેપારની પધ્ધતિ અમલમાં મૂકવાનું ઠર્યું અને ચાંચીઆગીરીને દાબી દેવા ઉપાય યોજવાનું બંને દેશોએ કબૂલ કર્યું.

**હેન્રીની આર્થિક સ્થિતિ.**—આવી રીતે પાર્લમેન્ટની મરજીપર અવલંબી ન રહેતાં અને રાજકારભાર માટે તેનાપર આધાર ન રાખતાં અનંકુશિતપણે રાજકાજ ચલાવવાનું હેન્રીનું ધોરણ હતું. હેન્રીના આ કામમાં તેને આર્ચબિશપ મૉર્ટન, એમ્પસન અને ડડ્લીની પુષ્કળ મદદ હતી. આ ગ્રહસ્થોની મદદથી હેન્રીનો ખજાનો હંમેશાં તર નો તર રહેતો. કરજે કાઢેલાં નાણાં વેળાસર પાછાં આપવાની તેની પદ્ધતિ હોવાથી તેના પર લોકોનો વિશ્વાસ હતો. મૉર્ટન અને હેન્રીના બીજા મંત્રીઓનું લક્ષ અમીર ઉમરાવોની સત્તા તોડવા તરફ હોવાથી અપરાધ બદલ તેઓને કડક શિક્ષા કરવી એવું તેમનું ધોરણ હતું. તેને લોકોનો ટેકો હતો.

**૭મા હેન્રીની પરદેશી રાજનીતિ.**—એવે પ્રકારે દેશની અંદર શાંતિ સ્થાપી રાજસત્તા અનિયંત્રિત અને આપઅખત્યારી કરવાના હેન્રીના પ્રયત્નો ચાલુજ હતા, તેની સાથે સાથે પરરાજ્યોનાં રાજકાજમાં પણ હાથ ઘાલી ઇંગ્લૅંડનો દરજ્જો વધારવો એ પ્રયત્ન પણ હેન્રીએ ગાદીપર બેઠો ત્યારથીજ ચાલુ રાખ્યો હતો. આ વખતે ફ્રાન્સ અને સ્પેન એ બે પરસ્પર વેરી રાજ્યો હોવાથી તે બંને દેશો સંઘટિત બન્યાં હતાં. પરરાજ્યના રાજકારભારમાં સીધો હાથ ઘાલવો તેના કરતાં પરસ્પર વેરી હોય અને લડતાં હોય એવાં રાજ્યોને મદદ

કરવાનું વચન આપી તેમની પાસે પૈસા ઓકાવવા એ રાજનીતિ હેન્રીને અધિકપ્રિય હતી. આ વખતે ફ્રાંન્સનું લક્ષ ઇટલીના નેપલ્સ અને મીલન પર ચોંટેલું હોવાથી ફ્રાન્સની સામાં ઇંગ્લૅંડની મદદ મેળવવાની અપેક્ષા સ્પેનના રાજા ફર્ડિનૅંડ અને શહેનશાહ બંનેને હતી. ત્યારે આ સંજોગોનો લાભ લઈ ફ્રેન્ચ સૈન્યને ફ્લૅંડર્સમાં અટકાવી રોકી રાખવાનું વચન આપી ઑસ્ટ્રીઆના રાજા સાથે તેણે 'ગ્રેટ ઇન્ટરકરસસ' નામની વ્યાપાર વિષયની સંધિ કરી. ત્યાર પછી સ્પેનના રાજા સાથે સંધિ કરી પોતાના મોટા છોકરા આરથરનો વિવાહ સ્પેનના રાજાની છોકરી કૅથરાઇન સાથે કરી પહેરામણીમાં મોટી રકમ તેની પાસે મેળવી (૧૫૦૧). પણ કમનસીબે લગ્ન થયા પછી પાંચજ મહિનામાં આરથરનું મરણ થયું. એટલે સ્પેન સાથે બાંધેલો સ્નેહ સંબંધ તૂટી જાય એમ હતું. તે સંબંધ તૂટે નહિ અને કાયમ રહે એવા ઉદ્દેશથી પોપની ખાસ સમ્મતિ મેળવી પોતાના બીજા છોકરા હેન્રી સાથે કૅથેરાઇનનું પુનર્લગ્ન કરવાનું ઠેરવ્યું. ત્યાર પછી સ્કૉટલૅંડ સાથે સલુકાઈ રહે, અને ફ્રાન્સ ને સ્કૉટલૅંડથી જે મદદ મળતી હતી તે મળે નહિ એવા ઉદ્દેશથી ૧૫૦૩ની સાલમાં હેન્રીએ પોતાની પુત્રી મારગ્રેટને સ્કૉટલૅંડના રાજા ૪થા જેમ્સ સાથે પરણાવી.

હેન્રીની કારકીર્દીમાં દરીઆપર સફર કરી જુદા જુદા દેશોના શોધ કરી તેમની સાથે વેપાર કરવાની ઇચ્છા પ્રથમ અંગ્રેજોને થઈ. યુરોપ ખંડમાં પણ એવાજ પ્રકારની ઇચ્છા થઈ હતી. ૧૪૯૨માં કોલમ્બસે અમેરિકા ખંડની શોધ કરી. વાસ્કોડી ગામા નામનો એક પોર્ટુગીઝ નાવિક આફ્રિકા ખંડની પ્રદક્ષિણા કરી હિંદુસ્થાનને પશ્ચિમ કિનારે કૅલિકટ બંદરે પોતાનું વહાણ હંકારી લાવ્યો. ઇંગ્લૅંડમાં જૉન કેબટ અને તેના છોકરા સેબૅસ્ટીઅન કેબટે ૧૪૯૭માં ઉત્તર અમેરિકાની શોધ કરી. હેન્રીના રાજદરમ્યાન બંદુકના દારૂની શોધ થઈ તે લડાઈના કામકાજમાં વપરાવા લાગ્યો હતો, તેથી અમીર ઉમરાવોનું મહત્ત્વ કમી થયું. ૧૪૭૬માં વિલિઅમ કૅક્સટન નામના ગ્રહસ્થે છાપવાની કળા ઇંગ્લૅંડમાં પ્રથમ દાખલ કરી.

હેન્રીના રાજ્યથી મધ્ય યુગની સમાપ્તિ થઈ અર્વાચીન યુગની શરૂઆત થાય છે. હેન્રીએ રાજ કરવા માંડયું ત્યારે ઇંગ્લૅંડમાં અવ્યવસ્થા અને અંધાધુંધી હતા, પણ તેણે ઉમરાવોની સત્તા તોડી દેશમાં શાંતિ પાથરી હતી. હેન્રીની પૂર્વે પરદેશી રજવાડામાં ઇંગ્લંડનો માનમરતબો બીલકુલ નહોતો, પણ તેણે પોતાની કાર્યકુશળતાથી અને અનેક રાજ્યો સાથે સ્નેહસબંધ બાંધી ઇંગ્લંડનો દરજ્જો અને મોભ્ભો વધાર્યો. આ પ્રમાણે દેશના શાંતિ પાથરી અને પરદેશમાં



ક્રિસ્ટાફર કોલંબસ

ઇંગ્લૅંડનો દરજ્જો ઉંચો કરી ૧૫૦૯ની સાલમાં ૭મો હેન્રી મરણ પામ્યા

# પ્રકરણ ૩જું

---

## ૮મો હેન્રી

૧૫૦૯, આઠમા હેન્રી અને કૅથરાઇનનાં લગ્ન.—૧૫૧૩, ફ્લૉડન-ફીલ્ડની લડાઈ.—૧૫૨૭ કૅથરાઇનના છૂટા છેડાના પ્રકરણની શરૂઆત.—૧૫૨૯, વુલ્સી પદ્ભ્રષ્ટ થયો.—૧૫૩૦, વુલ્સીનું મરણ.—૧૫૩૪, ઍક્ટ ઑફ સુપ્રીમસી એટલે સર્વોપરિપણાનો કાયદો.—૧૫૩૬, નાના મઠોનો નાશ.—૧૫૩૯, મોટા મઠોનો નાશ.—૧૫૩૯, ૭ કલમો-વાળો ધાર્મિક કાયદો પસાર થયો.

૭મા હેન્રી પછી તેનો પુત્ર ૮મો હેન્રી ૧૮ વર્ષની ઉમ્મરે ગાદીએ આવ્યો. ૮મો હેન્રી દેખાવડો, હોશીઆર, અને વિદ્યાવિલાસી હતો તેથી અંગ્રેજ પ્રજા તેને માટે અભિમાન ધરાવતી હતી, અને તેની કારકીર્દીમાં દેશની વૃધ્ધિ થશે એવી આશા બધા લોકોને બંધાઈ.

**૮મા હેન્રીનો સ્વભાવ.**—હેન્રી વિલાસી, શોખીન અને સ્વાર્થી હતો, પણ મુત્સદ્દિ હતો તેથી પોતાપર આવી પડતુ સંકટ કેવી રીતે ફીટાડવું અને હાથ નીચેના લોકો પાસે કામ કેવી રીતે કરાવવું તે તેને બરાબર આવડતું હતું. પોતાના મંત્રીઓ નીમવામાં તે ઘણી ધૂર્તતા બતાવતો, તેઓની પાસે પોતાને ફાવતું કામ કરાવી જરૂર પડે તેનો નાશ કરતાં પણ પાછું જોતો નહિ. પોતાનાં મનમાં બાંધેલી મુરાદ ગમે તેવી અડચણો આવે તે દૂર કરી પાર પાડવાને હંમેશ પ્રયત્નો કરતો. અને તેમાં તે ફત્તેહ પામતો. હેન્રીનો સ્વભાવ મહત્ત્વાકાંક્ષી હતો, અને કઈ બાબત શક્ય છે અને કઇ અશક્ય છે તેની તેને બરાબર સમજણ હોવાથી પોતાની છાપ તે બધાપર પાડી શક્યો હતો. આથી તેની કારકીર્દી દરમ્યાન ગેરકાયદા, અન્યાય અને જુલમનાં ઘણાં કામો થયાં તોપણ તેની અસર અપ્રિય થઈ પડેલા માણસોનેજ ભોગવવી પડતી હોવાથી હેન્રી પ્રજામાં અપ્રિય થયો નહિ.

ગાદીપર આવ્યા પછી હેન્રીએ પોતાના બાપના વખતના

એમ્પસન અને ડડ્લીને તુરંગમાં પૂર્યાં. ૭મા હેન્રીના રાજમાં આ લોકો પ્રજાપર ભારે કરો નાખી અપ્રિય થયા હતા, તેથી હેન્રીએ વિચાર્યું કે જો એ લોકોને કેદમાં નાખીશ તો મારી લોકપ્રિયતા વધશે. એમ લાગવાથી તેમને તુરંગમાં નાખી તેમનાપર રાજ્યદ્રોહનો ગુનોહ સાબિત કરનારૂં બિલ તેણે પાર્લમેન્ટ પાસે પસાર કરાવ્યું અને તેમને ફાંસી દીધી.

**ફ્રાન્સ સાથે યુદ્ધ (૧૫૧૩).**—હેન્રીએ પોતાના બાપના વખતના મંત્રીઓમાં આ શિવાય બીજો કંઈ ફેરફાર કર્યો નહિ. પણ પરદેશી રાજ્યપ્રકરણમાં પોતે સીધો હાથ ન ઘાલવો એવી જે એના બાપની રાજનીતિ હતી તે બાજુએ મૂકી પોતે તેમાં સીધી રીતે હાથ ઘાલવા લાગ્યો. ૧૫૧૧માં યુરોપમાં ફ્રાન્સની વિરૂદ્ધ પોપના નેતૃત્વ નીચે 'હોલી લીગ'—પવિત્ર સંઘ નામનું મંડળ ઉભું થયું હતું તેમાં તેણે ભાગ લીધો. આ વેળા પોપની બાજુમાં જર્મનીનો પાદશાહ મૅક્સિમિલીઅન અને સ્પેનનો રાજા ફ્ર્ડિનૅંડ હતા. હેન્રીએ ફ્રાન્સ વિરૂદ્ધ લડાઈ કરવા માટે ૨૫,૦૦૦ સૈનિકો મોકલ્યા અને ૧૫૧૩માં કૅલેની પાસે ગીનીગેટની લડાઈમાં ફ્રેન્ચ લશ્કરને હરાવ્યું. ઈટલી અને ફ્લૅંડર્સ, એ બંને જગાએ પોતાની હાર થાય છે એ જોઈ ફ્રાન્સના રાજા ૧૨મા લુઈએ હેન્રી સાથે સલાહ કરી દીધી. આ તહનામા અન્વયે હેન્રીને એક લાખ રૂપીઆ મળ્યા, અને હેન્રીની નાની બેનની છોકરી મેરી સાથે લગ્ન કરવાનું લુઈએ કબૂલ કર્યું.

**સ્કૉટલૅંડ સાથે લડાઈ (૧૫૧૩).**—ઇંગ્લિશ સૈન્ય ફ્લૅંડર્સમાં ગયું છે એ જાણી સ્કૉટલૅંડનો રાજા ૪થો જેમ્સ જે ફ્રાન્સનો મળતીઓ હતો તેણે સરહદ પર કંઈ ટંટો થયો હતો તેનો નિકાલ લાવવા ઈંગ્લૅંડપર સ્વારી કરી. આ વખતે હેન્રી ઇંગ્લૅંડમાં નહોતો તેથી રાણી કૅથરાઈને અર્લ ઑફ્ સરેને એક મોટું સૈન્ય આપી સ્કૉટલૅંડના સૈન્ય સાથે લડવા મોકલ્યો. અંગ્રેજ સૈન્ય ગીનીગેટની લડાઈમાં ફ્રાન્સને હરાવ્યું પછી પંદરમે દિવસે ફ્લૉડનફીલ્ડની લડાઈમાં સ્કૉટિશ ફોજને અંગ્રેજોએ હરાવી. આ લડાઈમાં સ્કૉટલૅંડનો રાજા ૪થો જેમ્સ અને તેના ૯૦૦૦ સૈનિકો માર્યા ગયા.



વુલ્સી અને ૮મો હેન્રી—ચિત્રકાર એમેરિ વૉકર. સર જાન ગિલ્બર્ટના ચિત્રને અનુસારે ગિલ્ડ્હૉલ ચિત્રાલયમાં.

**ટૉમસ વુલ્સી.**—આ વખતે હેન્રીને સલાહ આપનાર મુખ્ય મંત્રી ટૉમસ વુલ્સી હતો. વુલ્સી કાર્યકુશળ અને હોશીઆર હતો. પછી ૨૦ વર્ષ સુધી તેણે ઇંગ્લૅંડના રાજકારભારમાં મુખ્ય ભાગ લઈ પોતાનો સિક્કો સર્વ સ્થળે બેસાડયો હતો. વુલ્સી ઇપ્સવિચમાં એક હલકા કુળમાં જનંમ્યો હતો. તોપણ પોતાની અક્કલ હોશીઆરીથી બહાર પડી આગળ વધી દેશના કારભારમાં પ્રમુખસ્થાન પ્રાપ્ત કરવા શક્તિવાન થયો હતો. હેન્રીએ તેને પહેલાં ટૂર્નેનો ધર્મગુરૂ–બિશપ, પછી યૉર્કનો વડો ધર્માધ્યક્ષ–આર્ચબિશપ, પછી કૅંટરબરીનો ધર્માધ્યક્ષ અને છેવટે ચૅન્સેલરની પદ્વિપર નીમ્યો હતો. વુલ્સીનું વજન ઇંગ્લૅંડમાં એટલું બધું પડતું હતું કે ૧૫૧૫માં પોપે તેને કાર્ડીનલની ધાર્મિક પદ્વિ આપી, અને પછી તેને ઇંગ્લૅંડમાં પોતાનો પ્રતિનિધિ નીમ્યો. આ પ્રમાણે ઝપાટાબંધ ઉપરાઉપરી તેનો ઉત્કર્ષ થવાથી ખુદ રોમના પોપ થવાની મહત્ત્વાકાંક્ષા તેને થઈ તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. વુલ્સી હોશીઆર અને કાર્યદક્ષ હોવાથી અને દરેક કામ ચિવ્વટપણે અને દ્રઢ નિશ્ચયથી પાર પાડનારો હોવાથી હેન્રીએ તેને રાજકારભારમાં જોખમદારીનું કામ સોંપ્યું. દેશના કારભાર અને પરરાજ્યનીતિ એ બંનેમાં વુલ્સી પૂર્ણપણે પ્રવિણ હતો. સ્પેનને બદલે ફ્રાન્સ સાથે સંધિ ઇંગ્લૅંડને વધારે ફાયદાકારક છે એમ તે કયારનો સમજી ચુકયો હતો, અને ખાસ તેનીજ પ્રેરણાથી હેન્રીએ સ્પેનને બદલે ફ્રાન્સ સાથે મૈત્રિ કરી.

ઇંગ્લૅંડમાં વુલ્સી મુખ્ય પ્રધાન થવાથી ઇંગ્લૅંડની પરદેશ સાથેની રાજનીતિમાં ઘણો ફેર થવા લાગ્યો. ફ્રાન્સનો રાજા ૧૨મો લુઈ ૧૫૧૫માં, સ્પેનનો રાજા ફર્ડિનૅંડ ૧૫૧૬માં, અને જર્મનીનો બાદશાહ મૅક્સિમિલીઅન ૧૫૧૯માં, એમ એક પછી એક યુરોપના અગ્રેસર રાજકર્તાઓ મરણ પામ્યા. ફ્રાન્સમાં ફ્રાન્સિસ રાજા થયો. સ્પેનનો રાજા ચાર્લ્સ થયો, તેને ૧૫૧૯માં બાદશાહી પદ મળવાથી યુરોપના રાજપ્રકરણમાં મહત્ત્વના ફેરફાર થશે એમ લાગ્યું. ફ્રાન્સનો રાજા ફ્રાન્સિસ અને સ્પેનનો રાજા અને જર્મન સામ્રાજ્યનો શહેનશાહ ચાર્લ્સ, એ બંને નાનપણથીજ એકએકના પ્રતિસ્પર્ધિ હતા. તેઓ હાલ લડવાની

અણીપર હતા. એવા સંજોગોમાં કોનો પક્ષ કરવો એ પ્રશ્ન હેન્રીને વિચારવા જેવો હતો. ફ્રાન્સ એ ઈંગ્લૅંડનું પરાપૂર્વનું શત્રુ રાજ્ય હતું, પણ સ્પેનના રાજા ચાર્લ્સને શહેનશાહત મળવાથી સ્પેનની માફક ઑસ્ટ્રીઆ, નેધરલૅંડ વગેરે ઘણો વિસ્તૃત મુલક તેના તાબામાં આવવાથી યુરોપમાં તેનું જોર ઘણું વધી પડ્યું હતું. યુરોપના રાજ્ય-પ્રકરણમાં આવી પરિસ્થિતિ ઉભી થવાથી યુરોપમાં સત્તાનું સમતોલપણું કે બળસમત્વ (Balance of Power) જાળવી રાખવાની રાજ્યનીતિ હેન્રી અને વુલ્સીને ગ્રહણ કરવી પડી હતી. એ રાજનીતિ સાધ્ય કરવા માટે કોઇપણ એક રાજ્યનું બળ ચિરંકાળી ન થાય તે માટે નબળો હોય એવા પક્ષને મદદ કરવાનું હેન્રીએ ઠરાવ્યું. હેન્રીના આ ધોરણથી સંકટની વખતે પ્રત્યેક પક્ષ પાસેથી મદદ લેવાનો પ્રયત્ન કરવામાં આવતો પણ જયની વખતે કોઇ કોઇને યાદ કરતું નહિ. આવા પ્રકારની એકંદર પરિસ્થિતિ હોવાથી પરદેશી રાજકીય બાબતમાં એક વખત એક રાજ્યનો પક્ષ લઈ અને બીજી વખત બીજાં રાજ્યનો પક્ષ લઈ તેની પાસે એકાદ વખત પૈસાની મદદ અને પોતાને અનુકુળ એવી વેપારી સંધિ કરી લેવામાં આવતી. તોપણ કોઈ કાય-મનો ફાયદો કરી લેવામાં આવતો નહિ. ૧૫૨૦માં હેન્રીએ ફ્રાન્સના રાજા ફ્રાન્સિસ સાથે સંધિ કરી તેની સાથે મિત્રતાના નાતાનું વચન આપી કૅલે શહેર આગળ મોટા દબદબા અને ભપકા સાથે મુલાકાતનો ભેટો કરી એક મહિનો થયો નહિ તેટલામાં તો ફ્રાન્સના પ્રતિસ્પર્ધિ સ્પેનના રાજા ચાર્લ્સ સાથે ગ્રોવલિન આગળ મળી એક ગુપ્ત સંધિ કરતાં પાછું જોયું નહિ.

પરદેશી રાજ્યપ્રકરણોમાં હાથ ઘાલી યુરોપી યુધ્ધોમાં હેન્રી વધારે ભાગ લેતો હોવાથી તેને વારે વારે વધારે પૈસાની જરૂર પડતી. તેમાં તેના બાપે સંચિત કરી રાખેલો ખજાનો ખરચાઈ જવાથી લોકોપર ભારે કર નાખી પૈસા ઉભા કરવાની આવશ્યકતા હેન્રીને જણાઈ. કર પ્રમાણેજ લોકો પાસેથી જોરજુલમથી બક્ષિસ કે નજ-રાણાં કઢાવી મોટી રકમ ઉભી કરવાની પદ્ધતિ વુલ્સીની સલાહથી તેણે પાડી. આવી રીતે ભારે કર અને સખતીથી પૈસા કઢાવવાની

રીતથી લોકોમાં અસંતોષ થવા લાગ્યો.

આ વખતે ઇંગ્લૅંડમાં ધર્મ સુધારાના મોજાં આવ્યાં હતા. આ મોજાં પ્રથમ જર્મનીમાં ઊછળી હળવે હળવે આખા યુરોપનાં બધા દેશોમાં તે પ્રસરવા લાગ્યાં. રોમના પોપનો દરેક ખ્રિસ્તી ઉપરનો કર, ધર્માધિકારીઓની અમર્યાદસત્તા, તેઓના વધુ હક, ધર્માધિકારીઓનું વિષયી અને નિંદ્ય વર્તન, આવા પ્રકારના ઘણા કારણોથી ખ્રિસ્તી લોકો સખત રીતે પોપની વિરૂધ્ધ થયા હતા. વળી આ વખતે સામાન્ય લોકોમાં વિદ્યાજ્ઞાનનો પ્રચાર થવાથી તેઓના વીચારમાં મોટી ક્રાન્તિ થઇ હતી, તેથી પોપની સત્તા વિરૂધ્ધ શરૂ થયેલી સુધારાની ચળવળને સામાન્ય લોક તરફથી ઘણી મદદ મળી. ૧૫૧૭માં જર્મનીમાં માર્ટિન લ્યુથર નામના એક શખસે પહેલાં પ્રથમ પોપની સત્તાપર હુમલો શરૂ કર્યો. માર્ટિન લ્યુથરનો જન્મ જર્મનીમાં થ્યૂરીંજીઆ પ્રાંતમાં થયો હતો. તેનું કુટુંબ ઘણી ગરીબ સ્થિતિમાં હતું. લ્યુથરની ગરીબ માનો વિચાર તેને વકીલ કરવાનો હતો. તે માટે તેને વિષ્વવિદ્યાલયમાં મૂક્યો, પણ લ્યુથરને વકીલના ધંધા માટે મુદ્દલ શૉખ ન હોતો. પણ તેને ધર્મના અભ્યાસનો ઘણો શૉખ હતો. તેથી ૧૫૧૦માં તે અભ્યાસ કરવા માટે લ્યુથર રોમ ગયો. રોમમાં લ્યુથરને વડા ધર્મગુરૂ પોપના વિલાસી જીવનનાં પ્રત્યક્ષ દર્શન થયાં. રોમથી જર્મની પાછાં આવીને વિટેનબર્ગના વિશ્વવિદ્યાલયમાં અધ્યાપકની જગા તેને મળી. ત્યાં ઘણું સારૂં કામ કરી તે પ્રસિધ્ધિમાં આવ્યો.

૧૫૧૭ માં જૉન ટેટસેલ નામનો એક રોમન ધર્માધિકારી "પાપમાંથી મુકત કરનારાં માફી પત્રો" વેચવા જર્મનીમાં આવ્યો. બાઇબલનાં એકાદ વાક્યને આધારે આવાં 'માફી પત્રો' વેચવાનો રિવાજ આ વખતે પહેલ પ્રથમજ પાડવામાં આવ્યો. માફી પત્રોના વેચાણથી થતી ઉપજ પહેલાં પહેલાં રોમમાં ધર્મના કામમાં વાપરવામાં આવતી હતી. પણ ધીમે ધીમે એ પૈસાનો ઉપયોગ મોજમઝા અને એશઆરામમાં થવા લાગ્યો. ત્યારે માફી પત્રો માટે લોકોને ઘણો તિરસ્કાર આવવા લાગ્યો. ત્યારે ૧૫૧૭ના અકટોબરની ૩૧મી

તારીખે માર્ટિન લ્યુથરે માફી પત્રો વિરૂધ્ધ ૯૬ મુદ્દાવાળો એક મુત્સદ્દો વિટેનબર્ગ પાઠશાળાના દરવાજા ઉપર ચોઢયો. અને તેના સમર્થનમાં વાદવિવાદ કરવા માટે ટેટસેલને આવ્હાન કર્યું. લ્યુથરનું આ કામ ઘણા લોકોને પસંદ પડ્યું, અને રોમન કૅથૉલિક ધર્મ તરફ તેઓને તિરસ્કાર આવવા લાગ્યો. પોપની તરફના અંધશ્રધ્ધાળુ લોકોની પણ જર્મનીમાં કંઇ ખોટ નહોતી, એટલે આ બાબત-પર જર્મનીમાં ઝનુની વાદવિવાદ શરૂ થયો. આમ માફી પત્રો વિરૂદ્ધનું લખાણ બહાર પાડતી વખતે નવો પંથ સ્થાપવાનો લ્યુથર-નો મુદ્દલ વિચાર નહોતો. પણ પોપના અનુયાયીઓએ જ્યારે તેની સામે જોસભેર ચળવળ શરૂ કરી, ત્યારે શાંતપણે ધર્મનો અભ્યાસ કરવાનો તેણે ઠરાવ કર્યો. ધર્મનાં પુસ્તકો વાંચતાં તેને માલમ પડી આવ્યું કે માફી પત્રોની માફક જેને બાઇબલનો આધાર નહોતો એવી ધર્મની બીજી ઘણી બાબતો કૅથૉલિક પંથના આચારમાં ઘુસાડી દેવામાં આવી હતી. તે પણ માફી પત્રોની પડેમજ ટીકાને યોગ્ય છે એમ તેને લાગ્યું. ત્યારે ૧૫૨૦માં પોપની ધાર્મિકસત્તા પોતાને કબૂલ નથી તે બતાવવા માટે તેણે એક નાનું પુસ્તક પ્રગટ કર્યું. આટલી હદે વાત આવી ત્યારે પોપ ૧૦મા લીઓએ લ્યુથરને ધર્મ-બહિષ્કૃત કર્યો. પણ પોપનાં આ કૃત્યથી ધર્મ સુધારાની ચળવળ દબાઇ જવાને બદલે યુરોપના જુદા જુદા દેશોમાં પ્રસરી. ૧૫૧૮ ના અરસામાં સ્વિત્ઝર્લૅંડમાં ઝિવંગલ નામના એક સુધારકે 'પાપમાંથી મુક્તી આપનારાં માફી પત્રો' પર ઘણી કડક ભાષામાં ટીકા કરી ત્યાર પછી તેણે ઝયુરિચ શહેરમાં એક નવો પંથ સ્થાપ્યો, અને તેને ઘણા અનુયાયીઓ આવી મળ્યા.

ત્યાર પછી થોડે વર્ષે જીનીવા શહેરમાં કૅલ્વિન નામના એક ગહસ્થે નવો ધર્મ પંથ સ્થાપ્યો. ૧૫૩૬ માં તેણે "ખ્રિસ્તી ધર્મનાં ઉચ્ચ તત્વો" એ નામનું એક પુસ્તક પ્રગટ કર્યું, તેમાં તેણે પોતાના ધર્મ સુધારાના વિચાર પ્રગટ કર્યા હતા. કૅલ્વિને પોતાના પંથનો પ્રચાર કરવા માટે તનતોડ મહેનત કરવા માંડી. જીનીવા શહેર સુધારાનું અગ્રસ્થાન થઇ પડ્યું, ફ્રાન્સ, ઇંગ્લૅંડ, સ્કૉટલૅન્ડ

વગેરે દૂરના દેશોમાંથી ધાર્મિક જુલમથી કંટાળેલા લોકો જીનીવા આવવા લાગ્યા. ત્યાં કેટલોક સમય રહી પછી પોતાના દેશમાં પાછા જઈ સુધારાની ચળવળ તેઓએ જોસભેર ચલાવી. તેથી કૅલ્વિનનો પંથ ઘણા દેશોમાં પ્રસર્યો. લ્યુથરનાં કરતાં કૅલ્વિનનો પંથ વધારે ઝનુની હતો.

આ નવો પંથ પોપની જુલમી સત્તા અને પ્રચલિત ધર્માચારની વિરુદ્ધ હતો, તેથી તેના અનુયાયીઓ પ્રૉટેસ્ટન્ટસ (Protestants) કહેવાયા. આવી રીતે રોમન કૅથૉલિક પંથ વિરુદ્ધ જે ચળવળ જર્મની અને સ્વિટ્ઝર્લૅંડમાં શરૂ થઈ તે યુરોપના જુદા જુદા દેશોમાં પ્રસરી ગઈ. પરંતુ શરૂઆતમાં ઇંગ્લૅંડમાં આ ધાર્મિક સુધારાની ચળવળનું પરિણામ ઝાઝું થયું નહિ. ઇંગ્લૅંડના ધર્માધિકારીઓ યુરોપના બીજા દેશોના ધર્માધિકારી જેટલા વિલાસી કે વિષયી ન હોવાથી ઇંગ્લૅંડનો સામાન્ય પ્રજાવર્ગ તેઓની વિરુદ્ધ થયો નહોતો. ઉલટું તેઓ માટે પ્રજાને માન હતું. વુલ્સીને ધાર્મિક સુધારો જોઈતો હતો, પણ એકદમ સામટી ભાંગફોડ કરવા તે માંગતો નહોતો, પણ ધીમે ધીમે થોડો ફેરફાર કરવા તરફ તે હતો. જર્મનીમાં પોપની વિરુદ્ધ લ્યુથરે શરૂ કરેલી લડાઈની સામે ઇંગ્લૅંડના રાજા ૮મા હેન્રીએ પોપના બચાવમાં એક પુસ્તક પણ લખ્યું હતું, અને એ પુસ્તક લખવા માટે પોપ લીઓ ૧૦માએ હેન્રીને ધર્મરક્ષકનો ખિતાબ બક્ષ્યો હતો. (Defender of Faith) એટલે ધર્મરક્ષક એ બે શબ્દોના પહેલા અક્ષરો એફ. ડી. ( ફ. ડ. ) હજી પણ ઇંગ્લૅંડમાં અંગ્રેજી સિક્કાપર જોવામાં આવે છે.

આ પ્રમાણે ઇંગ્લૅંડમાં રાજા પ્રજા બંનેએ લ્યુથરની ચળવળનો આદરસત્કાર બીલકુલ કર્યો નહિ. અને કેટલાંક કારણો ઉભાં ન થયાં હોત તો એ પરિસ્થિતિ ફેરવાઈ પ્રૉટેસ્ટન્ટ પંથ ઇંગ્લૅંડમાં કદાચ દાખલ પણ થયો નહોત. પરંતુ આ વેળાએ કેટલાંક ખાનગી કારણો-સર હેન્રીને પોપ સાથે ટંટો થયો. હેન્રીએ પોપ સાથેનો સંબંધ તોડી નાખ્યો, અને ઇંગ્લૅંડમાં પ્રૉટેસ્ટન્ટ પંથનો અંગિકાર થવા લાગ્યો.

૭મા હેન્રીએ પોતાના મોટા છોકરા આરથરનું લગ્ન સ્પેનના રાજાની છોકરી કૅથરાઇન સાથે કર્યું હતું ( ૧૫૦૧ ). પણ લગ્ન

થયા પછી થોડાજ દિવસમાં આરથરનું મરણ થયું હતું. અને આ મરણથી પોતે બાંધેલો સ્પેન સાથનો નવો સંબંધ તૂટે નહિ એ વિચારથી ૭મા હેન્રીએ પોતાના બીજા છોકરા હેન્રીનું લગ્ન કૅથરાઇન સાથે નક્કી કર્યું. પણ એ લગ્ન તે વેળા તરતજ થયું નહિ. પણ ૮મા હેન્રીએ ગાદીપર બેઠા પછી પોતાના મોટા ભાઇની વિધવા સાથે લગ્ન કર્યું (૧૫૦૯). પણ પોતાના ભાઇની વિધવા સાથે લગ્ન કરવાની ખ્રિસ્તી ધર્મમાં મનાઇ છે. પણ એ ધર્મની અડચણ દૂર કરવા માટે પોપની પરવાનગીથી તેણે આ લગ્ન કર્યું હતું. પણ આ લગ્નથી બંને સુખી થયાં નહિ. હેન્રીનો સ્વભાવ મોજીલો અને વિલાસી હતો, ત્યારે કૅથરાઇનનો સ્વભાવ એથી તદ્દન ઉલટો ધાર્મિક હતો. તેને છેલછબીલાપણું ગમતું નહિ. તેથી હેન્રીને તેનાપર મુદ્દલ પ્રેમ હતો નહિ. તેને પેટે થયેલાં બધાં સંતાનો મરણ પામ્યાં હતાં. માત્ર એક મેરી નામની છોકરી જીવતી રહી હતી. હવે તેને પેટે હેન્રીને છોકરો થવાની બીલકુલ આશા હતી નહિ. તેથી તે તેને ફારગતી આપવાની સંધિની રાહ જોયાં કરતો હતો. આ કારણથી તેને ફારગતી આપવાનો હેન્રીનો વિચાર તો હતોજ, તેવામાં કૅથરાઇનની ઍન બુલીન નામની એક ઘણી સુંદર અને મોહક દાસી હતી તેની ઉપર હેન્રી મોહી પડ્યો, અને તેની સાથે તેને લગ્ન કરવાની ઇચ્છા થઇ. પણ એ લગ્નની વચ્ચે કૅથરાઇનની આડખીલી હતી, તેથી કૅથરાઇનને છૂટાછેડા આપવાનો તેણે ઠરાવ કર્યો. પરંતુ તેમ કરવામાં પોપની સમ્મતિ જોઇએ, તેથી તે કામ બજાવવાનું હેન્રીએ વુલ્સીને સોંપ્યું.

આ વખતે પોપની ગાદીપર ૭મો કલેમંટ હતો. આ ફારગતીની બાબતમાં તેની સ્થિતિ ઘણી કફોડી હતી. કૅથરાઇન સ્પેનના રાજા અને રોમન સામ્રાજ્યના શહેનશાહ ૫મા ચાર્લ્સની ફોઇ થતી હતી, તેથી કૅથરાઇનને ફારગતી આપવાની હેન્રીને પરવાનગી આપવાથી ચાર્લ્સને માઠું લાગશે એમ તેને લાગતું હતું. અને હેન્રીને પરવાનગી ન આપે તો તે અસંતુષ્ટ થાય, અને પછી તેની તરફથી કોઇપણ બાબતમાં પોતાને મદદ નહિ મળે એમ કલેમંટને લાગ્યું. આવા

પ્રકારની પરિસ્થિતિ હતી તે વખતે પાદશાહ ચાર્લ્સે રોમપર સ્વારી કરી તેનાપર પોતાની સત્તા સ્થાપિત કરી હતી તેથી ચાર્લ્સની વિરૂધ્ધમાં કોઇપણ તરેહની ચીજ કરવાની હિમ્મત તેણે કરવી જોઇએ નહિ. આવા પ્રકારની કફોડી સ્થિતિમાં પોપ આવી પડેલો હોવાથી આ બાબતમાં કંઇપણ કરવામાં ઢીલ કરવી એ ઠીક લાગવાથી એ પ્રશ્નની ચોકસી કરવા માટે કેમ્પેનો નામના એક ઇટલીના ધર્મગુરૂને અને વુલ્સીને પોતાના પ્રતિનિધિ નીમ્યા. આ પ્રશ્નનો જલદીથી નીકાલ લાવવા હેન્રી અને વુલ્સી બંનેએ પ્રયત્ન કર્યો. પરંતુ પોપના કહેવાથી કેમ્પેનો ખાસ ઢીલ કરતો હોવાથી આ પ્રશ્નનો તાબડતોબ નિકાલ થયો નહિ. છેવટે પોપે તેને પાછો રોમ બોલાવી લીધો, અને એ સવાલનો નિકાલ પોતે રોમમાંજ કરશે એમ જાહેર કરી તે કજીઓ રોમમાં લાવવા હેન્રીને ફરમાવ્યું. ( ૧૫૨૮ ).

આમ કરી આ બાબતમાં પોપ વિનાકારણ ઢીલ કરે છે, અને કદાચ તેમાં વુલ્સીનો પણ હાથ હોય એવો હેન્રીને સંશય આવવાથી વુલ્સીને તેની ઉંચી પદ્વિપરથી ઉતારી પાડવાનું હેન્રીએ ઠરાવ્યું. આમાં વુલ્સીનો પોતાનો કંઇપણ અપરાધ નહોતો છતાં હેન્રીની વુલ્સીપર ગેરમહેરબાની થયાથી લોકોપણ તેનો તિરસ્કાર કરવા લાગ્યા.

**વુલ્સીની પડતી.**—વુલ્સીનું ઉદ્દામવર્તન અને દેશપર તેણે મૂકેલા અપ્રિય કરોને લીધે બધાંનાં મનમાં તેનાપર અપ્રિયતા ઉત્પન્ન થઇ હતી. ૧૫૨૮માં એક પાઉન્ડે ચાર શીલીંગનો ઉપજવેરો દરેક પાસે લેવો એવો કાયદો કરવાની માંગણી તેણે પાર્લમેન્ટ પાસે કરી. પણ પાર્લમેન્ટે એક પાઉન્ડે બે શીલીંગનો કર મૂકવાની સમ્મતિ તેને આપી. ૧૫૨૯માં વુલ્સીને રાજકારભારના ખરચ માટે પાછી પૈસાની જરૂર જણાઇ. પણ પાછો કર મૂકવા પાર્લમેન્ટની સમ્મતિ મળનાર નથી એમ લાગવાથી તેણે બેનેવોલંસીસ એટલે નજરાણાં તરીકે પૈસા ઉઘરાવવા માંડ્યા. વુલ્સીના આ અન્યાયી અને જુલમી કૃત્યને લીધે તેની વિરૂદ્ધ લોકમત ઘણો ઉશ્કેરાયો અને આ કરનો ખુલ્લી રીતે પ્રતિકાર કરવાનો તેઓએ ઠરાવ કર્યો. એકંદર વાતાવરણ આવી

રીતનું હોવાથી વુલ્સીએ એ કર પોતેજ મૂક્યો છે અને તેમાં મારી કબૂલાત નથી, એમ હેન્રીએ જાહેર કર્યું, અને તેને ચૅન્સેલરની પદ્વિ ઉપરથી કાઢી મૂક્યો. આ પછી વુલ્સીને પૂર્ણપણે સપડાવવાની આ સંધિ ઠીક છે એમ જોઈ હેન્રીએ તેના ઉપર તેની પરવાનગી લીધા શિવાય પોપના કાર્ડિનલની જગા સ્વીકારવાનો આરોપ મૂક્યો. વાસ્તવિક રીતે જોતાં વુલ્સીએ એ જગા પુષ્કળ વર્ષ પૂર્વે સ્વીકારેલી હોઈ હેન્રીને એ વાતની ખબર હતી, તોપણ તે માટે પોતાની ના પસંદગી દર્શાવેલી નહોતી, ત્યારે હવે એ આરોપ વુલ્સીપર મૂકવો યોગ્ય નહોતું. પણ વુલ્સી ફારગતીની બાબતમાં વિનાકારણ ઢીલ કરે છે, અને લોકો તેનાપર અસંતુષ્ટ થયા દેખાય છે ત્યારે તેના ઉપર આરોપ મૂકી લોકપ્રિયતા મેળવવા આ લાગ ઠીક છે એમ હેન્રીને લાગ્યું. *સ્ટૅચ્યૂટ ઑફ પ્રીમ્યુનાયરના કાયદા અન્વયે તેનાપર અપરાધ સાબિત થયો. અને તે ગુનાહ માટે હેન્રીએ તેની સઘળી ખાસ માલમતા જપત કરી, અને તેને દરબારમાંથી બરતરફ કરી યૉર્કના આર્ચબિશપ તરીકે મોકલ્યો. ત્યારપછી એક વર્ષે તેનો હજુપણ વધુ અધઃપાત કરવાનું ઠરાવી હેન્રીએ તેનાપર રાજ્યદ્રોહનો આરોપ મૂક્યો, અને તે સંબંધે તેનું જે કંઈ કહેવું હોય તે કહેવા તેને લંડન આવવા ફરમાવ્યું. પરંતુ લંડન આવતાં રસ્તામાં લીસ્ટર આગળ તે મરણ પામ્યો. વુલ્સી મહત્વાકાંક્ષી હતો. તેના હાથમાં રાજકારભારનું સુત્ર આવ્યા પછી તેના ઉદ્દામપણા અને કડક કૃત્યોને લીધે સામાન્ય પ્રજા વર્ગને તે અપ્રિય થઈ પડ્યો હતો. પણ હેન્રીની નાણાં બાબતમાં સેવા

---

***નોંધ:**—ઈંગ્લૅંડમાં પ્રજાને ન ગમતી એવી બે બાબત પોપ તરફથી કરવામાં આવતી હતી. (૧) ઈંગ્લૅંડની ધર્મપીઠોના અધિકારી પોપ પોતાની મરજીમાં આવે તેને નીમે અને તે પ્રમાણે તે પરદેશીઓને નીમતો; અને (૨) કેટલેક પ્રસંગે દેશની સાધારણ કચેરીમાં ચાલવા જોઇએ એવા કજીઆ ધર્મ કચેરીઓમાં ચલાવવા એવો પોપનો દુરાગ્રહ. આ પક્ષત્તિ બંધ કરવા માટે ૧૩૫૦-૫૩ દરમ્યાન પાર્લમેન્ટે કાયદો કર્યો તેને સ્ટૅચ્યૂટ ઑફ પ્રીમ્યુનાયર કહે છે.

કરવામાં વુલ્સીએ કંઇપણ કચાસ રાખી નહોતી તે જોતાં તેનાપર રાજ્યદ્રોહનું તોહમત હેન્રીએ મૂક્યું એ અજાયેબ જેવું છે. વુલ્સીને તેના હોદ્દાપરથી પદ્દભ્રષ્ટ કર્યાં પછી હેન્રીએ ટૉમસ ક્રૉમ્વેલ અને ક્રૅન્મર નામના બે ગ્રહસ્થને પોતાના મંત્રી બનાવ્યા. રાજકારભારી બાબતમાં તે ક્રૉમ્વેલની સલાહ લેતો, અને ધાર્મિક બાબતોમાં તે ક્રૅન્મરના વિચાર પ્રમાણે ચાલતો. ક્રૉમ્વેલ હલકા કુળનો હોઈ પોતાની હોશીઆરીથી ઉંચો ચઢયો હતો. ક્રૅન્મરનું જોર ધાર્મિક બાબત સંબંધમાં હોવાથી યુરોપની ધાર્મિક સુધારાની ચળવળથી તેના મનપર અસર થઈ હતી. પણ હજી સુધી તેણે પોતાનો ધાર્મિક મત ગુપ્ત રાખી મૂકયો હતો. ફારગતીની બાબતમાં પોપ પાસેથી ,અનુકુળ નિકાલ મળતો નથી, અને તે જલદી મળવાનો સંભવ પણ નથી, ત્યારે પછી શું કરવું એ વિચારમાં હેન્રી હતો તેથી એ પ્રશ્નનો સમાધાનકારક નિકાલ લાવવા માટે ક્રૅન્મરે એવું સુચવ્યું કે, વિધવા ભાભી સાથે લગ્ન કરવાની ખ્રિસ્તી ધર્મ પ્રમાણે મનાઈ હોવાથી તે પ્રતિબંધ દૂર કરવા અને લગ્ન કરવાની પરવાનગી આપવા પોપને અધિકારજ નહોતો, તેથી હેન્રીનું કૅથરાઈન સાથે થયેલું લગ્ન અશાસ્ત્ર હતું. ક્રૅન્મરની આ સલાહ હેન્રીને પસંદ પડી, અને ક્રૅન્મરની સૂચના ઉપરથીજ આ પ્રશ્ન સંબંધે તેણે યુરોપના નિરનિરાળા વિશ્વવિદ્યાલયના અભિપ્રાય મંગાવ્યા. આ અભિપ્રાયો પૈકી ઘણાં વિશ્વવિદ્યાલયોના અભિપ્રાયો હેન્રીને જોઈતા હતા તેવાજ આવ્યા, એટલે એ લગ્ન તદ્દન ગેરકાયદેસર હતું એવા અભિપ્રાય આવ્યા. ત્યારે તેનો લાભ લઈ તે પ્રમાણે વર્તવા હેન્રીએ ઠરાવ્યું

**હેન્રી ઇંગ્લૅંડમાંથી પોપનું ઉપરીપણું કાઢી નાંખે છે.—** ત્યારપછી હેન્રીએ ઇંગ્લૅંડમાં ધર્માધિકારીઓનાં અધર્મી અને ગેરકાયદેસર વર્તનપર હલ્લો કરવાની શરૂઆત કરી. તેના આ કૃત્ય તરફ પ્રજાની સહાનુભૂતિ મળશે એમ હેન્રીને લાગતું હતું. વુલ્સી પોપનો પ્રતિનિધિ છે એવું તમે કબૂલ કીધું છે માટે પ્રીમ્યુનાયરના કાયદા અન્વયે થતી શિક્ષાને પાત્ર તમે થયા છો એવું હેન્રીએ ધર્માધ્યક્ષોના સંઘને કહ્યું, અને પછી ૧ લાખ અને

૧૮,૦૦૦ પાઉન્ડ દંડ દાખલ લઈ તેણે તેઓનો છુટકો કર્યો. ત્યારપછી ઈંગ્લૅંડના ચર્ચનો—ધર્મ સંબંધી બાબતમાં પોતે ઉપરી છે એવું હેન્રીએ જાહેર કર્યું. પછી પાર્લમેન્ટના એકાદ કાયદા પ્રમાણે ધર્માધિકારીઓના જૂના કાળથી ચાલી આવેલા કેટલાક વિશેષ હકો હતા તે તેણે કમી કરી નાખ્યા. આટલું કર્યાં છતાં પણ પોપ હજુ ઠેકાણે આવતો નથી અને ફારગતીની બાબતમાં તેને અનુકુળ એવો નિકાલ આપતો નથી એ જોઈ ઈંગ્લૅંડની ધર્મપીઠના નવા અધિકારી નીમવાનો પોપનો હક અને નવીન ધર્માધિકારીઓએ પહેલા વર્ષની સઘળી ઉત્પન્ન પોપને મોકલવાનો રિવાજ એ બંને બંધ કર્યાં.

આ પ્રકારે ફારગતીની બાબતમાં પોપ પાસેથી અનુકુળ નિકાલ મળતો નથી, અને પોપ વિનાકારણ ઢીલ કરે છે એ જોઈ હેન્રીએ બીજા ઉપાયો યોજવાનું મનમાં આણ્યું. તેણે ક્રૅન્મરને આર્ચબિશપના ઓધ્ધાપર નીમ્યો, અને ફારગતીની ચોકસી પોપ પાસે ન કરાવતાં ઈંગ્લૅંડના ધર્માધિકારીઓની કોર્ટ પાસે કરાવવાનું ફરમાવ્યું. પરંતુ રાણી કૅથરાઇને આ પ્રકારની કોર્ટ આગળ સાક્ષી આપવા કબૂલ કર્યું નહિ, અને તે બાબે પોપને અરજી કરી. પણ અહીંનો ક્રૅન્મરે આ કજીઓ પોતાની ધાર્મિક કોર્ટમાં ચલાવી હેન્રી અને કૅથરાઇનનું લગ્ન અશાસ્ત્ર છે અને તે ઇશ્વરને કબૂલ થનાર નથી એવો નિકાલ આપી હેન્રીને બીજું લગ્ન કરતાં કંઇપણ અડચણ નથી એવું જાહેર કર્યું. ક્રૅન્મર પાસેથી આવો નિકાલ મળતાંજ હેન્રીએ ઍન બુલીન સાથે લગ્ન કર્યું, અને તેને રાણી તરીકે જાહેર કરી (૧૫૩૩).

હેન્રીનું આ કૃત્ય જોઇ પોપને ઘણો ગુસ્સો ચઢયો; અને તેણે ઍન બુલીનનું લગ્ન ગેરકાયદે જાહેર કર્યું અને હેન્રીને ધર્મબહિષ્કૃત કર્યો.

આ પછી કેટલેક સમયે ઍન બુલીનને ઇલિઝાબેથ નામે એક છોકરી થઇ. ત્યારે ઇલિઝાબેથ મારી કાયદેસર વારસ છે એવા સોગંદ લેવા તેણે સર્વેને ફરમાવ્યું. ઉપર પ્રમાણે સપથ લેવા ના પાડવા માટે મોર અને ફીશર નામના બે ગ્રહસ્થોને હેન્રીએ તુરંગમાં ઘાલ્યા, અને ઈંગ્લૅંડમાંથી પોપની સત્તા સમુળગી કાઢી નાખવા માટે ઍક્ટ

ઑફ સુપ્રેમસી—સર્વોપરીપણાનો કાયદો—પાર્લમેન્ટ પાસે કરાવી એ કાયદા અન્વયે ઇંગ્લૅંડની સર્વ ધર્મ સંબંધી બાબતોમાં ઇંગ્લૅંડનો રાજાજ ઉપરી છે એવું જાહેર કર્યું (૧૫૩૫).

આવી રીતે ઇંગ્લૅંડનો રાજા ૮મો હેન્રી પોપની ધાર્મિકસત્તા કાઢી નાખે છે એ જોઇ પોપની ગાદીપર નવા આવેલા પોપ ૩જા પાલે ફરમાન કાઢી હેન્રીને ધર્મબહિષ્કૃત કર્યો, અને પોતે તેને ઇંગ્લૅંડની ગાદીપરથી પદભ્રષ્ટ કર્યો છે એવું જાહેર કર્યું.

ફારગતીના ખાસ ખાનગી કારણસર હેન્રી અને પોપ વચ્ચે ઉપર કહ્યું તેમ જે વૈમનસ્ય શરૂ થયું તેણે એવું તીવ્રસ્વરૂપ લીધું કે પોપે હેન્રીને ધર્મબહિષ્કૃત કરી ગાદીપરથી પદભ્રષ્ટ કર્યો હોવાનું જાહેર કર્યું, ત્યારે હેન્રીએ ઇંગ્લૅંડપર રહેલી સહેલી પોપની સર્વ સત્તા કાઢી નાંખી. ઇંગ્લૅંડ ધાર્મિક બાબતમાં પોપથી સ્વતંત્ર છે એવો કાયદો પાર્લમેન્ટ પાસે પસાર કરાવી લીધો. ઇંગ્લૅંડની ધાર્મિક ઘટનામાં આવા પ્રકારનો મહત્વનો ફેરફાર થતો હતો તોપણ તે વેળા અંગ્રેજ પ્રજાએ કંઈ ચળવળ ન કરતાં બધું મુગાં મુગાં જોયાં કર્યું. પોપના વિલાસી અને નિંદ્યવર્તન માટે તેને તિરસ્કાર હોઈ પોપને નિરનિરાળે રૂપે કર આપવાનું આ કારણથી તો બંધ થશે એવી આશા સર્વેને દેખાવા લાગી. પોપની સત્તા કાઢી નાંખવાથી ઇંગ્લૅંડનો ધર્મ રાષ્ટ્રીય બન્યો હતો. આ વખતે ઇંગ્લિશ પ્રજાને કૅથૉલિક પંથ કાઢવાનો વિચાર માત્ર પણ આવ્યો નહોતો.

આ વખતે આખા યુરોપમાં ધાર્મિક સુધારા સંબંધે પ્રૉટેસ્ટન્ટ અને રોમન કૅથૉલિક એવાં બે તડ પડી ઝગડો ચાલી રહ્યો હતો. હેન્રીનું ધોરણ એવું હતું કે બંનેમાંથી કોઇપણ પંથમાં જોડાવું નહિ. કૅથૉલિક પંથમાંથી નીકળી જવું તેને ઠીક લાગતું નહોતું. તેમજ કૅથૉલિક પંથમાં રહી પોપનું ઉપરીપણું માન્ય કરવું એ પણ તેને પસંદ નહોતું.

**હેન્રીનું ધાર્મિક ધોરણ.**—ત્યારે આ બંને પંથમાંથી એકેને ચીકટી ન રહેતાં કોઇ એક મધ્યમ માર્ગ સ્વીકારવાનો હેન્રીએ ઠરાવ કર્યો. રોમન કૅથૉલિક પંથે માન્ય કરેલી કેટલીક

પ્રથા, તેમજ પ્રૉટેસ્ટન્ટ પંથે માન્ય રાખેલા કેટલાક આચાર તેણે સ્વીકાર્યાં હતા. પોપને ખ્રિસ્તી ધર્મના વડા ધર્મગુરૂ તરીકે જે અધિકાર હતો તેજ અધિકાર ઇંગ્લૅંડમાં પોતાને મળે એવી હેન્રીની ધારણા હતી. આવી રીતે હેન્રીએ મધ્યસ્થ ધોરણ રાખવાને લીધે બંને પંથોના લોકો તેનાપર અસંતુષ્ટ રહેવાં લાગ્યા. હેન્રીએ પોપની સત્તા કાઢી નાંખી ધાર્મિક બાબતમાં પોપની સર્વ સત્તા પોતાના હાથમાં લીધી તેથી કૅથૉલિક પંથના લોક તેનો તિરસ્કાર કરતા, ત્યારે પ્રૉટેસ્ટન્ટ પંથવાળાઓને *ટ્રૅન્સબસ્ટૅનસિએશન નો સિધ્ધાંત માન્ય ન હોવાથી કેટલાક અક્કલ વગરના આચારવિચાર હેન્રી પાળતો હતો તે માટે તેઓ તેનો તિરસ્કાર કરતા હતા. આવી રીતે બંને પંથના લોકો હેન્રીપર નારાજ હતા.

આમ ધર્મની બાબતમાં હેન્રીનું મન ડામાડોળ હોઇ ૧૫૩૬–૩૭ ને સુમારે તેણે કરેલાં કૃત્યોને લીધે અને પ્રૉટેસ્ટન્ટ પંથીઓ તરફ તેનું મન વધારે ઝુકેલુ હોવાથી રોમન કૅથૉલિક પંથના લોકો તેનો ઘણો તિરસ્કાર કરવા લાગ્યા. વળી આ વખતે હેન્રીએ ઇંગ્લૅંડપર પોપનું રહેલું અપ્રત્યક્ષ ઉપરીપણું કમી કરવા માટે અને ઘણી સંપત્તિ અને માલમતા જપત કરવા માટે ઈંગ્લૅંડના ધર્મમઠોપર હલ્લો કરવાની યોજના કરી. આ ધર્મમઠોમાં રહેનારા સાધુઓ માટે લોકોનો આદર ઓછો થઇ ગયો હતો. પૂર્વકાળમાં મઠો માટે લોકોમાં જે પ્રેમ અને ઉત્સાહ હતાં તે આ વખતે નહિ જેવાં થઇ જઇ એ મઠોની આવશ્યકતાજ લોકોને લાગતી નહોતી, અને તેમ થવાનું કારણ ધર્મમઠોના સાધુઓનું આચરણજ હતું. મઠાધિકારીઓ અને સાધુઓ પૂર્વનાં ઉચ્ચ વિચાર અને સાદાં જીવનનો ત્યાગ કરી હવે ચેનબાજી અને વિલાસમાં દિવસો કાઢતા હતા.

**મઠોનો નાશ:**—હેન્રીના વખતમાં ઈંગ્લૅંડમાં મઠોની સંખ્યા લગભગ ૬૦૦ જેટલી હતી. એ મઠોના તાબામાં સ્થાવર જંગમ ઘણી

*નોંધ—ધાર્મિકવિધિની વખતે રોટલી અને દારૂ આપવાનો રિવાજ છે, તે ક્રાઇસ્ટનાં માંસ અને લોહીનું રૂપાંતર હોઈ તે બંને તેમાં હોય છે એવી રોમન કૅથૉલિક પંથના લોકોની સમજૂત છે.

કીંમતની માલમતા હોવાથી તેમના તરફ સર્વેનું લક્ષ સહજ ખેંચાતું. સાધુઓ અગાઉ પ્રમાણે પરોપકારનાં કામ કરતા નહિ. અસલના વખતમાં મઠો ધર્મ અને વિદ્યાકળાનાં મુખ્ય ધામ હતાં. પણ હળવે હળવે એ વિષયોમાં તેઓની મહત્તા ઓછી થઇ હવે તેઓ એશઆરામ અને ચેનબાજીના સ્થાન થયાં હતાં.

તે વખતે ધર્મમઠોની આવી સ્થિતિ હતી, તેથી લોકોને તે માટે વિશેષ પ્રેમ હતો નહિ તે જોઇ એ મઠો બંધ કરી તેઓની સંપત્તિ અને માલમતા જપ્ત કરવાં એવું હેન્રીને લાગવા માંડ્યું. પણ પોતાના હેતુ માટે લોકોનાં મનમાં શંકા થાય નહિ તેટલા માટે એ મઠો સંબંધે પૂર્ણપણે ચોકસી કરી તેઓની આવશ્યકતા છે કે નહિ તે નક્કી કરવા માટે હેન્રીએ એક કમિશન નીમ્યું. આ કમિશનના લોકોને હેન્રીના હેતુની ખબર તો હતીજ, તેથી એ ધર્મમઠ સંબંધે તપાસ કરીને તેમાંના ભિક્ષુઓનું વર્તન સુગ ચઢે એવું છે, અને તે મઠો દુરાચાર અને અનીતિનાં ધામોજ છે, માટે તે બંધ કરવા એ સારૂં છે એવો તેઓએ મત આપ્યો.

આ કમિશન તરફથી ધર્મમઠો માટે આવો પ્રતિકુળ અભિપ્રાય આવ્યા પછી તે હેન્રીએ પાર્લમેન્ટ આગળ મૂક્યો, અને એ મઠો પૈકી જેઓની વાર્ષિક ઉપજ ૨૦૦ પાઉન્ડથી ઓછી હોય એવા મઠોને કાઢી નાંખવાનો કાયદો તેણે પાર્લમેન્ટ પાસે પસાર કરાવ્યો. આ કાયદો પાસ થયા પછી ત્યાં રહેનારા ભિક્ષુકોને થોડું પેનશન આપી મઠોની સર્વ માલમિલ્કત જપ્ત કરી (૧૫૩૬).

હેન્રીએ ઍન બુલીન સાથે લગ્ન કર્યાં પછી હેન્રીને ઇલિઝાબેથ નામની એક છોકરી થઇ હતી. એને પેટે પોતાને છોકરો થવાની હેન્રીને પૂર્ણપણે નિરાશા થઇ હતી અને તેથી ધીમે ધીમે ઍન બુલીન તેને મનથી ઉતરવા લાગી. તેની હંમેશની એશઆરામી રહેણી અને રજવાડામાંના બીજા માણસો સાથે વિશેષ મહોબતી વર્તન ઉપરથી હેન્રીને તેની વર્તણુક બાબત શંકા થવા માંડી હતી. એકંદર સ્થિતિ આવા પ્રકારની હતી તેવામાં તેની તેહનાતમાં રહેતી જેન સીમોર નામની દાસીપર હેન્રીનું મન ચોંટ્યું. અને તેની સાથે લગ્ન કરવાનો

નિશ્ચય તેણે કર્યો. એ લગ્ન કરવાના માર્ગમાં ઍન બુલીનની આડખીલી હતી તેથી તેનાપર કોઇ તરેહનો આરોપ મૂકવાના વિચારમાં તે હતો. છેવટે ૧૫૩૬ના મે મહિનામાં તેણે ઍન બુલીનપર વ્યભિચારનો આરોપ મૂકયો તે જોઇ ઍન બુલીન ઘણી ચકિત થઈ.

**ઍન બુલીનને ફાંસી.**—આ આરોપ માટે તેની તપાસ કરવામાં આવી અને તેમાં તે અપરાધી ઠરી, અને શિક્ષામાં તેને ફાંસી દેવામાં આવી. આવી રીતે ઍન બુલીનની આડખીલી દૂર થઈ કે લાગલુંજ જેન સીમોર સાથે તેણે લગ્ન કર્યું.

આવી રીતે હેન્રી ઘર સંસારનો પ્રસંગ પાર પાડે એટલામાં તેને બીજી તરફ લક્ષ દોરવવું પડયું. આ વખતે આયર્લંડમાં અને ઈંન્ગ્લૅંડની ઉત્તર સરહદ ઉપર તોફાનો થવા માંડયાં હતા. ઉત્તર તરફનાં પરગણાં પછાત હોવાથી ધર્મ સુધારાનો પવન ત્યાં સુધી ગયો નહોતો. એ ઠેકાણેના ધર્મમઠોના ભિક્ષુકોને ત્યાંનો લોકમત અનુકુળ હતો. તેઓને હજુ સુધી પોપ તરફ સહાનુભૂતિ હતી. હેન્રીએ નાના નાના મઠોનો નાશ કરેલો, તે જોઈ તેઓ નારાજ થયા, અને તેના એ કૃત્યનો નિષેધ કરવા માટે બંડ ઉઠાવવાનો તેઓએ નિશ્ચય કર્યો.

**ધર્મમઠોનો નાશ કરવાથી થયેલો દંગો.**—પ્રથમ લૅંકેશાયર પરગણાંમાં દંગાની શરૂઆત થઈ, અને પછી એ મોજું યૉર્કશાયરમાં પ્રસર્યું. ત્યાં લૉર્ડ ડર્બી અને લૉર્ડ આસ્કની સરદારી નીચે ૩૦,૦૦૦નું સૈન્ય એકઠું થયું. અમારૂં ઈશ્વરનું સૈન્ય છે એવું તેઓએ જાહેર કર્યું અને પોતાના વાવટા ઉપર ક્રાઇસ્ટને થયેલા પાંચ જખમ તેઓએ બતાવ્યા હતા. તેઓની મુખ્ય માંગણી એવી હતી કે પોપની સાથે પાછી સમેટ કરી દઈ કૅથૉલિક પંથની પુનઃસ્થાપના કરવી અને રાજાના મુખ્ય મંત્રી ક્રૉમ્વેલ ને મંત્રીપદપરથી કાઢી મૂકવો. હેન્રીની પ્રત્યક્ષ મુલાકાત લઈ તેની પાસે પોતાની માંગણીઓ માન્ય કરાવવી એવો તેમનો બેત હતો. આવી રીતે આ સૈન્ય આગળ ચાલતાં જે લોકોને પોપ તરફ અને રોમન કૅથૉલિક પંથ તરફ સહાનુભૂતિ હતી એવા ઘણા લોકો તેમને આવી મળ્યાથી એ સૈન્ય એક સરખું

વધતું ચાલ્યું. આવી રીતે એ સૈન્ય આવે છે એ સાંભળતાંજ હેન્રી ચકિત થયો. અને આ પરિસ્થિતિનો જવાબ આપવા માટે ડ્યૂક ઑફ નૉરફોક જેને પ્રૉટેસ્ટન્ટ પંથપર ફિટકાર હતો તેને આ લોકોનું કહેવું શું છે તે સાંભળી લેવા મોકલ્યો. તેઓની સઘળી માંગણીપર દીલસોજીથી વિચાર કરવાનો હેન્રીનો વિચાર છે, તેથી આ બાબતના સંબંધમાં તમારામાંથી કોઇને પણ શિક્ષા થશે નહિ એવું વચન નૉરફોકે તેમને આપ્યું. આવું વચન મળવાથી એ મંડળી પાછી ફરી. પણ પોતાના વચન પ્રમાણે વર્તવાની હેન્રીની મુદ્દલે મરજી નહોતી. તેણે પોતાનું સૈન્ય એકઠું કરી ઉત્તર તરફના પરગણાંપર સ્વારી કરી.

હેન્રીએ તેઓની માંગણીઓ કોરણે મૂકી વેર લેવાનો વિચાર કર્યો છે તે જોતાંજ કેટલાક તોફાની લોકોએ હેન્રીની સામે તોફાન મચાવવાની શરૂઆત કરી. એટલે એ બંડખોર લોકોને શિક્ષા કરવાનું કારણ મળતાંજ હેન્રીએ તેઓને હરાવી આગેવાનોને પકડી ફાંસી દીધી (૧૫૩૬).

ઉપર પ્રમાણે એ બંડને દબાવી દીધા પછી જે લોકોને કૅથૉલિક પંથ માટે પ્રેમ હતો અને પોપ તરફ જેઓની દીલસોજી હતી એવા જૂનાં રાજ્યકુટુંબમાંનાં કેટલાક માણસો પોતાની વિરૂધ્ધ તરકટ રચે છે એવો વહેમ જવાથી એકઝીટરના માર્કિવસ અને હેન્રી પોલ એ બે ગ્રહસ્થોને ફાંસી દીધી.

આ વખતે આયર્લૅંડમાં પણ તોફાન શરૂ થયાં હતાં. ત્યાંપણ હેન્રીએ સૈન્ય મોકલી તોફાન શાંત પાડી દીધાં. એટલુંજ નહિ, પણ આવા પ્રકારનાં તોફાન પાછાં થાય નહિ તે માટે ફિટસજેરલ્ડના વંશના માણસોને હલકા પાડી દબાવી દીધા અને મન્સ્ટર પરગણામાં સર્વલોકને શરણે લાવી તેમને રાજાને નમન કરવાની ફરજ પાડી.

પોપની ઇંગ્લૅંડમાં રહેલી સહેલી સત્તાનો જડમૂળથી સમૂળગો નાશ કરવાનો હેન્રીનો પ્રયત્ન હોવાથી તેને સહજજ અણચિંતવી રીતે પ્રૉસ્ટેસ્ટન્ટ પંથ તરફ ઢળવાનું થયું. ૧૫૩૬માં તેણે

પ્રસિધ્ધ કરેલા કાયદા પ્રમાણે બાઇબલમાં જે વિષે સમ્મતિ ન હોય એવા આચારવિચારનો ત્યાગ કરવામાં] આવ્યો હતો. પછી *બાઇબલનું ઈંગ્રેજી ભાષાંતર કરી તેને ૧૫૩૮માં પ્રસિધ્ધ કરવામાં આવ્યું. આ ભાષાંતર પ્રૉટેસ્ટન્ટ પંથ માટે જેને વિશેષ અભિમાન હતું એવા વિલિઅમ ટિન્ડેલે તૈયાર કરેલું હોવાથી તેમાં પ્રૉટેસ્ટન્ટ પંથને પોષક એવા વિચાર પ્રગટ કરવામાં આવ્યા હતા, તેમાં કંઈ નવાઈ નહોતી.

આ પ્રમાણે બાઇબલનું અંગ્રેજી ભાષામાં ભષાંતર થઈ તે સામાન્ય લોકોના ઉપયોગ માટે પ્રસિધ્ધ થવાથી પ્રૉટેસ્ટન્ટ પંથની વૃધ્ધિ સપાટાબંધ થવા લાગી. આ વખતે ક્રૅન્મર કૅન્ટરબરીનો આર્ચબિશપ હતો તે પ્રૉટેસ્ટન્ટ પંથી હોવાથી પ્રૉટેસ્ટન્ટ પંથનો પ્રચાર થાય તે તેને ઇષ્ટ હતું. આ વેળા ક્રૉમ્વેલ મુખ્ય પ્રધાન હતો તેના મનમાં એવું હતું કે હેન્રીના મનમાં રોમન કૅથૉલિક પંથ માટે તદ્દન તિરસ્કાર ઉત્પન્ન કરી ઈંગ્લૅંડમાં પ્રૉટેસ્ટન્ટ પંથની સ્થાપના કરાવવી. પરંતુ હેન્રીને એવી રીતની સૂચના કરવા જેટલી તેનામાં હિમ્મત નહોતી. પણ હેન્રીને પ્રૉટેસ્ટન્ટ પંથ તરફ લઈ જવાના ઇરાદાથી જે પ્રમાણે નાના મઠો બંધ કર્યાં હતા તે પ્રમાણે મોટા મઠો પણ બંધ કરવા એવી સૂચના તેણે હેન્રીને કરી. નાના મઠ બંધ કર્યાં પછી તેની માલમતાથી હેન્રીને ઘણો ફાયદો થયો હતો, અને હવે મોટા મઠો બંધ કરવામાં આવે તો તેની માલમતા જપત કરી લેવાશે એવી આશા હેન્રીને લાગવા માંડી. તેથી તેણે લાગલોજ એ ધર્મમઠો બંધ કરવાનો હુકમ છોડયો.

**મોટા મઠોનો નાશ (૧૫૩૮–૧૫૪૦).**—આ હુકમ પ્રમાણે

---

***નોંધ:**—બાઇબલ પહેલાં હિબ્રૂ, ગ્રીક અને લૅટિન ભાષામાં લખાયું હતું. આ ભાષાઓ સામાન્ય લોકોને આવડતી ન હોવાથી બાઇબલમાં શું કહ્યું છે તેની તેમને સમજણ નહોતી, અને તે માટે તેઓને ધર્માધિકારીપર અવલંબી રહેવું પડતું હતું. પછી માતૃભાષામાં બાઇબલનો તરજુમો થવાથી તે સામાન્ય લોકના સમજવામાં આવ્યું.

મોટા મઠ બંધ કરવામાં આવ્યા, અને તેમાંના સાધુઓને હેન્રીએ પેન્શન આપ્યાં. ત્યારપછી પાર્લમેન્ટ પાસે એક કાયદો કરાવી તેની બધી સંપત્તિ અને માલમિલ્કત જપ્ત કરાવી. આ પૈસાનો ઉપયોગ ધાર્મિક કામોમાં કરવાનું હેન્રીએ વચન આપ્યું હતું. પરંતુ એ વચન પ્રમાણે ન વર્તતાં જપ્ત કરેલી મિલ્કતનો મોટો ભાગ પોતે લઈ બાકીનો ભાગ પોતાની મરજી પ્રમાણે અમીર ઉમરાવોને આપ્યો. એટલે આ સર્વ અમીર ઉમરાવને પ્રૉટેસ્ટન્ટ પંથને ચિકટી રહેવા શિવાય છુટકો નહોતો.

હવે હેન્રીએ પ્રૉટેસ્ટન્ટ પંથીઓને માન્ય ન થાય એવાં કામ કર્યાં. તેણે પાર્લમેન્ટ પાસે એક ૬ કલમોવાળું બિલ પસાર કરાવી લીધું. આ કાયદા પ્રમાણે ધર્મના કોઈ મુદ્દા વિરૂદ્ધ જે કોઈ ટીકા કરે તેને પહેલા અપરાધ માટે જપ્તીની અને બીજા અપરાધ બદલ ફાંસીની શિક્ષા ઠરાવી હતી (૧૫૩૯). આ કાયદામાંની કેટલીક કલમો પ્રૉટેસ્ટન્ટ પંથવાળાઓને માન્ય ન હોવાથી તેમનાપર ધાર્મિક બાબતોમાં જુલમજ થયો હતો એમ કહેવું જોઈએ.

૧૫૩૭માં હેન્રીને રાણી જેન સીમોરને પેટે એડવર્ડ નામનો છોકરો થયો, પણ તેને પ્રસવતાંજ જેન મરણ પામી. ત્યારપછી બે વર્ષ સુધી હેન્રીએ વિધુરાવસ્થા કાઢી. પછી લગ્ન કરવાનું હેન્રીને મન થવા લાગ્યું. હેન્રીના મુખ્ય પ્રધાન ક્રૉમ્વેલે હેન્રીની સમ્મતિથીજ પ્રૉટેસ્ટન્ટ પંથની એક જર્મન રાજકન્યા ઍન ઑફ કલીવ્ઝ સાથે હેન્રીનું લગ્ન ઠેરવ્યું. આ લગ્ન સંબંધથી જર્મનીના પ્રૉટેસ્ટન્ટ રાજકર્તાઓ સાથે આપણને અનુકુળ એવી સધિ કરી શકાશે અને તે યોગે ઇંગ્લૅંડમાં પ્રૉટેસ્ટન્ટ પંથનો પ્રસાર કરવામાં મદદ થશે એવી આશા ક્રૉમ્વેલને હતી. આ હેતુ સાધ્ય કરવા માટે ક્રૉમ્વેલના કહ્યા પ્રમાણે હેન્રીએ ઍન ઑફ કલીવ્ઝ સાથે લગ્ન કર્યું. લગ્ન થયા પછી હેન્રીને ખબર પડી કે ઍન મૂર્ખ અને ગાંડા જેવી છે તેથી પૂર્ણપણે તપાસ કર્યાં વગર ક્રૉમ્વેલે આ સંબંધ બાંધ્યો, તે માટે તેને શિક્ષા કરવા હેન્રીએ નિશ્ચય કર્યો. ઍનને પેન્શન આપી તેને એકાદ મઠમાં રવાના કરી દીધી અને ક્રૉમ્વેલપર

લાંચ લેવાનું અને પ્રૉટેસ્ટન્ટ પંથવાળાઓને તુરંગમાંથી છોડી મૂકવાનું તોહમત મૂકી તેને તુરંગમાં પૂર્યો. એ આરોપ કદાચ ખરો પણ હોય, તોપણ આવડા નાના અપરાધ માટે હેન્રીએ પાર્લમેન્ટ પાસે કાયદો કરાવી તેને દેહાંતશિક્ષા કરી! ક્રૉમ્વેલને ફાંસીની શિક્ષા થયેલી જોઈને રોમન કૅથૉલિક પંથના લોકને અત્યાનંદ થયો.

**ક્રૉમ્વેલનો અધ:પાત (૧૭૪૦).**—ક્રૉમ્વેલ એ મુખ્ય મંત્રી હોઈ પ્રૉટેસ્ટન્ટ પંથનો પૂરો અભિમાની હોવાના કારણથી તેની સલાહ પ્રમાણે ચાલી હેન્રીએ રોમન કૅથૉલિક પંથના લોકો વિરુદ્ધ યુદ્ધ શરૂ કર્યું હતું અને હવે ક્રૉમ્વેલ મરણ પામવાથી તેમના વિરુદ્ધની કાયદા બંધ થશે એવી આશા તેઓને લાગવા માંડી. આ પછી હેન્રીએ કૅથરાઈન હાવર્ડ નામની એક રોમન કૅથૉલિક પંથની સ્ત્રી સાથે લગ્ન કર્યાથી રોમન કૅથૉલિક પંથના લોકોને અત્યાનંદ થયો. કૅથરાઈન સુંદર હતી અને તેના મોહક ભાષણ અને હાવભાવથી હેન્રી ભુરકાઈજ ગયો હતો. પણ તેની વર્તણુક સારી નહોતી તે તે વખતે તેના લક્ષમાં આવ્યું નહિ. લગ્ન થયાને એક વર્ષ થયું નહિ એટલામાં તેની વર્તણુક સારી નથી એમ સમજતાં હેન્રીએ તેનો શિરચ્છેદ કર્યો. આવી રીતે તેનાં આ પાંચમાં લગ્નનું પણ દુઃખદાયક છેવટ આવ્યા પછી હેન્રીએ કૅથરાઈન પાર નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું.*

આ પ્રકારે ખુદ ઈંગ્લૅંડમાં રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટન્ટ બંને પંથના લોક હેન્રીથી નારાજ થઈ હેન્રી વિરુદ્ધ તેઓનાં ખાનગી કાવત્રાં ચાલુ હતાં તેવામાં સ્કૉટિશ અને ફ્રેન્ચ લોકો તરફ લક્ષ આપ-

---

* ૮મા હેન્રીના લગ્ન સંબંધ:—

૧૫૦૯ કૅથરાઈન સાથે લગ્ન; ૧૫૩૩માં તેને ફારગતી; એનાથી છોકરી મેરી.—૧૫૩૩ ઍન બુલીન સાથે લગ્ન; ૧૫૩૬માં તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો; એને પેટે છોકરી ઇલિઝાબેથ.—૧૫૩૬ જેન સીમોર, એ ૧૫૩૭માં મરણ પામી; એનો છોકરો એડવર્ડ. —૧૫૪૦ કલીવ્ઝની ઍન; ૧૫૪૦માં એને પણ ફારગતી આપી.—૧૫૪૦ કૅથરાઈન હાવર્ડ; ૧૫૪૨માં એનો શિરચ્છેદ કરવામાં આવ્યો.—૧૫૪૩ કૅથરાઈન પાર સાથે લગ્ન.

વાની તેને ફરજ પડી. ઈંગ્લૅંડની ઉત્તર સરહદપર શાંતિ નહોતી અને સ્કૅાટિશ લોકની પ્રેરણાથી ત્યાં પાછાં નાનાં નાનાં બંડો શરૂ થયાં (૧૫૪૦).

**સ્કૅાટલૅંડ અને ફ્રાન્સ સાથે યુદ્ધ.**—આ વેળા સ્કૅાટલૅંડના રાજા ૫માં જેમ્સે ફ્રાન્સ સાથે સંધિ કરવાને લીધે ફ્રાન્સ આપણાપર હલ્લો લાવશે કે કેમ એવી બીક હેન્રીને લાગવાથી પોતાની દક્ષિણ સરહદ તરફ લક્ષ દોરવવાની તેને ફરજ પડી. અહીં સ્કૅાટલૅંડપર હલ્લો કરવા હેન્રીએ એક સૈન્ય મોકલ્યું હતું. આ સૈન્યે સૉલ્વે મૉસ આગળ સ્કૅાટિશ સૈન્યનો પરાભવ કર્યો (૧૫૪૨); અને આ હારની ખબર સાંભળી સ્કૅાટલૅંડનો રાજા ૫મો જેમ્સ મરણ પામ્યો. જેમ્સને કંઈ પુત્ર-સંતાન નહોવાથી તેની નાની ઉમ્મરની છોકરી મેરી ગાદીપર આવી. સ્કૅાટલૅંડની રાણી મેરી બાળક હોવાથી તેની કારકીર્દિની શરૂઆતમાં સ્કૅાટલૅંડમાં મોટા મોટા સરદારોમાં પાછા દંગા શરૂ થયા. ત્યારે સ્કૅાટ-લૅંડમાં આ બંડો બેસાડી દઈ પાછી શાંતિ સ્થાપવા માટે હેન્રીએ હર્ટ ફોર્ડના અર્લને લશ્કર આપી ત્યાં મોકલ્યો. પરંતુ હર્ટફોર્ડને જય મળ્યો તોપણ તે ત્યાં કાયમની શાંતિ સ્થાપી શક્યો નહિ.

બીજી તરફ ફ્રાન્સના રાજા ફ્રાન્સિસે ઈંગ્લૅંડપર સ્વારી કરવા માટે એક મોટો અરમાર તૈયાર કર્યો હતો. ત્યારે ફ્રાન્સ તરફથી આવવાના આ હલ્લાને જવાબ આપવા માટે હેન્રીએ સૈન્ય એકઠું કર્યું (૧૫૪૫). ફ્રેન્ચ સૈન્યે ઈંગ્લૅંડપર સ્વારી કરી આઇલ ઑફ વાઇટ બેટને ઉજ્જડ કરી કેટલાંક ઈંગ્લિશ વહાણો બાળી નાખ્યાં, પણ ત્યાર પછી બીજું કંઈ કરવામાં આવ્યું નહિ. સામું હેન્રીએ ૧૫૪૪માં બુલોન બંદર જીતી લીધું હતું તે ૧૫૪૬માં ફ્રાન્સ સાથે થયેલા તહનામાથી ઈંગ્લૅંડને પાછું આપી દેવું પડ્યું.

આવી રીતે સ્કૅાટલૅંડ અને ફ્રાન્સ સાથે થયેલી લડાઈઓ અને ઈંગ્લૅંડમાં થતાં બંડો અને દંગાઓ દાબી દેવા માટે હેન્રીને સૈન્ય રાખવાની ફરજ પડી. તે કામ માટે તેને ઘણો ખરચ થયો. ઈંગ્લૅંડમાં ધર્મમઠ બંધ કર્યાં પછી તેને પૈસા ઘણા મળ્યા હતા. પરંતુ તે બધા પૈસા ખરચાઈ ગયાથી પૈસા જમા કરવાના બીજા રસ્તા તેને લેવા પડ્યા. તેણે ઈંગ્લૅંડમાં નાણાંની ખરી કિંમત કમી કરી નકલી નાણાંનો પ્રચાર કર્યો. આ પૂર્વે ઈંગ્લૅંડનું ચલણી સોનાનું નાણું યુરોપના કોઈપણ

સરાફકટ્ટામાં મૂળ કિંમતે ખરીદ થતું હોવાથી ઇંગ્લૅંડના ચલણી નાણાંની પત સર્વત્ર સ્થાપિત થયેલી હતી. પણ આ પછી હેન્રીએ સોનાનાં ચલણી નાણાંમાં પહેલાં છઠ્ઠે ભાગે, પછી અડધે ભાગે અને છેવટે બે તૃત્યાંશ ભાગે તાંબું મેળવ્યાના કારણથી ઇંગ્લિશ નાણાંની આંટ ઘણી ઓછી થઈ એ નાણું કોઈજ લેતું નહિ.

હેન્રીની કારકીર્દિને છેડે દેશની સ્થિતિ ઘણી શોચનીય થઈ હતી. હેન્રીએ નાના મોટા બધા મઠોનો નાશ કર્યો હોવાથી મઠોમાં રહેનારા ધર્માધિકારીઓ અને ભિક્ષુઓ અને મઠમાંથી મળતી ભિક્ષાપર અવલંબી રહેનારા ભિખારી અને પાંગળા લોકોનો આશ્રય તૂટયાથી તેઓને ભિખ માંગ્યા શિવાય બીજો કોઈ વ્યવસાય રહ્યોજ હતો નહિ.

આ પ્રમાણે પોતાની કારકીર્દીના છેવટના ભાગમાં રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટન્ટ બને પંથોને અસંતુષ્ટ કરી ઇંગ્લૅંડમાં બેકારી અને ભિખારીઓની સંખ્યા વધારી હેન્રી ૧૫૪૭ના જાનેવારી મહિનામાં મરણ પામ્યો.

# પ્રકરણ ૪થું

---

## છઠ્ઠો એડવર્ડ

### (૧૫૪૭–૧૫૫૩)

૧૫૪૭–૧૫૪૯, સમરસેટનું ઉપરીપણું.—૧૫૪૯, એડવર્ડની કારકીર્દીમાં પહેલું પ્રાર્થનાનું પુસ્તક દેવળમાં શરૂ કરવામાં આવ્યું.—૧૫૫૨, બીજું પ્રાર્થનાનું પુસ્તક શરૂ કરવામાં આવ્યું.

હેન્રી મરણ પામ્યા પછી તેનો છોકરો એડવર્ડ પોતાની ૧૦ વર્ષની ઉમ્મરે ગાદીપર આવ્યો. હેન્રીને મૃત્યુપત્રક કરવાનો અધિકાર પાર્લમેન્ટે આપ્યો હતો, અને તે પ્રમાણે હેન્રીએ મરણસમયે વિલ-મૃત્યુપત્ર કરી પોતાની પાછળ એડવર્ડ ગાદીપર આવે, અને એડવર્ડ અપુત્ર મરણ પામે તો મેરીને રાજ્યપદ મળે, અને તેનો વંશ પણ સંપૂટ થતાં ઇલિઝાબેથને ગાદી મળે એવી વ્યવસ્થા કરી મૂકી હતી. તેનો પુત્ર એડવર્ડ બાલ્યાવસ્થામાં ગાદીપર આવવાનો હોવાથી તેને સલાહ મસલત આપવા માટે હેન્રીએ એક મંડળ નીમ્યું હતું. આ મંડળમાં રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટન્ટ એ બંને પંથોના સભાસદ હોવાને લીધે ધાર્મિક બાબતમાં પોતે કરેલા સુધારાનું ધોરણ આગળ લઈ જવા વિચાર પણ થાય એમ નથી એવું હેન્રીને લાગેલું. પરંતુ તેનો આ ઉદ્દેશ સિધ્ધ થયો નહિ. આ સલાહકારી મંડળમાં એડવર્ડનો મામો હર્ટફૉર્ડ સીમોર સભાસદ હોવાથી એડવર્ડ તેનીજ સલાહ પ્રમાણે ચાલતો. સીમોરે હળવે હળવે મંડળના બીજા બધા સભાસદોનાં મન મેળવી લઈ સર્વ સત્તા પોતાના હાથમાં લીધી. અને પોતે રાજરક્ષકનો ખિતાબ ધારણ કર્યો. ત્યારપછી તે સમરસેટનો ડ્યૂક બન્યો.

**તે કાળની સામાજિક અને ધાર્મિક પરિસ્થિતિ.**—આ વખતે અંગ્રેજી પ્રજામાં ધર્મસંબંધી બાબતમાં બે તડ પડી તેઓમાં મતભેદ વધારે અને વધારે તીવ્ર બનતો જતો હતો. જહાલ પ્રૉટેસ્ટન્ટ પંથીઓને હેન્રીએ કરેલો સુધારો ઘણો અપૂર્ણ લાગતો

હોઈ તેમાં જલદી ફેરબદલી કરી ઇંગ્લૅંડમાં પ્રૉટેસ્ટન્ટ પંથની સ્થાપના કરવી એવો તેઓનો વિચાર હતો. ત્યારે રોમન કૅથોલિક લોકોને હેન્રીએ કરેલો સુધારો ઘણો લાગી તેમાં કમી કરવાનો તેઓનો અભિપ્રાય હતો. ઇંગ્લૅંડના ઉત્તર અને પશ્ચિમ ભાગમાં રહેનારા લોકો પૂર્વની પરંપરાને વળગી રહેનારા હોવાથી તેઓ રોમન કૅથૉલિક પંથના જૂના કાળથી ચાલી આવેલા આચારવિચાર માટે અભિમાની હતા, ત્યારે પૂર્વ અને દક્ષિણ ભાગના લોકોનો પ્રેમ ધર્મસુધારા તરફ હતો. આવી રીતે ધાર્મિક બાબતમાં તીવ્ર મતભેદ હતો, તેમજ સામાજિક અને આર્થિક બાબતોમાં પણ સર્વ સ્થળે અસંતોષ પ્રસરી રહેલો હતો. આગળ પ્રમાણે હવે ખેતીના ધંધાને ઉત્તેજન મળતું નહિ. મોટા મોટા જમીનદાર લોક ખેતીને બદલે ઘેટાંનાં ટોળાં પાળી ઊનની પેદાશ કરવાનો ધંધો જાસ્તી કિફ્રાયતવાળો હોવાને લીધે તે ધંધાપર લક્ષ આપવા લાગ્યા, તેથી ઘણા ગરીબ લોકોને અગાઉની માફક ખેતીમાંથી મજુરી મળવી કઠણ થવાથી બેકારી ઘણી વધતી ચાલી. એકંદર પરિસ્થિતિ આ પ્રમાણે હતી, તેમાં હેન્રીએ મઠોનો નાશ કરી તેના તાબામાં રહેલી સર્વ જમીન જપ્ત કરી લીધેલી હોવાથી મઠોમાંથી ગરીબ અને બેકાર લોકોને ભિક્ષાના રૂપમાં જે મદદ મળતી હતી તે બંધ થઈ હતી અને તેથી ગરીબ લોકોની સ્થિતિ ઘણી દુખઃદાયક થઈ હતી; અને આ સઘળી મુશ્કેલીઓમાં જાણે વધારો કરવા માટેજ નહિ હોય તેમ હેન્રીએ ચલણી નાણામાં હલકી ધાતુનો ભેગ કરી ઇંગ્લૅંડના ચલણી નાણાની આંટ ઓછી કરી નાંખી હતી. શુદ્ધ ચલણની લેવડદેવડ બાજુએ રહી હલકું નાણું વધારે ને વધારે પ્રચારમાં આવવા લાગ્યાથી તેની કિંમત ઓછી થઈ. આવે પ્રકારે ધાર્મિક, સામાજિક અને આર્થિક બાબતોમાં અસ્વસ્થતા થયા પછી એડવર્ડ ગાદીપર આવ્યો ત્યારે એકંદર સ્થિતિ ઘણી વિકટ થઈ હતી, અને આવી મુશ્કેલ સ્થિતિની સામે એડવર્ડના મુખ્ય પ્રધાન રાજરક્ષક સમરસેટને બાથ ભીડવાની હતી.

૧૫૪૩માં સ્કૉટલૅંડ સાથે જે તહનામું થયું હતું તેમાં સ્કૉટલૅંડની રાજકન્યા મેરીનો વિવાહ એડવર્ડ સાથે કરવાનું ઠર્યું હતું. આ તહ

થયાને પુષ્કળ વર્ષ થઈ ગયાં તોપણ વિવાહ હજુ સુધી થયો નહોતો. તેથી એડવર્ડ ગાદીપર આવ્યા પછી એ વિવાહ કરી ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડ બંને રાજ્યોને એકત્ર કરી નાંખવાં એવો સમરસેટનો વિચાર હતો.

**સ્કૉટલૅંડમાં બે પક્ષ.**—આ વખતે સ્કૉટલૅંડમાં ફ્રેન્ચ કૅથૉલિક અને ઇંગ્લિશ એવા બે પક્ષ હતા. ફ્રેન્ચ કૅથૉલિક પક્ષને મેરીની માનો ટેકો હતો. ઇંગ્લૅંડના રાજા એડવર્ડનો વિવાહ મેરી સાથે થાય એ તેમને ઇષ્ટ લાગતું નહોતું, ત્યારે ઇંગ્લિશ પક્ષવાળાઓને ધર્મસુધારણા માન્ય હતી અને એડવર્ડનું લગ્ન મેરી સાથે કરવું એવો તેઓનો વિચાર હતો. સ્કૉટલૅંડમાં આવી પરિસ્થિતિ હતી ત્યારે સમરસેટે પોતાને અનુકુળ એવી સ્થિતિ શાંતપણે કરી ન લેતાં સ્કૉટિશ લોક લગ્ન કરવા એકદમ તૈયાર થતાં નથી એ જોઈને પોતે જાતે મોટું સૈન્ય લઈ સ્કૉટલૅંડપર ચઢી ગયો, અને પિંકીની લડાઈમાં સ્કૉટિશ સૈન્યને હરાવ્યું (૧૫૪૭). આ યુદ્ધમાં સમરસેટને જય મળ્યો, તોપણ પોતાનો હેતુ તે સાધ્ય કરી શક્યો નહિ. એડવર્ડ અને મેરીનું લગ્ન કરવા માટે સમરસેટ સ્કૉટલૅંડપર સ્વારી લાવવા જેટલી હદે આવ્યો છે એ જોતાંજ લગ્નને અનુકુળ હતા એવા માણસોનાં મન પણ તેની વિરૂદ્ધ થયાં, અને સ્કૉટિશ લોકોએ મેરીને ફ્રાન્સમાં મોકલી દઈ ત્યાં ફ્રેન્ચ રાજપુત્ર સાથે તેનું લગ્ન કરી દીધું. આવી રીતે ઉતાવળાપણાથી સમરસેટનો હેતુ સાધ્ય થયો નહિ.

ધર્મ સંબંધી બાબતોમાં પણ સમરસેટનું વર્તન ઉતાવળીઉંજ હતું. ઇંગ્લૅંડમાં લોકમત ધાર્મિક સુધારાને અનુકુળ છે એવું જોઈ તેણે દેવળમાં લૅટિન ભાષામાં લખાયલું બાઇબલ વાંચવાનો રિવાજ બંધ કર્યો, અને ઠેકાણે ઠેકાણેના દેવળોમાંની સંતોની મૂર્તીનો ઉચ્છેદ કરવા માટે કમિશનરો મોકલ્યા. આ અધિકારીઓએ મૂર્તીઓ તોડતી વખતે લોકોને ચીડ ચઢે એવાં ઘણાં કૃત્યો કર્યાં તે માટે લોકોને સાહજિક રીતે તેઓના ઉપર ઘણો તિરસ્કાર આવ્યો. વાસ્તવિક રીતે જોતાં મૂર્તીઓ એટલે શિલ્પકળા અને ચિત્રકળાના અપ્રતિમ નમુના, તેનો નાશ થાય એ ઠીક નહિ. આવા કારણથી ધર્મ સંબંધી બાબતોમાં અંગ્રેજી પ્રજાનો મત સમરસેટની વિરૂદ્ધ તો હતોજ, તેમાં વરી ઇંગ્લૅંડમાં

અસ્તિત્વમાં આવેલી *'ગિલ્ડોના ફંડના પૈસા અને માલમિલ્કત જપ્ત કરવાનો હુકમ સમરસેટે છોડ્યો ત્યારે લોકોનાં અસંતોષમાં અધિક વધારો થયો.

આ પ્રમાણે સમરસેટના કારભાર વિરૂદ્ધ લોકમત હોવાને કારણે તેની સામાં તરકટ રચાય એ સ્પષ્ટ છે. તેના ભાઈ લૉર્ડ સીમોરે ૮મા હેન્રીની વિધ્વા સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. તેણે પોતાના હાથમાં સર્વ સત્તા લેવા માટે બંડ ઉઠાવ્યું. તેણે પોતાનાં નામના સિક્કા પડાવ્યા, દારૂગોળો તૈયાર કરવો શરૂ કરી પોતાના કિલ્લાઓની કિલેબંદી કરી દીધી. આ પ્રમાણે બંડ ઉઠાવવા માટે મંત્રીમંડળે તેને પકડી ફાંસી દીધી. પણ એટલાથીજ બંડની આગ કંઈ હોલવાઈ નહિ, પૂર્વ અને પશ્ચિમ ઇંગ્લૅંડમાં એકજ વખતે બે જુદાં જુદાં કારણોને લીધે બંડ ઉઠયાં. પશ્ચિમમાં ઉઠેલાં બંડનું કારણ ધાર્મિક હતું. ત્યાંની પ્રજા કૅથૉલિક પંથની હોવાથી ૧૫૪૯માં શરૂ કરવામાં આવેલાં પ્રાર્થનાનાં પુસ્તક માટે તેઓની સમુળગી સંમતિ નહોતી. ઇંગ્લૅંડના પૂર્વ ભાગમાં ઉઠેલા બંડનું કારણ જુદું હતું. તે કારણ ખેતીના ધંધાને બદલે મેંઢાં પાળવાનો ધંધો ઘણા વિસ્તૃત પ્રમાણમાં થવા લાગ્યો, અને તેને લીધે જે બેકારીપણું વધ્યું હતું તે હતું.

આ પ્રમાણે દેશમાં સર્વત્ર અંધાધુંધી શરૂ થઈ તે બંધ કરવાના કામમાં સમરસેટને યશ ન મળવાથી તેની અપાત્રતા અનુભવથી સિદ્ધ થઈ. સમરસેટનું ઉપરીપણું મંત્રી મંડળના ઘણાખરા સભાસદોને પસંદ નહોતું એટલે તેને ગબડાવી પાડવા આ લાગ સારો છે એમ જોઈ તેઓએ તેની વિરૂદ્ધ પ્રયત્ન શરૂ કર્યો. હવે પોતે કંઈ કરી શકે એમ નથી એવું જોઈ સમરસેટે પોતાની મેળેજ પોતાનો અધિકાર છોડી દીધો. ત્યાર પછી કેટલાક દિવસ લંડનના કિલ્લામાં તેને કેદમાં પૂરી રાખ્યો હતો; પણ પાછો તેને મુક્ત કરી મંત્રીમંડળમાં જગા આપવામાં આવી (૧૫૫૦).

* **નોધ**—કામદાર વર્ગ અને વ્યાપારી વર્ગ, એઓએ પોતપોતાના વર્ગની ઉન્નતી માટે જે સંઘ સ્થાપન કર્યા હતા તેને 'ગીલ્ડ' કહે છે. ગીલ્ડના કામકાજ માટે પોતાના વર્ગના લોકો પાસે સભાસદના લવાજમ તરીકે પૈસા ઉઘરાવવામાં આવતા હતા.

સમરસેટ પછી જૉન ડડ્લી; અર્લ ઑફ વૉરવિકના હાથમાં સર્વ સત્તા ગઈ. વૉરવિક આપમતલબી, પાતાળજંત્રી અને સ્વાર્થ સાધુ હોવાને લીધે દેશના હિત કરતાં પોતાનાં હિતપર વધારે લક્ષ આપતો. ધાર્મિક બાબતમાં તેનો મત પ્યુરિટન પંથ તરફ અધિક ઢળેલો હોવાથી તેની કારકીર્દીની શરૂઆતથીજ પ્યુરિટન પંથના ઘણા ધર્મગુરૂઓ તેણે નીમ્યા, અને પ્રાર્થનાનું નવીન પુસ્તક પ્રસિદ્ધ કરી તે બધે શરૂ કરવાનો હુકમ કાઢ્યો. પરંતુ તે વખતે ઇંગ્લૅંડમાં પ્રજાનું વલણ પ્યુરિટન પંથ તરફ ન હોવાથી તેને પ્રજાનો ટેકો મળ્યો નહિ.

વૉરવિકની સત્તા એકંદર ત્રણ વર્ષ સુધી ટકી હતી. (૧૫૫૦-૧૫૫૩) અને એ કાળ દરમ્યાન ફ્રાન્સ સાથે નીચું જોવા જેવી સંધિ કબૂલ કરી તેને બુલોન ફ્રાન્સને હવાલે કરી દેવું પડ્યું. ઇંગ્લૅંડમાં નાણાં ચલણની પદ્ધતિમાં ઘણી ગેરવ્યવસ્થા થઈ હતી તે સુધારવા માટે ખરા સિક્કા પાડી તે પ્રચારમાં આણવા જો કે તેણે પ્રયત્ન કર્યો તોપણ ચલણમાં રહેલા ખોટા સિક્કા તેની મૂળ કિંમતે પાછા લેવાની તેણે ના પાડી તેથી લોકોને કંઈ જાણવા જેવો ફાયદો થયો નહિ.

આ પ્રમાણે દેશના હિત માટે જો કે તેણે થોડીઘણી ચીજ કરી હતી તોપણ તે પોતાનું અને પોતાનાં લાગતાવળગતા માણસોનું હિત સાધવા માટેજ હતી. તેણે પોતે પોતાની મેળેજ ડ્યૂક ઑફ નૉર્થબરલૅંડનો ખિતાબ લીધો, અને પોતાના છોકરા ગિલ્ડફર્ડ ડડ્લીને લેડી જેન ગ્રે નામની છોકરી સાથે પરણાવી દીધો. લેડી જેન ગ્રે ૮મા હેન્રીની બેન મેરીની પૌત્રી થતી હતી, તેથી લગ્ન પછી પોતાનો સ્વાર્થ સાધી લેવાનો તેને વિચાર થવા માંડ્યો હતો. છઠ્ઠો એડવર્ડ અશક્ત અને નબળો હોવાને લીધે તે ઘણા દિવસ જીવશે એમ લાગતું નહોતું! અને તેના પછી મેરી અને ઇલિઝાબેથ એ બંને રાજકન્યાઓને બાજુએ સેરવી લેડી જેન ગ્રેને ગાદી અપાવી દેવાશે એવી આશા તેને લાગતી હતી.

૮મા હેન્રીના વિલ પ્રમાણે મેરી અને ઇલિઝાબેથ અનુક્રમે ગાદીપર આવવાનાં હતાં. તેઓના ગાદી માટેના હક બાજુએ મૂકવાના ઇરાદાથી "મારા પછી લેડી જેન ગ્રે ઇંગ્લૅંડની ગાદીપર આવે" એવી

મતલબનું વિલ ૬ઠ્ઠા એડવર્ડ પાસે કરાવવાની ખટપટ તેણે શરૂ કરી. મારા પછી જો મેરી ગાદીપર આવે તો તેની કારકીર્દીમાં પ્રૉટેસ્ટન્ટ પંથનો વિધ્વાંસ થઈ ઈંગ્લૅંડમાં રોમન કૅથૉલિક પંથ ચાલુ થશે એવી બીક ૬ઠ્ઠા એડવર્ડને હતી તેથી તેણે નૉર્ધંબરલૅંડની સૂચના પ્રમાણે વિલ તૈયાર કર્યું. એવી રીતે એડવર્ડ પછી લેડી જેન ગ્રેને ગાદી મળે એવી સઘળી તૈયારી તેણે કરી રાખી હતી. એ કામમાં જે માણસ તરફથી અડચણ આવવા સંભવ હતો એવો માણસ જે સમરસેટ હતો તેને તેણે ફાંસી દીધી (૧૫૫૨).

આ પછી કેટલેક દિવસે એડવર્ડ મરણ પામ્યો (૧૫૫૩). આટલા દિવસ નૉર્ધંબરલૅંડની જુલમી અને અન્યાયી કારકીર્દી પ્રજાએ ૬ઠ્ઠા એડવર્ડ તરફના પ્રેમને લીધે સહન કરી લીધી હતી. પણ હવે એડ-વર્ડના મરણ પામ્યા પછી તેની સત્તાની તેઓ દરકાર કરશે એવો મુદ્દલ સંભવ દેખાતો નહોતો.

એડવર્ડના મરણ પછી તરત નૉર્ધંબરલૅંડે પોતાની 'વહુ' (છોકરાની પત્ની) લેડી જેન ગ્રે ૬ઠ્ઠા એડવર્ડના મૃત્યુપત્રક પ્રમાણે ઈંગ્લૅંડની રાણી હોવાનું જાહેર કર્યું. પરંતુ તેના આ કામમાં લોકોનો મુદ્દલ ટેકો મળ્યો નહિ. લેડી જેન ગ્રેના સાદા અને મીઠા સ્વભાવ માટે સર્વેને માન હતું, પરંતુ મેરી અને ઇલિઝાબેથ એ બંને રાજકન્યાને બાજુએ મૂકી તે રાજ્ય કરે એ કોઈને પસંદ પડે એવું નહોતું.

પછી, નૉર્ધંબરલૅંડે લેડી જેન ગ્રેને રાણી જાહેર કર્યા પછી મેરીને પકડવા માટે પોતાના માણસો રવાના કર્યાં. પણ આ વાતની ખબર મેરીને પડતાંજ તે ઈંગ્લૅંડના પૂર્વ ભાગ તરફ પ્રયાણ કરી ગઈ. ત્યાં પ્રજા પ્રૉટેસ્ટન્ટ પંથની હતી તોપણ ઈંગ્લૅંડની ગાદીપર મેરીનોજ ખરો હક હોવાને લીધે તેને મદદ કરી નૉર્ધંબરલૅંડની વિરૂદ્ધ શસ્ત્ર ઉપાડવાનો વિચાર તેઓએ કર્યો. વળી તેનાજ સૈન્યે તેના સામું બંડ ઉઠાવ્યું. નૌકાસૈન્યે પણ મેરીનોજ પક્ષ લીધો અને મંત્રીમંડળમાંના ઘણાખરા સભ્યોએ પણ મેરીનો પક્ષ સ્વીકાર્યાને લીધે તેની સ્થિતિ ઘણી કફોડી થઈ. આ પ્રમાણે પોતાને કોઈનો પણ ટેકો મળતો નથી તે જોઈ છેવટના ઉપાય તરીકે પોતાનું થોડુંઘણું સૈન્ય હતું તે લઈ તે કેમ્બ્રીજ

સુધી ચાલી ગયો. પરંતુ આ કામમાં તેને યશ ન મળવાથી મેરીની બાજુએથી લડનારા અર્લ ઑફ્ ઍરંડેલ નામના સરદારને શરણે ગયા શિવાય બીજો રસ્તોજ નહોતો. ત્યારપછી તેને લંડનમાં લાવવામાં આવ્યો, અને તેનાપર રાજદ્રોહનો આરોપ સાબિત થયો અને તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી. આ વખતે પોતાને જીવતદાન મળે એવા હેતુથી પોતે કૅથૉલિક પંથનો અનુયાયી છે એવું તેણે જાહેર કર્યું, અને કૅથૉલિક પંથના સર્વે આચાર પાળવા પોતે તૈયાર છે એમ તેણે કહ્યું. પણ તેના આ કામથી તો તેનું અપ્રમાણિકપણું વધારે સ્પષ્ટ થયું, અને તેને ૧૫૫૩ના ઑગસ્ટ મહિનામાં ફાંસી દીધી.

# પ્રકરણ ૫ મું

## મેરી

(૧૫૫૩–૧૫૫૮)

૧૫૫૪, સફ્ક અને વ્યાટનાં બંડ.—૧૫૫૪, લેડી જેન ગ્રેને ફાંસી દેવામાં આવી.—૧૫૫૪, મેરી અને સ્પેનના રાજા રજા ફિલિપનું લગ્ન.—૧૫૫૮, સ્કૉટલૅંડની રાણી મેરી અને ફ્રાન્સના રાજપુત્રનું લગ્ન.—૧૫૫૮, કૅલે અંગ્રેજોના તાબામાંથી ગયું.

નૉર્થંબરલૅંડના મરણ પછી રાજની ખરી વારસ મેરી ઇંગ્લૅંડની ગાદીપર આવી. ત્યારે તેની ઉમ્મર ૩૭ વર્ષની હતી. અદ્યાપિસુધી તેનાં બધાં વરસ હાડમારીમાં ગયાં હતાં. તેની માની માફક તેપણ ચુસ્ત રોમન કૅથૉલિક પંથની હતી. ૮મા હેન્રીએ પોતાની છોકરીની બીલકુલ કાળજી લીધી નહોતી, અને તેની પછી ગાદીએ આવેલા એડવર્ડ રાજાની કારકીર્દીમાં રજવાડામાંથી તે હડધુત થઈ હતી. આવી રીતે છેલ્લાં વીસ વરસ હાડમારીમાં ગયેલાં હોવાથી તેનો સ્વભાવ સંશયી થાય અને તેની વિરૂદ્ધના માણસોપર વેર લેવાને તે પ્રવૃત થાય તેમાં નવાઈ જેવું કંઈ નથી. નાનપણથી એક ચીજપર તેને અઢળક નિષ્ઠા હતી, અને તે બાબત તે કૅથૉલિક પંથ. એ નિષ્ઠા એટલી પ્રબળ હતી કે આ ધાર્મિક બાબતમાં તેની વિરૂદ્ધ જવાની કોઈ હિંમત દાખવે તો તેનો નાશ કરવા માટે સારા નરસા ગમે તેવા ઉપાય યોજતાં તે આગળ પાછળ જોતી નહિ. આટલા દિવસ કૅથૉલિક પંથવાળાઓને બીજા પંથવાળાઓ તરફથી જે ત્રાસ અને દુઃખ સોસવાં પડયાં હતાં તેનું વેર લેવા માટે ઇશ્વરે મને જન્મ આપ્યો છે એવું તેને લાગતું હતું. ઇંગ્લૅંડ અને પોપ વચ્ચે જે તૂટ પડી હતી તે સાંધી દઈ બન્ને વચ્ચે પાછી સલોકાઈ કરાવવી એટલોજ તેનો ઉદ્દેશ નહોતો પણ ઇંગ્લૅંડમાંથી પ્રૉટેસ્ટન્ટ પંથનું નિકંદન કરી પૂર્વપ્રમાણે રોમન કૅથૉલિક પંથની સ્થાપના કરવી એવી તેની મહત્વાકાંક્ષા હતી.

મેરી ગાદીપર આવી ત્યારે ધાર્મિક બાબત સંબંધમાં તે કયું ધોરણ સ્વીકારશે તે વિષે દેશમાં કંઈજ અટકળ બંધાઈ નહોતી. તે રોમન કૅથોલિક છે એમ તો સર્વકોઈ જાણતા હતા, તોપણ તેનું ધાર્મિક ધોરણ કેવું થશે તે સંબંધે પ્રૉટેસ્ટન્ટ પંથવાળાઓને કંઈપણ અટકળ નહોવાથી તે ગાદીએ આવી ત્યારે તેમને કંઈ ભીતિ લાગી નહિ. ઇંગ્લૅંડના જનસમાજનો મોટો ભાગ ધાર્મિક બાબતોમાં ઉદાસીન હોવાને લીધે મેરી તેના બાપની માફક મધ્યસ્થ ધોરણ સ્વીકારશે એમ સર્વને લાગતું હતું. રોમન કૅથોલિક પંથીઓને કદાચ આપણને વિશેષ હક મળશે નહિ, તોપણ પ્રૉટેસ્ટન્ટ પંથીઓની બરાબર તો રહીશું એવું તેમને લાગતું હતું. પરંતુ મેરી ગાદીપર આવ્યા પછી બધાની અટકળ ખોટી પડી. રોમન કૅથોલિક પંથ તરફ એકલી સહાનુભૂતિજ ન બતાવતાં તે પંથનો અધિક પ્રસાર થાય અને પ્રૉટેસ્ટન્ટ પંથનો તદ્દન ઉચ્છેદ થાય એ હેતુથી કૅથોલિક પંથના જે જે બિશપો—ધર્માધ્યક્ષો કેદમાં હતા તેઓને છૂટા કર્યા. ગયા રાજ્યમાં રોમન કૅથોલિક પંથપર જુલમ કરવામાં જેઓએ અગ્રેસર ભાગ લીધો હતો એવા ક્રૅન્મર વગેરે પ્રૉટેસ્ટન્ટ પંથી ધર્માધ્યક્ષો વિરૂદ્ધ તેણે પગલાં લીધાં. ત્યારપછી તેણે રોમન કૅથોલિક પંથના આચારવિચાર ઇંગ્લૅંડમાં પાછા ચાલુ કરવા માંડ્યા.



મેરી રાણી (ટયૂડર)

પછી, સ્પેનનો રાજા ફિલિપ કૅથોલિક પંથનો ચુસ્ત અભિમાની હોવાથી તેની સાથે પોતાનું લગ્ન કરવાની ઇચ્છા તેણે દર્શાવી. જોકે

ફિલિપ તેના કરતાં ૧૨ વર્ષ નાનો હતો તોપણ તે રોમન કૅથૉલિક પંથનો પક્કો અભિમાની હતો એ તેને ખબર હોવાથી તેની સાથે લગ્ન કરવાનું તેને મન થયું.

સ્પેનના રાજા બીજા ફિલિપ સાથે લગ્ન કરવાનો મેરીનો વિચાર છે એ જાણતાંજ એ વિવાહ સંબંધે પ્રજામાં અસંતોષ પ્રસર્યો. ફિલિપ સાથે મેરીનું લગ્ન થવાથી ઈંગ્લૅંડપર પોપનું ઉપરીપણું પૂર્ણપણે પાછું સ્થાપિત થશે એટલુંજ નહિ પણ સ્પેન અને ફ્રાન્સ વચ્ચે ઉપરા-ચાપરી યુદ્ધો ચાલતાં હોવાથી તેમાં ઈંગ્લૅંડને ભાગ લેવો પડશે અને તેમાં ઈંગ્લૅંડને ઘણું નુકસાન ખમવું પડશે એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું. મેરીએ પોતાની કારકીર્દીની શરૂઆતથીજ કૅથૉલિક પંથના આચાર પાળવા સંબંધે કાઢેલો હુકમ પ્રૉટેસ્ટન્ટ પંથવાળાઓને પસંદ નહોતો. ધર્મ સંબંધી બાબતમાં જેઓ બેપરવા હતા તેઓમાંનાં ઘણાંને સ્પેનના રાજાનું મેરી સાથે લગ્ન થાય તો પરરાજ્યની લડાઇમાં ઈંગ્લૅં-ડને ભાગ લેવો પડશે એવી બીક લાગતી હતી. આવા પ્રકારની લોકનાં મનની સ્થિતિ હોવાથી મેરીને પદભ્રષ્ટ કરી ઇલિઝાબેથને ગાદીપર બેસાડવા માટે તરકટ રચવામાં આવ્યું.

**વ્યાટનું બંડ**—આ કાવત્રાંમાં લેડી જેન ગ્રેનો બાપ ડ્યૂક ઑફ્ સફ્ક, સર ટૉમસ વ્યાટ, કોર્ટને વગેરે ગ્રહસ્થો હતા. પણ કાવત્રાં માટેની તૈયારી પૂર્ણ થઈ રહ્યા પહેલાં કોર્ટનેની મુર્ખાઈને લીધે એ તરકટની વાત બહાર પડી ગઈ, ત્યારે નાઇલાજે કાવત્રાંખોરોએ શસ્ત્ર ઉચક્યાં. તેઓની સર્વ ઠેકાણે હાર થઈ, પણ કેન્ટ પરગણાંમાં ૧૦,૦૦૦ સૈનિકો વ્યાટની સરદારી નીચે એકઠા થઈ ખુદ લંડનપર સ્વારી લઈ ગયા. આ વખતે લંડન શહેર હસ્તગત થઈ ખુદ રાણી મેરીને પકડાઈ જવાનો ઘણો સંભવ હતો. પણ વિનાકારણ વખત વહી જવાથી એ ચીજ સાધ્ય થઈ નહિ. ઉલટું, આ વખતે મેરીએ ધૈર્ય અને દ્રઢતા દેખાડી વ્યાટના સૈન્યને હરાવ્યું અને તેને કેદી કરી લીધો.

આવી રીતે આ બંડ શમાવી દીધા પછી એ બંડમાં સામેલ થયા હતા તેમાંના ઘણા માણસોને મેરીએ ઘણી ક્રૂરતાથી શિક્ષા કરી.

વ્યાટના હાલહવાલ કરી તેને ઠાર માર્યો. ડ્યૂક ઑફ સફક અને તેના છોકરાનાં ડોકાં ઉડાવી દેવામાં આવ્યાં, લેડી જેન ગ્રે અને તેના વર ને ફાંસી દીધી (૧૫૫૪).

આવી રીતે તેની વિરૂધ્ધ હતા એવા બધા માણસોનો નાશ કર્યા પછી મેરીએ ફિલિપ સાથે લગ્ન કરવાનું ઠરાવ્યું. ૧૫૫૪ના જુલાઈ માસમાં વિંચેસ્ટરમાં મોટા ઠાઠમાઠથી ફિલિપ અને મેરીનું લગ્ન થયું. તેજ વરસે પાર્લમેન્ટની નવી ચુંટણી થઈ, અને તે પાર્લમેન્ટે પોપ સાથે સમજુતી કરી ઈંગ્લૅંડપર પોપનું ઉપરીપણું કબૂલ કર્યું. ત્યારપછી ઈંગ્લૅંડમાંથી હદપાર થયેલો પોલ નામનો એક ધર્માધ્યક્ષ પોપનો પ્રતિનિધિ થઈ ઈંગ્લૅંડમાં આવ્યો; અને આગળ પોપે ઈંગ્લૅંડને ધર્મ-બહિષ્કૃત કર્યો હતો તે પાછો પોપની સત્તા નીચે લાવવાનો સમારંભ આ પ્રતિનિધિને હાથે મોટા ઠાઠમાઠથી કરવામાં આવ્યો.

ઈંગ્લૅંડમાં આ પ્રમાણે રોમન કૅથૉલિક પંથની પ્રાણપ્રતિષ્ઠા કર્યા પછી કૅથૉલિક પંથ માન્ય ન કરનારા લોકો વિરૂધ્ધ કડક કાયદા પસાર કરવામાં આવ્યા. ત્યારપછી મેરીના જુલમી કૃત્યોની શરૂઆત થઈ. બિશપ હૂપર, રૉજર્સ, રિડલિ, લૅટિમર, અને ક્રૅન્મર વગેરે ધર્માધિકારીઓને જીવતા બાળી મૂકવામાં આવ્યા. એવી રીતે ૧૫૫૫થી ૧૫૫૮ સુધીમાં લગભગ ૩૦૦ માણસોને ફાંસીએ જવું પડ્યું.

મેરીનો ધણી રજો ફિલિપ લગ્ન થયા પછી એકજવાર ઈંગ્લૅંડ આવ્યો હતો. હવે મેરીના જુલમી અને અન્યાયી કૃત્યોને લીધે દેશમાં બધે અસંતોષ ફેલાયો હતો. દેશમાં કાવત્રાં થવા લાગ્યાં. આમાંનાં એકાદ કાવત્રાંમાં ઇલિઝાબેથનો સંબંધ છે એવો વહેમ જતાંજ મેરીએ ઇલિઝાબેથને તુરંગમાં બેસાડી.

મેરીના લગ્નથી ઈંગ્લૅંડ અને સ્પેન વચ્ચે સલુકાઈ હોવાને લીધે જ્યારે ફ્રાન્સ અને સ્પેન દેશો વચ્ચે લડાઈ ઉપસ્થિત થઈ ત્યારે ઈંગ્લૅંડને સ્પેનનો પક્ષ લેવો પડયો. આ યુધ્ધમાં ફ્રાન્સના કિનારાપર આવેલું મહત્વનું કૅલે બંદર જે ઈંગ્લૅંડના તાબામાં હતું તે ઈંગ્લૅંડે ગુમાવ્યું. ૧૩૪૬ના વર્ષમાં ત્રીજા એડવર્ડના રાજમાં કૅલે પહેલ પ્રથમ ઈંગ્લૅંડના હાથમાં આવ્યું હતું. ૧૫૫૮માં ડ્યૂક ઑફ ગીઝની સરદારી નીચે ફ્રેન્ચ

લશકરે કૅલે જીતી લીધું. એ ઠેકાણેનું સૈન્ય નાનું હતું, તોપણ તેણે કેટલાક દિવસ ટકાવ કર્યો, પણ આખરે ૧૫૫૮ના જાનેવારીમાં તેઓને એ જગા ફ્રેન્ચોને સ્વાધીન કરવી પડી. કૅલે બંદર હાથમાંથી ગયું છે એ સાંભળી મેરીને ઘણું દુઃખ લાગ્યું, કૅલેનો ઘા તેના અંતઃકરણમાં ઘણો ચમચમતો અને છેવટે એજ ઘાથી ૧૫૫૮નાં નવેમ્બર મહિનામાં તે મરણ પામી.

# પ્રકરણ ૬ ઠ્ઠું

---

## ઇલિઝાબેથ

### (૧૫૫૮–૧૬૦૩)

૧૫૫૯, ઍક્ટ ઑફ સુપ્રીમસી (સર્વોપરીપણાનો કાયદો) અને ઍક્ટ ઑફ યુનીફૉર્મિટી (ભક્તિની સમાનતાનો કાયદો).—૧૫૬૧, સ્કૉટલૅંડની રાણી મેરી સ્ટુઅર્ટ ફ્રાન્સથી સ્કૉટલૅંડ પાછી આવે છે.—૧૫૬૧, મેરી સ્ટુઅર્ટનું ડાર્ન્લિ સાથે લગ્ન.—૧૬૬૭, ડાર્ન્લિનું ખુન—૧૫૬૮, મેરી સ્ટુઅર્ટ ઈંગ્લૅંડમાં ઇલિઝાબેથના આશ્રયતળે આવે છે.—૧૫૭૦, પોપ પમા પાયસે ફરમાન છોડી ઇલિઝાબેથને ધર્મબહિષ્કૃત કર્યાનું અને ઈંગ્લૅંડની ગાદીપરથી પદભ્રષ્ટ કર્યાનું જાહેર કર્યું.—૧૫૮૭, સ્કૉટલૅંડની રાણી મેરી સ્ટુઅર્ટને ફાંસી દેવામાં આવી.—૧૫૮૮, સ્પેનના અરમારનો પરાજય.—૧૬૦૦, ઇસ્ટ ઈંડીઆ કંપનીની સ્થાપના.

૧૫૫૮ના નવેમ્બર મહિનામાં મેરી મરણ પામ્યા પછી ઈંગ્લૅંડમાં છેલ્લાં પાંચ વર્ષથી ધર્મ સંબંધી બાબતમાં જે જુલમ ચાલતો હતો તે હવે બંધ પડયો એમ કહેવું જોઈએ. મેરી પછી ઍન બુલીનની પુત્રી ઇલિઝાબેથ રાણી થઈ. આ વખતે ઇલિઝાબેથની ઉમ્મર માત્ર પચીસ વર્ષની હતી, તોપણ તે વખતની મુશ્કેલી ભરેલી પરિસ્થિતિમાં પણ ઘણી કુનેહ અને હોશીઆરીથી તેણે રાજકારભાર ચલાવી પ્રજાનું મન સંતુષ્ટ રાખ્યું અને પરરાજ્ય તરફના ભયથી ઈંગ્લૅંડનું રક્ષણ કર્યું.

ઇલિઝાબેથ ગાદીપર આવી તે વખતે ધર્મ સંબંધી બાબતમાં પોતે કેવું ધોરણ સ્વીકારવું એ પ્રશ્ન તેની આગળ હતો. મેરી રોમન કૅથૉલિક પંથની ચુસ્ત અનુયાયી હોવાથી તેની કારકીર્દીમાં ઈંગ્લૅંડમાં રોમન કૅથૉલિક પંથનું પ્રાબલ્ય ઘણું વધી રાજ્યમાં મોટી મોટી નોકરી તે પંથના લોકો પચાવી પડયા હતા. ઇલિઝાબેથ ગાદીપર આવી ત્યારે પરિસ્થિતિ એવી હતી, તોપણ મેરીના જુલમને લીધે દેશત્યાગ કરી ગયેલા હજારો પ્રૉટેસ્ટન્ટ પંથના લોકો અને દેશમાંના ઘણાખરા

લોકો મારી બાજુએ વળશે અને તેમની તરફથી મને મદદ મળશે એવી આશા ઇલિઝાબેથને લાગતી હતી.

ઈંગ્લૅંડમાં આવી સ્થિતિ હતી ત્યારે ઇલિઝાબેથનું ધોરણ કોઈપણ એક પંથ તરફ નહોતું. રોમન કૅથૉલિક પંથનો સ્વીકાર કરી પોપની સત્તામાં રહેવું જેમ તેને પસંદ નહોતું તેમ જહાલ પ્રૉટેસ્ટન્ટ પંથના લોકોના મત પ્રમાણે નાચવું પણ તેને પસંદ નહોતું. તેનું ધોરણ એવું હતું કે આ બંને પંથમાં સાધારણ રીતે માન્ય હોય એવા સિદ્ધાંતોને અનુસરી ઈંગ્લૅંડમાં એક મધ્યસ્થ ધર્મ સ્થાપન કરવો. આ પ્રમાણે કોઈપણ એક ધર્મને દુભવ્યા વગર રાજ્યકારભાર કરવાનો તેનો નિશ્ચય હતો, તોપણ રોમન કૅથૉલિક પંથના લોકની હઠને લીધે આખરે તેને પ્રૉટેસ્ટન્ટ પંથ તરફ વધારે વલણ કરવું પડ્યું.

**ઇલિઝાબેથનું ધાર્મિક ધોરણ.**—મેરીના અમલમાં ચર્ચની અંદરની બાબતમાં અધિકારપર ઠસી બેઠેલા—રૂઢ થયેલા કેટલાક ધર્માધ્યક્ષોએ ઇલિઝાબેથ ઍન બુલીનની છોકરી હોવાને કારણે તેનો ગાદીપરનો હક સ્વીકારવા ના પાડી, અને રાજ્યારોહણને દિવસે રાણી તરીકે તેને માન આપવાની ના પાડી. આમ રોમન કૅથૉલિક પંથના બધા ધર્માધિકારીઓએ તેની સત્તા ન માનવાના કારણે ૬ઠ્ઠા એડવર્ડની કારકીર્દી પછી જે પ્રૉટેસ્ટન્ટ પંથી ધર્મગુરૂઓને દેશ ત્યાગ કરવો પડ્યો હતો તેઓને પાછા બોલાવી આણી જુદે જુદે ઠેકાણેના ધર્માધ્યક્ષની જગા આપી.

ઇલિઝાબેથને વિલિઅમ સેસીલ નામના નિઃસ્વાર્થી અને એક નિષ્ઠાથી કામ કરનારા પ્રધાનની મદદ મળવાથી તેનો રાજકારભાર સારી રીતે ચાલી શકયો. તે ગાદીએ આવ્યા પછી ભરાયલી પાર્લમેન્ટ સભાએ ધાર્મિક વિષયનો પ્રશ્ન હાથમાં લઈ કેટલાક કાયદા પસાર કર્યા; તે પૈકી પહેલો કાયદો ઍકટ ઑફ સુપ્રીમસી (સર્વોપરીપણાનો કાયદો) હતો. આ કાયદા અન્વયે ૮મા હેન્રીની માફક ઇલિઝાબેથે પોપની ઈંગ્લૅંડપરની ધાર્મિક સત્તા કાઢી નાંખી ઈંગ્લંડનો રાજ્યકર્તાજ ધર્મ સંબંધી બાબતોમાં પણ સર્વોપરી છે એવું જાહેર કર્યું (૧૫૫૯). તેમજ ઈંગ્લૅંડમાં બધાં દેવળોમાં પ્રાર્થનાને માટે એકજ

પુસ્તક હોય એવા હેતુથી ઍકટ ઑફ યુનિફૉર્મીટી (પ્રાર્થનાની સમાનતાનો કાયદો) પસાર કરવામાં આવ્યો. આ નવીન કાયદાથી બધાં દેવળોમાં પ્રાર્થનાને માટે વાપરવા નકકી કરેલું પુસ્તક ૬ઠ્ઠા એડવર્ડના વખતમાં ૧૫૫૨માં તૈયાર કરેલા પુસ્તકમાંજ થોડો ઘણો આમતેમ ફેરફાર કરી તૈયાર કરવામાં આવેલું હોવાને કારણે તે પુસ્તક સામાન્ય લોકને માન્ય થશે એમ લાગ્યું હતું. આ પુસ્તક ચર્ચમાંના ઘણા અધિકારીઓએ માન્ય કર્યું, પણ મેરીના અમલમાં નીમાયલા ઘણા ધર્માધ્યક્ષોને જૂનું પુસ્તક પસંદ પડેલું ન હોવાથી તેઓને આ નવું પુસ્તક કબૂલ કરવાને બદલે પોતાના અધિકારનાં રાજીનામાં આપવાનું વધારે સારૂં લાગ્યું.

આ પ્રમાણે ઇલિઝાબેથની કારકીર્દીની શરૂઆતથીજ દેશમાં ધાર્મિક વિષય સંબંધે એકમત નહોતો. દેશરક્ષણની દ્રષ્ટીથી સૈન્ય, આરમાર અને કિલ્લેબંદી મજબુત નહોતાં. અને પ્રસંગ પડે બીજા કોઈ પ્રબળ યુરોપી રાજ્ય તરફથી મદદ મળવાની આશા નહતી, એટલુંજ નહિ પણ ઈંગ્લૅંડમાં પ્રૉટેસ્ટન્ટ પંથ સ્થાપવા ઇલિઝાબેથે ચલાવેલો પ્રયત્ન જોઈ રોમન કૅથૉલિક પંથના ફ્રાન્સ અને સ્પેન એ રાજ્યો તરફથી ઈંગ્લૅંડપર સ્વારી કયારે આવે તેની કંઈજ ખાત્રી નહોતી. એકંદર પરિસ્થિતિ આવી હતી તોપણ સ્પેન અને ફ્રાન્સ, એ બે કૅથૉલિક પંથી રાજ્યો વચ્ચે સલુકાઈ નહોતી અને તેઓ એકમેકને વેર બુદ્ધિનીજ નજરે જોતા હતા તેથી તેમને ઇંગ્લૅંડ તરફ લક્ષ આપવાને કેટલો અવસર મળે છે તે જોવાનું હતું.

**સ્કૉટલૅંડમાં પરિસ્થિતિ.**—ફ્રાન્સ અને સ્પેન બંને દેશો ઈંગ્લૅંડની વિરૂદ્ધ હતા તેમાં પહેલ પ્રથમ ફ્રાન્સ તરફથી ઈંગ્લૅંડને હરકત આવી. ઇ. સ. ૧૫૫૯માં ફ્રાન્સિસ ફ્રાન્સનો રાજા થયો અને તેની સ્ત્રી એટલે સ્કૉટલૅંડની રાણી ફ્રાન્સની રાણી થઈ. અને ઈંગ્લૅંડની ગાદીપર ઇલિઝાબેથનો હક નથી અને ખરી વારસ પોતે છે એવું તેણે જાહેર કર્યું. ૮મા હેન્રીએ ઍન બુલીન સાથે કરેલું લગ્ન કાયદેસર ન હોવાને સબબે ઇલિઝાબેથનો ઈંગ્લૅંડની ગાદીપર કંઈજ હક નથી એમ તેનું કહેવું હતું. આ વખતે ખુદ સ્કૉટલૅંડમાં મેરીની માતના નેતૃત્વ નીચે

કૅથૉલિક પક્ષ અને જૉન નૉકસની સરદારી નીચે ધર્મસુધારક પક્ષ એ બે વચ્ચે કલહ ચાલતો હતો. કૅથૉલિક પક્ષને ફ્રાન્સની મદદ હોવાથી તેનો વિજય થાય તો ઇલિઝાબેથને ધોકો પહોંચવાનો સંભવ હતો. ત્યારે સ્કૉટલૅંડના જૉન નૉકસના નેતૃત્વવાળા પ્રૉટેસ્ટન્ટ પક્ષને મદદ કરવાનો ઇલિઝાબેથે ઠરાવ કર્યો. આવી રીતે ઇંગ્લંડ પાસથી મદદ મળવાથી જૉન નૉકસનો વિજય થયો અને તેણે લીથનો કબજો લીધો. ત્યારે સ્કૉટલૅંડમાં જે ફ્રેન્ચો હતા તેઓને એડિનબર્ગ આગળ સલાહ કરવાની ફરજ પડી (૧૫૬૦). આ સલાહની શરત પ્રમાણે ફ્રેન્ચ-લોકોએ સ્કૉટલંડમાંથી પગ કાઢવાનું અને ઇલિઝાબેથને ઇંગ્લૅંડના કાયદેસર રાણી ગણવાનું કબૂલ કર્યું.

**ઇલિઝાબેથ અને સ્કૉટલંડની રાણી મેરી**—આમ સ્કૉટલૅંડની પરિસ્થિતિ ઇલિઝાબેથને અનુકૂળ થતી હતી એટલામાં ફ્રાન્સનો રાજા ૨ જો ફ્રાન્સિસ એકાએક મરણ પામવાથી તેની પત્ની સ્કૉટલંડની મેરીને પોતાને દેશ પાછા આવવાની ફરજ પડી (૧૫૬૧). મેરીએ સ્કૉટલૅંડમાં આવ્યા પછી ૧૫૬૦માં એડિનબરો આગળ થયેલી સંધિ મને માન્ય નથી એમ જાહેર કર્યું. અને બીજી તરફ ઇલિઝાબેથે મેરીનો ઇંગ્લંડની ગાદીપર મુદ્દલ હક નથી એમ જાહેર કર્યું. આ પ્રમાણે સ્કૉટલંડની રાણી મેરી અને ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથ, એ બે સ્ત્રીઓ વચ્ચે લગભગ ૨૦ વરસ સુધી ચરસ ચાલી અનેક કારસ્થાનો રચવામાં આવ્યાં. અને ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક કે પ્રૉટેસ્ટન્ટ પંથનો વિજય થાયછે તે માટે શંકા લાગવા માંડી. ઇલિઝાબેથ ચુસ્ત પ્રૉટેસ્ટન્ટ હોઇ તેનો હેતુ રાષ્ટ્રીય હતો, ત્યારે મેરી ચુસ્ત કૅથૉલિક હોઇ ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડ બંને દેશોમાં પોપની સત્તા પાછી સ્થાપવાનો તેનો વિચાર હતો.

આવી રીતે ઇંગ્લંડની રાષ્ટ્રીય ભાવનાને ઇલિઝાબેથ તરફથી ઉત્તેજન મળતું હતું, તોપણ ઇલિઝાબેથનું લગ્ન ન થયાને કારણે તેની સ્થિતિ વિચિત્ર હતી. યુરોપના જુદા જુદા દેશનાં રાજપુત્રો તરફથી એનું માગું આવતું હતું, પણ પોતે એવી રીતે લગ્ન કરે તો તે લગ્નને લીધે પરદેશી કલહોની અંદર વિનાકારણ ઇંગ્લંડને ભાગ લેવો

પડે એવી બીક તેને રેહેતી હતી. જો બીજી સ્ત્રીઓ પ્રમાણે ઈંગ્લૅંડમાંજ પ્રજાના એકાદ પુરૂષની સાથે તેનું લગ્ન કરવાનું થયું હોત તો રૉબર્ટ ડડ્લીપર તેને પ્રેમ હોવાથી તેની સાથે લગ્ન કર્યું હોત. પણ આમ લગ્ન કર્યાથી તેનું પરિણામ રાજ્યના હિતમાં નહિ આવે એમ તેને લાગ્યાથી તે વિચાર તેણે છોડી દીધો.

**ફ્રાન્સ અને સ્કૉટલૅંડમાં આંતર ખળભળ**—આ વેળા સ્કૉટલૅંડ અને ફ્રાન્સ, એ બંને દેશોમાં ધાર્મિક બાબત માટે આંતર કલહ ચાલતો હતો તેમાં તે દેશોના ધર્મ સુધારકોને આપણે મદદ કરવી એવું ઇલિઝાબેથને મન થયું. ફ્રાન્સના પ્રૉટેસ્ટન્ટો જેઓ હ્યુગેનોટ કહેવાતા હતા તેમને મદદ મોકલી કૅલે બંદર હસ્તગત કરી લેવાની તેણે ઘણી ખટપટ કરી. પણ તેમાં તેને યશ મળ્યો નહિ અને ૧૫૬૪માં કૅલે લીધા વગરજ ફ્રાન્સ સાથે સલાહ કરવાની તેને ફરજ પડી. ફ્રાન્સ પ્રમાણે સ્કૉટલૅંડમાં પણ આંતર ખળભળ ચાલતી હતી. મેરીના સાવકાભાઈ મરેના અર્લ લૉર્ડ જેમ્સ સ્ટુઅર્ટ (સ્કૉટલૅંડના ગત ૫ મા જેમ્સનો દાસીપુત્ર)ની સરદારી નીચે લોકોએ સ્કૉટલૅંડમાં બંડ ઉઠાવ્યું. ૧૫૬૫માં મેરીએ હેન્રી લૉર્ડ ડાર્નલી સાથે લગ્ન કર્યું. ડાર્નલી ચુસ્ત રોમન કૅથૉલિક હતો અને ઈંગ્લૅંડની ગાદીપર તેનો પણ થોડો-ઘણો હક પહોંચતો હતો તે કારણે મેરી અને ડાર્નલીનું લગ્ન ઇલિઝાબેથના હિતમાં નહોતું. ત્યારે મેરીના સાવકાભાઈ મરેને પ્રોત્સાહન આપવાથી તેણે સ્કૉટલૅંડમાં મેરીની સામુ શસ્ત્ર ઉપાડ્યાં. પણ મેરીએ આ બંડ શમાવી દઈ મરેનો પરાભવ કર્યો, તેથી આશ્રય માટે તેને ઈંગ્લૅંડ નાસી જવાની ફરજ પડી. આવી રીતે બંડ બેસાડી દઈ મેરીએ સ્કૉટલૅંડમાં પોતાનું વજન વધાર્યું હતુ, તોપણ ત્યારપછી તેણે કરેલાં દુષ્ટ કૃત્યોને લીધે સ્કૉટિશ પ્રજાનો ટેકો તેને ન મળવાથી તેને પોતાને ઈંગ્લૅંડમાં ઇલિઝાબેથનો આશ્રય લેવા માટે સ્કૉટલૅંડથી નાસી જવું પડ્યું. મેરીને ડાર્નલીથી જેમ્સ નામનો છોકરો થયો હતો (૧૫૬૬). પણ ડાર્નલી નબળો અને ગાંડા જેવો હોઈ મેરીના માનીતા રીઝીઓ નામના એક ઇટાલીઅન ગ્રહસ્થનું તેણે ખુન કર્યું હતું તે બદલ મેરીને તેને માટે ઘણો તિરસ્કાર ઉપજ્યો હતો. આ વખતે

બૉથવેલના અર્લ જેમ્સ હેપબર્ને કાવત્રું કરી ડાર્ન્લીનું ખુન કર્યું (૧૫૬૭). બૉથવેલપર મેરીને પ્રેમ હતો તેથી ડાર્ન્લીના ખુનના તરકટમાં તેનો પણ હાથ હશે એમ સર્વને સહજ લાગતું હતું. ડાર્ન્લીનો વધ થયા પછી ૧૫૬૭માં બૉથવેલે મેરી સાથે લગ્ન કર્યું.

મેરીનાં આવાં દુષ્કૃત્યો જોઈ સ્કૉટિશ પ્રજા તેની વિરૂધ્ધ ખળભળી ઉઠી. તેની સાથે યુધ્ધ કરી તેને હરાવી, પછી તેને કેદ કરી રાજગાદીપરથી ઉઠાડી મૂકી (૧૫૬૭). તેના છોકરા જેમ્સને ગાદીએ બેસાડ્યો. ૧૫૬૮માં રોમન કૅથૉલિક પંથના અનુયાયીઓની મદદથી મેરી તુરંગમાંથી નાસી છૂટી પોતાના દુશ્મનોને હરાવવા માટે તેણે ફરીથી પ્રયત્ન કર્યો. પરંતુ આ વખતે પણ તેની હાર થઈ તેને ઇંગ્લૅંડ નાસી જવું પડ્યું. ઇંગ્લૅંડમાં આવ્યા પછી ઇલિઝાબેથ તેને માત્ર આશરોજ ન આપે પણ સ્કૉટલૅંડની ગાદી પાછી મેળવવામાં મદદ કરે એવું તેનું કહેવું હતું.

પણ મેરીની આ માગણી ઇલિઝાબેથે પૂરી પાડી નહિ, તોપણ સ્કૅટલૅંડના લોકોએ તેને પદભ્રષ્ટ કરી હતી તે તેને ગમતું હતું નહિ. ડાર્ન્લીના ખુનની તપાસ કરવા માટે એક કમિશન નીમી તેમાં મેરીનો કેટલો સંબંધ છે તે નક્કી કરવા તેણે ઠરાવ્યું. પણ આવી રીતે ઇલિઝાબેથે નીમેલા કમિશન આગળ સાક્ષી આપવાની મેરીએ ના કહી, અને ઇલિઝાબેથની પ્રત્યક્ષ મુલાકાત લેવાની ઇચ્છા તેણે પ્રદર્શિત કરી. પણ ઇલિઝાબેથે તેમ કરવાની ના પાડી, અને મેરીને કેદી તરીકે તુરંગમાંજ રહેવું પડ્યું.

ખુદ ઇંગ્લૅંડમાં મેરીને તુરંગમાં રાખવી એ જોખમકારક હતું, કારણ કે મેરી રોમન કૅથૉલિક પંથની હતી, અને ઇલિઝાબેથ પછી ઇંગ્લૅંડની ગાદીપર તેનોજ હક પહોંચતો હતો તેથી તેની વતી કૅથૉલિક પંથના અનુયાયીઓ તરકટ રચે એ સ્પષ્ટ હતું. ૧૫૬૧માં ઉત્તરમાં કેટલાક સરદારોએ તેની વિરૂધ્ધ બંડ કરી ડરહામના કિલ્લામાં કૅથૉલિક પંથના મત પ્રમાણે જાહેર પ્રાર્થના કરી. પણ ઇલિઝાબેથે આ બંડને તરત બેસાડી દીધું અને એ બંડમાં સંડોવાયલા પુષ્કળ માણસોને ફાંસી દીધી. બંડના આગેવાનો સ્કૉટલૅંડમાં નાસી ગયા.

**ઇલિઝાબેથ રાણીને ધર્મબહિષ્કૃત કરવામાં આવી (૧૫૭૦).** આ બંડ ઇલિઝાબેથે બેસાડી દીધું તોપણ નવાં નવાં સંકટો ઉદ્ભવ્યાં કરતાં હતાં. ૧૫૭૦માં સ્કૉટલૅંડમાં ઇલિઝાબેથની વતી ચળવળ કરનારા અર્લ મરેનું એક કૅથોલિક પંથના માણસે ખુન કર્યું. તેજ વર્ષે પોપ પમા પાયસે ઇલિઝાબેથને ધર્મબહિષ્કૃત કરી ગાદીપરથી પદભ્રષ્ટ કર્યાનું ફરમાન કાઢ્યું, અને તેની સર્વ પ્રજાને તેની સત્તા તોડી નાખવાની રજા આપી. આ વેળા ઇંગ્લૅંડને સારેનસીબે ફ્રાન્સ અને સ્પેન એ બે રોમન કૅથૉલિક પંથી રાજ્યોને પોતાનાં આંતર મુલ્કી રાજકારભારમાં લક્ષ દેવાની જરૂર હોવાથી તેઓ ઇંગ્લૅંડપર સ્વારી લાવે એ શકય નહોતું. કૅથૉલિક પંથ તરફથી ઇલિઝાબેથ વિરૂધ્ધ પોતે શસ્ત્ર ઉપાડવાં કે નહિ એ પ્રશ્ન તો ફ્રાન્સ સમક્ષ હતોજ. વળી ડચ લોકોએ પોતાનું સ્વાતંત્ર્ય મેળવવા માટે સ્પેન વિરૂધ્ધ ઝગડો શરૂ કર્યો હતો તેને લીધે સ્પેનને ઇલિઝાબેથ તરફ ધ્યાન આપવાનો અવસરજ મળ્યો નહિ.

હવે, ૬૭૭૧ની સાલના અરસામાં રિડૉલ્ફી નામના એક ઇટલીના વેપારીએ એક કાવત્રું રચ્યું. આ કાવત્રાંની મસલત પ્રમાણે સ્પૅની-આર્ડ લોકોને ૬૦૦૦ માણસનું સૈન્ય ઇંગ્લૅંડ મોકલવાનું હતું. અને એ સૈન્ય આવતાંજ ઇંગ્લૅંડમાંના સઘળા રોમન કૅથૉલિક પંથના લોકોએ બંડ જાહેર કરી, ઇલિઝાબેથને ગાદીપરથી પદભ્રષ્ટ કરી, મેરીને તુરંમાંથી છૂટી કરી તેને ગાદીએ બેસાડી, ડ્યૂક ઑફ નૉર્ફોક સાથે પરણાવવાનું ઠેરવેલું હતું. પરંતુ ઇલિઝાબેથના મુખ્ય મંત્રી સેસિલને આ તરકટની ખબર પડી જવાથી નૉર્ફોકને ફાંસી દેવામાં આવી (૧૫૭૨). આ વેળા કૅથોલિક પંથના લોકોની ચળવળ માટે ચીડ ચઢવાથી ખુદ આમની સભાએ મેરીને ફાંસીએ ચઢાવવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. પણ તેમ કરવું ઇલિઝાબેથને ઇષ્ટ ન લાગવાથી મેરીને ત્યાર પછી ૧૫ વરસ સુધી તુરંગમાં રહેવું પડ્યું. આવી રીતે દેશની અંદરના રાજકારભારમાં વ્યવસ્થા કરી રહ્યા પછી ઇલિઝાબેથને પરદેશી રાજકાજમાં લક્ષ આપવાનો વખત મળ્યો. યુરોપના કોઇપણ રાજ તરફથી ઇંગ્લૅંડને ધોકો પહોંચવાનો સંભવ જો હોય તો તે સ્પેન દેશ તરફ-

બીજ હતો. સ્પેનનો રાજા ૨જો ફિલિપ કાર્યદક્ષ હોઈ રોમન કૅથૉલિક પંથનો ચુસ્ત અભિમાની હોવાને લીધે પ્રૉટેસ્ટન્ટ ધર્મી ઇંગ્લૅંડનો ઉચ્છેદ હું ક્યારે કરૂં એમ તેને થયાં કરતું હતું. તેના સામ્રાજ્યમાંજ ડચ લોકોએ તેની વિરૂદ્ધ બળવો ઉઠાવ્યો હતો તેથી અત્યાર સુધી ઇંગ્લૅંડ તરફ લક્ષ આપવાનો અવસર તેને મળ્યો નહોતો. પણ પાછળથી ઇલિઝાબેથ તરફથીજ ડચ લોકોને મદદ મળવા લાગ્યાથી ઇંગ્લૅંડ સામું શસ્ત્ર ઉઠાવવા એ શ્રેયકર છે એમ તેને લાગવા માંડ્યું. સ્પેન અને ઇંગ્લૅંડ વચ્ચે ધાર્મિક બાબતમાં અણબનાવ હોવાથી અમેરિકા અને વેસ્ટ ઇંડીઝ બેટો જે સ્પેનને નવા મળ્યા હતા તે પ્રદેશો સંબંધમાં અને ત્યાંના વેપાર સંબંધમાં એ બે દેશો વચ્ચે વૈમનસ્ય ઉપજ્યું હતું. ૧૪૯૨માં કોલંબસે અમેરિકા શોધી કાઢ્યો, ૧૪૯૮માં વાસ્કોડી ગામા હિંદુસ્થાનને કિનારે ઉતર્યો અને મેગેલીન ઘણી મુસીબત વેઠી પૃથ્વિની પ્રદક્ષિણા કરી આવ્યો તે ઉપરથી સ્પૅનિશ અને પોર્ટુગીઝ લોકોને એમ લાગવા માંડ્યું કે દૂર દેશોમાં સંસ્થાનો સ્થાપવાનો, તે દેશો સાથે વેપાર કરવાનો અને ત્યાં આવજાવ કરવાના જળ માર્ગનો ઉપયોગ કરવાનો હક અમારા એકલાનોજ છે. તેઓના એ દાવાને કાયદેસર રૂપ આપવા માટે ખ્રિસ્તી ધર્મગુરૂ પોપને તેઓએ અરજ કરી. તે ઉપરથી પોપે ફરમાન કાઢ્યું કે નવીન શોધી કાઢેલા દેશો સાથે વેપાર કરવાનો, ત્યાં સંસ્થાનો સ્થાપવાનો અને ત્યાં જવાના જળ માર્ગો વાપરવાનો હક સ્પેન અને પોર્ટુગલનો છે, માટે તે જળ માર્ગો વાપરવાની બીજાં યુરોપી રાજ્યોને મનાઈ છે. આવા સંજોગોમાં તે કાળના બળવાન સ્પૅનિશ રાજ્ય સાથે ટંટો ન થાય અને પૂર્વ તરફના દેશો સાથે વેપાર પણ થઈ શકે એ હેતુથી તે કાળના સાહસિક નાવિકો બીજા દરીઆઈ માર્ગો શોધી કાઢવા પ્રયત્ન કરવા લાગ્યા.

**ચૅન્સેલર, ફ્રૉબિશર અને ડૅવિસની સફરો.**—ઇંગ્લૅંડના **ચૅન્સેલર નામના એક સાહસિક વહાણવટીએ ૧૫૫૩માં ઇશાન ખુણેથી એશીઆમાં આવવા માટે પોતાનું વહાણ તે દિશામાં હંકાર્યું. પણ ઉત્તર મહાસાગર વર્ષનો ઘણોખરો વખત ઠરી જઈ બરફથી ઢંકાઈ રહેછે તેથી ચૅન્સેલર રૂશીઆની ઉત્તરે આર્કેન્જલથી આગળ જઈ**

શક્યો નહિ, તે ઉપરથી એ રસ્તેથી એશીઆમાં આવવું અશક્ય છે એ સિધ્ધ થયું. ત્યારપછી ૧૫૭૫-૭૮ દરમ્યાન માર્ટિન ફ્રૉબિશર નામના બહાદુર નાવિકે વાયવ્ય દિશા તરફથી જળ માર્ગે એશીઆમાં આવવાની કોશિશ કરી. પણ ૧૪૯૭માં કૅબટે અમેરિકાનો જે ભાગ શોધી કાઢ્યો હતો તે કરતાં વધારે દૂર ફ્રૉબિશર જઈ શક્યો નહિ, અને ઉત્તર અમેરિકાની ઉત્તર સરહદના દરીઆમાંથીજ તેને પાછા ફરવું પડ્યું. ફ્રૉબિશર પ્રમાણે ડૅવિસ નામના નાવિકે પણ ઉત્તર મહાસાગરને તેજ રસ્તેથી એશીઆમાં આવવા માટે સફર કરી, પણ તેને પણ ગ્રીનલૅંડથી પાછા ફરવું પડ્યું. એટલે ઇશાન તેમજ વાયવ્ય ખુણાને રસ્તેથી એશીઆમાં આવવું અશક્ય છે એમ સિધ્ધ થયું. આ ત્રણ મહાપુરૂષો શિવાય બીજા ઘણા બહાદુર ખલાસીઓએ પણ એ દિશામાં પ્રયત્નો કર્યા: જો કે એ બધા પોતાનો હેતુ સાધ્ય કરી શક્યા નહિ, તોપણ તેઓના પ્રયાસનો એક મોટો ફાયદો એ થયો કે દરીઆઈ સફરી જીંદગીનો તેમનો ઘણો સારો અનુભવ મળ્યો, કે જે અનુભવ આગળ જતાં સ્પેનના બળિષ્ઠ રાજ્યની સામે ટક્કર લઈ દરીઆપર પોતાનું ઉપરીપણું સ્થાપવામાં ઇંગ્લૅંડને ઘણો ઉપયોગી થઈ પડયો.

**દરીઆમાં ચાંચીઆનો ધંધો.**—સાહસિક અંગ્રેજી વહાણવટીઓ એશીઆ તરફ આવવાના અન્ય જળ માર્ગો શોધી કાઢવાના પ્રયત્નમાં મચ્યા હતા તેની સાથે સાથે દક્ષિણ અમેરિકાથી સ્પેન અને પોર્ટુગલ આવતાં સોના રૂપાંથી ભરેલાં સ્પૅનિશ અને પોર્ટુગીઝ વહાણો દરીઆપર લૂંટવાનો ધંધો પણ તેઓ ચલાવી રહ્યા હતા. આ પ્રમાણે દરીઆપર લૂંટ ચલાવવાના ધંધાને ચાંચીઆગીરી કહે છે. એ ધધામાં ઇંગ્લિશ, ડચ અને ફ્રેન્ચ પ્રૉટેસ્ટન્ટ લોકો જોડાયા હતા. અંગ્રેજોમાં ઘણા સાહસિક અને સંભાવિત નાવિકો હતા, અને તેમના તરફથી સ્પૅનિશ વહાણોપર ઉપરાઉપરી હુમલા થઈ સ્પૅનિશ વેપારને ઘણું નુકસાન પહોંચતું હતું. તેથી સ્પેનની સરકારે બ્રિટિશ સરકારને એ બાબે ફરીઆદ કરી. ત્યારે બ્રિટિશ સરકાર તરફથી એવો જવાબ આપવામાં આવ્યો કે એ ચાંચીઆઓને પકડી તમને ગમે તે શિક્ષા

તેમને કરશો તેમાં અમને મુદ્દલ વાંધો નથી. સ્પેન જેવા બળવાન રાજ્ય સાથે દરીઆપર ટક્કર લેવા જેટલી ઈંગ્લૅંડની તાકાત નહોતી. તેથી સ્પેનના સંસ્થાનો અને વેપારપર આ ચાંચીઆ લોક તરફથી હુમલા થાય અને તેથી સ્પેન ખોખરૂં થાય તે તરફ ઈંગ્લૅંડની સહાનુભૂતિ હતી એમ કહેવું જોઇએ. બ્રિટિશ, ડચ અને ફ્રેન્ચોના મળી લગભગ ચારસો વહાણો આ ધંધામાં ગૂંથાયલાં હતાં, તે કાળના સ્પૅનિશ વહાણો ઘણાં મોટાં હતાં. તેથી તેની ઝડપ પણ થોડી હતી અને તેઓ સહેલાઇથી આમ તેમ ફરી શકતાં નહિ. તે લોકોની દરીઆઇ યુદ્ધની પદ્ધત્તિ શત્રુના વહાણોની લગોલગ જઈ હાથોહાથ લડવાની હતી, તેથી સ્પૅનિશ વહાણોમાં સૈનિકો ઘણા રહેતા, અને તેઓ હાથોહાથની લડાઇમાં તરવારથી લડતા. તેથી સ્પૅનિશ વહાણોપર બંદુક, તોપ, દારૂગોળો રહેતાં નહિ. એથી ઉલટું ચાંચીઆ લોકો દૂર રહી લડતા એટલે તેઓ વહાણપર તોપો રાખતા અને છેટે રહી દારૂગોળાથી લડતા અને શત્રુની જ્યારે હાર થતી ત્યારે પોતાનાં વહાણો પાસે લાવી સ્પૅનિશ વહાણો લૂટી લઈ ઘણી ત્વરાથી નાસી જતા તે માટે તેઓ પોતાનાં વહાણો ઘણાં નાનાં રાખતા. આમ કરી તેઓ સ્પેનના વેપારમાં ઘણી ખલલ કરતા, સ્પેનને દરીઆપર હલકું કરતા અને દરીઆઈ યુદ્ધકળાનો અનુભવ મેળવી ગમેતેવી મુશ્કેલીમાંથી પોતાનો રસ્તો કેમ કાઢવો તે બાબતનું શિક્ષણ મેળવતા.

**હૉકિન્સ અને ડ્રેકની સફરો.**—ઉપર વર્ણવ્યા પ્રમાણે ઈશાન અને વાયવ્ય કોણ તરફથી એશીઆમાં આવવાનો જળ માર્ગ ન જડયાથી પૂર્વના દેશો સાથે વેપાર કરવા માટે જે જળ માર્ગ સ્પૅનિશ અને પોર્ટુગીઝોએ શોધી કાઢયા હતા તેજ માર્ગો વાપર્યાવિના ઈંગ્લૅંડ અને બીજા યુરોપી રાજ્યોને માટે બીજો ઈલાજજ નહોતો. અને ઈંગ્લૅંડે તેમ કરવા ઠરાવ કર્યો. આ સમયમાં ઈંગ્લૅંડ સ્પેન સાથે સીધી રીતે દરીઆપર લડવા સમર્થ નહોતું, તેથી બ્રિટિશ સરકારે એ સંબંધે પ્રત્યક્ષ પગલાં કંઈ ભર્યાં નહિ. પણ સાહસિક બ્રિટિશ નાવિકો અને ગૃહસ્થોએ પોતાને હિસાબે અને જોખમે એ કામ ઉપાડી લીધું. એ બહાદુર નાવિકોમાં જૉન હૉકિન્સ અને ફ્રાન્સિસ ડ્રેક આગેવાન

હતા. આ વખતે આફ્રિકાને પશ્ચિમ કિનારેથી હબસી ગુલામો પકડી અમેરિકામાંનાં સ્પૅનિશ સંસ્થાનવાસીઓને ગુલામ મજૂરો પૂરા પાડવાનો વેપાર પોર્ટુગીઝ લોકોના હાથમાં હતો. ગુલામોનો વેપાર કરવાનો ઇજારો અમારો એકલાનોજ છે એમ કહી પોર્ટુગીઝ લોકો એ ધંધામાં બીજા કોઇને હાથ ઘાલવા દેતા નહિ. તે કાળની સંસ્કૃતિ પ્રમાણે ગુલામનો વેપાર તિરસ્કારને પાત્ર ગણાતો નહિ. તેથી તે વેપારમાં ભાગ પડાવવાના વિચારથી હૉકિન્સે ૧૫૬૨માં અને ૧૫૬૪માં એમ બે સફર કરી. પણ સ્પૅનિશ અને પોર્ટુગીઝ લોકોએ તેને એ કામમાં ફાવવા દીધો નહિ. ત્યારપછી ૧૫૬૭–૬૮માં ગુલામનો વેપાર કરવા માટે હૉકિન્સે ત્રીજી સફર કરી. આ સફરમાં તેના હાથ નીચે ફ્રાન્સિસ ડ્રેક નામનો એક હોશીઆર અને બહાદુર નાવિક હતો, તે એક વહાણનો કપ્તાન હતો. આ ત્રીજી સફરમાં સ્પૅનિશ અધિકારીઓએ સંધિના કોલકરારનો ભંગ કરી હૉકિન્સપર હુમલો કર્યો, તેમાં હૉકિન્સને ઘણું નુકસાન થયું, તેથી તેને ઇંગ્લૅંડ પાછા ફરવું પડ્યું. પણ સ્પેનના આ કામ માટે હૉકિન્સ અને ડ્રેકને ઘણો ગુસ્સો ઉપજ્યો, અને તેઓએ સ્પેનની દરીઆઇ સત્તા રસાતળ કરવાનો નિશ્ચય કર્યો. ૧૫૭૨માં ડ્રેકે પોતાનીજ જોખમદારીથી સ્પેનના અમેરિકામાંનાં સંસ્થાનોપર હલ્લો કરી પુષ્કળ લૂટ મેળવી. આ સફર દરમ્યાન પનામાની સંયોગીભૂમિ આગળથી બીજી તરફ પશ્ચિમે તેણે પૅસિફિક મહાસાગર જોયો અને તે મહાસાગરમાં સફર કરવાનો આ સાહસિક નરે ઠરાવ કર્યો. તે વિચારથી ૧૫૭૭માં તે બીજી સફરે નીકળ્યો. આ વખતે દક્ષિણ અમેરિકાની પ્રદક્ષિણા કરી અમેરિકાને પશ્ચિમ કિનારે ગયો, અને ત્યાંથી ઉત્તર દિશામાં વહાણ હંકારી તે રસ્તેથી ઇંગ્લૅંડ પાછો જવા ઉપડ્યો. ઉત્તરમાં સંયુક્ત સંસ્થાનોને પશ્ચિમ કિનારે આવેલાં સૅન ફ્રાન્સિસ્કો બંદર સુધી તે જઇ શક્યો. પણ ત્યાંથી ઉત્તરે ઠંડી અને બરફને લીધે આગળ જવું અશક્ય લાગવાથી ડ્રેકે પોતાનું વહાણ અજ્ઞાત પૅસિફિક મહાસાગરમાં પશ્ચિમ દિશામાં ફેરવ્યું. પછી નાના પ્રકારના સંકટો વેઠી ત્રણ વર્ષે ૧૫૮૦માં મૅગેલીન પ્રમાણે પૃથ્વિની પ્રદક્ષિણા કરી તે ઇંગ્લૅંડ પાછો ગયો. સ્વદેશ પહોંચ્યો ત્યારે

અજ્ઞાત મહાસાગરો અને પ્રદેશોમાં સફર કરવા માટે તેનો જયજયકાર થઈ રહ્યો અને ઇલિઝાબેથ રાણીએ તેને 'નાઈટનો' બહુ માનવંતો ખિતાબ બક્ષ્યો. પોતાનેજ જોખમે અને પોતાનીજ જવાબદારીએ ડ્રેક આ મહાન સફર કરી આવ્યો તેથી તેના સાહસિકપણા અને તેની કર્તૃત્વશક્તિમાટે રાણીનો અભિપ્રાય ઘણો ઉંચો થયો. તેથી ૧૫૮૫માં સ્પેન વિરૂદ્ધ નેધર્લૅંડના પ્રૉટેસ્ટન્ટોને મદદ કરવાનું જ્યારે ઇલિઝાબેથે ઠેરવ્યું ત્યારે તેણે સ્પેનને બીજી દિશામાં શેહ આપવાના હેતુથી ડ્રેકને એક અરમાર આપી તેનો સરદાર બનાવી સ્પેનના મધ્ય અમેરિકાને લગતા વેસ્ટ ઇંડીઝ ટાપુઓપર હુમલો કરવા મોકલ્યો. આ પ્રમાણે સ્પેન અને ઈંગ્લૅંડ વચ્ચે વેપાર, સંસ્થાનો, દરીઆપર ઉપરીપણું અને ધાર્મિક પ્રશ્નો એ સંબંધમાં અણબનાવ વધારે અને વધારે થતો જવાથી એ સવાલોનો કોઈ કાયમનો નિકાલ લાવવા માટે એ બંને દેશો ટુંક સમયમાં ખુલ્લી રીતે હાથોહાથ આવી જશે એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું.

**ઈંગ્લૅંડમાં જેસૂઇટોની ચળવળ.**—આ વખતના અરસામાં ખુદ ઈંગ્લૅંડમાં નવા સ્થપાયલા જેસૂઈટ પંથ તરફથી ઇલિઝાબેથને હરકત આવવાનો સંભવ હતો. ઈંગ્લૅંડમાં ધર્મ સુધારણા થઈ પ્રૉટેસ્ટન્ટ પંથ જ્યારે સ્થાપિત થવા લાગ્યો ત્યારે ઘણા લોકો જેઓ ચુસ્ત કૅથૉલિક હતા તેઓને તે પસંદ પડ્યું નહિ. ઈંગ્લૅંડમાં રહી આ નવીન પંથ પ્રમાણે આચરણ કરવું તેઓને પસંદ ન પડયાથી તેઓએ દેશ ત્યાગ કરી જે જે ઠેકાણે કૅથૉલિક ધર્મ માટે માન હતું તે તે ઠેકાણે જઈ ધર્માધિકારીઓની નોકરી લીધી. પરંતુ આ લોકો ચુસ્ત રોમન કૅથૉલિક હોવાને કારણે લાગ મળે ઈંગ્લૅંડમાં રોમન કૅથૉલિક ધર્મ પાછો સ્થાપવાની તેમની ઇચ્છા નષ્ટ થઈ નહોતી. પરદેશમાં આ લોકોએ ઇગ્નેશિયસ લૉયોલા નામના એક સ્પૅનિશ ગ્રહસ્થે સ્થાપેલા જેસૂઈટ પંથનો સ્વીકાર કર્યો હતો. આ પંથનો મુખ્ય ઉદ્દેશ નાસ્તિક અને ખ્રિસ્તી ધર્મના નહોય એવા લોકો વચ્ચે જઈ ખ્રિસ્તી ધર્મનો પ્રસાર કરવાનો હતો. આ લોકોનો પોપપર પૂર્ણવિશ્વાસ હોઈ તેની દરેક આજ્ઞાને પ્રમાણ તરીકે માનવાનું વચન તેઓએ આપ્યું હતું. આ

પ્રમાણે પરરાજ્યમાં રહેલા લોકોને પોતાના દેશમાં પાછા જઈ ત્યાં કૅથૉલિક પંથની સ્થાપના કરવાની ઇચ્છા ઉત્પન્ન થવાથી તેઓમાંના ઘણા ઇંગ્લૅંડ પાછા આવ્યા. આ પ્રકારે જેસૂઇટ પંથના ઝનુની રોમન કૅથૉલિકોની ભરણી ઇંગ્લૅંડમાં ઘણી થવા લાગી. એકંદરે સ્થિતિ આવી હોવાથી ૧૫૭૦માં પોપે એક ફરમાન કાઢી ઇલિઝાબેથ રાણીને ધર્મ બહિષ્કૃત કરી ઇંગ્લૅંડની ગાદીપરથી પદ્ભ્રષ્ટ કર્યાનું જાહેર કર્યું ત્યારે ઇંગ્લૅંડમાંના પોપના અનુયાયીઓની સ્થિતિ ઘણી કફોડી થઈ. પોતે આ સંબંધે કેવું ધોરણ સ્વીકારવું એ પ્રશ્ન તેઓની આગળ આવી પડ્યો. પોપના અનુયાયી રહીને ઇલિઝાબેથની સત્તા માન્ય કરવી એ તે લોકો માટે અશક્યજ હતું. આવી એકંદર પરિસ્થિતિમાં જેસૂઇટ પંથવાળાઓની ચળવળ જો ચલાવવા દીધી તો કોઈપણ પરદેશી રાજ્ય તરફથી ધર્મને નામે ઇંગ્લૅંડપર હુમલો કરવામાં આવતાં પોપના ઇંગ્લૅંડમાંના અનુયાયીઓ બળવો કર્યાવિના રહેનાર નથી એવી ભીતિ ઇલિઝાબેથને લાગવા માંડી. ત્યારે જેસૂઇટ પંથના લોકોની ચળવળ તરફ લક્ષ આપવાની તેને ફરજ પડી. આ ચળવળને તોડી પાડવા માટે જેસૂઇટ પંથના કેટલાક નેતાઓને પકડી ધાર્મિક બાબતને બદલે રાજદ્રોહ કરવાનો આરોપ તેમનાપર મૂકી ખટલો ઉભા કરી તેઓ પૈકી કેટલાકોને ફાંસી દીધી. ૧૫૮૧માં કૅથૉલિક પંથના લોકોની વિરૂદ્ધ અને ઇંગ્લૅંડના *એપિસ્કોપેલીઅન પંથ પ્રમાણે પ્રાર્થના કરવા જેઓ તૈયાર નહોતા એવા લોકો વિરૂદ્ધ ખુદ પાર્લમેન્ટે કડક કાયદા પસાર કીધા. પોતાનાં રાજ્યપદને ધક્કો ન આવે તે માટે ઇલિઝાબેથે આવું ધોરણ અખત્યાર કર્યું હતું તેપરથી પોપ અને સ્પેનના રાજા ૨જા ફિલિપ તરફથી આપણને ટેકો મળશે એવી આશાથી ઝનુની કૅથૉલિક પંથીઓ તરફથી ઇલિઝાબેથનું ખુન કરવાના પ્રયત્ન થવા લાગ્યા. પણ ઇલિઝા-

***નોંધ—એપિસ્કોપેલીઅન પંથ.—ઇલિઝાબેથની કારકીર્દીમાં સ્થપાયલા પંથને એપિસ્કોપેલીઅન પંથ કહે છે. ઇંગ્લૅંડમાં ધર્મ સુધારો થયો હતો, પણ તે યુરોપના કૅલ્વિનના મત પ્રમાણે જહાલ ઝનુની નહોતો. આ એપિસ્કોપેલીઅન પંથ પ્રમાણે ચર્ચની સર્વ વ્યવસ્થા ધર્માધિકારી મારફત થતી.**

બેથના પ્રધાનની દક્ષતાને લીધે એ સઘળાં કાવત્રાં પકડાઈ જઈ તેમાં ભાગ લેનારા ગ્રહસ્થોને શિક્ષા ઠોકવામાં આવી. આ પ્રમાણે રાજ્યમા વારંવાર થતા કાવત્રાંનો પ્રતિરોધ કરવા માટે અંગ્રેજ લોકોએ એક મંડળ સ્થાપી ઇલિઝાબેથનુ સંરક્ષણ કરવાનો નિશ્ચય કર્યો, અને દુર્દૈવે જો ઇલિઝાબેથનું ખુન થાય તો તેના પછી જે કોઈ ગાદીપર આવે તેનુ ખુન કરવાની તેઓએ પ્રતિજ્ઞા લીધી.

આ વખતે યુરોપમાં સ્પેનના સામ્રાજ્યમાં ડચ લોકોએ સ્વરાજ પ્રાપ્તી માટે ચળવળ શરૂ કરી હતી, તેને જો ઇલિઝાબેથ મદદ કરે તો જેસૂઇટ અને રોમન કૅથૉલિક લોકોની મદદથી ઇંગ્લૅંડપર સ્વારી લાવવાની સ્પેનની બાજી નિષ્ફળ કરી શકાશે એમ સમજીને તેણે ડચ લોકોને લશ્કરી કુમક મોકલી. આ સૈન્યનો સેનાપતિ ડડ્લી અર્લ ઑફ લીસ્ટર હતો, પરંતુ લીસ્ટરે ડચ લોકો તરફથી કંઈપણ કામ બજાવ્યું નહિ. પણ આ વેળાએ પુષ્કળ અંગ્રેજ લોકોએ ઔદાર્યબુદ્ધિથી ડચ લોકોને મદદ કરી, અને તેમાં સર ફિલિપ સિડની મુખ્ય હતો. આ ગ્રહસ્થ ૧૫૮૬માં ઝટફેનની લડાઈમાં મરણ પામ્યો.

**ઇલિઝાબેથની ડચ લોકોને મદદ.**—આવી રીતે ડચ લોકોને મદદ કરી સ્પેનને શેહ આપવાના પ્રયત્નો ચાલુ હતા. તે વેળાએ સર ફ્રાન્સિસ ડ્રેક વગેરે સાહસિક નાવિકોએ આટલૅંટિક મહાસાગરમાં અને પશ્ચિમ તરફના બેટા સાથેના સ્પેનના સંસ્થાન અને વેપારપર હુમલો કરી સ્પેનની સત્તાને ફટકો મારવાનુ શરૂ કર્યું.

૧૫૮૬માં ઇલિઝાબેથનુ ખુન કરવાના ઇરાદાથી બૅબિંગટન નામના એક માણસની સરદારી નીચે એક તરકટ રચવામાં આવ્યું. પણ તે પકડાઈ ગયું. આ તરકટમાં મેરી સ્ટુઅર્ટનો હાથ છે માટે તેનાપર કાવત્રં કરવાનું તોહમત મૂકી ફોજદારી ખટલો ઉભો કરવાની ઇલિઝાબેથે સમ્મતિ આપી. આ ખટલામાં તેનાપર આરોપ સાબિત થઈ તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી. પરંતુ તેને ફાંસી દેવા સંબંધમાં પોતે હુકમ આપવો કે નહિ એ વિષે ઇલિઝાબેથ કશા ઠરાવપર આવી શકતી હતી નહિ. પણ આખરે ફાંસીની શિક્ષા કાયમ રહી, તે પ્રમાણે હુકમ છોડવામાં આવ્યો અને મેરીને તુરત ફાંસી દેવામાં આવી (૧૫૮૭).

મેરી સ્ટુઅર્ટના મરણ પછી ઇંગ્લૅંડની ગાદીપરનો તેનો હક તેના છોકરા સ્કૉટલૅંડના રાજા ૬ટ્ઠા જેમ્સને ઉતર્યો. જેમ્સ પોતે પ્રૉટેસ્ટન્ટ પંથનો હોવાને લીધે ઇંગ્લૅંડમાંના કૅથૉલિક પંથવાળાઓ ઇલિઝાબેથનું ખુન કરી ઇંગ્લૅંડની ગાદી જેમ્સને મળે એવું કરે તેમાં તેમને વિશેષ ફાયદા જેવું કંઇજ હતું નહિ. તેથી હવે પછી ઇલિઝાબેથ સામે કાવત્રાં કરવાનું તેઓએ છોડી દીધું એટલુંજ નહિ, પણ જ્યારે સ્પેનના રાજાએ ઇંગ્લૅંડપર સ્વારી કરી ત્યારે પરદેશી રાજાની ઝુંસરી આપણી ગરદનપર આવશે એમ સમજી જઈ તેને મદદ કરવા કૅથૉલિક પંથના ઇંગ્લિશ લોકો તૈયાર થયા નહિ.

**ઇંગ્લૅંડપર ફરીઆઇ સ્વારી લઇ જવાનો ફિલિપનો બેત.**– વેપાર, સંસ્થાનો અને ધર્મ એ બાબતોના પ્રશ્ન સંબંધમાં ઇંગ્લૅંડ અને સ્પેન વચ્ચે અણબનાવ તો હતોજ. એટલે ઇંગ્લૅંડમાંથી પ્રૉટેસ્ટન્ટ પંથનું નિકંદન કરી રોમન કૅથૉલિક પંથ પાછો સ્થાપવા માટે ઇંગ્લૅંડપર નૌકા ચઢાઈ લઈ જવાની બાજી ફિલિપ રચવા લાગ્યો. તે માટે મેરીના મરણ પછી તે કહેવા લાગ્યો કે હું જૉન ઑફ ગૉંટની પુત્રીના વંશનો હોવાથી ઇંગ્લૅંડની ગાદીપર મારો હક છે. એમ કહી ઇંગ્લૅંડપર સ્વારી મોકલવાની તૈયારી કરવા લાગ્યો. માર્કિવસ સૅંટાક્રૂઝ નામના એક બહાદુર અને હોશીઆર ગૃહસ્થને નૌકાસેનાપતિ નીમી તેના હાથ નીચે એક જબરદસ્ત અરમાર ઉભો કરવા લાગ્યો. જુદે જુદે સ્પૅનિશ ઠેકાણેથી જહાજો બોલાવી લઈ ઇંગ્લૅંડની સ્વારીને માટે કૅડીઝ અને લિસ્બન* બંદરમાં એકઠાં કરવામાં આવ્યાં. સૅંટાક્રૂઝનો ઇરાદો એવો હતો કે આખા સ્પૅનિશ અરમારને ઇંગ્લિશ ખાડીમાં રાખી એ પ્રચંડ અરમારની સહાયથી ડયૂક ઑફ પાર્માની સરદારી નીચેનાં નેધર્લૅંડમાંના સ્પૅનિશ સૈન્યને ઇંગ્લૅંડને કિનારે ઉતારવું.

આ પ્રમાણે સ્પેન તરફથી સ્વારી આવવાની છે તે વાતની ખબર ઇંગ્લૅંડ પહોંચતાંજ એ હુમલાને મારી હઠાવવા માટે જોસભેર તૈયારી ઇંગ્લૅંડમાં ચાલી રહી. શત્રુનો પ્રચંડ અરમાર ઇંગ્લૅંડ સુધી આવી પહોંચે તે પહેલાંજ જો બને તો શત્રુના અરમારનો બને તેટલો નાશ

*નોંધ—પોર્ટુગલ દેશ ૧૫૮૦થી સ્પેનના તાબામાં આવ્યો હતો.

કરવાના વિચારથી ૧૫૮૭ના એપ્રિલમાં બહાદુર નાવિક ડ્રેક ત્રીસ વહાણુનો એક નાનો કાફલો લઈ નીકળી પડ્યો, અને કૅડીઝ બંદર નજીક એકઠા થયેલા સ્પૅનિશ કાફલા અને વેપારી જહાજોપર તૂટી પડી ઘણાં વહાણોનો નાશ કરી સ્પૅનિશ કાફલાને તેણે ઘણું નુકસાન પહોંચાડ્યું. પછી પાછાં ફરતાં પોર્ટુગલના કિનારાપાસે સ્પૅનિશ અમેરિકાથી સોનું, રૂપું, રત્ન વિગેરે કીમતી માલ ભરીને આવતાં એક સ્પૅનિશ વેપારી વહાણુપર હલ્લો કરી મોટી લૂંટ મેળવી પાછો ઇંગ્લૅંડ ગયો.

**સ્પેનનો અજય્ય મનાતો અરમાર.**—અત્રે સ્પેનનાં કમનસીબની શરૂઆત થઈ. જાણે દૈવ રૂઠ્યું ન હોય તેમ સર્વ તૈયારી સંપૂર્ણ થઈ રહે તે પૂર્વેજ પ્રસિદ્ધ નૌકાપતિ સૅંટાક્રૂઝ મરણ પામ્યો. અધુરામાં પૂરૂં ફિલિપે મેડિના સાઇડોનીઆને અરમારની સરદારી આપી. મેડિના એક સ્પૅનિશ ઉમરાવ હતો, અને તેને નૌકાયુધ્ધવિષે બીલકુલ માહિતી નહોતી. ઇંગ્લૅંડપર સ્વારી લઈ જવામાં બની તેટલી ઢીલ કરી તે ૧૫૮૮ના મે મહિનામાં સ્પેનથી ઉપડ્યો. પણ જાણે અપસુકન થતાં હોય તેમ તે ઘણે દૂર ગયો નહિ એટલામાં એક મોટું તોફાન થયું. તેથી રક્ષણને માટે તેને તેનો કાફલો સ્પૅનિશ બંદરમાં પાછો લઈ જવો પડ્યો. તોફાન સમ્યા પછી જૂલાઈ મહિનામાં અરમાર સ્વારીએ ઉપડી શક્યો. આ સ્વારી માટે સ્પેને પોતાનુ તમામ નૌકાબળ કામે લગાડ્યું હતું તેથી આ અરમારને 'અજય્ય અરમાર' નામ આપવામાં આવ્યું છે. તેમાં બધાં મળી ૧૩૦ જહાજો હતાં, અને તેપર ૮૦૦૦ ખલાસી અને ૧૯૦૦૦ સૈનિકો મળી ૨૭૦૦૦ માણસો હતાં. તે ઉપરાંત નેધર્લૅંડમાં ડ્યૂક ઑફ પાર્માની સરદારી નીચે ૩૦૦૦૦નું સૈન્ય હતું. બધુ મળી લગભગ ૬૦૦૦૦નું એ સૈન્ય હતું. બળવાન અરમારના રક્ષણુ નીચે એ સૈન્ય ઇંગ્લૅંડના કિનારાપર સુખરૂપ ઉતારી જમીનપર લડાઈ કરવાનો ફિલિપનો બેત હતો. ઇંગ્લૅંડ સહેલાઇથી જીતી લેવાશે એમ ફિલિપને લાગતું હતું. આપણને દરીઆઈ લડાઈ કરવી પડશેજ નહિ એમ તે માનતો હતો. તેથી અરમારપર તોપો અને દારૂગોળાની પૂરતી વ્યવસ્થા રાખી ન-

હોતી. જો કે સ્પેનનું સૈન્ય જમીનપર યુધ્ધ કરવાની બાબતમાં કોઇથી હારે તેમ નહોતું, તોપણ દરીઆઈ લડાઇની સ્પૅનીઆર્ડ લોકોને ઘણી માહિતી નહોતી. સ્પેન તરફથી આવનાર દરીઆઈ સ્વારીની ખબર ઇંગ્લૅંડ પહોંચતાંજ તેનો પ્રતિકાર કરવા અને દેશનું રક્ષણ કરવા ઈંગ્લૅંડે તડામાર તૈયારી કરવા માંડી. કૅથૉલિક અને પ્રૉટેસ્ટન્ટ બંને પંથના લોકો પોતપોતાનો ધાર્મિક મતભેદ બાજુએ મૂકી એકત્ર થઈ દેશનું રક્ષણ કરવા સજ્જ થઈ ગયા. બહાદુર માણુસોએ સૈન્યમાં પોતાનાં નામો નોંધાવ્યાં, અને બની તેટલી તાકીદથી તેમને કવાયદ અને લશ્કરી શિક્ષણ આપવામાં આવ્યું. આમ ઈંગ્લૅંડે લશ્કર તૈયાર કરી તો દીધું, પણ ડ્યૂક ઑફ પાર્માના હાથ નીચેના કસાયલા સ્પૅનિશ સૈન્ય સાથે જમીનપર જ્યારે લડવાનો પ્રસંગ આવશે ત્યારે એ લશ્કર કેટલો ટકાવ કરી શકશે તે બાબત શંકાજ હતી. તેથી જમીનને બદલે દરીઆપર સ્પેન સાથે ટક્કર લડાવવી ઈષ્ટ છે એમ ઘણા ઈંગ્લિશ લશ્કરી સરદારોને લાગતું હતું. તેથી સ્પૅનિશ નૌકાસૈન્ય સાથે દરીઆપર લડવા માટે દરીઆઈ કાફલો તૈયાર કરી દેવા ઇંગ્લૅંડે પરાકાષ્ટાનો શ્રમ લીધો. જોતજોતામાં લડાઈ અને વેપારી વહાણોના એકંદર ૧૯૭ જહાજોનો કાફલો સર્જી કરી દીધો. સ્પૅનિશ વહાણોના જેવાં ઈંગ્લિશ વહાણો ઉચ્ચાં નહોતાં. તેથી સ્પૅનિશ વહાણો કરતાં તેમની ઝડપ વધારે હતી. તેમજ એ વહાણોપરના નાવિકોને દરીઆઈ સફરનો સારો અનુભવ હતો, વળી સમુદ્ર ઉપરજ લડાઈ થાય તો ઈંગ્લૅંડને કંઈ આરો રહેશે એમ સર્વને લાગતું હોવાથી એ વહાણો ઉપર બંદુક, તોપો અને દારૂગોળાની પૂરતી ગોઠવણ રાખવામાં આવી હતી. એ નૌકાસૈન્યમાં બધાં મળી ફક્ત ૧૫૦૦૦ સૈનિકો હતા. પણ તેમાંનો દરેક મહારથી હતો. કેટલાએક તો પૂર્વે દરીઆપર સફર કરી સ્પૅનિશ વેપારી વહાણોપર હલ્લો કરી તેમને લૂંટયાં હતાં. લૉર્ડ હાવર્ડ ઑફ એફિંગહામ જેવો બહાદુર અને અનુભવિ ગૃહસ્થ આ નૌકાસૈન્યનો અધિપતિ હતો, અને તેના હાથ નીચે ડ્રેક, હૉકિન્સ, ફ્રૉબિશર જેવા કસાયલા વહાણવટીઓ તેને સલાહ આપનાર હતા.

ઈંગ્લૅંડે પોતાના નૌકાસૈન્યનું મુખ્ય ઠેકાણું પ્લીમથ આગળ રાખ્યું

હતું. થોડાંક વહાણો નેધર્લૅંડના સ્પૅનિશ લશ્કરપર દેખરેખ રાખવા માટે ડોવરની સામુદ્રધુનીમાં રાખવામાં આવ્યાં હતાં. સ્પૅનિશ અરમાર સ્પેનને બંદરેથી નીકળે તે પૂર્વેજ તેનાપર હુમલો કરવાનો વિચાર પ્રથમ ડ્રેક અને હાવર્ડને આવ્યો. પણ કદાચ દારૂગોળો અને બીજી યુધ્ધ સામગ્રી ખુટી પડે તો આફત આવી પડે એ વિચારથી તેઓએ તેમ કરવું માંડી વાળ્યું. અને સ્પૅનિશ અરમારના આવવાની રાહ જોતા પ્લીમથ નજીકજ રહ્યા. ૧૫૮૮ના જૂલાઈની ૧૯મી તારીખે સ્પૅનિશ અરમાર ડોવરની ખાડી તરફ હંકારાતો પ્લીમથ આગળથી નજરે પડ્યો. દેખાયો કે તરતજ તેનાપર સામટો હલ્લો કરવાને બદલે છુટક છુટક છાપા મારવાનું ઈંગ્લિ-શોએ શરૂ કર્યું. પણ તેથી કંઈ ખાસ સારૂં પરિણામ નીપજ્યું નહિ, અને જૂલાઈની ૨૬મી તારીખે સ્પૅનિશ અરમાર કૅલે નજીક જઈ પડાવ કરી શક્યો. ત્યાંથી ડ્યૂક ઑફ પાર્માની સરદારી નીચેના નેધર્લૅંડમાંના ૩૦,૦૦૦ના કસાયલા સૈન્યને લઈ ઈંગ્લૅંડને કિનારે ઉતરવાનો મેડિના સાઈડોનીઆનો ઈરાદો હતો. ત્યારે પાર્મા અને સાઈડોનીઆ વચ્ચેના વહેવારને અટકાવવા અને નાસભાગની યુધ્ધ પધ્ધતિથી સ્પૅનિશ અર-મારને હરાવવા ઈંગ્લૅંડે ઠરાવ કર્યો. સ્પૅનિશ નૈકાસૈન્યના અસાવધ-પણાનો લાભ લઈ તા. ૨૮મી જૂલાઈની રાતે ઈંગ્લિશ નૌકાસેનાપતિએ પોતાના આઠ નાનાં વહાણોને આગ લગાડી તેમને સ્પૅનિશ કાફલાની વચ્ચે હંકારી મૂક્યાં. આમ બળતાં ઈંગ્લિશ વહાણોએ સ્પૅનિશ કાફ-લામાં ઠેકાણે ઠેકાણે આગ લગાડી. એટલે સ્પેનના અરમારમાં ભારે ગભરાટ મચી રહ્યો, અને વહાણો અવ્યવસ્થિતપણે આમતેમ નાસવા લાગ્યાં. હાવર્ડ આ તકનો લાભ જવા દે એવો નહોતો. તેણે લાગ જોઈ જોઈને પોતાને ફાવતે ઠેકાણેથી સ્પૅનિશ અરમારપર મારો શરૂ કર્યો. ઈંગ્લિશ વહાણોમાં તોપ અને દારૂગોળાનો સારો બંદોબસ્ત હતો અને અંગ્રેજી ગોળાઓ સ્પૅનિશ વહાણોને અસરકારક રીતે વાગતા હતા. પણ સ્પૅનિશ વહાણો ઉંચાં હોવાથી તેમના ગોળા ઈંગ્લિશ વહાણોની ઉપર થઈ દરીઆમાં પડતા હતા તેથી ઈંગ્લિશ કાફલાને કંઈ નુકસાન થતું નહોતું. આમ લડાઈ આઠ કલાક ચાલી. લડાઈ ચાલતી હતી તેવામાં વાવાઝોડાનું જબરૂં તોફાન થયું. તે તોફાનમાં પણ ઘણાં સ્પૅનિશ વહાણોનો નાશ

# સ્પૅનિશ આર્મેડાએ લીધેલો માર્ગ
## ૧૫૮૮




પુના લીથો વર્ક્સ ૬૮૦ સદાશિવપેઠ પુણે

થયો, અને ડ્યૂક ઑફ પાર્માના સૈન્યને લઈ ઇંગ્લૅંડપર હુમલો કરવાની મેડિના સાઇડોનીઆની મુરાદ મનની મનમાંજ રહી. તેને દિશા બદલી પોતાનાં વહાણો ઉત્તર તરફ હંકારી નાસી જવાની ફરજ પડી. સ્કૉટલૅંડની ઉત્તરે તેને સખત તોફાન નડ્યું તેમાં સ્પૅનિશ વહાણોની ઘણી દુર્દશા થઈ.

આ પ્રમાણે સ્પેનનાં ૧૩૧ વહાણોમાંથી માત્ર ૬૫ વહાણો બચ્યાં, અને બે લાખ ને ચાલીસ હજાર માણસોમાંથી માત્ર દશ હજાર માણસોજ નૌકા યુદ્ધની વાત કહેવા જીવતા રહ્યા.

ઉપર પ્રમાણે ઇંગ્લૅંડને પગ નીચે રગડોળી ત્યાં રોમન કૅથૉલિક પંથની પુનઃ સ્થાપના કરવાની બીજા ફિલિપની ઇચ્છા સમૂળગી નષ્ટ થઈ! સ્પેનના આ બળવાન અરમારનો નાશ થયાથી સમુદ્ર ઉપર અને સમુદ્રપારના મુલકોમાં સ્પેનની સત્તાની ઉતરતી કળા થવા લાગી, અને સ્પેનનું જે ઉપરીપણું હતું તે પોતે મેળવવા ઇંગ્લૅંડે પ્રયત્ન શરૂ કર્યો. ત્યારપછી ઇંગ્લિશ નાવિકોએ સમુદ્રપર અને સ્પૅનિશ અમેરિકામાંના સ્પેનના થાણાઓ ઉપર હલ્લા કરી સ્પેનની સમુદ્ર ઉપરની સત્તા નષ્ટ કરવાના પ્રયત્ન ચલાવ્યા.

ત્યારપછી ઇલિઝાબેથના રાજ્યના છેવટના ભાગમાં આયર્લૅંડમાં હ્યુ ઓ નીલની સરદારી નીચે બંડ કરવામાં આવ્યું, આપણને સ્પેન તરફથી મદદ મળશે એવી આશા બંડખોરોને હતી. પણ અધવચમાંજ સ્પેનના રાજા રજા ફિલિપનું મૃત્યુ થવાથી એ આશા ફળીભુત થઇ નહિ. સ્થિતિ આવી હતી તોપણ ઓ નીલે બ્લૅક વૉટર આગળ ઇંગ્લિશ સૈન્યને હરાવ્યું. ત્યારપછી ઇલિઝાબેથે ઈસેકસને લશ્કર આપી આયર્લૅંડ મોકલ્યો, પણ તે તદ્દન કર્તવ્ય શુન્ય હોવાથી તેનાથી કંઈ કામ થઈ શક્યું નહિ, અને તેણે ઓ નીલને શિક્ષા ન કરતાં તેની સાથે સલાહ કરી. આ સલાહ ઇંગ્લૅંડને કાળી ટીલી લાવનાર હતી. ત્યારે બંડ સંપૂર્ણપણે દાબી દેવામાં આવે નહિ ત્યાંસુધી આયર્લૅંડમાંજ રહેવાનો તેને હુકમ આપવામાં આવ્યો, પણ બંડને સંપૂર્ણરીતે દાબી દેવામાં આવે તે પહેલાંજ તે ઇંગ્લૅંડ પાછો ગયો તે માટે ઇલિઝાબેથના હુકમથી તેને તુરંગમાં નાંખવામાં આવ્યો. પરંતુ થોડાજ દિવસમાં તેનો

ત્યાંથી છુટકો કરવામાં આવ્યો. પછી રાણીનો મુખ્ય પ્રધાન રૉબર્ટ સેસીલ મારો પ્રતિસ્પર્ધિ છે એવું ઇસેકસને લાગવાથી તે તેની અદેખાઈ કરવા લાગ્યો, અને તેની વિરૂદ્ધ તેણે કાવત્રું રચ્યું. પણ તેને ફત્તેહ મળી નહિ, અને તેના એ કૃત્ય માટે તેને ફાંસીએ જવું પડ્યું (૧૬૦૧).

**ઇલિઝાબેથના રાજ્યમાં પાર્લમેન્ટનું કાર્ય**—ઇલિઝાબેથની કારકીર્દીમાં પાર્લમેન્ટની આમની સભાની સત્તા અધિક વધતી ગઈ. આમની સભાના ઘણાખરા સભ્યો પ્રૉટેસ્ટન્ટ પંથી હોવાથી ધાર્મિક બાબત પ્રમાણેજ રાજદ્વારી બાબતમાં પણ આપણને અધિક સ્વતંત્રતા હોવી જોઇએ એવું તેઓને લાગવા માંડ્યું. પણ ઇલિઝાબેથની કારકીર્દીમાં રાજકર્તા અને પ્રજાની એકજ નેમ હોવાને લીધે રાજા અને પાર્લમેન્ટ વચ્ચે અણબનાવ થવાના ઘણા પ્રસંગ આવ્યાજ નહિ. પણ બંનેની નેમમાં ફરક પડતાં અથડામણ થયાવિના રહેનાર નથી એ સ્પષ્ટ દેખાવા લાગ્યું. એના રાજ્યની શરૂઆતમાં પાર્લમેન્ટે ૧૫૫૯માં ઍક્ટ ઑફ સુપ્રીમસી—સર્વોપરીપણાનો કાયદો અને ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી—ભક્તિની સમાનતાનો કાયદો એ બે કાયદા પસાર કરી ધાર્મિક બાબતોમાંથી પોપનું ઉપરીપણું કાઢી નાખ્યું હતું. ૧૫૬૨માં પોપે ઈંગ્લૅંડના કૅથૉલિક લોકને ઈંગ્લૅંડમાં શરૂ થયેલું પ્રાર્થનાનું પુસ્તક માન્ય કરવું નહિ એવો અને ૧૫૭૦માં ઇલિઝાબેથને પદભ્રષ્ટ કર્યાનો હુકમ છોડયો હતો. પણ તેના જવાબમાં ૧૫૭૧મા પાર્લમેન્ટે કાયદો કરી પોપનું કોઈપણ ફરમાન ઈંગ્લૅંડમાં આણવાની બંધી કરી. ત્યારપછી પાર્લમેન્ટને એક તરફથી રોમન કૅથૉલિક વિરૂધ્ધ તો બીજી તરફથી પ્યુરિટન પંથના લોકની વિરૂધ્ધ કાયદા કરવા પડ્યા (૧૫૯૩). ૧૬૦૧માં પાર્લમેન્ટે ઇજારા આપવાની રીત બંધ કરવા વિષે માગણી કરી, અને તેની આ માગણીને ઇલિઝાબેથને સંમતિ આપવી પડી. એજ વરસમાં ગરીબ લોકો માટે સારી વ્યવસ્થા કરવા બાબતનો પહેલો કાયદો પસાર કરવામાં આવ્યો.

ઇલિઝાબેથનાં રાજ્યમાં વેપાર ધંધાની વૃધ્ધિ ઝપાટા બંધ થતી ચાલી. ૧૫૬૨માં સર જૉન હૉકિન્સે આફ્રિકાના પશ્ચિમ કિનારા સાથે

વેપાર શરૂ કર્યો. ૧૫૮૩માં તુર્કસ્થાન સાથે વેપાર શરૂ થયો. ૧૬૦૦ની સાલમાં પૂર્વના દેશો અને બેટો સાથે વેપાર કરવાની સનદ ઇસ્ટ ઇંડીઆ કંપનીને આપવામાં આવી.

આ પ્રમાણે ઇલિઝાબેથના રાજ્યમાં ઇંગ્લૅંડની સર્વ દિશામાં ઉન્નતિ થતી હતી તેવામાં ૧૬૦૩ના માર્ચમાં તે મરણ પામી.

# પ્રકરણ ૭મું

## ટયૂડર વંશના અમલ દરમ્યાન ઇંગ્લૅંડ

ઇલિઝાબેથના મરણથી લગભગ સવાસો વર્ષ સુધી (૧૪૮૫-૧૬૦૩) રાજ્ય કરનાર ટયૂડર વંશની સમાપ્તિ થઈ. તેઓના અમલ દરમ્યાન ઇંગ્લૅંડમાં રાજસત્તા અગાઉ પ્રમાણે કમકૈવત નહોતી. લગભગ અનિયંત્રિત થઈ હતી એમ કહેવું જોઈએ. એ વંશ ગાદીએ આવ્યો તે પૂર્વે ઇંગ્લૅંડમાં સર્વત્ર લગભગ અંધાધુધીજ ચાલી રહી હતી. જ્યા ત્યાં સરંજામી * જમીનદારી પદ્ધતિનું જોર વધી પડી મોટા મોટા સરદાર અને અમીર ઉમરાવ રાજસત્તાને ન ગણકારતાં એકમેકના ઉપર હુમલો કરતા. ૧૫મા સૈકાની આખરે (૧૪૫૫-૮૫) યૉર્ક અને લૅંકેસ્ટર, એ બે પ્રતિસ્પર્ધિ વંશો વચ્ચે મોટું યુદ્ધ ચાલી રહેલું હોવાને લીધે ઘણા-

---

* **નોંધ**—સરંજામી પધ્ધતિ.

* મધ્ય યુગમાં યુરોપમાં ઘણાખરા દેશોમાં આ પદ્ધતિ અમલમાં આવી હતી. આ રીત પ્રમાણે રાજાને મુખ્ય જમીનદાર સમજવામાં આવતો, અને તે મોટા મોટા અમીર ઉમરાવોમાં જમીન વહેંચી આપતો, અને તેમની પાસે લશ્કરી નોકરી કરવાના કરાર કરાવી લેતો. એ મોટા મોટા ઉમરાવો પણ લશ્કરી નોકરીનો કરાર કરાવી પોતાની જમીન પોતાના અનુયાયી નાના ઉમરાવોમાં વહેંચી દેતા. જમીનની સાથે જમીનદારીમાં રાજ્યવ્યવસ્થા અને ન્યાય વગેરે બાબતનો સર્વ અધિકાર ઉમરાવોને મળતો. દરેક ઉમરાવ જેની પાસેથી તેને જમીન મળેલી હોય તેનેજ જવાબદાર રહેતો, અને જ્યાં સુધી લશ્કરી નોકરીનો કરાર તે પાળતો ત્યાં સુધી તેની પાસેથી તેની જમીન મોટા ઉમરાવો પાછી લઈ શકતા નહિ.

**દેશમાં આવા પ્રકારની વ્યવસ્થા હોવાને લીધે રાજસત્તા એક હથ્થિ સ્થાપન ન થતાં વહેંચાયલી રહેતી.**

ખરા ઉમરાવો મરણ પામ્યા હતા, તેથી રાજસત્તાપર તે વર્ગનો અંકુશ કમી થયે ટ્યૂડર વંશની કારકીર્દીમાં રાજસત્તા બીનજવાબદાર અને અનંકુશિત થઈ હતી. તોપણ આવા પ્રકારની બેજવાબદારી અને આપઅખત્યારીપણાને માટે તે કાળની પ્રજાને આદર હતો તેનું કારણ એ કહેવું જોઈએ કે પૂર્વે ચાલી રહેલી ગેરવ્યવસ્થા અને અરાજકતાના કરતાં કડક રાજસત્તા વધારે સારી એમ પ્રજાને લાગતું હતું. ટ્યૂડર વંશના રાજ્યકર્તાઓની રાજ્યપધ્ધતિ મોટા મોટા અમીર ઉમરાવોને ત્રાસ આપી તેઓના દોર કમી કરવાની હોવાને કારણે ટ્યૂડર વંશના રાજ્યકર્તાઓને સામાન્ય જનસમૂહનો ટેકોજ હતો.

**પ્રિવી કાઉન્સિલની સત્તા.**—ટ્યૂડર વંશનો રાજકારભાર જો કે અનિયંત્રિત અને જુલમી હતો તોપણ તેઓ કાઉન્સિલની સલાહ પ્રમાણે ચાલતા. આવી રીતે રાજકારભારમાં સલાહ આપવા માટે કાઉન્સિલ નીમવાનો રિવાજ પરાપૂર્વથી ચાલતો આવ્યો હતો, તોપણ ટ્યૂડર વંશના અમલમાં પહેલાં પ્રમાણે એ મંત્રીસભા મોટી ન રહી ઘણી નાની થઈ હતી અને તે પ્રિવી કાઉન્સિલ કહેવાવા લાગી. આ કાઉન્સિલમાં કોણ કોણ સભાસદ થાય એ ઠરાવવાનો અધિકાર રાજાનોજ હોવાને કારણે કાઉન્સિલનું સઘળું વર્તન રાજાનીજ સલાહ પ્રમાણે થતું. આ સભાના સભાસદોનું અસ્તિત્વ કેવળ રાજાની મરજીપરજ અવલંબી રહેલું હોવાથી રાજસત્તાનો વિરોધ કરવાની હિમ્મત કોઈપણ સભાસદ બતાવી શકતો નહિ. એટલે આવી રીતે તેનાપરજ આધાર રાખનારી અને તેની મરજીને અનુસરીને ચાલનારી કાઉન્સિલની મારફતે પોતાને ઇષ્ટ એવો હેતુ સાધ્ય કરી લેવામાં રાજાને કંઈ અડચણ પડતી નહિ. આ પ્રિવી કાઉન્સિલની સત્તા અમર્યાદિતજ હતી. રાજકારભારની દરેક બાબતપર તેની હકુમત ચાલતી. આ કાઉન્સિલ જે જાહેરનામાં કાઢતી તે સર્વ જાહેરનામાં પાર્લમેન્ટે પસાર કરેલા કાયદા પ્રમાણેજ લોકોને બંધનકર્તા હતાં. રાજકાજની સર્વે બાબતપર તેની દેખરેખ રહેતી. અમલ બજાવણીનાં સઘળાં ખાતાંનું સૂત્ર એજ કાઉન્સિલના હાથમાં હતું. સ્ટાર ચેમ્બર એનાજ દિવાનખાનામાં બેસતી. એજ કાઉન્સિલ ફોજદારી ગુનાહોનો ન્યાય

કરતી. આવી રીતે ટ્યૂડર વંશના અમલમાં કાઉન્સિલની સત્તા ઘણીજ વધી. અમલ બજાવણીનું, ન્યાય આપવાનું, કે રાજકારભારનું બીજું ગમે તે કામ હોય તે દરેકમાં કાઉન્સિલનો હાથ તો ખરોજ. ફક્ત ફાંસીની શિક્ષા શિવાય બીજી કોઇપણ શિક્ષા આ કાઉન્સિલ આપી શકે. રાયથી રંક સુધી બધી વ્યક્તીપર આ કાઉન્સિલની હકુમત ચાલતી. મોટા મોટા અમીર ઉમરાવો જે સ્થાનિક ન્યાયાધીશોને નહિ ગણકારતાં જોહુકમીના કામો કરતા હતા તે લોકોને ઠેકાણે લાવવાને માટે તો આ કાઉન્સિલ તરફથી ઘણી મદદ થતી. આવી રીતે આ કાઉન્સિલ પાર્લમેન્ટની સત્તા ન માનતાં ગેરકાયદે અને અનંકુશિતપણે પોતાની સત્તા ચલાવતી હતી તોપણ દેશમાં સુવ્યવસ્થા અને શાંતિ રાખવાનાં કામમાં આ કાઉન્સિલની ઘણી મદદ હોવાથી ટ્યૂડર વંશના અમલમાં એ કાઉન્સિલ અપ્રિય નહોતી. પણ આગળ જતાં સ્ટુઅર્ટ વંશના રાજકર્તાઓ એ કાઉન્સિલનો દુર ઉપયોગ કરવા લાગ્યાથી તે વિરૂધ્ધ લોકમત ઉશ્કેરાયો હતો.

આ પ્રકારે જો કે ટ્યૂડર વંશના રાજકર્તાઓની સત્તા અનંકુશિત હતી તોપણ તે સત્તા જુલમી હતી એમ નહોતું. ફ્રાન્સના રાજ્યકર્તાઓ પ્રમાણે જાથુકના લશ્કરની ધમકીથી ટ્યૂડર વંશના રાજા ઈંગ્લૅંડપર રાજ્ય કરતા નહોાઈ પાર્લમેન્ટની અને પરોક્ષરીતે પ્રજાની સલાહથીજ તેઓ સર્વ કારભાર ચલાવતા હતા. પ્રજાની રૂકિત જોઈ પ્રજાને ગમે અને રૂચે એવીજ રાજપદ્ધતિ એ વંશના રાજાઓ રાખતા હતા. દેશનું હિત તેજ આપણું હિત એજ ટ્યૂડરોનું રાજધોરણ હતું. તેઓના અમલ દરમ્યાન લોકમત જાણવા માટે પાર્લમેન્ટ બોલાવવામાં આવતી. પાર્લમેન્ટની સલાહ અને અનુમતી લઇને ટ્યૂડર રાજકર્તાઓ કારભાર વ્યવસ્થિત રીતે ચલાવતા હતા. પણ તે વેળાની પાર્લમેન્ટ સ્વતંત્રતાની આગ્રહી નહોાઈ રાજ્યકર્તાપર અવલંબી રહેતી. અને આમ થવાનાં ઘણાં કારણો પણ હતાં. લૅંકેસ્ટર અને યૉર્ક વંશો વચ્ચે ચાલેલા યુધ્ધને લીધે, અને ટ્યૂડર રાજકર્તાઓની રાજનીતિને પરિણામે ઈંગ્લૅંડમાં અમીર ઉમરાવોનું જોર કમી થયું હતું. આટલા દિવસ રાજસત્તાને સામો જવાબ આપવાનું અને પરોક્ષપણે રાજાઓ ઉપર અંકુશ મૂક-

વાનું કામ અમીર ઉમરાવોએજ કર્યું હતું. પણ આ વંશ ગાદીપર આવ્યો તે અરસામાં અમીર ઉમરાવોનું જોર કમી થવાને લીધે અને સામાન્ય પ્રજા વર્ગને આમની સભાદ્વારા રાજસત્તાને જવાબ આપવાનું કામ ન આવડવાને લીધે અગાઉ માફક વિરોધ થતો બંધ થયો અને રાજસત્તા અનિયંત્રિત થઈ.

રાજસત્તાને પોષક પરિસ્થિતિ હોવાથી નવી પાર્લમેન્ટની ચુંટણી કરાવવી કે પાર્લમેન્ટ બરખાસ્ત કરવી એ તદ્દન રાજસત્તાનેજ સ્વાધીન હતું. ચુંટણી વખતે પણ રાજસત્તાને ટેકો આપનારાજ સભાસદો ચુંટાઈ આવે એવા પ્રકારની વ્યવસ્થા કરવાનું રાજસત્તા માટે ઘણી વેળા શક્ય હતું. આમની સભાના અધ્યક્ષને નીમવો એ રાજાની સલાહથીજ થતું હોવાથી એ અધ્યક્ષની મારફત રાજા આમની સભામાં તેની વિરૂધ્ધ થનારો વાદવિવાદ અટકાવી શકતો. આ શિવાય નવીન મતાધિકારી મંડળ સ્થાપન કરવાનો, અથવા એકાદ ગામને કે પરગણાને પોતાનો પ્રતિનિધિ મોકલવાનો હક આપવાનો અધિકાર રાજાનો હોવાને લીધે રાજ્યકર્તા જે ઠેકાણે પોતાનું વજન વધારે હોય એવાં શહેરો મારફત આમની સભામાં પોતાની તરફના ઉમેદવાર ચુંટાવીઆણી ત્યાં પોતાનું ઉપરીપણું સ્થાપિત કરી શકતો.

આ પધ્ધતિથી ખુદ ઇલિઝાબેથ રાણીએ તો ૬૩ ગામોને પોતા તરફથી પ્રતિનિધિ મોકલવાનો નવીન અધિકાર આપ્યો હતો. આ પ્રકારે આપઅખત્યારી રાજ્યસત્તાને માથું નમાવનારી પાર્લમેન્ટની રચના વિષે જો આપણે જોઈશું તો આ પાર્લમેન્ટમાંની હાઉસ ઑફ કૉમન્સ અને હાઉસ ઑફ લૉર્ડસ એ બન્ને સભાના સભાસદોની સંખ્યામાં અને તેની રચનામાં ઘણો ફરક પડેલો આપણા જોવામાં આવશે. ઉમરાવોની સભાની રચના તરફ આપણે જોઈશું તો તેની પૂર્વની સ્થિતિ ઘણી બદલાઈ ગયેલી માલમ પડશે. ૮મા હેન્રીએ ધર્મમઠોનો નાશ કર્યા પછી મોટા મોટા ધર્માધિકારીઓનું ઉમરાવોની સભામાં જૂના વખતથીજ મતાધિક્ય હતું તે કમી થઈ અમીર ઉમરાવોનું મતાધિક્ય વધ્યું. આ પ્રમાણે અસલના વખતથી ધર્માધિકારીઓનો જે લાગવગ રાજસત્તા ઉપર હતો તે હવે

પછી ઓછો થયો અને નવીન કરવામાં આવેલા ઉમરાવો રાજા તરફથી નીમાયેલા હોવાને લીધે રાજસત્તા ઉપર તેઓનો લાગવગ ન રહી તેઓ માત્ર રાજસત્તાને માથું નમાવનારા સભાસદો થઈ રહ્યા. હળવે હળવે આગળના પાણીદાર સરદાર કુટુંબો નામશેષ થઈ તેમની જગાએ નવીન સરદાર કુટુંબો રાજસત્તાની કૃપાથી અસ્તિત્વમાં આવેલા હોવાને લીધે તેઓને રાજસત્તાને માથું નમાવ્યાવિના બીજો રસ્તોજ નહોતો.

**ટ્યૂડર વંશની કારકીર્દીમાં આમની સભાની રચના અને અધિકાર.**—આ વખતની આમની સભાની રચના તરફ જોઈશું તો તેમાંપણ ઘણો ફરક થઈ ગયેલો આપણા જાણવામાં આવશે. ટ્યૂડર વંશની કારકીર્દીમાં ઘણાં નવાં ગામોને પાર્લમેન્ટમાં સભાસદ મોકલવાનો અધિકાર મળ્યો હતો. ધીમે ધીમે પાર્લમેન્ટના સભાસદોને સ્વતંત્રપણે વર્તવાની અને રાજસત્તાને જવાબ આપવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. પણ આ વખતમાં રાજસત્તાને પાર્લમેન્ટ વચ્ચે ખટકો પડવાના પ્રસંગ ઘણા થોડાજ આવ્યા હતા. બંનેના કાર્યક્ષેત્ર નિરાળાં હોઈ દરેકને બીજાના કારભારમાં હાથ ઘાલવાની ઇચ્છાજ નહોતી એમ કહેવું જોઈએ. નવા કાયદા ઘડવા અને કર મૂકવા એ તે વખતની પાર્લમેન્ટ સભાનો મુખ્ય અધિકાર હોઈ તેમાં હાથ ઘાલવાનો કે રાજ્યકારભાર ઉપર ટીકા કરવાનો પાર્લમેન્ટનો અધિકાર લઈ લેવાનો ટ્યૂડર વંશના રાજ્યકર્તાઓએ બીલકુલ પ્રયત્ન કર્યો નહિ. અને તેજ પ્રમાણે આમની સભાએ પણ રાજ્યકર્તાના અમલ બજાવણીના ખાતાપર ટીકા કરવાની પેલી તરફ હકુમત ચલાવવાની મહત્વાકાંક્ષા આ વંશની કારકીર્દીમાં કરેલી નહિ.

**અમલ બજાવણીના ખાતાની કાર્યદક્ષતા.**—ટ્યૂડર વંશના વખતમાં વિશેષ મહત્વનું ખાતું જો કોઈ હોય તો તે અમલ બજાવણીનુંજ ખાતું હતું. આ કારકીર્દીમાં એ ખાતું ઘણું કાર્યદક્ષ થયું હતું. દેશમાં શાંતિ અને સુવ્યવસ્થા રાખી અમીર ઉમરાવોના માંહોમાંહેના કલહો અટકાવી તે સર્વેને રાજસત્તાને માથું નમાવનારા કરવા એ મુખ્ય કામ આ ખાતાને કરવાનું હતું. આ કામમાં ટ્યૂડર વંશના રાજ્યકર્તાઓએ ઘણો યશ મેળવી મોટા મોટા અમીર ઉમરાવોથી

માંડીને એક સાધારણ માણસ સુધી સર્વેપર પોતાનું વજન બેસાડ્યું હતું. આવા પ્રકારે ટયૂડર વંશની કારકીર્દીમાં મધ્યવર્તી રાજસત્તા પ્રબળ થઈ અને તેને લીધે દેશમાં શાંતિ અને વ્યવસ્થા રાખવામાં ઘણી મદદ થઈ. આ વંશના વખતમાં બીજી મહત્વની બાબત જે હતી તે એ કે રાજ્યકારભારમાંના જુદાં જુદાં કામ કરનારાં જુદાં જુદાં ખાતાં નિર્માણ્ કરી તે ઉપર જુદા જુદા અધિકારીઓ નીમવામાં આવ્યા. આ વખતમાં રાજ્ય કારભારનું કામ પહેલાં કરતાં ઘણુ વધી ગયાને લીધે હેન્રી અને ઇલિઝાબેથ જેવાં કર્તૃત્વવાન રાજ્યકર્તાઓને પણ અગત્યના કામા ઉતાવળથી કરાવવા માટે તેની જવાબદારી તેમના મંત્રીઓ ઉપર છોડવાની ફરજ પડેલી. તેથી મંત્રીઓ નીમવા અથવા તો તેમના તરફથી પોતાની મરજી પ્રમાણે કામ થયું નહિ તો તેઓને કાઢી મૂકવા એ સર્વ અધિકાર રાજ્યકર્તાઓનેજ સ્વાધીન હતા. ૮મા હેન્રીએ તો નજીવા કારણસર તેના મોટા મોટા મંત્રીઓને અધિકાર ઉપરથી બરતરફ કરી કડક શિક્ષાપણ્ કીધી હતી. રાજ્યમાં જૂના કાળથી ચાલી આવેલા ખજાનચી ચાન્સેલર અને ઍડવોકેટના હોદ્દા મોટા મોટા અમીર ઉમરાવોને આપવાનો રિવાજ હતો. પણ આ મહત્ત્વની જગાઓ ઉપરની સઘળી જોખમદારી સ્વીકારે એવા લાયક પુરૂષો સરદાર કુટુંબોમાંથી હંમેશાં ન મળવાને લીધે આ જગાઓ આગળ જતાં માત્ર નામનીજ રહી તેનો સર્વ અધિકાર હળવે હળવે રાજા પાસેજ આવવા લાગ્યો. ત્યારે રાજ્યકારભાર અને અમલ બજાવણીના ખાતાંપર દેખરેખ રાખવાનું કામ ટયૂડર વંશના રાજ્યકર્તાઓ પોતાના મુખ્ય મંત્રીઓનેજ સોંપતા. ધીમે ધીમે આ મંત્રીઓનું મહત્ત્વ વિશેષ વધી ઇલિઝાબેથની કારકીર્દીમાં તો તેઓને સેક્રેટરી ઑફ સ્ટેટ કહેવાનો રિવાજ પડ્યો. આ સેક્રેટરીઓ તેઓની હોશિયારી અને કાર્યકુશળતાના ગુણોને માટેજ રાજ્યકર્તાઓએ પસંદ કરેલા હોઈ તેઓ પોતપોતાના કામમાં પૂર્ણ વાકેફગાર હતા. આ નવીન અધિકારીઓ ઘણાખરા સામાન્ય લોકમાંથીજ થતા હતા; તેઓ પોતાની કામગીરી અને અક્કલ હોશિયારિથી ઉંચી પદવીપર ચઢતા હોવાને લીધે આવા પ્રકારના

કામો કરવામાં માહિતગાર અને લાયક બનતા અને તેથી રાજ્ય-કારભારની નાની મોટી પ્રત્યેક બાબતપર તેઓની સૂક્ષ્મ નજર રહેતી. તેઓની આ દેખરેખને લીધેજ રાજ્યકારભારનો જુદો જુદો વહેવાર કરનારા નિરનિરાળાં ખાતાં થવા લાગ્યાં.

આવી રીતે મધ્યવર્તી રાજ્યકારભાર પ્રમાણેજ સ્થાનિક રાજ્યકારભાર પણ વધારે અને વધારે કાર્યદક્ષ થતો ગયો. ઠેકાણે ઠેકાણેના ગામો ધાર્મિક બાબતો પ્રમાણે સ્થાનિક રાજ્યકારભારનું કામ પણ પોતાના અંગપર લેવા લાગ્યા. ગામના ધાર્મિક અધિકારીઓ ગામના રાજ્ય-કારભારના અધિકારીઓ બન્યા. જુદાં જુદાં પરગણામાં રાજ્યકારભારનું જોખમદારીનું કામ માથા ઉપર લેનારા લૉર્ડ લેફ્ટેનન્ટ નીમાવા લાગ્યા. આ અધિકારીઓની નીમણુક ખુદ રાજ્યકર્તાઓ તરફથી થતી હતી અને યુધ્ધના પ્રસંગ વખતે પરગણામાંથી સૈન્યમાં ભરતી કરવી અને તે ઉપર દેખરેખ રાખવી એ કામો આ અધિકારીઓનાં હતાં. ટયૂડર વંશના રાજ્યકર્તાઓ પાસે કાયમનું લશ્કર કદી નહોતું, પણ લડાઈના વખતે લશ્કર એકઠું કરવાનો વખત આવે ત્યારે આ લૉર્ડ લેફ્ટેનન્ટો મારફત સૈન્ય એકઠું કરવામાં આવતું. અને તેવું સૈન્ય તેઓ તરફથી તત્કાળ એકઠું થતું. આ ઉપરથી ટયૂડર વંશના રાજ્યકર્તાઓની લોક-પ્રિયતા માલમ પડે છે.

**'આરમાર'**–સૈન્ય પ્રમાણેજ ઇંગ્લૅંડનો આરમાર અને તેના અધિકારીઓ અને સિપાઈની રચના પ્રજાને પસંદ પડે એવા પ્રકારની હતી. સંકટને વખતે દેશનુ સમુદ્રપર અને જમીનપર રક્ષણ કરવાની જવાબદારી બધાપરજ હતી. અને દરેકને સૈનિક અને ખલાસીના કામો કરવાની ફરજ પડતી. પણ વહાણ ઉપરના ખલાસીને અને જમીન ઉપરના સૈનિકને જુદા જુદા પ્રકારનું શિક્ષણ આપવાની જરૂર હોવાને લીધે ફક્ત દરિયા કિનારા ઉપર આવેલા ગામોના લોકોનેજ માટે દરીઆઈ શિક્ષણ લેવું શક્ય હતું. આ વંશની કારકીર્દીમાં ઇંગ્લૅંડનાં નૌકાસૈન્યમાં પહેલાના કરતાં ઘણો વધારો થયો હતો. ૮મા હેન્રીએ આધુનિક પધ્ધતિ પ્રમાણે પોતાનાં વહાણો તૈયાર કરાવવા માંડયાં. તેણે પુષ્કળ વહાણો પરદેશી રાજ્યો પાસેથી ખરીદ કર્યા અને ઘણા પોતાના દેશમાં બંધાવ્યાં. વહાણોનું સમારકામ કરવાના

હેતુથી ઠેકાણે ઠેકાણે તેણે ગોદીઓ બંધાવી અને નૌકાસૈન્યની ઑફીસમાં ઘણાં સુધારા કરી નવા અધિકારીઓ નીમ્યા. અને તેઓને લૉર્ડ એડમિરલ-નૌકાપતિના હાથ નીચે કામ કરવાનું કહ્યું. ઇલિઝાબેથની કારકીર્દીમાં ઇંગ્લૅંડના વહાણોની સંખ્યા ઘણીજ વધી. એની કારકીર્દીમાં સ્પેન સાથે ટક્કર લેવી એ હેતુથી ઇંગ્લિશ પ્રજામાં નાવિકપણાનો જુસ્સો વધ્યો; અને ૧૫૮૮માં સ્પેનના અરમારનો પરાભવ થયા પછી તો ઇંગ્લૅંડના સાહસિક નાવિકો સમુદ્રોમાં સ્વચ્છંદે સંચાર કરવા લાગ્યા.

ડચ અને પોર્ટુગીઝ લોકોનું ઉદાહરણ લઈ વહાણવટાં પ્રમાણેજ પૂર્વ અને પશ્ચિમ તરફના દૂર દૂરના દેશો સાથે વેપાર કરવાની ઇચ્છા ઇંગ્લિશ પ્રજાને સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઈ. ઇંગ્લૅંડના વેપાર અને ઉદ્યોગ-ધંધાની વૃધ્ધિ કરવી ને પોતાના દેશની આર્થિક અને ઔદ્યોગિક ઉન્નતિ કરવી એવી ઇચ્છા ઇંગ્લિશ સમાજના બધા વર્ગોના લોકોમાં ઉત્પન્ન થઈ. સાહસિક કામો કરી પોતાનું નસીબ અજમાવનારા મધ્યમ સ્થિતિના લોકો પ્રમાણે અમીર ઉમરાવ વર્ગના લોકોનું પણ લક્ષ વ્યાપારી બાબતમાં લાગવા માંડ્યું. આ સઘળા સાહસિક લોકોનો મુખ્ય ઉદ્દેશ સ્પેનના સંસ્થાનો કબજે કરવાનો અને પોર્ટુગીઝ અને ડચ લોકોનો વેપાર હસ્તગત કરવાનોજ હતો.

૮મા હેન્રીની કારકીર્દીમાં ધર્મમઠોનો નાશ થવાથી તે ધર્મમઠોમાંથી મળતી ભિક્ષા ઉપર અવલંબી રહેલા કેટલાક ભિક્ષુકોને પોતાના પેટ માટે બીજો વ્યવસાય શોધવાની ફરજ પડી. પણ આ વખતમાં શરૂ થયેલા નૌકાપ્રયાણના ધંધાને લીધે ઘણા શરીરે મજબુત લોકોને ઉદ્યોગધંધો મળવા લાગ્યો. વેપાર અને ઉદ્યોગધંધામાં હરિફાઈ હોવાને લીધે ઘણાં હોશીઆર અને કારીગર લોકોને પોતાનાં અંગની હોશીઆરીને લીધે આગળ આવવાની સંધિ મળી. વેપારરોજગાર અને ઉદ્યોગધંધાને લીધે પુષ્કળ અપ્રસિધ્ધ ગામોને મહત્ત્વનું સ્વરૂપ પ્રાપ્ત થયું.

ટયૂડર વંશની કારકીર્દીમાં પસાર થયેલા મહત્ત્વના કાયદામાં ગરીબ લોકોના સંબંધમાં ઘડાયલો કાયદો આવે છે. કેટલીક વખત શરીરે મજબુત પણ ગરીબ રહેલા ઘણા માણસોને પોતાની આજીવિકા માટે કામ ન મળવાને લીધે ભીખ માંગવાનોજ વખત આવતો. આવા પ્રકારના નિરા-શ્રિત માણસો માટે આગળના કાયદા ઘણા કડક હતા. ૮મા હેન્રીના

રાજ્યમાં આ બાબતના કાયદા કરવામાં આવ્યા; તે કાયદા પ્રમાણે ગરીબ અને અપંગ માણસોને ભીખ માંગવાના પરવાના આપવામાં આવતા. પ્રત્યેક ગામમાં તે ગામમાં રહેતા ભિક્ષા માગનારાને ભિક્ષા આપવા માટે ફંડ જમા કરવાનો રિવાજ પડ્યો. પણ શરીરે મજબુત ભિક્ષુઓને માત્ર ભિક્ષા માંગતાં જોતાંજ ફટકા મારવામાં આવતા. છઠ્ઠા એડવર્ડના રાજ્યમાં આ અન્યાયી કાયદામાં ઘણો સુધારો કરવામાં આવ્યો. ઇલિઝાબેથની કારકીર્દીમાં તો એ ગરીબ માણસોને કામ મળે અને સારી વ્યવસ્થા થાય એ માટે તે સંબંધે કાયદો કરવામાં આવ્યો હતો.

**ટ્યૂડર વંશ વખતે સામાજિક સ્થિતિ.**—ટ્યૂડર વંશની કારકીર્દીમાં લોકોની રહેવાની પધ્ધતિ અને સુખસોઇમાં ઘણોજ સુધારો થયો હતો. ૮મા હેન્રીના રાજ્યની શરૂઆતમાં અમીર ઉમરાવ અને શ્રીમંત લોકજ એશઆરામથી રહેતા હતા. પણ ગરીબ લોકની સ્થિતિ તો ઘણી માઠી હતી. રફતેરફતે એ સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ. નીચલા વર્ગોની આર્થિક સ્થિતિ સુધરી ગણી સમાધાનકારક થવા લાગી. પૂર્વે અમીર ઉમરાવ અને ખાનદાન કુળના સરદારોનો એક ઉંચો વર્ગ હતો. પણ ધીમે ધીમે પ્રાચીન અમીર ઉમરાવોનો વર્ગ ઘણો સંકુચિત થતો ચાલ્યો. તેથી ત્યારપછી વેપાર ધંધામાં પૈસેટકે સંપન્ન થયેલા ઘણા ગ્રહસ્થો આ વર્ગમાં ગણાવા લાગ્યા. ટ્યૂડરોના અમલમાં જુદા જુદા ધંધા અને કળા કૌશલ્યના કામને ઉત્તેજન મળવા લાગ્યું. ધર્માધિકારીનો ધંધો આગળના વખતમાં ઘણો સારો સમજવામાં આવતો હતો. પણ હવે એ ધંધાને માન મળતું નહિ, એટલુંજ નહિ પણ સઘળે ધર્મ સુધારાની ચળવળ શરૂ થયાને કારણે આ ધંધો તિરસ્કાર યોગ્ય થઈ પડયો હતો.

ટ્યૂડર રાજાઓના અમલમાં ઇંગ્લૅંડમાં વાઙમય વિષયમાં પણ ઘણો સુધારો થયો હતો. પ્રાચીન કળાવિદ્યાનું પુનરુજ્જીવન થવાથી યુરોપી પ્રજાના આચારવિચારમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો, અને તેની અસર લોકોના મન ઉપર થઈ વિદ્વાન લોક નિરનિરાળા વિષયોપર નિબંધ અને ગ્રંથ લખવા લાગ્યા. આ બધા ગ્રંથોના વિષયનું સ્વરૂપ ઘણુંખરૂં ધાર્મિક હતું. પણ ધીમે ધીમે વાઙમય, નાટક, શાસ્ત્ર વગેરે જુદા જુદા વિષયોપર

ગ્રંથો રચાવા લાગ્યા. ઇલિઝાબેથની કારકીર્દીમાં શેકસપીઅર જેવો જગ-પ્રસિધ્ધ કવિ થયો અને તેણે પોતાનાં લેખનકૌશલ્યથી ઇંગ્લૅંડનું નામ અમર કરી મૂક્યું.

---

## ટ્યૂડર વંશ

## (૧૪૮૫–૧૬૦૩)

ટ્યૂડર વંશના વખતમાં મહત્ત્વના પ્રશ્નો.

(૧) ટ્યૂડર વંશ અનંકુષિત થયો તેમાં કયી કયી બાબતો કારણભૂત હતી, અને એ અનંકુષિત સત્તાને સામાન્ય પ્રજાનો ટેકો હતો કે નહિ, અને જો હતો તો તેનાં કારણો ક્યાં ક્યાં તે કહો.

(૨) ટ્યૂડર વંશની કારકીર્દીમાં ઇંગ્લૅંડમાં પ્રૉટેસ્ટન્ટ પંથની સ્થાપના થવાનાં કારણો શું, અને એ વંશના જુદા જુદા રાજ્યકર્તાઓનું ધોરણ એ સંબંધે કેવું હતું, અને તે સાધ્ય કરવા તેઓએ ક્યા ક્યા કાયદા ઘડયા તે કહો.

(૩) ધર્મમઠો બંધ કરવાથી રાજકીય, ધાર્મિક અને સામાજિક પરિણામ કેવાં થયાં તે કહો.

(૪) ઇલિઝાબેથના રાજ્યના છેવટના ભાગમાં આમની સભાએ પોતાનું ઉપરીપણું સ્થાપિત કરવા પ્રયત્ન કર્યા તેનું કારણ શું, અને તે માટે તેણે શું ઉપાયો યોજ્યા તે કહો.

(૫) ધાર્મિક, રાજકીય અને સામાજિક બાબતોમાં ઇલિઝાબેથનું ધોરણ કેવું હતું. અને તે ધોરણ અનુસાર પોતાની કારકીર્દીમાં તેણે કઈ કઈ ચીજ કરી તે કહો.

(૬) સ્કૉટલૅંડની રાણી મેરી અને ઇલિઝાબેથનો પરસ્પર સંબંધ કેવો હતો, અને મેરી સ્ટુઅર્ટ ઇલિઝાબેથને આશ્રયે ગઈ ત્યારે તેને કેદ શા માટે કરી તે કહો.

(૭) ટ્યૂડર વંશના વખતમાં ઇંગ્લૅંડની રાજઘટના કેવી હતી, અને રાજકર્તા, પાર્લમેન્ટ, મંત્રીમંડળ અને ન્યાય કચેરીનો પરસ્પર સંબંધ કેવો હતો તે કહો.

## સ્ટુઅર્ટ વંશ

---

### વંશાવળિ

---



# પ્રકરણ ૮ મું

---

## ૧લો જેમ્સ

### (૧૬૦૩-૧૬૨૫)

૧૬૦૪, હૅમ્પટન કોર્ટમાં ધાર્મિક પરિષદ.—૧૬૦૫, ગનપાઉડર પ્લૉટ—દારૂગોળાનું તરકટ.—૧૬૦૭, અમેરિકામાં વર્જિનિઆનું સંસ્થાન સ્થપાયું.—૧૬૧૮, યુરોપમાં ત્રીસ વર્ષ સુધી ચાલેલાં યુધ્ધની શરૂઆત.—૧૬૨૦, પ્યુરિટન પંથના લોકો અમેરિકામાં 'ન્યૂ ઇંગ્લૅંડ' નામનું સંસ્થાન સ્થાપે છે.

૧૬૦૩માં ઇલિઝાબેથના મરણ પામ્યા પછી સ્કૉટલૅંડની રાણી મેરીનો છોકરો જેમ્સ ઇંગ્લૅંડની ગાદીપર આવ્યો. ઇલિઝાબેથ જેવી કર્તવ્યશીળ અને કુનેહબાજ સ્ત્રીએ યુરોપમાં ઇંગ્લૅંડને પ્રમુખસ્થાન પ્રાપ્ત કરી આપ્યું હતું. પણ તેના પછી ઇંગ્લૅંડની ગાદીપર આવનાર સ્ટુઅર્ટ વંશના રાજકર્તાઓ કર્તવ્યવાન ન હોવાને સબબે તેઓની કારકીર્દીમાં ઇંગ્લૅંડનું મહત્ત્વ ઘણું ઓછું થવાથી પરદેશી રાજકર્તાઓને ઇંગ્લૅંડના રાજકારભારમાં હાથ ઘાલવાની સંધિ મળી; અને ૧૬૮૮માં ઇંગ્લૅંડમાં રાજ્યક્રાન્તિ થઈ ઇંગ્લૅંડની રાજઘટનામાં પાર્લમેન્ટ સભાનું ઉપરીપણું સ્થાપિત થયું ત્યાંસુધી પરદેશી રાજ્યોમાં ઇંગ્લૅંડનું મહત્ત્વ સ્થાપિત થયું નહિ.

જેમ્સ ગાદીપર આવ્યો તે વેળા તેની ઉમ્મર ૩૭ વર્ષની હતી. ઇંગ્લૅંડની ગાદી મળ્યા પહેલાં તે સ્કૉલૅંડનો રાજા હતો. જેમ્સ સ્વભાવે બીકણ અને કમકૌવત હોવાથી કોઇપણ ચીજ ચિવ્વટપણે અને નિડરતાથી કરવાની તેને આદત નહોતી; અને તેના આ સ્વભાવને લીધે બીજા માણસોપર તેને આધાર રાખવો પડતો અને તેમનીજ સલાહથી તેને ચાલવું પડતું. સ્કૉટલૅંડમાં હતો ત્યારે ઍરન અને લૅનૉક્સ, અને ઇંગ્લૅંડમાં આવ્યા પછી રૉચેસ્ટર અને બકિંગહામ તેના મુખ્ય મંત્રી હતા.

**જેમ્સનો સ્વભાવ અને અભિપ્રાય.**—જેમ્સનું શરીર

કદરૂપું અને રૂષ્ટપુષ્ટ હતું અને તેનું બોલવું કઠોર હોવાથી તે પોતાની છાપ કોઈના ઉપર પાડી શકતો નહિ. સ્વભાવે ગર્વિષ્ટ હતો, અને પોતાની વિદ્વત્તા માટે બહુ ફાંકો રાખતો. રાજાના અધિકાર વિષે તેનો અભિપ્રાય ઘણો ઉંચો હતો. પાર્લમેન્ટે અને પ્રજાએ મારી સત્તા મુગાંમુગાં માન્ય કરવીજ જોઇએ એવો તેનો અભિપ્રાય હતો. રાજસત્તા દૈવિ હોઈ રાજ્યકર્તાઓને વંશપરંપરા રાજ્ય કરવાનો હક ઇશ્વર તરફથીજ મળ્યો છે તેથી તેમની ઇચ્છાઓથી વિરૂધ્ધ જવાનો કોઇનો અધિકાર નથી એમ તે પ્રમાણિકપણે સમજતો હતો. પાર્લમેન્ટે કરેલો કોઇપણ કાયદો રદ કરવાને રાજાને અધિકાર છે એવું તે માનતો હતો.

**ઇંગ્લૅંડના જુદા જુદા પંથના લોક.**—જેમ્સ ગાદીપર આવ્યો ત્યારે તેના સ્વભાવ અને અભિપ્રાય વિષે કોઇને ઝાઝી માહિતી નહિ હોવાથી ઈંગ્લૅંડના ત્રણે ધર્મ પંથાવાળાઓને એમ લાગ્યું હતુ કે એના આવવાથી આપણા પંથને ફાયદો થશે. પ્યુરિટન પંથના લોકોને એવું લાગ્યું હતું કે તેની પૂર્વ જિંદગી *પ્રેસ્બીટેરીઅન પંથી સ્કૉટ લોકોના સહવાસમાં ગયેલી હોવાથી સ્વાભાવિક રીતે પ્યુરિટન પંથ માટે તેને સહાનુભૂતિ હશે. રોમન કૅથૉલિક પંથવાળાઓને લાગતું કે સ્કૉટલંડની રાણી મેરી જેમ્સની મા રોમન કૅથૉલિક પંથની ચુસ્ત અનુયાયી હતી તેથી જેમ્સ તેની માના ધર્મ તરફ સહજ સહાનુભૂતિ બતાવશે. ઈંગ્લૅંડના એપિસ્કોપેલીઅન પંથના મોટા સમાજને એવુ લાગતુ હતું કે જો જેમ્સને કોઈ મોટા ધર્મ પંથ માટે અભિમાન હશે તો ઈંગ્લૅંડના સેંકડે નેવું માણસના એપિસ્કોપેલીયન પંથની વિરૂધ્ધ તેનાથી જઈ શકાશે નહિ. આ પ્રકારે દરેક પંથના અભિમાનીઓને

***નોંધ—પ્રેસ્બીટેરીઅન પંથ.**

**સ્કૉટલૅંડના ધર્મ પંથને પ્રેસ્બીટેરીઅન પંથ કહે છે. સ્કૉટિશ લોકોએ યુરોપના કૅલ્વિન વગેરે જહાલ ધર્મ સુધારકો પ્રમાણે ધર્મ સુધારણા કરી હતી. આ પંથના સિધ્ધાંત પ્રમાણે ચર્ચની વ્યવસ્થા બિશપોનાં હાથમાં નહોતી, પણ ધર્મની સર્વ વ્યવસ્થા ધર્મ ઉપાસકોના મત પ્રમાણે ચાલતી.**

જેમ્સ પાસેથી આપણે આપણો ફાયદો કરી લઈશું એવી આશા લાગેલી.

જેમ્સ ગાદીપર આવ્યા પછી આ જુદા જુદા પંથના લોકોએ પોતપોતાનું કહેવું તેની આગળ કહી સંભળાવ્યું. જેમ્સને ઇંગ્લૅંડના એપિસ્કોપેલીઅન પંથ શિવાય બીજા કોઈ પંથ માટે સહાનુભૂતિ લાગતી નહોતી. સ્કૉટલૅંડના પ્રેસ્બીટેરીઅન ધર્મ પંથ માટે તેને સુગ હતી, અને ઇંગ્લૅંડના એપિસ્કોપેલીઅન ધર્મ પંથ પ્રમાણે પોતે ઇંગ્લૅંડના ધર્મનો મુખિ છે તે જાણી તેના મનનું ઘણું સમાધાન થતું હતું, તોપણ પોતાની એ લાગણી એકદમ જાહેર ન કરતાં એક પરિષદ ભરી તેમાં એ બંને પંથોના પ્રતિનિધિનું કહેવું શું છે તે સાંભળવાનું તેણે કબૂલ કર્યું. તે સાંભળવા માટે હૅમ્પટન કોર્ટમાં એક પરિષદ ભરવામાં આવી. પણ આ પરિષદ ચોખ્ખો ફારસજ હતો. એ પરિષદ-થી મહત્ત્વનું કંઈજ પરિણામ નીપજ્યું નહિ. જેમ્સે બીજા પંથવાળા-ઓનું કહેવું શાંતપણે સાંભળવા જેવો ઢોંગ કરી આખરે એપિસ્કો-પેલીઅન પંથવાળાનું કહેવું યુક્ત છે અને મને પૂર્ણપણે પસંદ પડ્યું છે એવું તેણે જાહેર કર્યું (૧૬૦૪). આવી રીતે પ્યુરિટન અને રોમન કૅથૉલિક બંને પંથના અનુયાયીઓ પૂર્ણપણે નિરાશ થયા. અને હવે પછી તેઓએ એપિસ્કોપેલીઅન પંથની વિરૂદ્ધ પોતાના પંથની સંઘટના કરવાની શરૂઆત કરી.

**રૉબર્ટ સેસિલ અને તેના શત્રુ.**—જેમ્સે ગાદીપર આવીને ઇલિઝાબેથનુંજ ધોરણ ચાલુ રાખવાનું ઠરાવ્યું. પણ તે ધોરણ પૂર્ણપણે અમલમાં મૂકવા જેટલી કર્તૃત્વશક્તિ તેનામાં નહોતી. પણ ઇલિઝાબેથના વખતમાં પ્રસિધ્ધીમાં આવેલા પ્રધાનને પોતાની કારકીર્દીમાં પ્રધાનપદે રાખવાનું સૂજ્ઞપણું તેણે બતાવ્યું. ઇલિઝાબેથના હોશીઆર મુખ્ય પ્રધાન રૉબર્ટ સેસિલનેજ તેણે પોતાનો મુખ્ય મંત્રી નીમ્યો. ૧૬૦૫માં સેસિલ સૉલ્સબરીનો અર્લ થયો, અને તેણે તેના મરણ પર્યંત (૧૬૧૨) જેમ્સના મુખ્ય મંત્રી તરીકે ઇલિઝાબેથની રાજનીતિ આગળ ચલાવી. જેમ્સની કારકીર્દીમાં સેસિલને મુખ્ય મંત્રીનું કામ મળેલું જોઈ તેના શત્રુઓ તેની ઈર્ષ્યા કરવા લાગ્યા, અને તેના અધિકાર-

પરથી તેને તોડી પાડવા માટે પ્રયત્નો તેઓએ શરૂ કર્યાં. લૉર્ડ કૉબહૅમના નેતૃત્વ નીચે 'મેનપ્લૉટ' નામનું એક તરકટ, અને વૉટસન નામના રોમન કૅથૉલિક પંથના એક ધર્માધિકારીની પ્રેરણાથી 'બાઈપ્લૉટ', એમ બે કાવત્રાં કરવામાં આવ્યાં. બીજાં કાવત્રાંનો ઉદ્દેશ જેમ્સ પાસેથી રોમન કૅથૉલિક પંથી લોકોને સવડતા મળતાં સુધી તેને કેદમાં રાખવાનો હતો. પરંતુ આ બંને તરકટો પકડાઈ જવાથી તેમાં સામેલ માણસોને શિક્ષા કરવામાં આવી. કાવત્રાંખોર ટોળીમાં સેસિલનો શત્રુ સર વૉલ્ટર રેલે પકડાવાથી તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી હતી, પણ તે વખતે ફાંસી ન દેતાં તેને લંડનના તુરંગમાં રાખવામાં આવ્યો.

**"ગનપાઉડર પ્લૉટ"–દારૂગોળાનું તરકટ (૧૬૦૫).**—ત્યાર પછી ૧૬૦૫માં 'ગનપાઉડર પ્લૉટ' નામનું કાવત્રું પકડાઈ ગયું. સ્કૉટલૅંડની રોમન કૅથૉલિક પંથની રાણી મેરીના છોકરા જેમ્સ તરફથી આપણને ઘણી સવડ મળશે એવી રોમન કૅથૉલિક પંથના લોકોની કલ્પના હતી. પણ જેમ્સ તરફથી કંઈપણ સવડતા મળવાનો કંઈપણ સંભવ ન જોઈ ગાઈ ફૉક્સ અને તેના કેટલાક રોમન કૅથૉલિક સાથીદારોએ એક ભયંકર તરકટ રચ્યું. પાર્લમેન્ટના સભાગ્રહની નીચેનું ભાંયરૂં ભાડે રાખી તેમાં બંદુકનો દારૂ ભરી પાર્લમેન્ટની બેઠકના પહેલાજ દિવસે પાર્લમેન્ટનું કામકાજ શરૂ થતાં તે ગ્રહ ઉડાવી દઈ રાજા, અને આમ ઉમરાવની સભાના બધા સભાસદોનો નાશ કરવાનું તેઓએ નક્કી કર્યું હતું. આ તરકટમાં સામેલ એવા એક ગ્રહસ્થે ઉમરાવોની સભામાંના પોતાના એક નાતાવાળા માણસને નનામો પત્ર લખી એમ સૂચવ્યું કે "પમી નવેમ્બરને દિવસે ઉઘડતી પાર્લમેન્ટની પહેલી બેઠકમાં તારે હાજર રહેવું નહિ. કારણકે તે દિવસે મોટો અનર્થ થનાર છે." એ ગ્રહસ્થે એ પત્ર જેમ્સ તરફ મોકલાવ્યો. જેમ્સના મુખ્ય મંત્રી રૉબર્ટ સેસિલને આ તરકટનો સંશય આવવાથી તેણે પાર્લમેન્ટની સભા ભરાવાને આગલે દિવસે (૪ નવેમ્બર) પાર્લમેન્ટ સભાગ્રહની નીચેના ભાંયરાંમાં તપાસ કરવા જાસુસ મોકલ્યો. ત્યારે સભાગ્રહની નીચે બંદુકનો દારૂ ભરેલો અને તે દારૂને આગ લગાડવા તૈયાર થયેલો ગાઈ

ફૉક્સ પકડાઈ આવ્યો. ગાઈ ફૉક્સ અને તેના સાથીદારને ફાંસી દેવામાં આવી. આ પ્રકારે આ કાવત્રામાં રોમન કૅથૉલિક પંથવાળાઓનો સંબંધ ઉઘાડો પડવાથી હવે પછી બધા લોકો તેઓનો ફિટકાર કરવા લાગ્યા, અને તેઓની વિરૂધ્ધ આગળ પસાર કરવામાં આવેલા કાયદા વધારે સખતાઇથી અમલમાં મૂકવામાં આવ્યા.

**રાજા અને પાર્લમેન્ટ વચ્ચે અણબનાવ.**—*રાજકર્તાઓની સત્તા અને અધિકાર દૈવિ છે, અને રાજાઓને વંશપરંપરાને હકે રાજપદ મળે છે, તેથી કોઇથી તેનો વિરોધ કરી ન શકાય એવો જેમ્સનો મત હોવાને લીધે તેની અને પાર્લમેન્ટની વચ્ચે પરસ્પરના અધિકાર માટે થોડા વખતમાં તકરાર શરૂ થશે એવો રંગ દેખાવા લાગ્યો. ૧૬૦૪માં જેમ્સે સ્પેન સાથે કરેલું તહનામું પાર્લમેન્ટને પસંદ પડ્યું નહિ. ઇલિઝાબેથના વખતથી સ્પેન અને ઈંગ્લૅંડ વચ્ચે હાડવેર હોવાથી સ્પેન સાથે મિત્રતા નહોય એ જાણેકે નક્કી ઠરેલી વાતજ હોય અને સ્પેનના સંસ્થાનો, બેટો અને વહાણોપર હુમલા કરી મળે તેટલો માલ સ્પેન પાસેથી પડાવવો એ જાણે કે ઈંગ્લૅંડના લોકને આપણો સ્વયંસિધ્ધ હકજ છે એમ લાગવા માંડ્યું હતું. સ્પેન માટે અંગ્રેજ પ્રજાની આવી ભાવના હતી, ત્યારે જેમ્સે સ્પેન સાથે કરેલો તહ જોઈ પાર્લમેન્ટને અજાયેબી લાગી. ઇલિઝાબેથ પ્રમાણે જેમ્સે કરકસર ન કરતાં દરબારી ખરચ ઘણો વધારી દીધેલો હોવાથી જેમ્સને પૈસાની અડચણ પડવા માંડી ત્યારે પૈસા માટે પાર્લમેન્ટ પાસે માગણી કરવાની તેને ફરજ પડી. પણ જેમ્સની કારકીર્દીમાં ભરાયલી પહેલીજ પાર્લમેન્ટે તેને પૈસાની મદદ ન કરતાં પાર્લમેન્ટ સભાનો અધિકાર કેટલો છે તેની તેને જાણ કરી દીધી. આમ પાર્લમેન્ટ પાસેથી પૈસાની મદદ મળતી નથી એ જોઈ જેમ્સે પાર્લમેન્ટની સંમતિ વિનાજ પોતાનાજ અધિકારથી ૧૬૦૮માં આયાત માલપરની જકાત વધારી, અને ત્યાર પછી બે વર્ષ સુધી પાર્લમેન્ટની બેઠક કરીજ નહિ. પરંતુ પૈસાની વધુ જરૂર પડવાને લીધે ૧૬૧૦માં પાછી પાર્લમેન્ટને બોલાવવાની તેને ફરજ પડી. આ વખતે જેમ્સ અને તેના મુખ્ય પ્રધાન

* **નોંધ**—આ તત્વને Divine Right Theory કહે છે.

સૉલ્સબરીએ 'ગ્રેટ કૉન્ટ્રૅક્ટ' નામનો એક મુત્સદ્દો તૈયાર કર્યો. આ મુત્સદ્દામાં રાજાનું બધુ કરજ પતાવી તેની ઉપજમાં બે લાખ પાઉન્ડ નો વધારો કરવાનુ પાર્લમેન્ટ કબૂલ કરે તો સરંજામી પધ્ધતિને અનુસરીને રાજકર્તાઓને લોકોએ આપવાના કર ઉપરનો પોતાનો હક છોડી દેવાનું જેમ્સે કબૂલ કર્યું હતુ. પણ ૧૬૧૦માં ભરાયલી પાર્લમેન્ટે જેમ્સને જરૂરી પૈસાની મંજૂરી આપવાને બદલે બે વર્ષ ઉપર જેમ્સે પાર્લમેન્ટની સંમતિ વગર પોતાનાજ અધિકારથી આયાત માલપર વધારેલી જકાતના કાયદેસરપણા માટે ચર્ચા કરવાની શરૂઆત કરી. પાર્લમેન્ટ તરફથી આપણને પૈસાની મદદ ન મળતાં ઉલટું પાર્લમેન્ટ આપણા અધિકારમાં વિનાકારણ હાથ ઘાલે છે એ જોઈ જરૂરી પૈસાની મંજૂરી પાર્લમેન્ટ પાસથી મેળવ્યા વગરજ તેણે પાર્લમેન્ટ બરખાસ્ત કરી (૧૬૧૧).

**૧૬૧૪ની પાર્લમેન્ટ.**—ત્યારપછી ત્રણ વર્ષ રાજકારભારી ખરચ માટે પાર્લમેન્ટની મંજૂરી મેળવ્યા વિનાજ જેમ્સે કાઢયાં. આ વખતે જેમ્સની સ્થિતિ એટલી કફોડી થઈ હતી કે તેણે બૅરોનેટનો વંશપરંપરા મળનારો ખિતાબ ૧૦૦૦ પાઉન્ડ આપનારા કોઈપણ ઉંચા દરજ્જાના માણસને આપવાનુ જાહેર કર્યું. આવી રીતની મુસ્કેલી ભરેલી સ્થિતિ થવાથી ૧૬૧૪માં તેને પાર્લમેન્ટની બેઠક ભરવાની ફરજ પડી. આ બેઠક ભરતાં પહેલાં સભામાં તેને અનુકુળ મત મળે એવા હેતુથી જેમ્સે હાઉસ ઑફ કૉમન્સમાંના કેટલાક આગેવાન માણસોને પોતાની મુલાકાતે બોલાવ્યા. જેમ્સ આ ગ્રહસ્થોની સલાહ સાંભળી તેઓને કેટલીક સવળતા કરી આપવાનું કબૂલ કરે તો તેઓએ પાર્લમેન્ટ સભા પાસે તેને જરૂરી પૈસાની મંજૂરી મેળવી આપવાનું વચન આપ્યું. પરંતું પોતાનીજ મંડળીમાંનાં કેટલાક ગ્રહસ્થોએ પાર્લમેન્ટ મળવાને આગલે દિવસે રાજાની મુલાકાત લીધી છે એવી ખબર પાર્લમેન્ટના બીજા સભાસદોને પડી ગઈ, અને તેઓએ તે ગ્રહસ્થોને 'અંડરટેકર્સ' એટલે મસાણિયાનું નામ આપ્યું. સભાની બેઠકને દિવસે ઉપલા ગ્રહસ્થોનું નેતૃત્વ તેઓએ કાઢી નાંખ્યું, અને તેમના વિચાર પ્રમાણે ચાલવાની ના પાડી રાજાના ગેરકાયદેસર

વર્તનપર ટીકા કરવાનું શરૂ કર્યું, એટલે આ પાર્લમેન્ટ પાસેથી પણ પૈસાની મંજૂરી મેળવ્યા વિનાજ જેમ્સે તેને બરખાસ્ત કરી (૧૬૧૪). ત્યારપછી સાત વરસ સુધી જેમ્સે પાર્લમેન્ટ બોલાવવાનું સાહસ કર્યું નહિ.

**રૉચેસ્ટર અને બકિંગહામ.**—પાર્લમેન્ટ તરફથી જેમ્સની વિરૂદ્ધ આવા પ્રકારનું ધોરણ સ્વીકારાયલું હોવાથી જેમ્સના મુખ્ય પ્રધાનોમાં પુષ્કળ ફેરફાર થતો હતો. ૧૬૧૨માં જેમ્સનો મુખ્ય પ્રધાન રૉબર્ટ સેસિલ (સૉલ્સબરીનો અર્લ) મરણ પામ્યો. સેસિલ કર્તૃત્વવાન હોવાને સબબે તે જીવ્યો ત્યાંસુધી રાજકારભાર સારી રીતે ચાલ્યો હતો. પરંતુ તેના મરણ પછી જેમ્સના મૂર્ખપણાની અને ગેરકાયદેસર વર્તનની સીમાજ રહી નહિ. સેસિલ પછી જેમ્સે રૉબર્ટ કરને રૉચેસ્ટરના અર્લનો ખિતાબ આપી તેને પોતાનો મુખ્ય પ્રધાન નીમ્યો. કર મુખ્ય પ્રધાન થવા માટે તદ્દન નાલાયક હતો. મોહક ચહેરો અને નટવાપણા શિવાય તેની પાસે જેમ્સના મનનું આકર્ષણ કરવા માટે બીજું કંઈજ નહોતું. આવા અકર્તૃત્વવાન અને પોતાનુંજ ગજવું ભરવું એ જેનો હેતુ હતો એવા મુખ્ય પ્રધાન રૉચેસ્ટરના તંત્ર પ્રમાણે જેમ્સ હવે પછી ચાલવાને લીધે તેનું મૂર્ખપણું અને ગેરકાયદેસરપણું અધિકજ વધતું ચાલ્યું. ૧૬૧૬ સુધી રૉચેસ્ટરનું ચલણ જેમ્સપર રહ્યું. પણ છેવટે તેના બડાસવાળા વર્તનપર જેમ્સને તિરસ્કાર આવ્યાથી તેણે કરેલા એકાદ ગુનાહ માટે તેને તુરંગમાં નાંખવામાં આવ્યો. રૉચેસ્ટર પછી જેમ્સે પોતાની તહેનાતમાં રહેલા જ્યૉર્જ વિલિઅર્સ નામના ગ્રહસ્થને બકિંગહામનો ડ્યૂક બનાવી પોતાનો મુખ્ય પ્રધાન નીમ્યો. બકિંગહામ પણ રૉચેસ્ટર જેવો મોહક અને લટકાળો હતો, પણ તે રૉચેસ્ટર કરતાં વધારે કર્તૃત્વવાન હોવાને લીધે તેણે પોતાનું વજન માત્ર જેમ્સપરજ નહિ, પણ જેમ્સના પુત્ર ચાર્લ્સ ઉપર પણ ઘણાં વર્ષ સુધી પાડ્યું હતું.

**સ્પેન સાથે મૈત્રિ.**—ઘણા કાળ સુધી રહેલાં સ્પેનનાં શ્રેષ્ઠત્વ માટે જેમ્સને ઘણું માન હોઈ તેની સાથે મૈત્રિ કરવાની તેની મોટી ઈચ્છા હતી. આ વખતે સ્પેનનો ગંડોમાર નામનો હોશિયાર વકીલ

ઇંગ્લૅંડના દરબારમાં હતો તેણે સ્પેનના વૈભવ અને શ્રેષ્ઠત્વ વિષે જેમ્સપર પૂર્ણપણે છાપ પાડેલી હોવાને લીધે જેમ્સની ઇચ્છા અધિક દૃઢ થઈ હતી. તેથી તેણે આ સ્પૅનિશ વકીલને ખુશ કરવા માટે નાવિકપણા માટે પ્રસિધ્ધ થયેલા સર વૉલ્ટર રૅલેનું બળિદાન આપ્યું. ૧૬૦૪માં 'મેનપ્લૉટ' અને 'બાઈપ્લૉટ'ના કાવત્રાંમાં સંડોવાયલો હોવા માટે તેને તુરંગમાં નાંખવામાં આવ્યો હતો. સર વૉલ્ટર રૅલેએ પૂર્વે અમેરિકા તરફ સફર કરી હતી, અને તુરંગમાંથી તેણે રાજાને કહેવડાવ્યું હતું કે અમેરિકામાં ગીઆનામાં ઓરિનોકો નદીને કાંઠે સોનાની ખાણુ હોવાની મને માહિતી છે, તેથી મને જો છુટો કરવામાં આવે તો તેની શોધ હું કરી લાવું. તેના આ કહેવા ઉપરથી જેમ્સે તેને છુટો કરી સ્પેન સાથેની સલુકાઈપર ભરોસો મૂકી એ ચીજ સાધ્ય કરવા માટે તેને અમેરિકા તરફ સફરે મોકલ્યો (૧૬૧૭). પરંતુ દક્ષિણ અમેરિકા તરફ સફર કરવાનો ફકત અમારોજ અધિકાર છે એવો સ્પેનનો મત હોવાથી સ્પૅનીઆર્ડ લોકોએ રૅલેને અટકાવ્યો, તેથી તેની અને સ્પૅનીઆર્ડોની વચ્ચે ચકમક ઝરવાને પરિણામે રૅલેને પાછાં ફરવું પડ્યું. આ પ્રમાણે રૅલેને તેની સફરમાં યશ ન મળતાં પાછા ફરવું પડ્યું તે કારણસર માત્ર સ્પેનના ઇંગ્લૅંડમાં રહેલા વકીલને ખુશ કરવા ખાતર જેમ્સે રૅલેપર સ્પેન જેવાં પોતાનાં મિત્ર રાજ્યપર વિનાકારણે અમેરિકા નજીક શસ્ત્ર ઉંચકવાનો આરોપ મૂકી તેની તપાસ શરૂ કરી. રૅલેપર આ આરોપ સાબિત થયો નહિ, ત્યારે ૧૫ વર્ષ પૂર્વે જેમ્સ વિરૂધ્ધ કરવામાં આવેલા તરકટમાં ભાગ લેવાનો જૂનો આરોપ તેના માથામાં મારી તેને ફાંસી દેવામાં આવ્યો (૧૬૧૮).

૧૬૧૮માં યુરોપમાં ધાર્મિક બાબતો સંબંધના પ્રશ્નનો નિકાલ લાવવા માટે ત્રીશ વર્ષ સુધી ટકેલું યુધ્ધ (૧૬૧૮-૧૬૪૮) શરૂ થયું. પ્રથમ એ યુધ્ધ જર્મનીમાં શરૂ થયું. બોહીમીઆ સંસ્થાનમાંના પ્રૉટેસ્ટન્ટ પંથના લોકોએ બોહીમીઆના રાજા અને જર્મનીના બાદશાહ રજા ફર્ડિનૅન્ડની વિરૂધ્ધ તેઓ રોમન કૅથૉલિક પંથના ચુસ્ત અનુયાયી હોવાને કારણે તેમના તરફથી પ્રૉટેસ્ટન્ટ પંથવાળાઓનો છળ થનાર છે એમ કહી બંડ

ઉઠાવ્યું. ફર્ડિનૅંડને બદલે પૅલેટાઇનના પ્રૉટેસ્ટન્ટ પંથવાળા સંસ્થાનિક ફ્રેડરિકને તેઓએ પોતાનો રાજા બનાવ્યો. પૅલેટાઇનનો સંસ્થાનિક ફ્રેડરિક ઇંગ્લૅંડના રાજા જેમ્સની પુત્રી ઇલિઝાબેથનો પતિ હોવાને કારણે જર્મનીમાં શરૂ થયેલી ખળભળ તરફ જેમ્સને સ્વાભાવિક રીતે લક્ષ આપવું પડ્યું. પણ આ યુદ્ધની શરૂઆતમાં જેમ્સ તરફથી ફ્રેડરિકને મદદ ન મળવાથી ફ્રેડરિકનો પરાજય થયો, અને તેનો પૅલેટાઇન પ્રાંત પણ બાદશાહના તાબામાં ગયો. ત્યારે આવી રીતે ફ્રેડરિકનો પરાભવ થઈ તેને તેનો પ્રાંત ગુમાવવો પડ્યો તે માટે ફ્રેડરિકને મદદ કરવા સારૂ લશ્કર મોકલવાની જેમ્સને જરૂર જણાઈ, તેથી તે સૈન્યના ખર્ચ માટે પાર્લમેન્ટની સંમતિની આવશ્યકતા છે એમ જોઈ તેણે પાર્લમેન્ટ બોલાવવાનું ઠરાવ્યું.

આ નવી ભરાયલી પાર્લમેન્ટે જર્મનીમાં શરૂ થયેલા યુદ્ધમાં પ્રૉટેસ્ટન્ટ પંથ તરફથી ભાગ લેવા માટે ૧૬૨૧માં ઉદારપણે રકમ મંજુર કરી. પણ ત્યારપછી રાજકારભારમાં લક્ષ આપવાનું ઠેરવ્યું. પહેલાં પ્રથમ લૉર્ડ ચૅન્સેલર બેકનપર લાંચ ખાવાનો આરોપ મૂકી તે બાબતની ચોકસી કરવામાં આવી. બેકને પોતાનો અપરાધ કબૂલ કરવાથી તેને તેના અધિકાર ઉપરથી કાઢી મૂકવામાં આવ્યો (૧૬૨૧). પછી રાજપુત્ર ચાર્લ્સનું લગ્ન સ્પેનના રાજાની છોકરી સાથે કરવાનો ઘાટ ઘડાયો હતો તે સંબંધે પાર્લમેન્ટે નાપસંદગી દર્શાવી કોઈ પ્રૉટેસ્ટન્ટ પંથની રાજકન્યા સાથે ચાર્લ્સનું લગ્ન કરવાનું સૂચવ્યું. પોતાની ખાનગી બાબતોના સંબંધમાં પાર્લમેન્ટ તરફથી વિનાકારણ વચ્ચે પડવાનું થતું જોઈ જેમ્સે આ પાર્લમેન્ટને બરખાસ્ત કરી (૧૬૨૨).

**સ્પેનની રાજકન્યા સાથેના વિવાહના ઘાટનું પડી ભાંગવું (૧૬૨૩).**—સ્પેનના રાજાની કન્યા સાથે પોતાના છોકરા ચાર્લ્સના વિવાહનો ઘાટ ઉતારવાનું જેમ્સના મનમાં છે એવી જે વાત હતી તે ખરી ઠરી. સ્પેનના રાજવંશ સાથે વિવાહ સંબંધ બાંધવાથી જર્મનીમાં ચાલતા યુધ્ધમાં આપણને સ્પેન તરફથી મદદ મળશે, તેમજ મોટી રકમ લગ્નની બક્ષિસ તરીકે મળશે એવું જેમ્સને લાગતું

હતું. આ વિવાહ સંબંધે સ્પેન તરફથી કંઇજ આશા જેવું મળ્યું નહોતું. પણ એ બાબતનો નિકાલ લાવવા માટે બકિંગહામે ચાર્લ્સનું મન મેળવી લઈ સ્પેન જઈ આવવાનું ઠેરવ્યું. આવા પ્રકારનો બેત કરી બકિંગહામ અને ચાર્લ્સ સ્પેન ગયા, પણ ત્યાં કંઇપણ ચીજ સાધ્ય કર્યા શિવાયજ તેઓને પાછા ફરવું પડ્યું. સ્પેનના રાજાએ પોતાની સૂચનાને કંઇજ માન આપ્યું નહિ તે જોઈ બકિંગહામને બહુજ ગુસ્સો ચઢ્યો. અને તેણે ઇંગ્લંડ પાછા આવી સ્પેનના શત્રુરાજ ફ્રાન્સ સાથે મૈત્રિ કરી સ્પેન સાથે લડાઈ કરવાનો ઠરાવ કર્યો. માત્ર સ્પેન સામે લડાઈ જાહેર કરવાનાંજ કામમાં તેને લોકોનો ટેકો મળવાથી પાર્લમેન્ટે જર્મનીમાં પ્રૉટેસ્ટન્ટ પંથની બાજુ તરફથી લડવા માટે મોટી રકમ મંજુર કરી. ત્યારપછી ફ્રાન્સની રાજકન્યા હેન્રીએટા મેરીઆ સાથે ચાર્લ્સનું લગ્ન ઠર્યું. તે સંબંધે તૈયારી ચાલતી હતી તેવામાં ૧૬૨૫ના માર્ચ મહિનામાં જેમ્સ મરણ પામ્યો.

**જેમ્સના વખતમાં ઇંગ્લંડના વેપાર અને સંસ્થાનોની વૃદ્ધિ.**—આ પ્રમાણે જેમ્સની કારકીર્દીમાં ઇંગ્લંડની અંદરની રાજ્યદ્વારી બાબતમાં કોઇપણ અગત્યની બીના બની નહિ, તોપણ વેપાર અને સંસ્થાનોની બાબતમાં તેની કારકીર્દી ઘણી પ્રસિધ્ધ છે. તેની કારકીર્દીમાં અમેરિકામાં અંગ્રેજી સંસ્થાનોનો પાયો નાંખવામાં આવ્યો. વરજિનિઆ (૧૬૦૭) અને મેરીલંડ એ બે સંસ્થાનો સ્થપાઈ ૧૬૨૫ની સાલમાં વેસ્ટ ઇંડીઝ ટાપુઓ પૈકીના બારબેડોઝમાં ખેતીવાડી કરવામાં આવી. આ પ્રદેશમાં ઉષ્ણ કટિબંધમાં થનારા તંબાકુ, શેરડી વગેરે પદાર્થોની ખેતી કરવામાં આવી. જેમ્સની કારકીર્દીમાં સંસ્થાન પ્રમાણે વ્યાપાર વિષયમાં ઘણી વૃધ્ધિ થઈ. એના વખતમાં વેપાર ઘણો વધી અંગ્રેજી વેપારીઓ હિંદુસ્થાન, ચીન, આફ્રિકા અને મસાલાના ટાપુઓ વગેરે દૂરના પ્રદેશો સાથે વેપાર કરવા લાગ્યા. ઇલિઝાબેથની કારકીર્દીમાં ૧૬૦૦ની સાલમાં પૂર્વ તરફના દેશો સાથે વેપાર કરવા માટે ઇસ્ટ ઇંડીઆ કંપનીની સ્થાપના કરવામાં આવી હતી, અને એ કંપની અને ડચ ઇસ્ટ ઇંડીઆ કંપનીની વચ્ચે પૂર્વ તરફના દેશો સાથેના વેપાર બાબે ચકમક ઝરવા લાગી.

# પ્રકરણ ૯ મું

## ૧લો ચાર્લ્સ

### (૧૬૨૫-૧૬૪૯)

૧૬૨૮, પિટિશન ઑફ રાઈટ્સ નામનો કાયદો પાસ થયો.—૧૬૩૩, વેંટવર્થને આયર્લૅંડનો લૉર્ડ લેફ્ટેનન્ટ નીમવામાં આવ્યો.—૧૬૩૩, લૉડને કૅંટરબરીનો આર્કબિશપ નીમવામાં આવ્યો.—૧૬૩૮, જૉન હૅમ્પડન ઉપર ખટલો.—૧૬૩૮ સ્કૉટિશ લોકે રાષ્ટ્રીય ખરિતો પ્રસિધ્ધ કર્યો.—૧૬૪૦, લૉંગ-લાંબી પાર્લમેન્ટનું અધિવેશન શરૂ થયું.—૧૬૪૧, સ્ટ્રૅફર્ડને ફાંસી દેવામાં આવ્યો.—૧૬૪૨-૪૯, ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે યુદ્ધ.—૧૬૪૩, ન્યૂબરીની લડાઈ.—૧૬૪૪, માર્સ્ટન મૂરની લડાઈ.—૧૬૪૫, નેસ્બીની લડાઈ.



૧લો ચાર્લ્સ

**ચાર્લ્સનો સ્વભાવ અને અભિપ્રાય.**—જેમ્સ પછી તેનો છોકરો ચાર્લ્સ ઈંગ્લૅંડની ગાદી પર આવ્યો. ચાર્લ્સની મુખમુદ્રા દેખાવડી અને ભવ્ય હોઈ તેની એકંદર વર્તણુક સારી હોવાને લીધે પ્રજાને તેના તરફ આદર હતો. ધાર્મિક બાબતમાં ઈંગ્લૅંડના એપિસ્કોપેલીઅન પંથ માટે તેને અભિમાન હતું. વિદ્યાકળા તરફ તેની સારી સહાનુભૂતિ હતી. તોપણ રાજકીય બાબતમાં તેનો મત તેના બાપના જેવોજ

હોવાને લીધે તેની કારકીર્દીમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે અણબનાવ થશે એવું લાગવા માંડ્યું. પાર્લમેન્ટ અને રાજા વચ્ચે એવે પ્રકારે સલુકાઈ નહોવાથી પરરાષ્ટ્રોનાં રાજપ્રકરણમાં હાથ ઘાલી પરદેશી યુધ્ધોમાં ભાગ લેવાનું ચાર્લ્સનું ધોરણ જોખમકારક હતું.

**ચાર્લ્સની પહેલી પાર્લમેન્ટ (૧૬૨૫).**—ચાર્લ્સ ગાદીપર આવ્યો તે વખતે ઇંગ્લંડ અને સ્પેન વચ્ચે યુધ્ધ ચાલુજ હતું. જર્મનીમાંના પૅલેટાઇન સંસ્થાનના અધિપતિ ફ્રેડરિકને પાછો તેની ગાદીપર બેસાડવા માટે ડેનમાર્કના રાજા સાથે પૈસાની મદદ આપવાનો અને સ્પેન સાથે યુધ્ધ ચાલુ રાખવાનો બેત તેણે કર્યો. સ્પેન જેવાં રોમન કૅથૉલિક પંથના રાજ્ય સાથે યુધ્ધ ચાલુ રાખવામાં મને પાર્લમેન્ટની સંમતિ અને ટેકો મળશે એવી તેની કલ્પના હતી. તેણે ૧૬૨૫માં પોતાની કારકીર્દીની પહેલી પાર્લમેન્ટ બોલાવી. આ પાર્લમેન્ટ આગળ ચાર્લ્સના મુખ્ય પ્રધાન બકિંગહામે જેમ્સના વખતમાં થયેલા દેવાના ૮ લાખ પાઉન્ડ અને સ્પૅનિશ યુધ્ધ ચાલુ રાખવા માટે ૧૦ લાખ પાઉન્ડની માંગણી કરી. પરંતુ ૧૮ લાખ પાઉન્ડની રકમ મંજુર કરવાને બદલે પાર્લમેન્ટે 'ટનેજ અને પાઉન્ડેજ'* નામના કરમાંથી વસુલ થનારી ૨૫ લાખ પાઉન્ડની રકમ, અને તેપણ એક વર્ષ પુરતીજ મંજૂર કરી ચાર્લ્સના મુખ્ય પ્રધાન બકિંગહામને હોદ્દા ઉપરથી દૂર કરવાની માંગણી કરી. પાર્લમેન્ટનું આવું વર્તન જોઇ ચાર્લ્સને ગુસ્સો આવ્યો અને તેણે પાર્લમેન્ટ બરખાસ્ત કરી.

બકિંગહામની કર્તૃત્વશકિત માટે પાર્લમેન્ટે બતાવેલી શંકા ખોટી ઠરી નહિ. બકિંગહામે સ્પેનના કૅડીઝ નામના નૌકાસૈન્યસ્થાનપર ૧૫૨૫માં કરેલો હલ્લો નિષ્ફળ નીવડ્યો અને તેને પોતાનો હેતુ સાધ્યાવિના પાછા ફરવાની ફરજ પડી. ત્યારપછી ચાર્લ્સે ફ્રાન્સની હેન્રીએટા મેરીઆ નામની રાજકન્યા સાથે પૂર્વે ઠર્યા પ્રમાણે લગ્ન

---

**નોંધ.**—દારૂના દર ટને ૨ શીલીંગ અને બીજા માલપર દર પાઉન્ડે ૧ શીલીંગ, એ પ્રમાણે આયાત માલપર જે જકાત મૂકવામાં આવી હતી તેને ટનેજ અને પાઉન્ડેજ કહે છે.

કરી ફ્રાન્સના રાજાની મદદમાં ફ્રાન્સમાંના પ્રૉટેસ્ટન્ટ પંથી હ્યુગેનો લોકો વિરૂધ્ધ પોતાનાં લડાયક વહાણો આપ્યાં તે માટે ઈંગ્લિશ પ્રજાનો પિત્તો ઉછળી આવ્યો. ઈંગ્લિશ પ્રજાને પ્રૉટેસ્ટન્ટ પંથી હ્યુગેનો માટે સ્વાભાવિકપણે સહાનુભૂતિ લાગતી હતી; અને તેમનાપર હુમલો કરવા માટે ઈંગ્લિશ લડાઈના વહાણો ઉપયોગમાં લેવામાં આવ્યાં તે તેમને પસંદ પડ્યું નહિ. આવી રીતે ચાર્લ્સના આ બે કૃત્યો માટે પ્રજાનું મન ક્ષુબ્ધ થવાથી કૅડીઝની લડાઇને માટે પાર્લમેન્ટે નાણાં મંજૂર કર્યાં નહિ એ જોઈ ચાર્લ્સે "બેનેવોલન્સીઝ" એટલે ફરજીઆત નજરાણાં લેવાનો ઉપક્રમ શરૂ કર્યો.

**બકિંગહામપર પાર્લમેન્ટનો હુમલો (૧૫૨૬).**—ઉપર પ્રમાણે ચાર્લ્સે બકિંગહામની સંમતિથી તેની કારકીર્દીની શરૂઆતથીજ ગેરકાયદેસર કામ કર્યાં. ૧૬૨૬માં સ્પેન પ્રમાણે ફ્રાન્સ અને પૅલેટાઇનના ફ્રેડરિકની સાથે પણ વેર થવાથી આ પરકીય શત્રુને જવાબ આપવા માટે પૈસાની મદદ મેળવવા માટે તેને પાર્લમેન્ટ ફરીથી બોલાવવાની ફરજ પડી. ત્યારે આ પાર્લમેન્ટે યુધ્ધ માટે રકમ મંજૂર કરવા પહેલાં બકિંગહામને મંત્રીપદેથી કાઢી મૂકવાની માંગણી કરી. પાર્લમેન્ટની આ વર્તણુક માટે ચાર્લ્સને ગુસ્સો આવ્યો; અને મારા પ્રધાનો વિરૂધ્ધ એક શબ્દ પણ બોલવા નહિ દઉં એમ તેણે સર્વને જણાવ્યું. આ પ્રકારે અપ્રિય અને ગેરકાયદેસર રીતે વર્તન કરનારા પ્રધાનો વિરૂધ્ધ રાજા તરફ અરજી મોકલવાનો પાર્લમેન્ટનો જે પરાપૂર્વનો હક હતો, અને જે તેણે ૧૪મા તથા ૧૫મા શતકમાં અનેક વેળા ઉપયોગમાં લીધો હતો તે પોતાને માન્ય નથી એમ તેણે જાહેર કર્યું. પરંતુ ચાર્લ્સના આ મગરૂરી ભરેલા વર્તનથી યત્કિંચિતપણ નિરાશ ન થતાં પાર્લમેન્ટે લોકોપર ગેરકાયદે કર મૂકવાની, નાલાયેક માણસોને મોટા મોટા હોદ્દાની જગા વેચવાની, અને પ્રૉટેસ્ટન્ટ પંથી હ્યુગેનો લોકો વિરૂધ્ધ ફ્રાન્સના રાજાને લડાઈનાં વહાણોની મદદ કરવાની, વગેરે બાબતો માટે બકિંગહામપર તહોમત મૂકવાનું ઠરાવ્યું. આ પાર્લમેન્ટનું પણ આવું ઉદ્દામપણાનું વર્તન જોઈ ચાર્લ્સે ૧૬૨૬ના જુનમાં તે બરખાસ્ત કરવાનો હુકમ આપ્યો.

**બકિંગહામની સરદારી નીચે લડાઇમાં હાર (૧૬૨૭).**– લા રોશેલના હ્યુગેનો લોકોની વિરૂધ્ધ ફ્રાન્સને આપેલી લડાઈના વહાણોની મદદથી ઘણોજ શોર બકોર થઈ રહ્યો છે તે જોતાંજ લોકોને શાંત કરવાના ઉદ્દેશથી આગળનું ધોરણ બદલી ફ્રાન્સ સાથે લડાઈ કરવાનો ચાર્લ્સે વિચાર કર્યો. પછી તરતજ બકિંગહામે એકાદ નજીવા કારણસર ફ્રાન્સ સાથે વેર શરૂ કરી તેની વિરૂધ્ધમાં હ્યુગેનો લોકોને મદદ કરવાનો પોતાનો વિચાર જાહેર કર્યો. અને એક અરમાર સજ્જ કરી તેને તે લોકોને મદદ કરવા ઉપાડયો. પરંતુ બકિંગહામ ને યુધ્ધ કરવાની માહિતી નહોતી તેથી અને તે લડવૈયો ન હોવાને લીધે આ ખેપે પણ તેને હાર ખાવી પડી. અને ૪૦૦૦ સૈનિકો ઠાર થયા પછી તે પાછો ફર્યો. આમ લડાઈના કામ માટે પોતે લાયક નથી એ ન સમજતાં લા રોશેલનો ઘેરો ઉઠાવાવવા ફરીથી એકવાર જાઉં એમ બકિંગહામને થયું અને તે માટે સૈન્યનો જમાવ કરતો હતો તેવામાં ૧૬૨૮ના ઑગસ્ટમાં જૉન ફેલ્ટન નામના તેના એક શત્રુએ પોર્ટ્સ્મથ આગળ તેનું ખુન કર્યું (ઑગસ્ટ ૧૬૨૮).

**પિટિશન ઑફ રાઇટસ (૧૬૨૮).**—બકિંગહામનું ખુન થયા પછી ચાર્લ્સે બીજા કોઈને પોતાનો મુખ્ય પ્રધાન ન નીમતાં સર્વ રાજકારભાર પોતે જાતેજ જોવા લાગ્યો, તેથી તેના હવે પછીના બધાં કૃત્યો માટે તે પોતેજ જવાબદાર થયો. ત્યાર પછી લા રોશેલનો ઘેરો ઉઠાવાવવા માટે જે ચઢાઈ મોકલવાનું બકિંગહામે ઠરાવ્યું હતું તે ચઢાઈ માટે પૈસાની મંજૂરી મેળવવા સારૂ ૧૬૨૮માં તેણે પાર્લમેન્ટની સભા પાછી બોલાવી. આ નવીન બોલાવેલી પાર્લમેન્ટ સભાએ આગળની પાર્લમેન્ટનું ધોરણ સ્વીકારી બકિંગહામે કરેલાં ગેરકાયદેસર કામો માટે પોતાનો વિરોધ પ્રદર્શિત કર્યો, અને આવા પ્રકારનાં કૃત્યો ફરીથી રાજા તરફથી થાય નહિ તે માટે એકાદ કાયદાને રૂપે આશ્વાસન લેવાની ખટપટ શરૂ કરી. આ વેળાની પાર્લમેન્ટમાં આગળ જતાં ઘણી પ્રસિધ્ધિમાં આવેલા ક્રૉમવેલ, હૅમ્પડન, પિમ, ઇલિઅટ વગેરે ગ્રહસ્થો હતા. આ ગ્રહસ્થોની પ્રેરણાથી પાર્લમેન્ટે 'પિટિશન ઑફ રાઇટ્સ'—હકની અરજી—એ નામની ઇંગ્લિશ પ્રજાના પરાપૂર્વથી ચાલી આવેલા સ્વાભાવિક હકનો

જેમાં ઉલ્લેખ કરેલો હતો એવા પ્રકારની એક અરજી તૈયાર કરી. આ અરજીમાં (૧) રાજાએ હવે પછી લોકો પાસેથી સખતીથી પૈસા કઢાવવા નહિ; (૨) લશ્કરી સિપાઈ ખાનગી ઘરોમાં બેસાડી તેનો ખર્ચ આપવાની તે ઘરના લોકોને ફરજ પાડવી નહિ; (૩) કોઈપણ માણસને તેનાપર મૂકાયલો આરોપ સ્પષ્ટપણે સાબિત થયા વગર તુરંગમાં પૂરવો નહિ; અને (૪) શાંતિની વખતે લશ્કરી કાયદો અમલમાં લાવવો નહિ, વગેરે બાબતો લખેલી હોઈ તેનાપર રાજાની સંમતિ લેવાનું ઠરાવ્યું. પોતાની અરજી રાજા તરફથી મંજૂર થયા વગર રાજાને પૈસાની મંજૂરી ન આપવી એવો પાર્લમેન્ટે ઠરાવ કર્યો હતો, આ પ્રકારે તેનો અધિકાર મર્યાદિત કરનારા આ કાયદાને માન્ય કરવો કે નહિ એ પ્રશ્ન ચાર્લ્સ આગળ આવી પડયો; પરંતુ તેને આ વેળાએ પૈસાની ઘણી અડચણ હોવાને લીધે, અને બીજી કોઈપણ તરેહથી પૈસા મેળવવા શક્ય નથી એ જાણી કેવળ નાઇલાજે ચાર્લ્સે આ કાયદાને સંમતિ આપી. આ કાયદાને રાજાની સંમતિ મળ્યા પછી પાર્લમેન્ટે પૈસા મંજૂર કર્યા.

**ચાર્લ્સની ૩જી પાર્લમેન્ટ બરખાસ્ત (૧૬૨૯).**—ત્યારપછી ૧૬૨૯માં પાર્લમેન્ટની બીજી બેઠક થઈ. આ વખતે રાજા તરફથી 'ટનેજ અને પાઉન્ડેજ' એ બે કર પાર્લમેન્ટની મંજૂરીવિના વસુલ થયા જાય છે, અને તે કર આપવાની કોઈ ના પાડે તો તેને તુરંગમાં પુરવાનો ચાર્લ્સે સપાટો ચલાવ્યો છે તે જોઈ રાજાના આ જુલમી વર્તનપર પાર્લમેન્ટના સભાસદોને સહજજ ચીડ આવી, તેથી તેઓએ ચાર્લ્સનો નિષેધ કરવાનો ઠરાવ કર્યો. પાર્લમેન્ટનું આવું ઉદ્દામ વર્તન જોઈ ચાર્લ્સે તે બંધ કરવાનો હુકમ છોડયો. પણ પાર્લમેન્ટ બંધ કરવાનો રાજાએ હુકમ છોડયો છે એવી બાતમી પાર્લમેન્ટના સભાસદોને મળતાંજ રાજા તરફથી હુકમ લઈ આવનારા માણસને સભાગ્રહની બહાર ઉભા રહેવાની ફરજ પાડી. હોલ્સ અને વૅલેન્ટાઈન ઇલિઅટે પાર્લમેન્ટના અધ્યક્ષને જબરાઇથી તેની ખુરસીપર બેસાડી, કૅથૉલિક પંથને જે સંમતિ આપશે, અને પાર્લમેન્ટ તરફથી સંમતિ મેળવ્યા વગર કર મૂકવાની જે સલાહ આપશે, અને એવા પ્રકારનો

કર જે કોઈ ભરશે તે દેશનો શત્રુ ગણાશે, એવા પ્રકારનો ઠરાવ પસાર કરાવી લીધો. આ ઠરાવ પાસ થયા પછી પાર્લમેન્ટ સભાગ્રહના દરવાજા ઉઘાડવામાં આવ્યા અને રાજાનો હુકમ વાંચવામાં આવ્યા પછી સભા બરખાસ્ત કરવામાં આવી (૧૬૨૯).

આવી રીતે એક પછી એક બોલાવેલી ત્રણ પાર્લમેન્ટની સભા અને રાજા વચ્ચે ખટકા પડવાથી હવે પછી પાર્લમેન્ટ ન બોલાવતાં પોતાનાજ અધિકારથી અનિયંત્રિત રીતે કારભાર ચલાવવાનું ચાર્લ્સે ઠરાવ્યું. ટ્યૂડર રાજકર્તાઓના સમયમાં પાર્લમેન્ટ રાજસત્તાનો વિરોધ કરવાનું સહાસ કરતી નહોતી, પણ હવે માત્ર આપણી સંમતિથીજ રાજાએ કારભાર કરવો, અને આમની સભાના ધોરણ વિરૂધ્ધ જેનું વર્તન હોય એવા મંત્રીને રાજાએ દૂર કરવો એવી પાર્લમેન્ટની માંગણી હતી. પરાપૂર્વથી ચાલી આવેલી પધ્ધતિનેજ અનુસરતું અમારૂં વર્તન છે એમ પાર્લમેન્ટ સભા તરફથી કહેવામાં આવ્યું. પરંતુ ચાર્લ્સને પાર્લમેન્ટનું આ વર્તન ઉદ્દામપણાનું અને ક્રાન્તિકારકજ લાગ્યું. આવી રીતે રાજા અને પ્રજા વચ્ચે સલુકાઈ ન હોવાને લીધે અને પ્રત્યેક પક્ષને આપણું વર્તન અધિક યોગ્ય છે એવું લાગવાથી બંને વચ્ચેનો અણબનાવ અધિકજ વધતો ગયો.

**આર્ચબિશપ લૉડ અને લૉર્ડ સ્ટ્રૅફર્ડ.**—૧૬૨૯માં પાર્લમેન્ટ બરખાસ્ત કર્યા પછી ચાર્લ્સે સ્વતઃનાજ અધિકારથી સર્વ રાજકારભાર ચલાવવાનું ઠરાવ્યા પછી ૧૧ વર્ષ (૧૬૨૯-૧૬૪૦) પાર્લમેન્ટ મુદ્દલ બોલાવેલીજ નહિ; અને ૧૬૨૯ની પાર્લમેન્ટની બેઠકમાં પ્રમુખ ભાગ લેનારા ઇલિઅટ, વૅલેનટાઇન વગેરે નેતાઓને તેણે તુરંગમાં પૂર્યા. આ પછી ૧૧ વર્ષ સુધી ચાલેલા અનિયંત્રિત રાજકારભારમાં આર્ચબિશપ લૉડ અને લૉર્ડ સ્ટ્રૅફર્ડ તેના મુખ્ય મંત્રી હતા અને તેમની સલાહથીજ સર્વે કામકાજ ચાલતું. લૉડ પ્રમાણિક માણસ હતો અને એપિસ્કોપેલીઅન પંથનો ચુસ્ત અનુયાયી હતો, પણ તેના વિચાર સાંકડા હતા. પ્યુરિટન પંથનો પૂર્ણપણે નાશ કરવા માટેજ તેણે આર્ચબિશપની જગા સ્વીકારી હતી. તે કેવળ ધાર્મિક બાબતોમાંજ લક્ષ આપતો હતો એમ નહિ પણ બીજી બાબતોમાં

પણ લક્ષ આપતો. ફોજદારી ગુનાહોનો નિકાલ કરનારી સ્ટાર ચેમ્બર કોર્ટ અને ધાર્મિક બાબતોનો નિવેડો કરનારી કોર્ટ ઑફ હાઈ કમિશન એ બંને કોર્ટોનો તે સભાસદ હોઈ ચાર્લ્સના હુકમ વિરૂધ્ધ વર્તન કરવાનું જે કોઈ સાહસ બતાવે તેને શિક્ષા ઠોકવાનો તેણે ઠરાવ કર્યો હતો. લૉડના જેવોજ ચાર્લ્સનો બીજો મંત્રી ટૉમસ વેંટવર્થ હતો. ચાર્લ્સે તેને સ્ટ્રૅફર્ડના અર્લનો ખિતાબ આપ્યો હતો. તે બકિંગહામનો શત્રુ હોવાને સબબે બકિંગહામ જ્યારે મુખ્ય પ્રધાન હતો ત્યારે તેણે પાર્લમેન્ટનો પક્ષ સ્વીકારી બકિંગહામપર હુમલો કર્યો હતો. પરંતુ બકિંગહામના મૃત્યુ પછી તેણે પાર્લમેન્ટનો પક્ષ છોડી રાજાનો પક્ષ સ્વીકાર્યો હતો. વેંટવર્થે પાર્લમેન્ટનો પક્ષ છોડી રાજાનો પક્ષ સ્વીકાર્યો તે બદલ લોકો તેનો ઘણો તિરસ્કાર કરતા હતા. ચાર્લ્સે તેને સ્ટ્રૅફર્ડનો લૉર્ડ બનાવી 'પ્રેસિડન્ટ ઑફ ધી કાઉન્સિલ ઑફ ધી નૉર્થ' અને ત્યારપછી આયર્લૅંડનો લૉર્ડ ડેપ્યુટી બનાવ્યો હતો. સ્ટ્રૅફર્ડ કર્તૃત્વવાન હતો અને તેને અધિકારની ઘણી લાલચ હતી. રાજાની ઇચ્છા વિરૂધ્ધ વર્તન કરનારાઓનો પૂર્ણપણે નાશ કરવો એવું તેનું ધોરણ હતું. તે આયર્લૅંડનો લૉર્ડ ડેપ્યુટી હતો ત્યારે તેણે પોતાની કારકીર્દીમાં ઘણી નિર્દયતાના કામ કર્યાં હતાં, અને તે બદલ આઇરિશ લોકો તેનો અત્યંત તિરસ્કાર કરતા હતા.

**ચાર્લ્સ પોતાનાજ અધિકારથી નિરનિરાળા કર વસુલ કરે છે.**—ચાર્લ્સે લૉડ અને સ્ટ્રૅફર્ડ પ્રધાનોની સલાહથી ૧૬૨૯થી ૧૬૪૦ પર્યંતના ૧૧ વર્ષમાં કેટલાંક ગેરકાયદેસર અને અનિયંત્રિત કામો કર્યાં. હયાત કાયદાઓને તોડી પોતાનાજ અધિકારની રૂએ નવીન કર મૂકવાનું સાહસ તેણે કર્યું નહિ, એ ખરૂં, તોપણ ગમે તેવા ઉપાય યોજીને હયાત કાયદાઓનું મહત્ત્વ કમી કરી પોતાના હાથમાં અધિક સત્તા આણવાના પ્રયત્ન તેણે કર્યા. રાજાને વેપારપર નિયંત્રણા મૂકવાનો જૂના વખતથી અધિકાર છે એ સબબસર તેણે આયાત માલપર જકાત વધારી, અને એજ દલીલથી પાર્લમેન્ટની સંમતિ નહોતી તોપણ "ટનેજ અને પાઉન્ડેજ" એ બંને કર તે ઉઘરાવવા લાગ્યો. ૧લા એડવર્ડના રાજ્યનો એક જૂનો

કાયદા હુંઢી કાઢી વાર્ષિક ૪૦ પાઉન્ડની ઉપજ હોય એવા જમીનના માલીકને તે *નાઇટહૂડ સ્વીકારવા તે ફરજ પાડવા લાગ્યો, અથવા તેને બદલે તેણે ભારે દંડ આપવો એવું ફરમાવ્યું. તેણે દેશનાં જંગલોની હદ ઘણી વધારી દીધી, અને તેને જંગલના કાયદા લાગુ પાડ્યા.

**'શિપમની' નૌકા કર (૧૬૩૭).**—આ બધા ગેરકાયદેસરનાં કામો જાણે બસ નહોય તેમ તેમાં ઉમેરો કરવા માટે તેણે 'શિપમની' નામનો એક નવો નૌકા કર મૂક્યો. ભૂતકાળમાં લડાઇને પ્રસંગે કિનારાપર આવેલાં ગામો પાસેથી નૌકાસૈન્યનાં વહાણોમાં ઉમેરો કરવા માટેજ આ કર લેવાનો રિવાજ હતો. એ રિવાજ કેટલાંક વર્ષ થયાં બંધ થયો હતો; પરંતુ હવે ચાર્લ્સે યુધ્ધનો પસંગ નહોતો, અને શાંતિ હતી તોપણ કિનારે આવેલાં ગામોપરજ નહિ, પણ તે ઉપરાંત દેશમાંના સર્વ લોકોપર એ શિપમની નામનો કર દર વરસે લેવાનું ઠેરવી તે વસુલ કરવાનો ઉપક્રમ શરૂ કર્યો. પણ ૧૬૨૯ની પાર્લમેન્ટમાં બકિંગહામ પરગણા તરફથી ચુંટાઈ આવેલા જૉન હૅમ્પડન નામના પ્રતિનિધિએ આ ગેરકાયદેસર કર આપવાની સાફ ના પાડી.

---

***નોંધ.**—નાઇટહૂડ:—

જેની જમીનની વાર્ષિક ઉપજ ૪૦ પાઉન્ડ કરતાં વધારે હોય એવા પ્રત્યેક ગ્રહસ્થને સરંજામી પધ્ધતિને અનુસરીને લશ્કરી નોકરી કરવાના અને તે માટે જરૂરી હોય એવાં સર્વ હથિયાર ધારણ કરવાંના સોગંદ લેવા પડતા. આ પ્રમાણે સોગંદ લેવાનો અને રાજા તરફથી તે માણસને 'નાઇટહૂડ'નો કે 'સરદાર'નો હોદ્દો આપવાનો રિવાજ હતો. આવી રીતે લશ્કરી નોકરી કરવાના ત્રાસથી અને તે માટે જરૂરી હોય એવાં આયુધો ધારણ કરવાનો ખર્ચ થવાથી જેમ જેમ સરંજામી પધ્ધતિ બંધ થતી ચાલી તેમ તેમ કંઇક રકમ રાજાને આપી આ લશ્કરી નોકરીની માફી મેળવવાનો રિવાજ પડયો. ધીમેધીમે આ રિવાજ પણ બંધ પડવા લાગ્યો, પરંતુ ૧લા ચાર્લ્સે આ રિવાજ પાછો શરૂ કરી તેની અમલ બજાવણી વધારે સખતાઇથી કરવાનું શરૂ કર્યું.

હૅમ્પડનના આ કૃત્યને માટે તેને ન્યાયાસન આગળ ઘસડી જવામાં આવ્યો (૧૬૩૮).

**જૉન હૅમ્પડનનો કજીઓ (૧૬૩૭-૧૬૩૮).**—આ ન્યાયાધીશ ચાર્લ્સનાજ હાથમાં હોવાને સબબે ચાર્લ્સની મરજી પ્રમાણે જો આપણે નિકાલ કરીશું નહિ તો રાજા આપણાપર ગુસ્સે થશે એવી ભીતિથી તેણે હૅમ્પડનને દોષિત ઠરાવી ભારે દંડની સજા કરી. રાજકીય બાબત પ્રમાણેજ ધાર્મિક બાબતોમાં પણ ચાર્લ્સના વખતમાં લોકોપર જુલમ ચાલ્યો હતો. આર્ચબિશપ લૉડે તો હાઈ કમિશનની કચેરી મારફત પ્યુરિટન અને કૅથૉલિક પંથના લોકોપર નજીવા અપરાધ માટે સખત શિક્ષા કરવાનો ઉપક્રમ ચલાવ્યો હતો.



જૉન હૅમ્પડન

**સ્કૉટલૅંડમાં એપિસ્કોપેલીઅન પંથ સ્થાપવાનો પ્રયત્ન.**—ઈંગ્લૅંડમાં આવી રીતે રાજકીય અને ધાર્મિક બાબતોમાં જુલમી વર્તન ચલાવી ચાર્લ્સ લોકોનાં મન પોતાની વિરૂધ્ધ ઉશ્કેરી રહ્યો હતો. તેવામાં તેણે સ્કૉટિશ લોકોની ધાર્મિક બાબતમાં હાથ ઘાલી તેઓપર પ્રૉટેસ્ટન્ટ પંથને બદલે એપિસ્કોપેલીઅન પંથ લાદવાનો પ્રયત્ન કરવા માંડયો તે માટે સ્કૉટિશ લોકોને તેનાપર ઘણી ચીડ ચઢી. ૧૬૩૭ની સાલમાં તો ચાર્લ્સે અને લૉડે તેઓ પાસે એપિસ્કોપેલીઅન પંથ કબૂલ કરાવવા જોસથી પ્રયત્ન ચલાવ્યો. ૧૬૩૬માં લૉડે રાજાના હુકમથી ચર્ચ સંબંધી કેટલાક નિયમો પ્રસિધ્ધ કર્યા. આ નિયમોની વિરૂધ્ધમાં સર્વત્ર લોકમત ખળભળી ઉઠયો, પણ તે ઉપરથી કંઈજ ધડો ન લેતાં ૧૬૩૭માં ચાર્લ્સે ઈંગ્લૅંડમાંના પ્રાર્થનાના પુસ્તકના ધોરણપર એક પુસ્તક તૈયાર કરી સ્કૉટલૅંડના સઘળા દેવળોમાં તે ઉપયોગમાં લેવું એવો હુકમ કાઢયો. તેઓના ઉપર આવી રીતે

એપિસ્કોપેલીઅન પંથ ઠોકી બેસાડવાનો પ્રયત્ન થતો જોઈ સ્કૉટિશ લોકોને ઘણી ચીડ ચઢી; અને જે ધર્માધિકારી તે પુસ્તક ઉપયોગમાં લેવાનો પ્રયત્ન કરે તેને ચર્ચમાંથી હાંકી કાઢવાનો નિશ્ચય તેઓએ કર્યો. આ પ્રમાણે ધાર્મિક બાબતમાં ચાર્લ્સ વિરૂધ્ધ લોકમત ઉશ્કેરાયલો હતો. પોતાના ધર્મના સંરક્ષણાર્થે સ્કૉટલૅંડના સરદાર, વ્યાપારી, ધંધાદારી અને ખેડુત વગેરે સર્વ લોકોએ એક સંઘ સ્થાપ્યો, અને રાજાની અનિયંત્રિત સત્તા અને ધાર્મિક બાબતોમાં તેના તરફથી થતી દખલગીરી અટકાવવામાં પરસ્પર મદદ કરવાના સોગંદ સ્કૉટ લોકોએ લીધા (૧૬૩૮).

**સ્કૉટ લોકો સાથે યુધ્ધ, (૧૬૩૯).**—સ્કૉટિશ લોકોએ આવી રીતે ધાર્મિક અને રાજકીય બાબતના સંબંધમાં એક સંઘ સ્થાપી મારો પ્રતિકાર કરવા વિષે સોગંદ લીધા છે એ ચાર્લ્સે જાણ્યું ત્યારે તેઓએ મારી સામે બંડ ઉઠાવ્યું છે એમ તેને લાગ્યું. અને તે બંડ બેસાડી દેવા માટે તે સૈન્યનો જમાવ કરવા લાગ્યો. ચાર્લ્સ સૈન્ય એકઠું કરવાના વિચારમાં છે એમ જાણતાંજ સ્કૉટિશ લોકોએ ૨૦૦૦નું સૈન્ય ઉભું કરી દીધું. સ્કૉટિશ લોકને જવાબ આપવા ચાર્લ્સ પાસે લશ્કર તૈયાર નહોતું. સ્ટ્રૅફર્ડે આયર્લૅંડમાં તૈયાર કરેલું સૈન્યજ માત્ર ખડું સૈન્ય હતું. ત્યારે નવું સૈન્ય ઉભું કરવાનો પ્રયત્ન ચાર્લ્સે ચલાવ્યો. પરંતુ તેના એ પ્રયત્નમાં તે ઘણો ફાવ્યો નહિ. તેના ધારવા કરતાં ઘણાજ ઓછા માણસો તેને મળ્યા. અને એ લોકોમાંના કેટલા વફાદારીથી લડવા તૈયાર હશે તે વિષે પણ તેને શંકાજ હતી. યૉર્ક આગળનું પોતાની તરફથી લડનારૂં લશ્કર ઘણુંજ નબળું છે, અને લડાઈ કરવાનો તેનો વિચાર પણ નથી એ જોતાંજ વૉરવિક આગળ સ્કૉટ લોકો સાથે સલાહ કરવાનો તેણે પ્રયત્ન કર્યો. પણ એમાં પણ તેને યશ નહિ મળવાથી તેઓ સાથે યુધ્ધ કરવાનો તેણે ઠરાવ કર્યો.

**ટુંકી પાર્લમેન્ટ (એપ્રિલ, ૧૬૪૦).**—ઇંગ્લૅંડમાંની પ્રજા અને સ્કૉટિશ લોકો બંને સાથે ચાર્લ્સે વેર કરવાથી ઘણી ચમત્કારિક સ્થિતિ ઉત્પન્ન થઈ. આ સ્થિતિને પહોંચી વળવા માટે ચાર્લ્સ અને તેના મંત્રી કરતાં વધારે કર્તૃત્વવાન માણસો અધિકારની જગાપર હોવાની જરૂર

હતી. આ નવી પરિસ્થિતિને પહોંચી વળવામાં સ્ટ્રૅફર્ડની સલાહ આપણને ઉપયોગી થઈ પડશે એમ ચાર્લ્સને લાગવાથી તેને આયર્લૅંડથી ઈંગ્લૅંડમાં બોલાવ્યો. સ્કૉટિશ લોકો સાથે યુધ્ધ શરૂ કરવા માટે પૈસાની મદદની જરૂર છે, અને તે મેળવવા માટે પાર્લમેન્ટની સભા બોલાવવાની આવશ્યકતા છે એવી સ્ટ્રૅફડ ચાર્લ્સને સલાહ આપી. ત્યારે હવે બીજો ઈલાજ નથી એમ જોઈ સ્ટ્રૅફર્ડની સૂચના પ્રમાણે ૧૬૪૦ના એપ્રિલમાં ચાર્લ્સે ઘણી નાખુશીથી પાર્લમેન્ટની સભા બોલાવી.

છેલ્લાં ૧૧ વર્ષમાં ચાર્લ્સે અનિયંત્રિત રીતે રાજકારભાર કરી પાર્લમેન્ટ ન બોલાવતાં પોતાનાજ અધિકારથી લોકોપર નજરમાં આવ્યું તેમ જુલમી કરો મૂકવાથી અંગ્રેજ પ્રજાનાં મન ચાર્લ્સ સામે ઉશ્કેરાયલાં હતાં. ૧૧ વરસ પછી પાર્લમેન્ટ ફરીથી બોલાવાયા પછી શિપમની કર વખતે પ્રખ્યાત થયેલા જૉન હૅમ્પડન અને જૉન પીમ જેવા કર્તૃત્વવાન આગેવાન સરદરોવાળી આ પાર્લમેન્ટે ચાર્લ્સના અન્યાયી અને જુલમી વર્તનનું વર્ણન કરી તેનો જવાબ રાજા તરફથી મળ્યા વગર અમે કોઈપણ રકમ મંજૂર કરનાર નથી એવું ચાર્લ્સને સ્પષ્ટપણે કહી દીધું. પાર્લમેન્ટનું આવી રીતનું વર્તન જોઈ તેને ભરાયાને ત્રણ અઠવાડીઆં થયાં નહિ, એટલામાં ચાર્લ્સે તે પાર્લમેન્ટ બરખાસ્ત કરી.

**સ્કૉટ લોકો સાથે બીજું યુદ્ધ (૧૬૪૦).**—પાર્લમેન્ટ બરખાસ્ત કર્યા પછી ચાર્લ્સે પોતાના અધિકારથીજ 'શિપમની' અને બીજા જુલમી કરો લોકોપર મૂકી પૈસાની મદદ મેળવી, અને બન્યું તેટલું સૈન્ય એકઠું કરી સ્કૉટિશ સૈન્યને જવાબ આપવા માટે તે ઉપડયો (૧૬૪૦). આ વખતે સ્કૉટિશ લોકોએ ટવીડ નદીની સરહદનુંજ માત્ર રક્ષણ ન કરતાં બહાદુરીથી ઈંગ્લૅંડપર સ્વારી કરવાનો બેત રચ્યો. આ તરફ ચાર્લ્સનું લશ્કર જોર જુલમથી એકઠું થયેલું હોવાને લીધે તેને સ્કૉટિશ સૈન્ય સાથે યુધ્ધ કરવાની મુદ્દલ આતુરતા નહોતી, અને પહેલીજ સંધિએ નાસી જવાનો રસ્તો શોધ્યાં કરતું હતું. ચાર્લ્સનું સૈન્ય આવા પ્રકારનું હોવાને લીધે ન્યૂ કૅસલ પાસે ન્યૂબર્ન આગળ સ્કૉટિશ સૈન્ય સાથે ભેટો થતાંજ તે

નાસી જાય તેમાં કંઈ આશ્ચર્ય નહોતું. સ્કૉટિશ સૈન્યને આ પ્રમાણે સહેલાઇથી જય મળ્યાથી તે સૈન્યે નૉર્ધમ્બરલૅંડ અને ડરહૅમ પરગણાંમાં ઘુસી જઈ ન્યૂ કૅસલમાં પોતાનું મુખ્ય થાણું સ્થાપિત કર્યું. (ઑગસ્ટ ૧૬૪૦). આ યુધ્ધમાં ચાર્લ્સનો પરાજય થવાથી તેને અકટોબર મહિનામાં 'રિપન' આગળ સ્કૉટ લોકો સાથે સલાહ કરવાની ફરજ પડી. વિજયી થયેલા સ્કૉટિશ સૈન્યનો ખરચ આપવાનું કબૂલ કરી તેણે સલાહ કરી. સ્કૉટિશ સૈન્યનો ખરચ આપવાનું કબૂલ કરવાને લીધે પૈસાની મદદ મેળવવા માટે તેણે યૉર્કમાં પ્રીવી કાઉન્સિલ-સલાહકારી મંડળની સભા બોલાવી. પણ પાર્લમેન્ટની મંજૂરી મળ્યા વિના કર વસૂલ કરવાનું શક્ય થનાર નથી એવું પ્રીવી કાઉન્સિલમાંના ઉમરાવ લોકોએ કહ્યાથી હવે પાર્લમેન્ટ બોલાવ્યા શિવાય બીજો ઇલાજ નથી એમ જોઈ તેણે ૧૬૪૦ના નવેમ્બર મહિનામાં પાર્લમેન્ટની સભા બોલાવી.

**લૉંગ પાર્લમેન્ટની બેઠક (૧૬૪૦).**—ચાર્લ્સની કારકીર્દીમાં આ પાંચમીવાર તેને પાર્લમેન્ટ બોલાવવી પડી. આ વખતે પણ આગલી પાર્લમેન્ટમાં હતા તેજ સભાસદો પાછા ચુંટાઈ આવ્યા હતા. અને તેમણે ફરીથી ચાર્લ્સ પાસે તેની અન્યાયી અને જુલમી વર્તણુક માટે જવાબ માગવાનો નિશ્ચય કર્યો. એ સભાસદોએ આ વેળા બંડખોર સ્કૉટિશ લોકો સાથે પરસ્પર મદદનો કરાર કર્યો, અને ચાર્લ્સ જો તેઓનું કહ્યું ન સાંભળે અને સ્કૉટલૅંડ પ્રમાણે ઇંગ્લૅંડમાં પણ તેવોજ પ્રસંગ આવે તો ચાર્લ્સ વિરૂધ્ધ લડાઈ જાહેર કરવાનો નિશ્ચય તેઓએ કર્યો હતો. આ નવી પાર્લમેન્ટની બેઠક ભરાયા પછી તેમાંના સભાસદોએ જૉન પીમના નેતૃત્વ નીચે ચાર્લ્સની ગયાં ૧૧ વર્ષની કારકીર્દીમાં ગેરકાયદેસર રીતે ચાલવામાં અને જુલમી કરો મૂકવામાં જે બે મંત્રીઓએ તેને મદદ કરી હતી તે સ્ટ્રૅફર્ડ અને લૉડપર દેશદ્રોહનો આરોપ મૂકી ઉમરાવોની સભા આગળ તેઓપર કામ ચલાવવાનું ઠરાવ્યું. આ વખતે સ્ટ્રૅફર્ડ અને લૉડને બચાવવા ચાર્લ્સે મુદ્દલ પ્રયત્ન કર્યો નહિ. તેની અને તેના મંત્રીઓની વિરૂધ્ધ લોકમત ઘણો ઉશ્કેરાયેલો હોવાને સબબે તેમને બચાવવાનો પ્રયત્ન કર્યો તો તે નિષ્ફળજ

જનાર છે એમ ચાર્લ્સની ખાતરી થઈ ચૂકી હતી.

**સ્ટ્રૅફર્ડના ગુનાહની તપાસ.**—પછી આમની સભાના સભ્યોએ ઉમરાવની સભા આગળ સ્ટ્રૅફર્ડપર દેશદ્રોહનો આરોપ મૂકી કામ ચલાવ્યું. (Impeachment). સ્ટ્રૅફર્ડ પ્રેસિડન્ટ ઑફ ધી નૉર્થ, અને આયર્લૅંડના ગવર્નરના હોદ્દાપર હતો ત્યારે ઘણાંજ અન્યાયી, જુલમી અને જોહાકીના કામો તેણે કર્યાં હતાં. પણ તે કૃત્યોથી દેશદ્રોહના આરોપ માટે તેને શિક્ષા થાય એમ નહોતું. ઇંગ્લિશ કાયદા પ્રમાણે ફક્ત રાજાનો દ્રોહ કરવાનેજ 'ટ્રીઝન' એટલે રાજ્યદ્રોહ ગણી તે માટે શિક્ષા ફરમાવેલી હતી. પણ સ્ટ્રૅફર્ડ તરફથી રાજ્યદ્રોહ બીલકુલ થયેલો નહોઈ દેશમાંની પ્રજાની વિરૂધ્ધ વફાદારીથી રાજાની સેવા તેણે બજાવી હતી. તેથી તેનાપર રાજ્યદ્રોહનો આરોપ સાબિત થઈ શકે એમ નહતું. પણ દેશ-દ્રોહનો આરોપ સાબિત થઈ શકે એમ હતું. પણ તે માટે ઇંગ્લિશ કાયદા અન્વયે તે કાળે કોઈપણ શિક્ષા ઠરાવેલી હતી નહિ. ત્યારે સ્ટ્રૅફર્ડ ઉપર આમની સભા તરફથી ઉમરાવોની સભા આગળ ૧૪ દિવસ ખટલો (Impeachment) ચાલ્યા પછી તેના પર રાજ્ય-દ્રોહનો ગુનોહ સાબિત થનાર નથી એ જોઈ આમની સભાએ તેના ઉપરની ફરિયાદ પાછી ખેંચી લીધી. તે વખતના કાયદા પ્રમાણે સ્ટ્રૅફર્ડપર રાજ્યદ્રોહનો આરોપ સાબિત ન થવાને લીધે તેને શિક્ષા કરવા માટે બીજો કોઈ રસ્તો લેવાનો આમની સભાના સભ્યોએ ઠરાવ કર્યો.



અર્લ ઑફ સ્ટ્રૅફર્ડ

**સ્ટ્રૅફર્ડને બિલ ઑફ ઍટેન્ડર દ્વારા ફાંસી દેવામાં આવી (મે, ૧૬૪૧).**—બીજો માર્ગ તે એ કે તેણે દેશહિતનો નાશ

કરે એવાં અનેક કૃત્યો કરેલાં હોવાને લીધે, અને ઇંગ્લિશ અને સ્કૉટિશ પ્રજા સાથે લડવા માટે આયરિશ સૈન્યનો ઉપયોગ કરેલો હોવાને કારણે તેની વિરૂધ્ધ 'બિલ ઑફ ઍટેન્ડર' નામે કાયદો પાર્લમેન્ટ પાસે પસાર કરાવી તેને શિક્ષા કરવી. આવી રીતે આમની સભાએ સ્ટ્રૅફર્ડને તેના બચાવમાં કંઇપણ કહેવાની તક ન આપતાં, અને ન્યાયાસન આગળ તેની તપાસ ન કરતાં, તેણે કરેલાં નિર્દય કૃત્યો માટે તેને ફાંસીની શિક્ષા કરવી એવા આશયનું બિલ પાર્લમેન્ટમાં આણ્યું. એ બિલ આમની સભામાં તત્કાળ પસાર થયું અને ઉમરાવોની સભાએ પણ તેને સંમતિ આપી. આ પ્રમાણે તે બિલ પાર્લમેન્ટમાં પસાર થઈ તેનાપર ચાર્લ્સની સંમતિ લેવા માટે તેની તરફ મોકલવામાં આવ્યું. ચાર્લ્સે સ્ટ્રૅફર્ડને માફી આપવાનું વચન આપ્યું હતું. પરંતુ તે વખતનું એકંદર ઉશ્કેરાયલું વાતાવરણ જોઈ આ બિલને સંમતિ આપવી એ ઇષ્ટ છે એમ સમજી ચાર્લ્સે સંમતિ આપી. આવી રીતે સ્ટ્રૅફર્ડને ફાંસી દેવામાં આવે એવો 'બિલ ઑફ ઍટેન્ડર' નામનો પાર્લમેન્ટનો કાયદો પસાર થયા પછી ૧૬૪૧ના મે મહિનામાં સ્ટ્રૅફર્ડને ફાંસી દેવામાં આવી.



મુખ્ય ધર્મોપદેશક લૉડ

**લૉડને કેદ કરવામાં આવ્યો (૧૬૪૧).**—ત્યાર પછી આર્ચબિશપ લૉડનો વારો આવ્યો. સ્ટાર ચેમ્બર કોર્ટ, અને હાઈ કમિશન કોર્ટ એ બંને ઠેકાણે તેણે અન્યાયી અને જુલમી વર્તન ચલાવ્યું હતું એવો તેનાપર આરોપ હતો. તેનાપર કામ ચલાવી આરોપ સાબિત

થયો એટલે તેને તુરંગમાં નાંખવામાં આવ્યો. ત્યારપછી, ગયા ૧૧ વર્ષમાં જુલમી કૃત્યો કરવાની જેઓએ રાજાને સલાહ આપી હતી તેઓપર કામ ચલાવવામાં આવ્યું.

**લૉંગ પાર્લમેન્ટે કરેલાં દેશહિતનાં કામ (૧૬૪૦–૧૬૪૧).–** લોકોની સ્વતંત્રતાપર હુમલો કરવામાં જેઓએ ચાર્લ્સને મદદ કરી હતી એવા ગ્રહસ્થોને શાસન કર્યા પછી હવે પછી એવાં જુલમી અને અન્યાયી કામો થવા પામે નહિ એ માટે પાર્લમેન્ટે જે મારફતે જુલમી કૃત્યો થતાં હતાં એવી ગેરકાયદાની કોર્ટો બંધ કરવાનું ઠરાવ્યું. ગેરકાયદે અસ્તિત્વમાં આવેલી 'કોર્ટ ઑફ હાઈ કમિશન', 'કાઉન્સિલ ઑફ ધી નૉર્થ' અને 'સ્ટાર ચેમ્બર કોર્ટ ૧૬૪૧માં બંધ કરવામાં આવી અને એ કોર્ટો મારફત થયેલા નિકાલથી જે જે ગ્રહસ્થોને બંદીખાને પડવું પડ્યું હતું તેમને મુક્ત કરવામાં આવ્યા. હૅમ્પડન વિરૂધ્ધ આપવામાં આવેલો ચુકાદો રદ કરી તે દોષરહિત હોવાનું જાહેર કરવામાં આવ્યું. પાર્લમેન્ટની સંમતિવિના રાજાએ લોકોપર મૂકેલા શિપમની, ટનેજ અને પાઉન્ડેજ, બેનેવોલન્સીસ એટલે ફરજીઆત નજરાણાં તરીકે કઢાવેલાં નાણાં અને બીજા જુલમી કરને ગેરકાયદે હોવાનું જાહેર કરવામાં આવ્યું. ત્રણ વરસમાં એકવારતો પાર્લમેન્ટની સભા રાજાએ બોલાવવીજ જોઈએ અને કદાચિત રાજા પાર્લમેન્ટની બેઠક બોલાવે નહિ તો પાર્લમેન્ટના સભાસદોને પાર્લમેન્ટની બેઠક પોતાની મેળે ભરવાનો પૂર્ણ અધિકાર છે એવું ઠરાવવામાં આવ્યું. હવે પછી પોતાની મરજી પ્રમાણે રાજાથી પાર્લમેન્ટ રદ થાય નહિ તે માટે તે વેળા અસ્તિત્વમાં આવેલી પાર્લમેન્ટ તેની સંમતિ વગર રદ કરવાને રાજાને અધિકાર નથી એવો કાયદો કરવામાં આવ્યો. ત્યારપછી ન્યાયાધીશોને રાજાના તંત્ર અને તેની મરજી પ્રમાણે ચાલવાની ફરજ પાડવામાં ન આવે એ હેતુથી ન્યાયાધીશો જ્યાંસુધી પોતાનું કામ યોગ્ય રીતે અને પ્રમાણિકપણે કરતા હોય ત્યાંસુધી તેઓને પાર્લમેન્ટની સંમતિવિના કાઢી મૂકાય નહિ એમ નક્કી કરવામાં આવ્યું. આ કાયદાથી ન્યાયાધીશોપર રાજાની જે સત્તા હતી તે કમી કરવામાં આવી.

**'૩૮ અને બ્રાંચ બિલ' (૧૬૪૧).**—આવી રીતે રાજકીય બાબતમાં હાથ ઘાલી રાજાની જુલમી અને અનિયંત્રિત સત્તાનો પ્રતિકાર કરવા માટે યોગ્ય સુધારણા કરી ન અટકતાં પાર્લમેન્ટના સભાસદોએ ધાર્મિક બાબતમાં હાથ ઘાલવાનો પ્રયત્ન કર્યો, તેથી પાર્લમેન્ટમાં બે પક્ષ પડ્યાં. આ વેળાની પાર્લમેન્ટના સભાસદો પૈકી ઘણા સભાસદોએ એપિસ્કોપેલીઅન પંથ છોડી પ્રેસ્બિટેરીઅન પંથ સ્વીકાર્યો હતો; અને તેજ પ્રમાણે બીજાઓ પણ એ પંથ સ્વીકારે એવો તેમનો અભિપ્રાય હતો. ૧૬૪૧માં આ *પ્યુરિટન પંથના લોકોએ પિમ અને હૅમ્પડનનાં મન મેળવી લઈ '૩૮ અને બ્રાંચ બિલ' નામનું બિલ પાર્લમેન્ટમાં રજુ કર્યું. આ બિલ અન્વયે ધર્માધિકારીઓનાં હાથમાંની સત્તા નહિ જેવી કરી નાંખી ચર્ચમાંની સર્વ વ્યવસ્થા લોક મંડળીના હાથમાંજ સોંપાવાની હતી. પરંતુ આ બિલથી પાર્લમેન્ટમાં પક્ષભેદ શરૂ થયો. આ પ્રકારે આ બિલ સંબંધી પાર્લમેન્ટમાં તકરાર થવા માટે એ બિલ રજુ કરનારાઓએ પાછું ખેંચી લીધું.

**રાજાની સ્થિતિ.**—પાર્લમેન્ટ સભામાં પ્યુરિટન પંથી અને એપિસ્કોપેલીઅન પંથી એવાં બે તડ પડી ધાર્મિક બાબત સંબંધમાં એઓ વચ્ચે વધારે અને વધારે ફાટફુટ થતી જાય છે એ જોઈ ચાર્લ્સને પોતાના હાથમાં અધિકાર પાછો આવવાની આશા લાગવા માંડી. પાર્લમેન્ટે પાસ કરેલા કોઈપણ બિલ માટે તેણે નાખુશી ન દર્શાવતાં તેને સંમતિ આપી હવે પછી કાયદેસર રીતિને અનુસરીને રાજ્યકારભાર કરવા પોતે તૈયાર છે એમ તેણે સર્વને બતાવ્યું. પાર્લમેન્ટમાંના એપિસ્કોપેલીઅન પંથવાળાઓ તરફથી આપણને ટેકો મળવાથી આગળ પ્રમાણે સર્વ અધિકાર પાછો પ્રાપ્ત થશે એવી આશા તેને લાગવા માંડી. આ પ્રમાણે એક તરફથી ઇંગ્લૅંડમાંના એપિસ્કોપેલીઅન

---

*નોંધ.—પ્યુરિટન એટલે જહાલ પ્રૉટેસ્ટન્ટ પંથના લોક. એઓને એપિસ્કોપેલીઅન પંથના કેટલાક બેવકુફી ભરેલા આચારવિચાર પસંદ નહોતા.

પંથના લોકોની સહાનુભૂતિ મેળવતો હતો ત્યારે બીજી તરફથી સ્કૉટ-લૅંડમાંના પ્રેસ્બિટેરીઅન પંથના લોકોની સત્તા જેઓને પસંદ નહિ હતી એવા લોકોની પણ સહાનુભૂતિ મેળવવાના એના પ્રયત્ન ચાલુ હતા.

**આયર્લૅંડમાં બંડ (૧૬૪૧).**—આ વખતે આયર્લૅંડમાં મોટું બંડ ઉઠ્યાની બાતમી આવી હતી. સ્ટ્રૅફર્ડ આયર્લૅંડનો લૉર્ડ ડેપ્યુટી હતો ત્યારે તેણે ત્યાંના રોમન કૅથોલીક લોકો ઉપર અતિશય જુલમ કરી ઘણા લોકોની જમીન નજીવા કારણોસર જપ્ત કરી લીધેલી હતી, અને તે ઠેકાણે પ્રૉટેસ્ટન્ટ પંથના ઇંગ્લિશ લોકોનાં સંસ્થાન સ્થાપ્યાં હતાં. સ્ટ્રૅફર્ડ જ્યાંસુધી હતો ત્યાંસુધી તેની કડક સત્તાને લીધે લોકો દબાઈ રહ્યા હતા; અને તેની વિરૂધ્ધ બંડ ઉઠાવવાની કોઈએ હિંમત કરેલી નહિ. પરંતુ સ્ટ્રૅફર્ડ આયર્લૅંડમાંથી પાછો ગયા પછી આયરિશ લોકોએ આટલા દિવસ સુધી જેને દેશનિકાલ કર્યો હતો એવા ઓનેલ આગેવાનના નેતૃત્વ નીચે બંડ ઉઠાવી આયર્લૅંડમાંના પ્રૉટેસ્ટન્ટ પંથી ઇંગ્લિશ સંસ્થાનવાસીઓ ઉપર હલ્લો કરી ૫૦૦૦ લોકોને ઠાર કર્યા. આયર્લૅંડમાં ઉદ્દભવેલું એ બંડ ચાર્લ્સ રાજાનીજ ઉશ્કેરણીથી ઉદ્દભવ્યું હતું એવી લોકવાયકા હતી.

**'ગ્રૅંડ રીમૉન્સ્ટ્રન્સ' (નવેંબર, ૧૬૪૧).**—૧૬૪૧ના નવેંબરમાં પાર્લમેન્ટ સભાની બેઠક ભરાઈ તે વેળા આયર્લૅંડમાંના બંડની ખબર આવેલી હતી. આ વેળા પાર્લમેન્ટે "ગ્રૅંડ રીમૉન્સ્ટ્રન્સ" નામનો એક ખરિતો તૈયાર કર્યો. તેમાં રાજાએ ગયા અગિયાર વર્ષમાં કરેલા જુલમી અને અન્યાયી કામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. તે કૃત્યો હવે પછી ફરીથી થાય નહિ એ હેતુથી પાર્લમેન્ટે જે સુધારા કર્યા હતા તે પણ તેમાં દર્શાવવામાં આવ્યા હતા. એ ખરિતામાં પાર્લમેન્ટને પસંદ હોય એવા પ્રધાનો શિવાય બીજા કોઈપણ પ્રધાનોને નીમવા નહિ એવું જણાવ્યું હતું. આ રીમૉન્સ્ટ્રન્સના ૩જા ભાગમાં ધર્મ સંબંધી બાબતના સુધારા હતા તે સ્થાપિત ધર્મને જહાલ પ્રૉટેસ્ટન્ટ પંથના ધોરણપર લઈ જાય એવા હતા. એ ગ્રૅંડ રીમૉન્સ્ટ્રન્સનો પહેલો ભાગ પાર્લમેન્ટની સભામાં પાસ કરાવવામાં વિશેષ ત્રાસ

પડયો નહિ; પરંતુ ૩જા ભાગમાં ધાર્મિક પ્રશ્ન સંબંધે ઉલ્લેખ કરેલો હોવાને લીધે ફક્ત તે ભાગ ઉપરજ તકરાર થઈ, તે એટલી બધી કે પાર્લમેન્ટમાંના એપિસ્કોપેલીઅન પંથના ચુસ્ત અભિમાની માણસોના મનમાં એમ થયું કે આજ સુધીમાં કરેલી સુધારણા પૂરી કરી આપણે રાજાના પક્ષમાં જઈ મળવું.

**પાર્લમેન્ટમાંના પાંચ સભાસદોને પકડવાનો પ્રયત્ન, (જાનેવારી ૧૬૪૨).**—ખુદ પાર્લમેન્ટમાં પોતાને અનુકૂળ હોય એવું વાતાવરણ તૈયાર થતું હતું. પણ રાજાએ મુત્સદ્દીગિરીથી ન વર્તતાં તેની વિરૂદ્ધ પડેલા પાર્લમેન્ટમાંના સભાસદોને પકડી તુરંગમાં નાંખવાનો ઠરાવ કર્યો. ૧૬૪૨ના જાનેવારીની ૪થીએ ચાર્લ્સ પોતાની સાથે ત્રણસો ચારસો માણસો લઈ પીમ, હૅમ્પડન, હોલ્સ, હેઝલરિગ અને સ્ટ્રૉડ એ પાંચ પાર્લમેન્ટના આગેવાનોને પકડવા માટે પાર્લમેન્ટ સભાગૃહમાં ગયો. આપણને પકડવા માટે રાજા પોતેજ આવે છે એ ખબર મળતાંજ એ પાંચે સભાસદો સભાગૃહ છોડી નાસી ગયા. અહીં રાજા સભાગૃહમાં આવ્યા પછી એ માણસોના નાસી જવાની તેને ખબર પડતાંજ તેને ઘણી નિરાશા થઈ. ચાર્લ્સનું આ કૃત્ય જોઈ લાગ મળતાં ચાર્લ્સ જુલ્મી કૃત્યો કરવા ચૂકનાર નથી એવું જોઈ તેની તરફ સહાનુભૂતિ ધરાવનારા લોકોને પણ તે માટે તિરસ્કાર આવવા માંડયો. ત્યારપછી રાજાપણ પૂર્ણપણે વીલો પડી જઈ લંડન શહેર છોડી ગયો.

આવે પ્રકારે રાજા અને પાર્લમેન્ટ વચ્ચે ગયા બાર વર્ષમાં ચાલેલા ઝઘડાનો સલુકાઈથી અને સમાધાનકારક રીતે નિકાલ આવવો અશકય છે અને હવે શસ્ત્ર ઉપાડી તેનો નિકાલ લાવ્યા વગર બીજો કંઈ ઈલાજજ નથી એવું દરેકને લાગવા માંડ્યું. એકંદર સ્થિતિ આવા પ્રકારની હોવાને લીધે રાજા અને પાર્લમેન્ટ એ બંને પક્ષો તરફથી સૈન્યનો જમાવ કરવાની શરૂઆત થવા લાગી.

આમ બંને પક્ષો તરફથી તડામાર યુદ્ધની તૈયારી ચાલી રહી હતી એટલે કોનો પક્ષ સ્વીકારવો એ પ્રશ્ન લોકો આગળ આવી પડયો. રાજાના પક્ષમાં અમીર ઉમરાવ અને સરદાર કુટુંબના માણસો ગયા;



ચાર્લ્સ પાર્લામેન્ટના પાંચ આગેવાનોને પકડવા માટે પાર્લમેન્ટ સભાગૃહમાં આવે છે.

તેજ પ્રમાણે એપિસ્કોપેલીઅન પંથના ધર્માધિકારીઓને પાર્લમેન્ટમાંના પ્યુરિટન પંથના અનુયાયીઓનું જોર પસંદ ન પડવાથી તેઓએ રાજાનો પક્ષ સ્વીકારવાનું ઠરાવ્યું. કેટલાકોએ તો રાજ્યકુટુંબ તરફ રાજનિષ્ઠા અને વફાદારી હોવાને લીધે રાજાનો પક્ષ સ્વીકાર્યો. પાર્લમેન્ટની બાજુમાં શેહેરોમાંના અને મોટા મોટા ઉદ્યોગધંધાવાળા ઠેકાણાના લોક આવી મળ્યા.

**રાજા અને પાર્લમેન્ટ વચ્ચે યુદ્ધની શરૂઆત.**—પાર્લમેન્ટમાંના પાંચ સભાસદોને પકડવાના પ્રયત્નમાં નિષ્ફળ ગયા પછી ૭ મહિનાની અંદર ચાર્લ્સે નૉટિંગહામ શહેર આગળ પોતાનું નિશાન ફરકાવી પાર્લમેન્ટના સૈન્ય સાથે યુદ્ધ જાહેર કર્યું. યુદ્ધ શરૂ થયા પછી બંને સૈન્યોનાં બળની સરખામણીનો વિચાર કરીએ તો બંને સૈન્યો સરખાંજ હતાં એમ કહેવું જોઈએ. પાર્લમેન્ટને દક્ષિણ અને પૂર્વ ઈંગ્લૅંડ તરફની વિશેષે કરીને સહાય હતી, અને ચાર્લ્સને પશ્ચિમ અને ઉત્તર ઈંગ્લૅંડ તરફની મદદ હતી. રાજાની બાજુએ અમીર ઉમરાવ અને ઉપલા દરજ્જાનાં માણસો હતા અને તેઓને યુદ્ધકળાની ઘણી માહિતી હતી. તેઓ પૈકી ઘણા ઘોડેસ્વાર હતા; પરંતુ પાર્લમેન્ટની બાજુમાં નીચલા વર્ગના લોકોની વિશેષ ભરતી હોવાને લીધે તેઓને યુદ્ધકળાની ઘણી માહિતી નહોતી.

આ યુધ્ધ ૧૬૪૨થી ૧૬૪૯ સુધી એટલે સાત વર્ષ પર્યંત ચાલ્યું. આ યુધ્ધના સાધારણ રીતે ત્રણ વિભાગ પાડવામાં આવે છે. પહેલા વિભાગમાં રાજાના સૈન્યે ઘણીજ લડાઈઓમાં જીત મેળવ્યાથી વિજયનું ત્રાજવું રાજા તરફજ ઝુકેલું હતું. પણ ત્યારપછી પાર્લમેન્ટની બાજુના ઓલિવર ક્રૉમ્વેલે પાર્લમેન્ટના સૈન્યને વ્યવસ્થિત રીતે રચ્યું. અને તેને કવાયદ શીખવી તેથી તે સૈન્ય સારી રીતે તૈયાર થયું હતું. બીજા વિભાગમાં પાર્લમેન્ટના સૈન્યની જ્યાંત્યાં હાર થવાથી સ્કૉટિશ સૈન્યની મદદ લીધા વિના બીજો કાંઈ રસ્તો નથી એવું ક્રૉમ્વેલ સમજી ચૂક્યો હતો. ત્યારપછી ઈંગ્લૅંડમાં પ્રેસ્બિટેરીઅન પંથની સ્થાપના કરવાનું વચન આપી તેણે સ્કૉટિશ સૈન્યની મદદ મેળવી. આ કરાર પ્રમાણે સ્કૉટિશ સૈન્યે ઈંગ્લૅંડના ઉત્તર ભાગપર સ્વારી કરી. પાર્લમેન્ટની મદદે આવેલા આ સ્કૉટિશ સૈન્યને

જવાબ આપવા માટે ચાર્લ્સનું સૈન્ય ઉપડ્યું. આ બંને સૈન્યો માર્સ્ટન મૂર આગળ સામસામા થઈ તેઓ વચ્ચે દારૂણ યુધ્ધ થયું. આ લડાઈમાં સ્કૉટિશ સૈન્યની હાર થઈ. સ્કૉટિશ સૈન્ય નાસી જાય છે એ સાંભળતાંજ ક્રૉમ્વેલે તેનાં આયર્નસાઇડ્સ (વજ્રદેહી) લશ્કર સાથે ચાર્લ્સના સૈન્ય ઉપર ઝનુની હલ્લો કરી તેનો પરાજય કર્યો એટલે યુધ્ધની બાજી તદ્દન ફરી ગઈ. અહીં માર્સ્ટન મૂર આગળ ચાર્લ્સનો પરાજય થયો ત્યારે મોન્ટ્રોઝના હાથ નીચેનું લશ્કર સ્કૉટલૅંડમાં જય મેળવી ચાર્લ્સની મદદે આવતું હતું.


ઑલિવર ક્રૉમ્વેલ

આ પછી આ યુદ્ધના ત્રીજા વિભાગનો આરંભ થયો. આ વખતે ક્રૉમ્વેલે પોતાના પરાક્રમ વડે પોતાને માટે સર્વ તરફથી માન પ્રાપ્ત કરી લીધું હતું. ક્રૉમ્વેલે પ્યુરિટન લોકોના ધાર્મિક વિચાર બાજુએ મૂકી ધાર્મિક વિષયમાં દરેકને પોતાના જાહેર કરેલા મત પ્રમાણે ચાલવું એવું ઠરાવી સૈન્યનું ઉપરીપણું પ્યુરિટન પંથના લોકો પાસેથી પોતે લઈ લીધું. ત્યારપછી તેણે નેઝબી આગળ રાજાના સૈન્યનો પૂરેપૂરો નાશ કર્યો.

આવે પ્રકારે ચારે તરફ ચાર્લ્સનો પરાભવ થતાં પાર્લમેન્ટના સૈન્યને શરણે ગયાવિના આપણો છુટકોજ નથી એમ તેને લાગવા માંડ્યું. પણ આટલાથીજ પાર્લમેન્ટને શરણે ન જતાં સ્કૉટલૅંડમાં સ્કૉટિશ લોકોની મદદ આપણને મળે છે કે નહિ એ જોવાનો તેણે ઠરાવ કર્યો. પરંતુ સ્કૉટિશ લોકોએ તેને પકડ્યો, અને ઇંગ્લૅંડ મધ્યે

પ્રેસ્બિટેરીઅન પંથ સ્થાપિત કરવામાં ચાર્લ્સ તરફથી મદદ મળતી નથી એ જોઈ સૈન્યના ખરચની બાકી રહેલી સર્વ રકમ લઈ સ્કૉટિશ લોકોએ ચાર્લ્સને પાર્લમેન્ટને હવાલે કરી દીધો.

આવી રીતે ચાર્લ્સ પાર્લમેન્ટના તાબામાં આવ્યા પછી પાર્લમેન્ટે તેની ફોજદારી તપાસ ચલાવવાનો ઠરાવ કર્યો. પાર્લમેન્ટમાં આ વખતે લશ્કરી લોકોનુંજ જોર હોવાને લીધે ૧૬૪૮ના ડીસેમ્બર મહિનામાં પાર્લમેન્ટ તરફથી કર્નલ પ્રાઇડે આવી પ્રેસ્બિટેરીઅન પંથના સર્વ સભાસદોને સભાગૃહમાંથી હાંકી કાઢ્યા. ત્યારપછી એક કોર્ટ સ્થાપવામાં આવી અને તેની સમક્ષ રાજાની તપાસ ચલાવવાનું ઠરાવ્યું. એ કોર્ટ કાયદેસર નથી અને તેને લોકોનો ટેકો નથી એમ કારણ આપી આ કોર્ટ આગળ પોતાનો બચાવ કરવાની ચાર્લ્સે સાફ નાપાડી; પરંતુ એ કોર્ટે ચાર્લ્સપર જુલમી, દેશદ્રોહી અને દેશના કલ્યાણનો વિરોધી હોવાનો આરોપ મૂકી તેને ફાંસી દેવી એવો ચુકાદો આપ્યો. ચાર્લ્સે આ નિકાલ વિરૂદ્ધ કંઈજ કહ્યું નહિ. તે વધસ્તમ્ભ તરફ મુગોમુગો ગયો અને તેને ફાંસી દેવામાં આવી (૧૬૪૯).

# પ્રકરણ ૧૦ મું

## ઇંગ્લૅંડમાં લોકસત્તાક રાજ્યપધ્ધતિની સ્થાપના અને ક્રૉમ્વેલ

(૧૬૪૯–૧૬૬૦)

૧૬૪૯–૧૬૫૧, આયર્લૅંડમાં શાંતિ પથરાઈ.—૧૬૫૧, નૅવિગેશન કાયદો પસાર કરવામાં આવ્યો.—૧૬૫૨–૫૪, ડચ લોકો સાથે પહેલો વિગ્રહ.—૧૬૫૩, લૉંગ–લાંબી પાર્લમેન્ટને વિસરજન કરવામાં આવી.—૧૬૫૩, ઇંગ્લૅંડમાં લોકસત્તાક રાજ્ય પધ્ધતિની સ્થાપના થઈ ક્રૉમ્વેલ રાજ્યરક્ષક થયો.—૧૬૫૮, ક્રૉમ્વેલનું મૃત્યુ.

પહેલા ચાર્લ્સ રાજાને ફાંસીની શિક્ષા થયા પછી ઇંગ્લૅંડમાં સર્વ સત્તા સૈન્યના હાથમાં ગઈ એમ કહેવું જોઈએ. આ સૈન્ય ઉપર ક્રૉમ્વેલ જેવા સાહસિક અને લશ્કરી પુરૂષનું ઉપરીપણું હોવાને કારણે હવે પછીનાં ૧૦ વર્ષ સુધી ઇંગ્લૅંડનો સઘળો રાજકારભાર તેનાજ તંત્ર પ્રમાણે ચાલતો હતો. ઇંગ્લૅંડમાં છેલ્લાં ૮–૧૦ વર્ષોમાં જે ધમ-પછાડ ચાલી રહેલી હતી તે બંધ પાડી ત્યાં વ્યવસ્થિત રાજઘટના કરવી એવી ક્રૉમ્વેલની ઇચ્છા હતી, પણ એ કામમાં તેને મુદ્દલ યશ મળ્યો નહિ. ઇંગ્લૅંડમાં શાંતિ રાખી વેપારી વિષયના સંબંધમાં તેનો ઉત્કર્ષ તે કરી શક્યો, પણ પ્રજાસત્તાક રાજ્યપધ્ધતિની સ્થાપના તેનાથી થઈ શકી નહિ. તેનું કારણ જો આપણે જોઈશું તો આપણને માલમ પડશે કે ઇંગ્લૅંડની તે કાળની પરિસ્થિતિ પ્રજાસત્તાક રાજ્ય પધ્ધતિને પોષક નહોતી. આ વેળા રાજકીય બાબતમાં બે તડ પડી ગયાં હતાં. એ બંને તડોમાં પણ ધાર્મિક બાબતના સંબંધમાં ઘણા પરસ્પર વિરોધી મત અને પંથ પ્રચલિત થયા હતા. ત્યારે આવા પ્રકારની ઇંગ્લૅંડની રાજકીય પરિસ્થિતિ હોવાને લીધે પ્રજાસત્તાક રાજ્યપધ્ધતિની સ્થાપના કરવાની ઇંગ્લૅંડની પ્રજાનાં મનની તૈયારીજ નહોતી એમ કહેવુંજ જોઈએ. આવી પરિસ્થિતિમાં દેશમાં પોતાની

તરવારનાં જોર વડે શાંતિ રાખવા માટે ક્રૉમ્વેલ જેવો લશ્કરી સ્વભાવનો માણસજ જોઈતો હતો. જો કે તરવારને જોરે દેશમાંનાં બંડ, તોફાનો અને અસ્વસ્થતા તોડી નાંખી શાંતિ પાથરી વેપાર અને પરદેશી રાજ્યધોરણની બાબતમાં તેણે યશ સંપાદન કર્યો, તોપણ ઈંગ્લૅંડમાં પ્રજાનું મન પોતા તરફ તે ખેંચી લઈ શકયો નહિ. ત્યારે આ પછીના ૧૦ વર્ષની ક્રૉમ્વેલની કારકીર્દીમાં જો કે સર્વત્ર શાંતિ રહેલી, તોપણ દેશમાં પક્ષભેદ અને ધર્મભેદ તોડવાને તે શકિતવાન થયો નહિ.

ચાર્લ્સને ફાંસી દીધા પછી આગળની પાર્લમેન્ટનો અવશેષ રહેલો ભાગ જે 'રંપ' કહેવાય છે તેની પાસે રાજ્યની સઘળી સત્તા આવી, પણ એ સત્તા તેની પાસે કાયમની રહે એવો રંગ દેખાયો નહિ. એ પાર્લમેન્ટ પોતાનાજ તંત્ર પ્રમાણે ચાલતી હોવાથી તેની સાથે સહકાર કરવાને સૈન્યમાંના મુખ્ય મુખ્ય માણસો તૈયાર નહિ હતા એમ નહિ, પણ લોકસત્તારાજ્યપધ્ધતિની સ્થાપના કરવાનું બીડું ઝડપનારા ગ્રહસ્થો તરફથી નવીન રાજ્યઘટના સંબંધે સૂચનાપર સૂચના આવતી હોવાને લીધે તેમ કરવું શકય થયું નહિ. ૧૬૪૯ના જાનેવારી મહિનામાંજ એ ગ્રહસ્થો તરફથી લોકોનો ખરો મત દર્શાવે એવી પાર્લમેન્ટ ચુંટાઈ આવે અને તેનાજ તંત્ર પ્રમાણે સર્વ રાજકારભાર ચાલે એવા પ્રકારની સૂચના આવી, પણ એ જહાલ લોકોની સૂચના અમલમાં આવી નહિ. ત્યારપછી કેટલેક દિવસે રાજસત્તા પ્રમાણેજ પાર્લમેન્ટની ઉમરાવોની સભા રદ કરવામાં આવી તેને બદલે કાઉન્સિલ. ઑફ સ્ટેટ નામનું એક મંડળ પાર્લમેન્ટ તરફથી નીમાયું અને તેનાજ તંત્ર પ્રમાણે સઘળો રાજ્યકારભાર ચલાવવો એવું ઠરાવવામાં આવ્યું. પાર્લમેન્ટમાં ખરો લોકમત દર્શાવવા માટે નવું મતદાર મંડળ કરવામાં આવે અને તેના તરફથી ચુંટાઈ આવેલી પાર્લમેન્ટના સભાસદોને કાઉન્સિલ ઑફ સ્ટેટ જવાબદાર રહે એવા પ્રકારની તે ઘટના હતી. આવી રીતે સર્વત્ર સમતા સ્થાપવા માટે કરવામાં આવેલી બધી સૂચનાઓ ઊડી ગઈ.

**આયર્લૅંડમાં બખેડા.**—એવી નવીન રાજ્યઘટના સ્થાપન ન થવાથી ક્રૉમ્વેલના હાથ નીચેનાં સૈન્યના તાબામાં સઘળી સત્તા રહી.

તે વખતે આયર્લૅંડ, સ્કૉટલૅંડ અને ઈંગ્લૅંડમાં ઉદ્ભવેલા બખેડા બેસાડી દેવાનું કામ ક્રૉમ્વેલનેજ કરવું પડ્યું. આયર્લૅંડમાં તો ગયાં આઠ વર્ષ થયાં બખેડા ચાલુજ હતા. ધાર્મિક અને રાજકીય બાબતમાં આયરિશ લોકોને અંગ્રેજ લોકનું ઉપરીપણું જોઈતું નહોતું. આયર્લૅંડમાં થયેલા બખેડા બેસાડી દેવા માટે ૧૬૪૯ના ચોમાસામાં ક્રૉમ્વેલે જાતે ત્યાં જઈ ડ્રૉગહેડા અને વેક્સફર્ડ એ બે શહેરો ઉજ્જડ કરી નાંખ્યાં; અને તેનાં રક્ષણ માટે રાખેલા સિપાઈઓને ક્રૂરપણે મારી નાંખ્યા. આવી રીતે ઑરમંડની સરદારી નીચે થયેલા બખેડાને બેસાડી દઈ ત્યાં ક્રૉમ્વેલે સ્થિરતા સ્થાપી. ત્યારપછી તેને સ્કૉટલૅંડ તરફ લક્ષ આપવું પડ્યું. ત્યાં સર્વ સત્તા ચુસ્ત પ્રેસ્બિટેરીઅન પંથવાળાઓના હાથમાં હતી.

**સ્કૉટલૅંડમાં બખેડા.**—પણ તે લોકોને ઈંગ્લૅંડમાં પ્રજાસત્તાક રાજ્યપધ્ધતિની સ્થાપના થાય અને ધાર્મિક બાબતમાં સ્વચ્છંદિ મત સ્થાપિત થાય તે પસંદ નહોતું. ચાર્લ્સનો વધ કરવામાં આવ્યો હતો તેમાં પણ તેઓની સંમતિ નહોતી. ચાર્લ્સના છોકરા તરફથી આપણને કાંઈ સવડતા મળશે એવી આશા તેઓને લાગવાથી ચાર્લ્સનો વધ થયા પછી તેનો છોકરો ચાર્લ્સ અમારો રાજા છે એમ કહી તેની દુઆઈ ફેરવી. પરંતુ તે વખતે ચાર્લ્સે ઢીલ કરી આયર્લૅંડમાંના બખેડા બેસાડી દેવામાં આવે તે પહેલાં તે સ્કૉટલૅંડમાં ગયો નહિ. એટલે ક્રૉમ્વેલે સ્કૉટલૅંડ જઈ ૧૬૫૦ના સપ્ટેમ્બરમાં ડનબાર આગળ રાજપક્ષી પ્રેસ્બિટેરીઅન પંથવાળાઓનો પરાજય કર્યો, પણ ત્યાં સ્વસ્થતા કરવામાં આવી નહિ. ત્યારપછી સ્કૉટલૅંડમાં લોકોએ પાછો ઉથલો ખાઈ ૧૬૫૧ના ઑગસ્ટ મહિનામાં ચાર્લ્સને પોતાનો સરદાર નીમી ઈંગ્લૅંડપર સ્વારી કરી. પણ ક્રૉમ્વેલે આ સૈન્યની ટક્કર ઝીલી તેને હરાવી દીધું. ત્યારે ચાર્લ્સને પાછું ફ્રાન્સ નાસી જવું પડ્યું. આવી રીતે ઈંગ્લૅંડ, સ્કૉટલૅંડ અને આયર્લૅંડ, એ ત્રણે ઠેકાણે પોતાની સત્તા વિરૂધ્ધ થયેલા બખેડાઓનો નાશ કરી ક્રૉમ્વેલે શાંતિ પાથરી.

સર્વત્ર સ્થિરતા સ્થાવરતા પાથર્યાં પછી ક્રૉમ્વેલના નેતૃત્વ નીચે નવી રાજઘટનાની શરૂઆત કરવામાં આવી. ત્યારપછી થોડાજ દિવસમાં ઈંગ્લૅંડના અંદરના કારભાર પ્રમાણેજ પરદેશી રાજ્યનીતિ

તરફ પણ ક્રૉમ્વેલને લક્ષ આપવું પડ્યું. વ્યાપાર વિષય સંબંધમાં અંગ્રેજ લોકોને ડચ લોકોની અદેખાઈ આવવાથી ૧૬૫૧માં નૅવિગેશન ઍક્ટ નામનો નૌકા પ્રયાણને લગતો કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી ડચ લોકોના હાથમાંનો વેપાર અંગ્રેજોનાં હાથમાં આવવાથી ઈંગ્લૅંડના વેપારની વૃધ્ધિમાં ઘણી મદદ થઈ. હવે પછી ઈંગ્લિશ વહાણ શિવાય બીજા કોઈપણ દેશનાં વહાણોમાં પરદેશી માલની આયાત ઈંગ્લૅંડમાં કરવી નહિ એમ આ કાયદામાં ઠરાવેલું હોવાને લીધે હૉલૅંડના વહાણ ભાડે ફેરવવાના વેપારને ઘણો ધોકો પહોંચ્યો. રક્ષિત વહાણોનું તત્ત્વ ઈંગ્લિશ વહાણોમાં દાખલ થયાને લીધે ઈંગ્લિશ વહાણો અને નૌકાસૈન્યની ઘણી વૃધ્ધિ થઈ. આવી રીતે ઈંગ્લૅંડ અને હૉલૅંડ વચ્ચે વિરોધ થઈ ૧૬૫૨ના જુલાઈ મહિનામાં એ બે દેશો વચ્ચે લડાઈ સળગી. આ વખતે નૌકાપતિ બ્લેકના હાથ નીચે ઈંગ્લિશ અરમાર સારી રીતે સંઘટિત થયેલો હોવાથી ઈંગ્લિશ અરમારને જય મળ્યો. આ પ્રમાણે પરદેશી રાજકીય બાબતમાં ઈંગ્લૅંડનો ઉત્કર્ષ થતો જઈ વેપારની વૃધ્ધિને મદદ થતી હતી ત્યારે દેશમાં અંતસ્થ રાજ્યઘટના સારી કરવાની બાબતમાં એ તડ પડી ટંટો ઉપસ્થિત થયો. સૈન્ય અને પાર્લમેન્ટ એ બંને વચ્ચે અણબનાવ થવાનાં ચિન્હ સ્પષ્ટ દેખાવા લાગ્યાં. ક્રૉમ્વેલ અને તેના હાથ નીચેના કેટલાક લશ્કરી અધિકારીઓને કેટલીક સુધારણા જોઈતી હતી. પરંતુ આગળની પાર્લમેન્ટનો અવશેષ રહેલો ભાગ જે 'રંપ' પાર્લમેન્ટ તેને આ બાબત ગોઠતી નહોઈ તેને પાર્લમેન્ટનીજ સત્તા જોઈતી હતી. આ પ્રકારે સૈન્ય અને 'રંપ' પાર્લમેન્ટ વચ્ચે મતભેદ હોવાને લીધે બંને વચ્ચે સલુકાઈ કાયમ રહેશે એવું દેખાતું હતું નહિ. ૧૬૫૧ના નવેમ્બર મહિનામાં એ 'રંપ' પાર્લમેન્ટ બરખાસ્ત કરવામાં આવે એવા પ્રકારની સંમતિ તેણે આપી, પરંતુ એ બાબત ત્રણ વર્ષ પછી થાય એવું તેનું કહેવાનું હોવાને લીધે સૈન્યમાંના અધિકારીઓને તે પાર્લમેન્ટના સભાસદો તરફ તિરસ્કાર લાગવા માંડ્યો. ત્યારપછી ક્રૉમ્વેલે પોતાના સૈન્ય સહિત પાર્લમેન્ટ સભામાં જઈ સભાસદોને હાંકી મૂક્યા. ત્યારપછી તેણે કાઉન્સિલ ઓફ સ્ટેટના

કારભારમાં હાથ ઘાલવાને લીધે તે સભાના સભાસદોએ પોતાની જગાનાં રાજીનામાં આપ્યાં. આવી રીતે ૧૬૪૯માં કાઉન્સિલ ઑફ સ્ટેટ અને તે વખતની રંપ પાર્લમેન્ટ, એ બંને નહિ જેવી થવાને લીધે ઈંગ્લૅંડમાંની સર્વ સત્તા ક્રૉમ્વેલના હાથમાં આવી. ત્યારપછી ક્રૉમ્વેલે નવી કાઉન્સિલ ઑફ સ્ટેટ સ્થાપી ઘણા લશ્કરી અધિકારીઓને તેમાં સભાસદોની જગા આપી. આવી રીતે લશ્કરી અધિકારીઓનું મતાધિક્ય પાર્લમેન્ટ સભામાં સ્થાપિત થયું તે ઈંગ્લિશ પ્રજાને મુદ્દલ પસંદ પડ્યું નહિ. ત્યારે એ લોકો તરફથી ઈંગ્લૅંડની રાજ્યઘટના લોકમતને અનુસરતી હોવી જોઇએ એવા પ્રકારની સૂચના થવા માંડી. એ લોકોની આવી ચળવળ જોઈ ક્રૉમ્વેલે તેઓમાંના કેટલાક નેતાઓને પાર્લમેન્ટના સભ્ય નીમ્યા. આ નવીન સભાસદો આવ્યા પછી તેઓએ સુધારણા શરૂ કરી ખાનગી એસ્ટેટોપર અને ધર્માધિકારીઓની જગાપર પણ હલ્લો ચલાવ્યો, આ પાર્લમેન્ટમાં બેરબોન નામનો એક આગેવાન સભાસદ હતો તેના નામ ઉપરથી આ પાર્લમેન્ટને બેરબોન પાર્લમેન્ટ કહે છે એ પાર્લમેન્ટ ૧૬૫૩ના ડીસેમ્બર મહિનામાં બરખાસ્ત કરવામાં આવી.

આ પ્રમાણે રાજ્યવ્યવસ્થાનો આ પ્રયોગ પણ પડી ભાંગવાને લીધે કેટલાક લશ્કરી સરદારોએ એક નવીજ સૂચના કરી. આ નવીન રાજ્યવ્યવસ્થા પ્રમાણે ક્રૂૉમ્વેલને લૉર્ડ પ્રોટેક્ટર નીમી તેને સલાહ આપવા માટે પાર્લમેન્ટની સભા અસ્તિત્વમાં લાવવાની હતી અને તેમાં પ્રોટેક્ટર, કાઊન્સલ, અને પાર્લમેન્ટના પરસ્પર અધિકારની મર્યાદા કરેલી હોઈ પોતપોતાનો અધિકાર કોઈએ ઓળંગવો નહિ એવી વ્યવસ્થા કરી હતી. પાર્લમેન્ટનો અધિકાર પ્રોટેક્ટરથી કાઢી નાંખી શકાય નહિ. એવા હેતુથી એ સભા સ્થાપન થયા પછી પાંચ મહિના પર્યંત પ્રોટેક્ટરથી તે રદ થઈ શકે નહિ એવી વ્યવસ્થા કરી હતી. આ નવી રચના પ્રમાણે ૧૬૫૪ના સપ્ટેમ્બર મહિનામાં નવી પાર્લમેન્ટની બેઠક ભરાઈ. આ પાર્લમેન્ટમાં સ્કૉટલૅંડ અને આયર્લૅંડના પણ સભાસદો હતા. ઈંગ્લૅંડમાંના જુદા જુદા મોટા શહેરો તરફથી પણ સભાસદો આવેલા હતા. આવી રીતની એ નવી પાર્લમેન્ટ ભરાયા

પછી ક્રૉમ્વેલને રાજ્યકારભારમાં સલાહ આપવાનું બાજુએ મૂકી ક્રૉમ્વેલની અદેખાઈ કરનારા કેટલાક લોકોએ તો ક્રૉમ્વેલ જેવા એક માણસના હાથમાં સર્વ સત્તા હોય એ ઘણું અનિષ્ટકારક છે એવો મત પ્રદર્શિત કર્યો. પરંતુ ક્રૉમ્વેલે પાર્લમેન્ટને આ બાબતપર મત આપવાનો અધિકારજ નથી એવું જાહેર કર્યું; અને તેના નિર્ણય વિરૂદ્ધ જનારાં લોકોને પાર્લમેન્ટની સભામાંથી હાંકી કાઢયા. પરંતુ બાકી રહેલા લોકોએ પણ તેજ મતને પુષ્ટિ આપવાનું ધોરણ સ્વિકાર્યાંને લીધે કાયદાએ ઠરાવેલી પાંચ મહિનાની મુદ્દત પુરી થતાંજ ક્રૉમ્વેલે તે પાર્લમેન્ટ બરખાસ્ત કરી. ક્રૉમ્વેલના આ જુલમી કૃત્યનો બધે નિષેધ થવા લાગ્યો; અને આ સંધિનો લાગ સાધી રાજપક્ષવાળા લોકોએ ક્રૉમ્વેલ વિરૂદ્ધ બંડ ઉઠાવવાનો પ્રયત્ન કર્યો. ક્રૉમ્વેલે એ બખેડો તત્કાળ બેસાડી દીધો; પણ પોતાનું ઉપરીપણું દેશના દૂર દૂરના ભાગમાં બેસાડવું અશકય છે એ તેને સમજાઈ આવ્યું. ત્યારે એ બાબત સાધ્ય કરી લેવા માટે તેણે ઇંગ્લૅંડના અગિયાર વિભાગ કરી ત્યાં શાંતિ રાખવા માટે મેજર જનરલ નામના અમલદારો નીમ્યા.

આવી રીતે ક્રૉમ્વેલના ધોરણ ઉપરજ ઠેકાણે ઠેકાણે લશ્કરી અધિકારી નીમવામાં આવ્યાથી અને તેની કારકીર્દીમાં કરો વધવા, કોર્ટમાં તપાસ કર્યાં વગર તુરંગમાં નાખવા, વગેરે સઘળું સામટું થવા લાગવાથી સર્વ સ્થળે અસંતોષ પ્રસરવા લાગ્યો. ત્યારપછી ૧૬૫૬ના સપ્ટેમ્બર મહિનામાં નવી પાર્લમેન્ટ ભરાઈ એ વખતે યુરોપમાં ચાલી રહેલી ધમાચકડી તરફ ઇંગ્લૅંડને લક્ષ આપવું પડયું. યુરોપમાં આ વખતે ફ્રાન્સ અને સ્પેન એ બે દેશો એકએકના પ્રતિસ્પર્ધી હોઈ દરેક તરફથી ઇંગ્લૅંડને પોતાની બાજુએ વાળવાના પ્રયત્ન ચાલતા હતા. ફ્રાન્સનો પક્ષ સ્વીકાર્યાથી સ્પેનનાં સંસ્થાનો અને વેપારપર હલ્લો કરી આપણે આપણો ફાયદો કરી લઈશું એવું ક્રૉમ્વેલને લાગવાથી તેણે ફ્રાન્સનોજ પક્ષ સ્વીકાર્યો. ૧૬૫૬માં ઇંગ્લૅંડે સ્પેનના તાબામાંના જમૈકા નામના ફળદ્રુપ ટાપુપર હુમલો કરી તે બેટ મેળવી લીધો અને ત્યારપછી ૧૬૫૮માં સ્પૅનિઅર્ડ લોકો પાસેથી ડંકર્ક પણ લીધું.

૧૬૫૬માં ભરવામાં આવેલી પાર્લમેન્ટ સંપૂર્ણ રીતે ક્રૉમ્વેલના પક્ષની હતી. સરકારની સુધારણાની ઘટના પ્રમાણે પાર્લમેન્ટમાં ચુંટાઈ આવેલા સભાસદોની યાદીમાંથી નામો ગાળી કાઢવા ક્રૉમ્વેલને અધિકાર આપવામાં આવ્યો હતો તેથી આશરે સો રીપબ્લિકન અને પ્રેસ્બિટેરીઅન લોકોને પાર્લમેન્ટના સભાસદ હોવાની બંધી કરવામાં આવી. આવી રીતે આ નવી પાર્લમેન્ટમાં ક્રૉમ્વેલના પક્ષનાજ લોકો હોવાને લીધે તેના સભાસદોએ ક્રૉમ્વેલને રાજ્યપદ સ્વીકારવાની સૂચના કરી તેમાં કંઈજ નવાઈ નથી. પણ ક્રૉમ્વેલે ઘણો વિચાર કર્યા પછી રાજ્યપદ સ્વીકારવાની ના પાડી. ત્યારપછી ૧૬૫૮માં જ્યારે પાર્લમેન્ટની ચુંટણી થઈ તે વેળા (Petition and Advice) અરજી અને સલાહની યોજના પ્રમાણે પાછલી પાર્લમેન્ટ માટે જે ઉમેદવારોને ઉભા રહેવાની પરવાનગી આપવામાં આવી નહોતી તે ઉમેદવારોને પણ ઉભા રહેવાની પરવાનગી અપાઈ અને એઓ પાર્લમેન્ટમાં ચુંટાઈ પણ આવ્યા. આ મંડળીએ પ્રથમજ નવીન યોજના પ્રમાણે સ્થાપન કરવામાં આવેલા હાઉસ ઑફ્ લૉર્ડ્ઝ (ઉમરાવોની સભા) તરફ પોતાની નાપસંદગી જાહેર કરી; અને ઉમરાવની સભા કાઢી નાખવી એવી સૂચના જે તેઓએ મૂકી હતી તે પાછી ખેંચી લેવાની ના પાડી ત્યારે ક્રૉમ્વેલને તે પાર્લમેન્ટ બરખાસ્ત કરવાની ફરજ પડી. આવી રીતે દેશમાં ઐક્ય ઉત્પન્ન કરી વ્યવસ્થિત રાજ્યપધ્ધતિ સ્થાપન કરવાનું ક્રૉમ્વેલનું કોઈપણ ધોરણ ફાવ્યું નહિ. પરદેશી રાજ્યપ્રકરણમાં ઇંગ્લૅંડનો દરજ્જો અને ઇજ્જત વધારી ઇંગ્લૅંડના વેપાર અને ઉદ્યોગધંધાને ઉત્તેજન આપવાના તેના પ્રયત્નમાં જો કે યશ મળ્યો તોપણ ઇંગ્લૅંડની રાજ્યવ્યવસ્થા સંબંધી કાયમ ટકે એવી કોઈપણ યોજના તેનાથી થઈ નહિ. આવે પ્રકારે અધુરૂં રહેલું કામ તેવુંજ મૂકી ક્રૉમ્વેલ ૧૬૫૮ના સપ્ટેમ્બર મહિનામાં મરણ પામ્યો.

'પિટિશન ઍન્ડ એડવાઇસ'—અરજી અને સલાહના કાયદા અન્વયે તેનો છોકરો રિચર્ડ રાજ્યરક્ષક થયો અને રાજ્યકારભારનાં સર્વ સૂત્રો તેના હાથમાં આવ્યાં. પણ એ જોખમદારીનું કામ બજાવવા જેટલો તે સમર્થ હતો નહિ. તેના હાથમાં રાજ્યની લગામ આવ્યા પછી

તેની નબળાઈ બીજા લોકો પ્રમાણે લશ્કરી લોકોના પણ લક્ષમાં આવી. ઑલિવર ક્રૉમ્વેલ પ્રમાણે લશ્કરી બાબતની અને કામકાજની રિચર્ડને યત્કિંચિતપણ માહિતી નહોવાને લીધે રિચર્ડ જેવો માણસ આપણો સેનાપતિ થાય એ વાત લૅંબર્ટ, ફ્લીટવુડ, વગેરે લશ્કરી અધિકારીઓને પસંદ ન પડવાથી તેઓએ બીજા કોઇને સેનાપતિના હોદ્દા ઉપર નીમવાની ચળવળ શરૂ કરી. ત્યારે એ પ્રશ્નનો નિકાલ લાવવા માટે રિચર્ડ ક્રૉમ્વેલે પાર્લમેન્ટ સભાની બેઠક પાછી બોલાવી. આ પાર્લમેન્ટમાં લશ્કરી અધિકારીઓની માગણીને ટેકો ન મળે અને તેનો પરાભવ થાય તો પાર્લમેન્ટ રદ કરવામાં આવશે એવી લશ્કરી અધિકારીઓએ ધમકી આપી. આ પ્રમાણે માંહોમાંહે લડાઈ શરૂ થાય એવી બીકથી રિચર્ડે ૧૬૫૯ના એપ્રિલ મહિનામાં પોતાના રાજ્યરક્ષકના હોદ્દાનું રાજીનામું આપ્યું.

રિચર્ડે રાજીનામું આપ્યા પછી લૅંબર્ટ અને ફ્લીટવુડનો લશ્કરી પક્ષ પ્રબળ થયો. આ પક્ષને ક્રૉમ્વેલની રક્ષક તરીકેની રાજનીતિ વિરૂદ્ધ જે લોકો હતા તેઓપણ આવી મળેલા હતા. આવી રીતે લશ્કરી લોકોના તાબામાં રાજ્યની લગામ ગયા પછી તેઓએ ૧૬૫૩માં ક્રૉમ્વેલે રદ કરેલી રંપ પાર્લમેન્ટને ૧૬૫૯માં પાછી બોલાવવાનું ઠરાવ્યું. આ પાર્લમેન્ટમાં ફક્ત ચાળીસ સભાસદો હતા અને તેઓનું લક્ષ દેશને ફાયદો કરવાને બદલે પોતાનેજ ફાયદો કરવા તરફ હતું. પછી થોડાજ વખતમાં આ રંપ પાર્લમેન્ટ અને લશ્કરી અધિકારીઓ વચ્ચે અણબનાવ શરૂ થયો. ત્યારે લશ્કરી અધિકારીઓ કરતાં અમારી સત્તા વધારે છે એ બતાવવા માટેજ જાણે નહોય તેમ આ પાર્લમેન્ટે સ્કૉટલૅંડમાં રહેલા જનરલ મંકની આપણને સંપૂર્ણ મદદ મળશે એવું જાણી ૧૬૫૯ના અક્ટોબર મહિનામાં લૅંબર્ટ વગેરે લશ્કરી અમલદારોનો અધિકાર કાઢી નાખ્યો. રંપ પાર્લમેન્ટના આ કૃત્યથી લશ્કરી અમલદારોને અતિશય ચીડ ચઢવાથી તેઓએ આ પાર્લમેન્ટને પાછી હાંકી કાઢી.

આ પ્રમાણે ખુદ લંડન શહેરમાં પાર્લમેન્ટ ને લશ્કરી અધિકારીઓ વચ્ચે ચાલી રહેલો અણબનાવ જનરલ મંક બારીકાઇથી જોઈ

રહ્યો હતો. લૅંબર્ટના પક્ષને જય મળ્યાથી ઇંગ્લૅંડમાં આંતર કલહ ઘણો વધી જશે એમ તે કળી ગયો હતો. જનરલ મંકે પોતાના સૈન્ય સાથે ઇંગ્લૅંડપર સ્વારી કરી છે એ જોતાં લશ્કરી અધિકારી-ઓની સત્તાનો મૃત્યુઘંટ વાગ્યો એમ કહેવું જોઇએ. જનરલ મંકને જવાબ આપવા માટે લૅંબર્ટ પોતાનું સૈન્ય લઈ ઉત્તર તરફ જવા ઉપડયો એ જોતાંજ રંપ પાર્લમેન્ટ લંડન શહેરમાં પાછી ભેગી થઈ. આ વખતે નૌકાસૈન્યના અધિકારીઓએ પાર્લમેન્ટની બાજુનેજ પોતાનો ટેકો આપ્યો.

અંહિ જનરલ મંકને જય મળવાથી તે ખુદ લંડન શહેરપર સ્વારી લાવ્યો અને ત્યાં જઈ તેણે તેનું ઉપરીપણું સ્થાપિત કર્યું. ત્યારપછી પાર્લમેન્ટ સભાની ફરીથી ચુંટણી કરાવી રાજ્યકારભારની સારી વ્યવસ્થા કરવા માટે કેવી યોજના કરવી એ સંબંધે નવી ભરા-નારી પાર્લમેન્ટની સંમતિ લેવાનું તેણે ઠરાવ્યું. આ વખતે લાંબા વખતથી હસ્તી ધરાવતી લૉંગ પાર્લમેન્ટ પોતાની મેળેજ વિસર્જન થઈ ( માર્ચ ૧૬૬૦ ). ત્યારપછી નવી ભરાએલી ‘ કન્વેન્શન’ પાર્લમેન્ટે ચાલુ પરિસ્થિતિનો વિચાર કરી ચિરસ્થાયી રહે એવી રાજ-ઘટના નક્કી કરવાનો પ્રશ્ન હાથ ધર્યો. આ પાર્લમેન્ટમાં મધ્યમ પક્ષનુંજ મતાધિક્ય હતું. છેલ્લાં દશ વર્ષ થયાં ઇંગ્લૅંડમાં ચાલી રહેલી અંધાધુંધી કરતાં રાજસત્તાક રાજ્ય પદ્ધતિજ વધારે સારી એવું બધાને લાગતું હતું. આ વખતે રાજપુત્ર ચાર્લ્સ હૉલૅંડમાં હતો તેણે જનરલ મંકની સૂચના ઉપરથી ગયા દશ વર્ષમાં થએલા અપરાધ માટે સર્વેને માફી આપવાનું અને ધાર્મિક બાબતમાં સવળ પડે એવું ધોરણ રાખી પાર્લમેન્ટની સલાહ પ્રમાણે રાજ્યકારભાર કરવાનું પોતાનું ધોરણ બ્રેડા શહેરમાં જાહેરનામું કાઢી પ્રસિદ્ધ કર્યું (૧૬૬૦). ચાર્લ્સે જાહેર રીતે આપેલું આ અભિવચન પુરતું છે એમ માની કન્વેન્શન પાર્લમેન્ટે રાજ્યપુત્ર ચાર્લ્સને ઇંગ્લૅંડનું રાજ્યપદ સ્વીકારવાનું આમંત્રણ મોકલ્યું અને ઇંગ્લૅંડની રાજ્યઘટના રાજા, ઉમરાવોની સભા અને આમની સભામાં કેંદ્રીભૂત છે એવો ઠરાવ પસાર કર્યો.

# પ્રકરણ ૧૧ મું

## ૧૬મા અને ૧૭મા સૈકામાં ઇંગ્લૅંડના વેપાર, સંસ્થાનો અને તાબાનો મુલક

૧૫૮૦, પોર્ટુગલ સ્પેનના પંજામાં સપડાયું.—૧૫૮૮, સ્પેનના અજીત મનાયલા અરમારની હાર.—૧૬૦૦, ઇંગ્લિશ ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના.—૧૬૦૭, અમેરિકામાં ઇંગ્લિશ સંસ્થાનોની સ્થાપનાની શરૂઆત.—૧૬૧૨, ૧૬૧૯, ૧૬૬૮ અને ૧૬૯૦, એ અનુક્રમે સુરત, મદ્રાસ, મુંબાઈ અને કલકત્તામાં ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિયા કંપનીની કોઠીઓની સ્થાપના.—૧૬૪૦, પોર્ટુગલનો સ્પેનના પંજામાંથી છૂટકો.—૧૬૫૧–૧૬૫૭ ડચ લોકનો વેપાર તોડવા માટે નૅવિગેશન ઍકટના (નૌકાયાનનો ધારો) કાયદા અમલમાં મૂકવામાં આવ્યા.—૧૬૫૨–૧૬૫૪ ડચ લોકો સાથે યુધ્ધ.—૧૬૬૫–૧૬૬૭ ડચ લોકો સાથે યુધ્ધ.

૧૭મો સૈકો ઇંગ્લૅંડના વેપાર, સંસ્થાન અને મુલકની વૃધ્ધિને માટે ખાસ પ્રસિધ્ધ છે. પાંચે ખંડોમાં સ્થપાયલાં તેના સંસ્થાનો, દુનીઆ સાથેનો તેનો વેપાર, અને તેના તાબામાં આવેલા વિશાળ મુલકોનો પાયો આ સૈકામાં નાંખવામાં આવ્યો હતો. ૧૫૮૮માં ઇલિઝાબેથની કારકીર્દીમાં સ્પેનના બળવાન અરમારનો નાશ થયા પછી સમુદ્ર ઉપર ઇંગ્લૅંડનું ઉપરીપણું સ્થાપિત થયું, અને સમુદ્રપાર દૂર આવેલા દેશોમાં પોતાનાં સંસ્થાન સ્થાપવાં, અને તે દેશો સાથે વેપાર કરી ઇંગ્લૅંડના ઉદ્યોગધંધામાં. વૃધ્ધિ કરવી એવી ઇચ્છા સ્વાભાવિક રીતે ઇંગ્લિશ લોકોને થઈ. ઇલિઝાબેથના મરણ પછી સ્ટુઅર્ટ વંશના રાજા ઇંગ્લૅંડની ગાદીપર આવ્યા, તેમના વખતમાં જો કે આંતર મુલ્કી વિગ્રહો ચાલ્યા હતા, તોપણ વેપાર અને સંસ્થાનોની વૃધ્ધિનું કામ તેઓએ પડી ભાંગવા દીધું નહિ. ત્યારપછી ઇંગ્લૅંડમાં લોકસત્તાક રાજ્યની સ્થાપના થઈ ત્યારે પણ રાજરક્ષક ક્રૉમ્વેલે તેજ ધોરણ ચાલુ રાખી વેપાર વિષયક બાબતમાં તે કાળના અગ્રેસર હૉલૅંડ દેશ સામે ટક્કર ઝીલીને

અને *નૌકાયાનના કાયદા કરીને હૉલૅંડનો ઘણોખરો વેપાર ઈંગ્લૅંડના હાથમાં આણ્યો હતો. ક્રૉમ્વેલ પછી સ્ટુઅર્ટ વંશ પાછો ગાદીપર આવ્યો ત્યારે તેણે પણ એ વિષયમાં આગળનુંજ ધોરણ ચાલુ રાખ્યું હતું. તેથી હૉલૅંડનો વેપાર પૂર્ણપણે અંગ્રેજોના હાથમાં આવ્યો, અને વેપાર પ્રમાણેજ અમેરિકામાં સંસ્થાનોના પાયા નંખાયા તેથી ઈંગ્લૅંડ સઘળે સર્વોપરી થશે એમ લાગવા માંડ્યું.

**ડચ લોકોનો વેપાર.**—૧૭મા સૈકાની શરૂઆતમાં વ્યાપાર અને ઉદ્યોગધંધાની બાબતમાં ડચ લોકો ઘણા આગળ વધેલા હતા. પૂર્વ તરફના દેશોમાં સંસ્થાન અને વેપાર સ્થાપવાની બાબતમાં અગ્રેસર નાનકડું પોર્ટુગલ ૧૫૮૦માં સ્પેનના તાબામાં ગયા પછી ડચ લોકોએ એમેરિકા, આફ્રિકા અને પૂર્વ તરફના બેટોમાં પોતાનાં થાણાં સ્થાપ્યાં, અને પોર્ટુગલનો બધો વેપાર

---

***નોંધ.**—Navigation Act—નૌકાયાનનો કાયદો—

ઈંગ્લૅંડ અને તેના સંસ્થાનો સાથે પરદેશી વહાણો કેવી રીતે વેપાર કરી શકે તે બાબત કાયદા કરવાનો રિવાજ જૂના કાળથી ચાલતો હતો. પણ ડચ લોકોનો વેપાર તોડી પાડવાના ઉદ્દેશથી ૧૬૫૧માં ક્રૉમ્વેલે આ ધારો ઘડયો હતો. એ કાયદામાં એવું ઠરાવ્યું હતું કે ઈંગ્લૅંડમાં જે માલ આયાત થાય તે ઈંગ્લૅંડનાજ વહાણોમાં, અથવા જે દેશનો માલ હોય તેજ દેશના વહાણોમાં આયાત થાય. એક દેશનો માલ પરદેશી વહાણો મારફતે લાવવાની આ કાયદામાં બંધી કરી હતી. ૧૬૬૦માં સંસ્થાનો માટે એવો કાયદો થયો કે ત્યાં સંસ્થાનનાં કે ઈંગ્લિશ વહાણો શિવાય બીજા દેશના વહાણોમાં માલ આયાત થાય નહિ. પણ જે દેશનો માલ હોય તે દેશના વહાણોને પોતાના દેશનો માલ આયાત કરવાને પ્રતિબંધ નહોતો. આ કાયદાઓથી ડચ લોકના ભાડુતી વહાણોના વેપારને નુકસાન થયું, કારણ કે યુરોપના એક દેશનો માલ બીજે દેશ લઈ જવાનો વેપાર તેઓના હાથમાં હતો. આ કારણથી ઈંગ્લૅંડ અને હૉલૅંડ વચ્ચે લડાઈ થઈ.

હસ્તગત કરી આખા યુરોપનાં બજાર કબજે કર્યાં. વેપાર પ્રમાણે પોતાના દેશમાં ઉદ્યોગધંધા પણ વધારવા તેઓએ પ્રયત્ન કર્યાં. અમેરિકામાંના ઇંગ્લિશ સંસ્થાનોને આફ્રિકામાંથી ગુલામો લાવી પૂરા પાડવાનો ઇજારો ડચ લોકોએ પોર્તુગીઝો પાસેથી ઝૂટવી લીધો. યુરોપના ઘણાખરા દેશોને પૂર્વ તરફના દેશોની વેપારી જણસો ડચ લોકોજ પૂરી પાડવા લાગ્યા. આ પ્રમાણે ૧૭માં શતકની શરૂઆતથી ડચ લોકોએ વેપાર ધંધામાં પોતાના દેશની એટલી બધી ઉન્નતિ કરી દીધી હતી કે ઍમ્સ્ટર્ડામ યુરોપના વેપારનું કેંદ્રસ્થાન થઈ પડયું હતું.

**પૂર્વ તરફના વેપાર માટે ડચ અને અંગ્રેજોની સ્પર્ધા.—** વેપાર અને ઉદ્યોગધંધાની બાબતમાં અંગ્રેજ લોકને ડચ લોકનું અનુકરણ કરવાની સ્વાભાવિક ઇચ્છા થઈ. ઇલિઝાબેથ રાણીના રાજ્યમાં ઇ. સ. ૧૬૦૦ માં પૂર્વ તરફના દેશો સાથે વેપાર કરવા માટે સ્થપાયલી ઇસ્ટ ઇંડિયા કંપનીને સનદ મળી. જાણે આ ઇંગ્લિશ કંપનીને દબાવી દેવા માટે ન હોય તેમ પૂર્વના દેશો સાથે વેપાર કરતી જુદી જુદી ડચ કંપનીઓ જોડાઈ જઈ તેમની એક મોટી ડચ ઇસ્ટ ઇંડિયા કંપની થઈ (૧૬૦૨). ત્યારપછી કેટલેક વર્ષે જાવા ટાપુના બૅટેવીઆ શહેરમાં ડચ લોકોએ પોતાનું થાણું સ્થાપ્યું, અને તેને પૂર્વ તરફના પોતાના વેપાર અને તાબામાં આવેલા મુલકનું કેંદ્રસ્થાન બનાવી દીધું. પૂર્વમાં હિંદી મહાસાગરમાં આવેલા મસાલાના ટાપુઓ સાથેનો નફાકારક વેપાર પોતાને હાથ કરી લેવાની ઇચ્છા અંગ્રેજોને પહેલેથીજ હતી. અને હવે ડચ લોકોએ બૅટેવીઆમાં કાયમનું થાણું સ્થાપ્યું, તે જોઈને તો મસાલાના ટાપુઓ સાથેના વેપાર માટે એ બે દેશો વચ્ચે સ્પર્ધા ઘણી વધી પડી. તેથી ૧૬૧૯માં અંગ્રેજ લોકોને ડચ લોકો સાથે વેપારી સંધિ કરવાની ફરજ પડી. આ સંધિથી મલાક્કાના દ્વીપસમૂહમાંના કેટલાક બેટો અંગ્રેજોને મળ્યા. ત્યારપછી કેટલાક અંગ્રેજ સંસ્થાનવાસીઓએ ઍમ્બોયના ટાપુમાં સંસ્થાન સ્થાપી ત્યાં પોતાનું કાયમનું થાણું કર્યું. આ પ્રમાણે પોતાના પૂર્વ તરફના વેપારમાં અંગ્રેજોને હાથ ઘાલતા જોવું ડચ લોકોથી સહન થઈ શક્યું નહિ, તેથી અમારાં કિલ્લેબંદીવાળાં કેટલાંક શહેરો હાથ કરી લેવાનું અંગ્રેજોએ કાવત્રું કર્યું

છે એવું બ્હાનું બતાવી ડચ લોકોએ ૧૬૨૩માં અંગ્રેજના ઍમ્બોયનાના થાણાપર હુમલો કરી ત્યાંના કેટલાક અંગ્રેજોની કતલ કરી અને બાકીનાઓને ત્યાંથી હાંકી કાઢ્યા. ઍમ્બોયનાની કતલથી અંગ્રેજોને ઘણો ગુસ્સો ઉપજ્યો. અને તેના પરિણામે ઇંગ્લિશ અને ડચ ઈસ્ટ ઇંડિયા કંપનીઓ વચ્ચે હરિફાઈ એટલીબધી વધી પડી કે દરીયાપરના ઉપરીપણા અને પૂર્વ તરફના વેપારના સવાલનો કાયમનો નિકાલ લાવવા માટે ઈંગ્લૅંડ અને હૉલૅંડ બંને દેશો એકએકની ટક્કર ઝીલવા સર્જ્જ થયા. ઈંગ્લૅંડના વેપાર અને ઉદ્યોગધંધા વધારવાના ઉદ્દેશથી ક્રૉમ્વેલે નૌકાયાન—નૅવિગેશન એક્ટ પસાર કરી તેને ૧૬૫૧થી ૧૬૫૭ સુધી અમલમાં મૂક્યો હતો એમ આપણે પાછળ જોઈ ગયા છીએ. એને પરિણામે ડચ લોકના વેપારને ઘણો ધોક્કો પહોંચ્યો. દુનીઆના જુદા જુદા દેશોનો માલ લાવ લઈજા કરવાનો ધંધો ડચ લોકોના હાથમાં હતો. તેથી તેમનો વેપારી અરમાર ઘણો પોષાયો હતો અને તેમનું નૈકાસૈન્ય પણ બળવાન થયું હતું. ક્રૉમ્વેલના કાયદાથી એ બધાંને હવે નુકસાન થતું જોઈ ડચ લોકો ઘણા ખીજવાયા, અને ઈંગ્લૅંડ સાથે લડી એ સવાલનો કાયમનો નિકાલ લાવવા તેઓએ ઠરાવ કર્યો. ૧૬૫૨થી ૧૬૭૩ સુધીમાં એ બંને દેશો વચ્ચે ઘણી ઝપાઝપી થઈ, અને તે બધીમાં જો કે ડચ લોકોની ફત્તેહ થતી, તો પણ તેઓના ઉત્કર્ષનો આધાર દર્યાપરના વેપાર ઉપરજ હોવાથી આમ ઈંગ્લૅંડ તરફથી દરીઆમાં હરકત થવાથી તેઓના વેપારમાં ભંગ થવા માંડ્યો. વેપારધંધામાં ખલલ થવાથી હૉલૅંડ જેવો નાનકડો દેશ લાંબા વખત સુધી ટકી શકે નહિ, અને તેને જેર થવુંજ પડે એ તો સ્પષ્ટજ છે. હૉલૅંડની સ્થિતિ આવી થઈ પડી હતી તેવામાં અધુરામાં પૂરૂં ફ્રાન્સના ૧૪મા લુઈને હૉલૅંડને છુંદી નાખવાની મહત્ત્વાકાંક્ષા થઈ. એટલે કેટલાક કાળથી શત્રુ થઈ પડેલા ઈંગ્લૅંડની મદદ લેવાની હૉલૅંડને ફરજ પડી. ત્યારપછી હૉલૅંડના પ્રજાસત્તાક રાજ્યના અધ્યક્ષ વિલિઅમને ઈંગ્લૅંડની ગાદી મળી, તેથી એ બે દેશો વચ્ચે સ્નેહ ગાંઠ વધારે મજબુત થઈ, અને તેઓએ લુઈની મહત્ત્વાકાંક્ષાનો ભંગ કરવાનું બીડું ઝડપ્યું.

**હિંદુસ્થાનમાં અંગ્રેજી કોઠીઓની સ્થાપના.**—આ પ્રમાણે ડચ અને ઈંગ્લિશ લોકો વચ્ચે સલુકાઈ થઈ, અને ઈંગ્લૅંડનું હરિફ એવું એક રાજ્ય ઓછું થયું, તેથી એશિયા ખંડમાંની ઈંગ્લિશ કોઠીઓનો વેપાર આબાદ થવા લાગ્યો. ૧૬૧૨માં ઈંગ્લિશ ઇસ્ટ ઇંડિયા કંપનીએ હિંદુસ્થાનમાં મુંબઈથી આશરે દોઢસો માઇલ ઉત્તરે આવેલાં સુરત બંદરમાં પોતાની કોઠી ઘાલી. ત્યારપછી કેટલેક વર્ષે બંગાળામાં હુગલી નદીને કાંઠે બીજી એક કોઠી સ્થાપી. ૧૬૩૯માં દક્ષિણમાં કૉરોમાન્ડલ કિનારા ઉપર આવેલાં મદ્રાસમાં ત્રીજી કોઠી સ્થાપી. એ કોઠીની આસપાસ તેઓએ કોટ બાંધ્યો, અને તેનું રક્ષણ

ઈસ્ટ ઈન્ડીઆ કંપનીની શરૂઆતની પ્રવૃત્તિઓ.




કરવા માટે ત્યાં એક કિલ્લો બાંધ્યો, અને તેનું નામ ફોર્ટ સેન્ટ જ્યૉર્જ પાડ્યું. ૧૬૪૦માં પોર્ટુગલ ૬૦ વર્ષે સ્પેનની ચુંગાલમાંથી મુક્ત થયું, ત્યારે એ દેશ પહેલાંની માફક વેપારમાં આપણી હરિફાઈ કરવા આવશે કે કેમ તે સંબંધે ઈંગ્લૅંડને શંકા થઈ. પણ નાનકડા પોર્ટુગલનેજ લાગ્યું કે યુરોપમાં આપણી સ્વતંત્ર હસ્તી કાયમ જાળવી રાખવા માટે આપણને ઈંગ્લૅંડની મદદની આવશ્યકતા છે. તે માટે તેનો પૂર્વ તરફનો વેપાર અને તાબાનો મુલક તેને છોડી દેવો પડ્યો.

૧૬૬૧માં પોર્ટુગલની રાજકન્યા કૅથરાઇનનું લગ્ન ઈંગ્લૅંડના રાજા ૨જા ચાર્લ્સ સાથે થયું. તે વખતે પોર્ટુગલના રાજાએ હિંદુસ્થાનમાંનો મુંબઈ બેટ ચાર્લ્સને બક્ષિશ આપ્યો, અને ચાર્લ્સે ૧૬૬૮માં એ બેટ ઇસ્ટ ઇંડિયા કંપનીને આપ્યો. મુંબઈનું બારૂં સારૂં છે, અને તે એક બાજુએ આવેલું હોવાથી મોગલ પાદશાહ તરફથી તેમને ત્રાસ આપવામાં આવશે નહિ, એમ કંપનીને લાગ્યું, તેથી થોડા વખત પછી તેણે મુંબઇને હિંદુસ્થાનમાં પોતાનું મુખ્ય થાણું બનાવ્યું. આ પ્રમાણે ઈસ્ટ ઇંડિયા કંપનીના હાથમાં મદ્રાસ અને મુંબઈ જેવાં કિલેબંદીવાળાં બે બંદરો આવ્યા પછી ૧૬૯૦માં બંગાળાના સુબેદારે ગંગા નદીના મુખ પાસે ત્રણ ગામ વેચાતાં લેવાની પરવાનગી ઇસ્ટ ઇંડિયા કંપનીને આપી, તેથી તેણે એ ગામો ખરીદી લઈ તે ઠેકાણે ફોર્ટ વિલિઅમ નામનો કિલ્લો બાંધ્યો. આ કિલ્લાની આસપાસ ધીમેધીમે કલકત્તા શહેર વસ્યું. આ પ્રમાણે મુંબઈ, મદ્રાસ અને કલકત્તા હિંદુસ્થાનમાં કંપનીનાં મુખ્ય થાણાં થયાં, અને એ શહેરો મારફતે દેશના અંદરના ભાગનાં શહેરો સાથે કંપનીનો વેપાર શરૂ થયો. ત્યારે તેઓએ સીલોન, સુમાત્રા, જાવા વગેરે બેટો સાથેના ડચ લોકના વેપારમાં હાથ ન ઘાલવાનો ઠરાવ કર્યો અને માત્ર હિંદુસ્થાન સાથેનાજ વેપારમાં લક્ષ આપવા માંડ્યું.

આવી રીતે એ બે દેશોનાં કાર્યક્ષેત્રો જુદાં જુદાં થવાથી તેઓ વચ્ચે વેપારી સ્પર્ધા ઓછી થઇ, ત્યારે ખુદ હિંદુસ્થાનમાંજ ઇંગ્લિશ ઇસ્ટ ઇંડિયા કંપનીને જાણે હંફાવવા માટે ન હોય, તેમ ૧૪માં લુઈની પ્રેરણાથી ૧૬૬૪માં ફ્રાન્સમાં ફ્રેન્ચ ઇસ્ટ ઇંડિયા કંપની સ્થાપવામાં આવી.

પૂર્વના દેશો સાથે વેપાર કરવા જેમ ઇસ્ટ ઈંડિયા કંપની ઉભી થઈ હતી, તેજ પ્રમાણે દૂરદૂરના દેશો સાથે વેપાર કરવા માટે ખુદ ઇંગ્લૅંડમાં નિરનિરાળી કંપનીઓ અસ્તિત્વમાં આવી. બૉલ્ટિક સમુદ્રમાં ડચ લોકો સાથે હરિફાઇ કરવા માટે ઇસ્ટલૅંડ કંપની સ્થપાઇ. રૂશીઆ સાથે વેપાર કરવા માટે મસ્કોવી કંપની ઉભી થઇ, અને ઇજીપ્ટ, સીરીઆ અને તુર્કસ્થાન સાથે વેપાર કરવા લીવૅંટ

કંપની થઈ. ત્યારપછી ૧૬૬૭માં બ્રેડાની સંધિ થયા પછી અંગ્રેજોએ આફ્રિકાના પશ્ચિમ કિનારાપર ગોલ્ડ કોસ્ટ ક્રેસલમાં પોતાનું થાણું કરી આફ્રિકામાંથી હબસી ગુલામો પકડી વેસ્ટ ઇંડીઝ ટાપુના સંસ્થાનોને પૂરા પાડવાનો ઇજારો ડચ લોકો પાસેથી લઈ લીધો. આજ અરસામાં એશિયા ખંડના પૂર્વના દેશો સાથેના વેપાર માટે મધ્યમાં અરધે રસ્તે આપણું થાણું હોવું જોઈએ એમ વિચારી ૧૬૫૧માં અંગ્રેજોએ સેન્ટ હેલીનાનો ટાપુ કબજે કર્યો. આવી રીતે પૂર્વમાં ડચ, પોર્ટુગીઝ અને ફ્રેન્ચ લોકો સાથે વેપારની વૃધ્ધિને માટે અંગ્રેજો આથડતા હતા તે વખતે પણ અમેરિકામાં અંગ્રેજી સંસ્થાનો સ્થાપવાના પ્રયત્નોતો ચાલુજ હતા.

આફ્રિકા ખંડમાં ગરમી ઘણી હોવાને લીધે અને એશિયા ખંડમાં વસ્તી ગીચ હોવાને લીધે એ બે ખંડોમાં સંસ્થાનો સ્થાપવાં એ લગભગ અશક્યજ હતું. સંસ્થાનો સ્થાપવાં એટલે પ્રદેશોને માત્ર પોતાના તાબામાં આણવા એટલુંજ નહિ, પણ ત્યાં જઈ કાયમનો વસવાટ કરવો. ઇલિઝાબેથના વખતથીજ દૂરના દેશોમાં જઈ વસી સંસ્થાનો સ્થાપવાં એવા હેતુથી પ્રયત્નો તો ચાલુજ હતા, પણ તેના વખતમાં કાયમનાં કોઈ સંસ્થાન સ્થાપી શકાયાં નહોતાં. ત્યારપછી પહેલા જેમ્સના વખતમાં કેટલાકોને વેપાર ધંધા માટે પરદેશમાં જઈ વસવાની ઇચ્છા થઈ હતી, તો કેટલાકો ઇંગ્લૅંડમાં ચાલી રહેલા ધાર્મિક જુલમથી કંટાળી જઈ પરદેશમાં જ્યાં સુખે પોતાનો ધર્મ પોતાની મરજી પ્રમાણે પાળી શકાય ત્યાં જઈ વસવા તૈયાર થયા હતા. તેમની આ ઇચ્છા ફળિભૂત થઈ. ૧લા જેમ્સના વખતમાં અમેરિકામાં અંગ્રેજી સંસ્થાનોનો પાયો નંખાયો.

**અમેરિકામાં અંગ્રેજી સંસ્થાનોની સ્થાપના.**—પોર્ટુગીઝ અને સ્પૅનીઆર્ડ લોકોએ દક્ષિણ અમેરિકા અને મધ્ય અમેરિકામાં પોતાની સત્તા જમાવી હતી તેને લીધે ત્યાં સંસ્થાનો સ્થાપવાં એ અશક્ય હતું, પણ ઉત્તર અમેરિકા કોઈના તાબામાં નહિ હતો તેથી ત્યાં અંગ્રેજો પોતાના સંસ્થાન સ્થાપી શક્યા. ઇ. સ. ૧૬૦૬માં પ્લીમાઉથ કંપની અને લંડન કંપની એ નામની બે કંપનીઓ ઉત્તર અમેરિકામાં સંસ્થાનો

સ્થાપવા માટે ઉભી કરવામાં આવી. તે પૈકી પ્લીમાઉથ કંપનીનો પ્રયત્ન ફાવ્યો નહિ. પણ લંડન કંપની ફાવી અને તેણે વર્જિનિઆ નામનું સંસ્થાન સ્થાપ્યું. કંપની સ્થાપનારાઓનું લક્ષ સંસ્થાનો ઉપર હતું તેથી કંપનીની એકંદર વ્યવસ્થા ઉપર તેઓ દેખરેખ રાખતા હતા. ૧૬૧૯માં ત્યાં રાખવામાં આવેલી લશ્કરી સત્તા ઉઠાવી લઈ સંસ્થાનવાસીઓને થોડા ઘણા સ્વરાજ્યના હક આપવામાં આવ્યા. પણ ૧૬૨૪માં પહેલા જેમ્સ રાજાએ કંપનીની સનદ રદ કરી સંસ્થાનની સર્વ વ્યવસ્થા પોતાની દેખરેખ નીચે લીધી. આ પ્રકારે સંસ્થાનની સર્વ વ્યવસ્થા ઈંગ્લૅંડના રાજાના હાથમાં આવી તેથી સંસ્થાનવાસીઓના સ્વરાજ્યના હક નષ્ટ થયા, તોપણ સંસ્થાનની આર્થિક સ્થિતિ અને તેની ખેતીવાડીમાં ઘણી ઉન્નતિ થતી થઈ.

અમેરિકામાં સંસ્થાનો સ્થાપવાના પ્રયત્નમાં લંડન કંપનીને યશ મળેલો જોઈ એવા પ્રકારની ઘણી કંપનીઓ ઈંગ્લૅંડમાં ધીમેધીમે સ્થપાવા લાગી. ઈંગ્લૅંડમાં ચાલી રહેલા ધાર્મિક જુલમથી કંટાળી જઈ કેટલાક લોકો ઈંગ્લૅંડ છોડી અમેરિકા ગયા અને તેઓએ વર્જિનિયા કંપનીની ઉત્તરે કૉડ ભૂશિર આગળ પોતાનું સંસ્થાન સ્થાપ્યું (૧૬૨૦). શરૂઆતમાં આ સંસ્થાનની ઘટના એક અવિભક્ત કુટુંબના જેવીજ હતી, પણ ધીમે ધીમે તેઓએ એ ધોરણ છોડી દઈ જમીન અને ઢોર ઢાંખર વહેંચી લઈ તેઓ વિભક્ત કુટુંબો તરીકે રહેવા લાગ્યા.

૧૬૨૨માં ચાર્લ્સ રાજાની દેખરેખ નીચે ઈંગ્લૅંડમાં મૅસેચ્યુસેટસ નામની એક કંપની સ્થપાઈ. ઈંગ્લૅંડના ઘણા શ્રીમંત જમીનદારો અને ઉંચા દરજ્જાના ગ્રહસ્થોનો ટેકો હતો તેથી આ કંપનીને પૂર્ણપણે યશ મળશે એ લગભગ નક્કી હતું. આ સંસ્થાન સ્થપાયા પછી કેટલાંક સંસ્થાનો જોડાઈ જઈ ન્યુ ઈંગ્લૅંડ નામના એક સંસ્થાનની સ્થાપના થઈ. ૧૬૩૦માં મૅસેચ્યુસેટસ સંસ્થાનપર દેખરેખ રાખવાનું સર્વ કામ એમેરિકામાં રહીનેજ કરવા જાન વિન્થોપ નામના એક ગ્રહસ્થને એ સંસ્થાનનો પહેલો ગવર્નર નીમવામાં આવ્યો. બૉસ્ટન નામનું શહેર આ સંસ્થાનની રાજ્યધાની થયું. આ સંસ્થાનમાં અસલ જઈ વસનારા લોકો સેપરેટિસ્ટ (છુટા પડનાર) પંથના નહોતા,

તોપણ ધીમેધીમે ત્યાંના લોકોએ ઈંગ્લૅંડના એપિસ્કોપેલીઅન પંથની સામે સેપેરેટિસ્ટ પંથજ ત્યાં સ્થાપ્યો; અને ૧૬૩૧માં ત્યાં એક કાયદો કરવામાં આવ્યો; તે કાયદા અનવયે સેપેરેટિસ્ટ પંથ ન માનનારા લોકોને તમામ નાગરિક હક્કોમાંથી બાતલ કરવામાં આવ્યા. આવી રીતે ધાર્મિક બાબતમાં સૈકાઓથી પોતપોતાના મત પ્રમાણે વરતી શકાતું નહોતું તેથી જે લોકો ઈંગ્લૅંડ છોડીને આવ્યા હતા તેજ લોકોએ પણ ત્યાં આવનારા બીજા લોકો ઉપર પણ ધાર્મિક બાબતમાં જુલમ કર્યો એમ કહેવુંજ જોઇએ.

૧૬૩૧માં રૉજર વિલિઅમ્સ નામનો એક ગ્રહસ્થ આ સંસ્થાનમાં આવ્યો. આ ગ્રહસ્થ અત્યંત ઉદ્યોગી, વિનોદી અને ઉન્સાહી હોવાને લીધે તેણે થોડા વખતમાંજ ત્યાંના સર્વ લોકોનું ધ્યાન પોતા તરફ ખેંચ્યું, તે એટલું બધું કે સંસ્થાનમાં સેલેમ નામના એક ગામની સર્વ વ્યવસ્થા તેને સોંપવામાં આવી. ધાર્મિક બાબતમાં રાજ્યએ કોઈપણ માણસના ઉપર કોઈપણ પ્રકારનું બંધન મૂકવું જોઇએ નહિ એવો રૉજર વિલિઅમ્સનો મત હતો, તેથી મૅસેચ્યુસેટસ સંસ્થાનમાં જે ધાર્મિક બંધન મૂકવામાં આવ્યું હતું તેની વિરૂધ્ધ તેણે જોરથી તકરાર શરૂ કરી. એ પ્રશ્ન બાબત તેને ત્યાંના લોકો સાથે બન્યું નહિ, તેથી આખરે તેને એ સંસ્થાન છોડવું પડ્યું.

આ સંસ્થાન છોડ્યા પછી રૉજર વિલિઅમ્સ એ સંસ્થાનની દક્ષિણે આવેલા પ્રદેશમાં ગયો, અને ત્યાંના ઇંડિયન લોકો પાસેથી કેટલીક જગા વેચાતી લઇ ત્યાં 'પ્રૉવિડન્સ' નામનું એક બીજું સંસ્થાન સ્થાપ્યું. આ સંસ્થાનમાં આવી વસનારા લોકોને ધાર્મિક બાબતમાં કોઇપણ પ્રકારની અડચણ કરવી નહિ, એવું તેણે ઠરાવ્યું હતું. ઇ. સ. ૧૬૪૭માં પાસેપાસે વસાયલાં ત્રણ નાનાં સંસ્થાનો 'પ્રૉવિડન્સ' સાથે જોડાઇ જઇ એક મોટું સંસ્થાન બન્યું, તેનું નામ 'રહોડ આયર્લૅંડ' સંસ્થાન પાડવામાં આવ્યું. આ ચાર સંસ્થાનોના સંઘમાંના દરેકને પોતપોતાની સ્થાનિક વ્યવસ્થાની બાબતમાં સંપૂર્ણ અધિકાર હતો, અને ધાર્મિક બાબતમાં કોઇપણ તરેહનો પ્રતિબંધ રાખવામાં આવ્યો નહતો.

૧૬૩૮માં મૅસેચ્યુસેટસ સંસ્થાનમાંથી નીકળી ગયેલા કેટલાક લોકોએ કૉનેક્ટિકટ નદીની ખીણમાં એક નવું સંસ્થાન સ્થાપ્યું. તેજ પ્રમાણે ૧૬૩૯માં ન્યૂ હેવન નામનું એક બીજું સંસ્થાન તેની પાસેજ સ્થાપ્યું.

**ન્યૂ ઇંગ્લૅંડનો વિશિષ્ટગુણ.**—ઉપર પ્રમાણે રહોડ આયર્લૅંડ, મૅસેચ્યુસેટસ, કૉનેક્ટિકટ અને ન્યૂ હેવન નામનાં ચાર ઈંગ્લિશ સંસ્થાનો ઉત્તર અમેરિકામાં સમુદ્રના કિનારાપર સ્થપાયાં હતાં. એ ચાર સંસ્થાનોને ન્યૂ ઇંગ્લૅંડ સંસ્થાન કહે છે. ત્યાંનાં હવાપાણી, જમીન અને બીજી બાબતની સ્થિતિને લીધે આ સંસ્થાનનું વલણ એક જુદાજ પ્રકારનું થયું. આ ઠેકાણે વર્જિનિયાની માફક તંબાકુની ખેતી થઇ શકે એમ નહોતું. અહીંની તમામ જમીન સંસ્થાનવાસીઓને વહેંચી આપેલી હતી. તેઓ જાતેજ તેમાં ખેતી કરતા હતા, તેથી બીજાં સંસ્થાનોની માફક અહીં માત્ર ધનાઢ્ય જમીનદારો અને ગુલામો એવા બે વર્ગ થવા પામ્યા નહિ. ત્યાંની હવા ઠંડી અને જમીન કસ વિનાની હોવાથી ખેડુતોને હંમેશાં સખત મહેનત કરવી પડતી; તેથી તેઓ શરીરે મજબુત, સ્વભાવે સ્વાશ્રયી અને મુસીબત વેઠી શકે એવા શરૂઆતથીજ થતા ગયા. તે લોકો ત્યાંના દેશીઓ સાથે અને દક્ષિણ તરફના સંસ્થાનવાસીઓ સાથે વેપાર કરતા હતા. નાની નાની હોડીઓમાં સમુદ્રમાં પ્રવાસ કરવાનું શિક્ષણ નાનપણથીજ તેમને મળેલું હતું. માતૃભૂમિથી બને તેટલી સ્વતંત્ર રીતે રહી સંસ્થાનની સર્વ વ્યવસ્થા પોતાનાજ તંત્ર પ્રમાણે ચલાવવી એવી પહેલ પ્રથમથીજ તેમની ઇચ્છા હતી. પણ ધાર્મિક બાબતમાં તેઓનું ધોરણ ઘણું કડક હતું. પ્યુરિટન પંથની બહારના બીજા કોઇપણ પંથના અનુયાયીને નાગરિક હકો આપવાજ નહિ એવો તેઓએ નિશ્ચયજ કર્યો હતો. અમેરિકામાંનાં બીજાં સંસ્થાનો સાથે સરખાવતાં અહીં હબસી ગુલામોની સંખ્યા ઘણીજ ઓછી હતી. તેનું કારણ એકે ત્યાંની સ્થિતિજ એવી હતી કે ત્યાં ગુલામોની બહુ જરૂર પડે નહિ. આ ન્યૂ ઈંગ્લૅંડનાં સંસ્થાનોમાં મૅસેચ્યુસેટસ સંસ્થાન બીજાં બધા સંસ્થાનો કરતાં ધાર્મિક, આર્થિક શૈક્ષણિક

અને રાજકીય બાબતોમાં ઘણું આગળ વધેલું હતું. ત્યાંના લોકોએ બૉસ્ટન પાસે કૉલેજ સ્થાપી તેને હાર્વર્ડ નામ આપ્યું હતું. ત્યાં થોડા દિવસમાં એક છાપખાનું પણ અસ્તિત્વમાં આવ્યું. આ સંસ્થાને ન્યૂ હૅંપશાયર અને મેન સંસ્થાનોપર પોતાનું ઉપરીપણું બેસાડ્યું હતું, તેથી બીજાં સંસ્થાનો થોડા વખતમાં એકત્ર થયાં, તેથી ન્યૂ ઇંગ્લંડના એકત્ર થયેલાં સંસ્થાનમાંથી એક ઓછું થયું.

૧૬૩૨માં પહેલા ચાર્લ્સે બાલ્ટિમોર નામના એક ગ્રહસ્થને અમેરિકામાં એક નવું સંસ્થાન સ્થાપવાની સનદ આપી. એ સનદમાંની શરત પ્રમાણે ત્યાંના સંસ્થાનવાસીઓને જમીનદારીના સઘળા હક્કો આપવાનું વચન આપવામાં આવ્યું હતું. આ ઉપરથી બાલ્ટિમોરે પોતાની દેખરેખ નીચે અમેરિકામાં એક નવું સંસ્થાન સ્થાપ્યું, અને ચાર્લ્સની રાણી મેરીના નામપરથી તેનું નામ મેરીલૅંડ રાખ્યું. મેરીલૅંડ સંપૂર્ણ જમીનદારીના હકવાળું પહેલુંજ સંસ્થાન હતું. તેમાં રોમન કૅથૉલિક પંથના લોકોની ભરતી થતી ગઇ. પણ આ સંસ્થાન સ્થાપવા માટે ચાર્લ્સે આપેલી સનદમાં એક શરત એવી ઘાલવામાં આવી હતી કે ત્યાંના દેવળોમાં ઇંગ્લંડના ધર્મપંથે નક્કી કરેલીજ પ્રાર્થના કરવી, તેથી તે પ્રમાણે કર્યાવિના છૂટકો નહોતો, પણ રોમન કૅથૉલિક પંથવાળાઓને કેટલીક છૂટછાટ મૂકવામાં આવી હતી.

**વેસ્ટ ઇંડીઝ બેટો.**—આ પ્રમાણે ઉત્તર અમેરિકામાં ઇંગ્લિશ સંસ્થાનો સ્થપાતાં હતાં તેની સાથે સાથે અમેરિકાને લગતા સમુદ્રમાં આવેલા અનેક બેટો ઉપર પણ અંગ્રેજ લોકોની સત્તા ઝામતી જતી હતી. આ ટાપુઓ પૈકી બર્મ્યુડાઝના ટાપુપર ૧૬૧૨થી અંગ્રેજી હકૂમત સ્થપાઇ હતી. ઍટલૅંટિક મહાસાગરમાં વેસ્ટ ઇંડીઝ ટાપુઓની શોધ પ્રથમ કોલંબસે કરી હતી, પણ આ બેટો નાના છે, અને તેથી ત્યાંથી સોનું મળશે નહિ એમ ધારી સ્પૅનિઆર્ડોએ અસલથીજ એ બેટો છોડી દીધા હતા. ૧૭માં સૈકાની શરૂઆતથી યુરોપનાં બીજાં રાજ્યોનું ધ્યાન આ બેટો તરફ ખેંચાવા લાગ્યું હતું. ડચ લોકોનું મન ખેતીવાડી કરવા તરફ નહોતું, પણ માત્ર વેપાર કરવા

તરફજ હતું, તેથી તેઓએ આ બેટો તરફ વિશેષ લક્ષ આપ્યું નહિ. ડચ લોકો પછી વહાણવટાંમાં આગળ આવનાર ઇંગ્લિશ અને ફ્રેન્ચ લોકોનું લક્ષ સંસ્થાનો સ્થાપી ખેતી કરવા તરફ હતું. તેથી તેઓએ આ બેટો તરફ પોતાનું લક્ષ ખેંચ્યું. આ બેટોનો આકાર અને ત્યાંની રસાળ જમીન જોઇ ત્યાં ખેતીવાડી કરવાનો વિચાર તેઓએ કર્યો. ૧૬૦૫માં કેટલાક અંગ્રેજ ખલાસીઓ બારબેડોઝ તરફ પ્રથમ પોતાનાં વહાણ લઈ ગયા, અને ૧૬૨૫ પછી તેઓએ ત્યાં પોતાનું થાણું સ્થાપ્યું. તેજ પ્રમાણે સેંટ કિટસ નામનાં ટાપુમાં અંગ્રેજ અને ફ્રેન્ચ બંને લોકોએ પોતપોતાનાં થાણાં કર્યાં હતાં. ત્યારપછી એ બેટની ઉત્તરે આવેલા લીવર્ડ ટાપુઓ ઉપર અંગ્રેજોનું લક્ષ ગયું. નેવિસ અને બરમ્યુડા ૧૬૨૮માં અને ઍંટિગ્વા અને મૉંટ સેરટ ૧૬૩૨માં વસાવવામાં આવ્યા. દક્ષિણે આવેલા વિંડવર્ડ બેટોપર ફ્રેન્ચ લોકોનો ડોળો હતો. આ વેસ્ટ ઇંડીઝ ટાપુઓના હવાપાણી ઉષ્ણકટિ બંધમાં આવેલા પ્રદેશોનાં જેવાં હોવાથી ત્યાં ઉષ્ણકટિ બંધમાં પાકતા તંબાકુ, શેરડી વગેરે પ્રદાર્થોની ખેતી ઘણી નફાકારક થવા લાગી. આ ટાપુઓમાં ખેતીના કામમાં આફ્રિકામાંથી ગુલામ કરી પકડી લાવેલા સીધી લોકોને ઉપયોગમાં લેવામાં આવતા હતા. તે ઉપરાંત ઇંગ્લૅંડમાં સખત મજૂરીની શિક્ષા પામેલા કેદીઓનો પણ આ કામમાં ઉપયોગ કરવામાં આવતો હતો. બારબેડોઝ ટાપુમાં ખેતીનું કામ કરવા માટે કેદીઓ મોકલવાનો રિવાજ પહેલા ચાર્લ્સની કારકીર્દીથી શરૂ થયો, તે ઇંગ્લૅંડમાં લોકસત્તા સ્થાપિત થઇ ત્યારેપણ ચાલુ હતો. એ કારણને લીધે ઇંગ્લૅંડમાં રાજસત્તા પાછી સ્થાપિત થઇ તે પહેલાંનો વસ્તી, ખેતી અને સંપત્તિમાં બારબેડોઝ ટાપુ ઘણો આગળ વધ્યો હતો. આ બેટો પ્રમાણેજ બહામા ટાપુઓની આસપાસના બીજા ઘણા ટાપુઓ અંગ્રેજ ખલાસીઓ પોતાની સત્તા નીચે લાવ્યા હતા. ૧૬૫૫માં સ્પેનના તાબાનો જેમેકા બેટ અંગ્રેજોએ ઝૂંટવી લીધો.

ઉપર પ્રમાણે વેસ્ટ ઇંડીઝ ટાપુઓપર અંગ્રેજ, ફ્રેન્ચ અને ડચ લોકો પોતપોતાનું ઉપરીપણું સ્થાપવા મથી રહ્યા હતા. તેથી તે બેટોપર કોઇપણ એક રાજ્યની સત્તા કાયમની સ્થપાઈ નહિ. એ

બેટો આજે એક દેશના હાથમાં તો કાલે બીજાના હાથમાં જતા, તેથી તેની ઉન્નતિ થઈ શકી નહિ.

૧૭માં સૈકાની શરૂઆતથી યુરોપમાં સ્પેનનું જોર નષ્ટ થવા લાગ્યું, તેથી સ્પેનનાં દક્ષિણ અમેરીકાનાં સંસ્થાનો અને તાબાના મુલકો પડાવી લેવાની ઈચ્છા યુરોપનાં ઘણાં રાજ્યોને થઈ. આ સમયમાં ઈંગ્લિશ, ડચ અને ફ્રેન્ચ પ્રજાઓના સાહસિક પુરૂષોએ પોતાના દેશની સરકારની સંમતિ નહિ હતી તોપણ માંહોમાંહે સમજી જઈ દક્ષિણ અમેરિકામાંનાં સ્પેનના સંસ્થાનોના કોળિયા કરવાનું કામ શરૂ કર્યું. આ સાહસિક લોકોને બુકૅનીઅર્સ એટલે લૂટારા કહે છે. જ્યાંસુધી આ બુકૅનીઅર્સ લોકોનો ઇરાદો સ્પેનના વેપાર અને સંસ્થાનોમાંથી કોળિયા કરવાનો હતો ત્યાં સુધીતો સઘળું ઠીકઠીક ચાલ્યું, પણ સ્પેનનો વેપાર નહિ જેવો થઈ ગયા પછી જ્યારે ફ્રેન્ચ અને અંગ્રેજો દરિયા ઉપરના ઉપરીપણા અને વેપારની બાબતમાં એકએકની હરિફાઇ કરવા બહાર પડયા ત્યારે ઇંગ્લૅંડમાં બુકૅનીઅર્સનું મહત્વ ઓછું થઈ તેઓનો નાશ કરવા માટે પ્રત્યેક દેશ તરફથી પ્રયત્ન થવા લાગ્યા. આ બુકૅનીઅરો એટલે ચાંચિયા લોક; દરિયા ઉપર ફરતાં વહાણોને લૂટવાનો આ લોકનો ધંધો હતો.

૧૬૮૮માં ઇંગ્લૅંડમાં થયેલી રાજ્યક્રાંતિ સુધીમાં બીજા અનેક સંસ્થાનો અમેરિકામાં સ્થાપવામાં આવ્યાં હતાં. ક્રૉમ્વેલ અને બીજા ચાર્લ્સના અમલમાં નૈકાયાનના કાયદા અમલમાં મૂકવામાં આવ્યા હતા તે કાયદા અન્વયે ફક્ત અંગ્રેજી વહાણોનેજ સંસ્થાનો સાથે વેપાર કરવાનો ઇજારો આપવામાં આવ્યો હતો. આ કાયદાઓને લીધે ડચ લોકના વેપારપર ગદા પડી સંસ્થાનો સાથનો બધો વેપાર અંગ્રેજોના હાથમાં આવ્યો. ૧૬૬૨માં કાઉન્સિલ ફૉર ફૉરિન પ્લૅન્ટેશન એટલે પરદેશમાંના સંસ્થાનો માટેની કાઉન્સિલ એ નામનું એક મંડળ ઉભું કરવામાં આવ્યું, અને આ મંડળ તરફથી સંસ્થાનોના કારભારમાં હાથ ઘાલવાનું થવાને લીધે સંસ્થાનોને માતૃભૂમિ વચ્ચે ઉપરાચાપરી તકરારો થવા લાગી. વેસ્ટ ઇંડીઝ ટાપુઓ અને વર્જિનિયાના સંસ્થાન ઉપર માતૃભૂમિની દેખરેખ વિશેષ હતી. ૧૬૬૩માં બારબેડોઝ અને

બીજા કેટલાએક બેટોમાંથી ત્યાંની પ્રોપ્રાયટરી (માલકીની) પધ્ધતિ કાઢી નાખવામાં આવી. ૧૬૭૧માં બારબેડોઝથી એ બેટો છૂટા પાડવામાં આવ્યા. ૧૬૬૭માં ડચ લોકો સાથે થયેલી બ્રેડાની સંધિથી ગીઆના જે બ્રિટિશ થાણું હતું તે ડચ લોકોના હાથમાં ગયું.

આ વખતે ન્યૂ ઇંગ્લૅંડ સંસ્થાન ઉપર માતૃભૂમિની દેખરેખ ઘણી ઓછી હતી. ૧૬૬૭માં ન્યૂ હેવન કૅનેકિટકટ સાથે જોડાઇ ગયું. અને ૧૬૯૧માં મૅસેચ્યુસેટસ સંસ્થાને પ્લીમાઉથ સંસ્થાનને પોતાના તાબામાં આણ્યું. આવી રીતે મૅસેચ્યુસેટસ સંસ્થાનનું જોર વધેલું જોઈ બીજા સંસ્થાનીઓને તેનાપર અદેખાઈ આવવા માંડી, અને ખુદ માતૃભૂમિ સાથે ખટકા પડવાના પ્રસંગ ઉપરાચાપરી થવા લાગ્યા. તેથી ૧૬૮૪માં એ સંસ્થાનની સનદ રદ કરવામાં આવી, અને તેને માતૃભૂમિની સલાહથી રાજકારભાર ચલાવવાની ફરજ પાડવામાં આવી. ત્યારપછી આ સંસ્થાનમાંના પ્યુરિટન પંથના લોકોનું જોર ઓછું થયું, અને તેઓને બીજા પંથના લોકોને શહેરી તરીકેના હક આપવાની ફરજ પડી.

આ પ્રમાણે અમેરિકામાં સંસ્થાનો સ્થપાતાં જતાં હતાં તે વખતે બીજા અનેક સંસ્થાનો ઇંગ્લૅંડના તાબામાં આવતાં ગયાં. અમેરિકાને પૂર્વ કિનારે આવેલું અંગ્રેજ લોકોનું ન્યૂ ઇંગ્લૅંડ સંસ્થાન અને તેની દક્ષિણે આવેલું વર્જિનિયા સંસ્થાન એ બેની વચ્ચે ડચ લોકોનું ન્યૂ ઍમસ્ટર્ડામ નામનું સંસ્થાન આવેલું હોવાથી બંને અંગ્રેજી સંસ્થાનના વહેવારમાં ઘણી હરકત પડતી હતી. પરંતુ બીજા ચાર્લ્સ રાજાના વખતમાં ડચ લોકોની સાથે થયેલા વિગ્રહમાં એ ડચ સંસ્થાન અંગ્રેજ લોકોએ જીતી લીધું, અને ૧૬૬૭માં થયેલી બ્રેડાની સલાહથી તે પૂર્ણપણે અંગ્રેજોના તાબામાં આવ્યું. ચાર્લ્સ રાજાએ એ સંસ્થાન તેના ભાઇ જેમ્સને હવાલે કર્યું અને તે ઠેકાણે પ્રોપ્રાયટરી—જમીનદારી પધ્ધતિ સ્થાપવામાં આવી, અને તે પધ્ધતિ ઘણા કાળ સુધી ચાલી. ૧૬૮૨ સુધી એ સંસ્થાનના લોકોને બીજા સંસ્થાનો પ્રમાણે ધારાસભામાં સભાસદ ચુંટી મોકલવાનો હક નહતો. જેમ્સ ડયૂક ઑફ યૉર્કના નામ ઉપરથી આ સંસ્થાનનું નામ ન્યૂ યૉર્ક પડયું.

એ ન્યૂ યૉર્ક સંસ્થાનનો પશ્ચિમ ભાગ જેમ્સે એક ગ્રહસ્થને આપી દીધો, અને તે ઠેકાણે થોડા વખતમાં એક બીજાું સંસ્થાન કરવામાં આવ્યું તેનું નામ ન્યૂ જર્સિ.

૧૬૬૩માં વર્જિનિયા અને દક્ષિણ તરફ સ્પેનના તાબાના ફ્લૉરિડા સંસ્થાન વચ્ચે એક નવું સંસ્થાન સ્થાપવાની સનદ કેટલાક વજનદાર લોકને આપવામાં આવી. જે ઠેકાણે આ નવું સંસ્થાન સ્થાપવાનું હતું ત્યાં ન્યૂ ઇંગ્લડ, બારએડોઝ, અને વર્જિનિયાથી ઘણા લોકો આવી રહેવા લાગ્યા. આ સંસ્થાનને કૅરૉલિના નામ આપવામાં આવ્યું. આ સંસ્થાનના ઉત્તર ભાગની જમીન ફળદ્રુપ નહિ હોવાથી ત્યાં ખેતી કરવી શકય હતી નહિ, પરંતુ દક્ષિણ ભાગની જમીન રસાળ હોવાને લીધે ત્યાં ખેતી કરવામાં આવી, અને એ ખેતી કરવા માટે આફ્રિકામાંથી હબસી ગુલામોને લાવવામાં આવ્યા. આ સંસ્થાનમાંના ઘણાખરા જમીનદારો સંસ્થાનમાં ન રહેતાં ઇંગ્લૅડમાં રહેતા હતા, તેથી ત્યાંના હબસી ગુલામો વારંવાર ટંટા ફિસાદ કરતા.

બીજા ચાર્લ્સ રાજાની કારકીર્દીની આખરે પેન્સિલવૅનિયા નામનું સંસ્થાન સ્થપાયું. ૧૬૮૧માં વિલિઅમ પેન નામના એક ગ્રહસ્થે ડેલાવેરની પશ્ચિમે આ સંસ્થાન સ્થાપ્યું હતું. આ સંસ્થાનની રાજ્યઘટના ઠરાવવાનો અધિકાર તેને મળ્યો હતો. તેથી સંસ્થાનવાસીઓના વિચારને અનુસરીને રાજ્યકારભાર ચલાવવા એવા હેતુથી ૧૬૮૨માં તેણે એક રાજ્ય-બંધારણ તૈયાર કર્યું. અને ૧૬૮૨માં આ સંસ્થાનમાં ફિલાડેલફિયા નામનું એક શહેર સ્થાપવામાં આવ્યું. ધાર્મિક બાબતમાં આ સંસ્થાનમાં કોઇપણ પ્રકારનો પ્રતિબંધ ન હોવાને લીધે ડચ, જર્મન વિગેરે લોકોપણ આ ઠેકાણે આવી રહેવા લાગ્યા. આ સંસ્થાનની રાજ્ય-ઘટના ઘણા ઉદાર ધોરણની હતી તેમજ સંસ્થાનવાસીઓને ઘણો અધિકાર આપવામાં આવ્યો હતો; તોપણ ધારાસભા અને કારોબારીસભા એ બે ખાતાં વચ્ચે ઉપરાઉપરી ઘણા વાંધા પડતા હતા.

આવી રીતે ૧૭મા સૈકામાં વેપાર અને સંસ્થાનોની બાબતમાં ઇંગ્લૅડ ઉંચામાં ઉંચું સ્થાન પટકાવી પડ્યું હતું. આફ્રિકા, હિંદુસ્થાન વગેરે દૂરદૂરના દેશમાં તેઓએ પોતાના વેપારી થાણાં કર્યાં હતાં, અને ઉત્તર અમેરિકા

અને વેસ્ટ ઈન્ડીઝ ટાપુઓમાં પોતાના સંસ્થાનો સ્થાપ્યાં હતાં. અંગ્રેજ લોકોએ બળ, ઉત્સાહ, કર્તૃત્વશક્તિ અને ચિવ્વટપણાને લીધે વેપાર અને સંસ્થાનોની બાબતમાં પહેલેથીજ આગળ વધેલાં પોર્ટુગલ, સ્પેન, હૉલૅંડ વગેરે દેશોને પાછળ મૂકી દીધા અને ફ્રાન્સના ૧૪મા લુઇ રાજાના વખતમાં વેપાર અને સંસ્થાનો માટે બહાર પડેલા ફ્રાન્સ દેશ સાથે સમુદ્ર ઉપર ટક્કર ઝીલી. આ પ્રમાણે સ્પેન, પોર્ટુગલ, હૉલૅંડ, ફ્રાન્સ વગેરે દેશો સાથે ટક્કર લઈ જો કે ઇંગ્લૅંડે પોતાનો વેપાર વધાર્યો અને સામ્રાજ્ય વિસ્તૃત કર્યું, તોપણ સંસ્થાન એટલે માતૃભૂમિના ફાયદા માટે સ્થાપન કીધેલાં ઠેકાણાં, અને તે માટે ત્યાંની રાજ્યવ્યવસ્થા, વેપાર અને ઉદ્યોગ-ધંધાની બાબતમાં માતૃભૂમિએ બાંધેલાં બંધનો સંસ્થાનવાસીઓએ મુંગે મોઢે સહન કરવાંજ જોઈએ એવી તે કાળના રાજ્યકર્તાઓની સમજણ હોવાને લીધે એ પ્રશ્નનો કાયમનો નિકાલ લાવવાને માટે માતૃભૂમિ અને સંસ્થાનો વચ્ચે ઝગડા ઉઠશે એવું સ્પષ્ટપણે દેખાવા લાગ્યું હતું.

# પ્રકરણ ૧૨મું

---

## ૨જો ચાર્લ્સ

### (૧૬૬૦–૧૬૮૫)

૧૬૬૦–૧૬૬૫, પ્યુરિટન અને રોમન કૅથૉલિક પંથો વિરૂદ્ધ કાયદા કરવામાં આવ્યા:—૧૬૬૫–૧૬૬૭, બીજો ડચ વિગ્રહ.—૧૬૬૭, ડચ લોકો સાથે બ્રેડાની સંધિ.—૧૬૭૦, ફ્રાન્સ સાથે ડોવરની ગુપ્ત સંધિ.—૧૬૭૨, ચાર્લ્સે ડેકલેરેશન ઑફ ઈંડલજન્સ નામનું ફરમાન કાઢ્યું.—૧૬૭૩, ટેસ્ટ ઍક્ટ નામનો કાયદો પસાર થયો.—૧૬૭૭, જેમ્સની છોકરી મેરીનું ઑરેન્જના રાજપુત્ર વિલિઅમ સાથે લગ્ન.—૧૬૭૯–૮૦, જેમ્સને રાજ ન મળે એવા ઉદ્દેશથી એક્સક્લૂઝન બિલ પાર્લમેન્ટમાં આવ્યું.

ઈંગ્લૅંડમાં લોકસત્તાક રાજ્ય પદ્ધતિ સ્થાપવાનો પ્રયોગ છેલ્લાં ૧૧ વર્ષમાં તદ્દન નિષ્ફળ નીવડ્યો, અને લોકસત્તાક રાજ્ય પધ્ધતિને બદલે બિનજવાબદાર લશ્કરીસત્તાક રાજ્ય સ્થપાશે કે શું એવી અંગ્રેજ લોકોને ભીતિ લાગવા માંડી. ત્યારે જો બને તો પાછી રાજસત્તા સ્થાપવી એવા હેતુથી ૧૬૬૦ના એપ્રિલ મહિનામાં જનરલ મંકની સૂચના પ્રમાણે *કન્વેન્શન પાર્લમેન્ટ ભરવામાં આવી.

---

*નોંધ.—'કન્વેન્શન' પાર્લમેન્ટ.—

પાર્લમેન્ટની સભા જ્યારે બોલાવવાની હોય છે ત્યારે તે બોલાવવા માટે રાજાની આજ્ઞાની જરૂર હોય છે. પરંતુ આ વખતે ઈંગ્લૅંડમાં રાજા નહિ હતો, તેથી આ પાર્લમેન્ટ રાજાની આજ્ઞા વગરજ મળી હતી; તોપણ હંમેશની રૂઢીને અનુસરીનેજ જુદાં જુદાં પરગણાં અને શહેરોના પ્રતિનિધિઓ આમની સભામાં અને હંમેશના રિવાજ પ્રમાણે ઉમરાવો ઉમરાવની સભામાં આવ્યા હતા. રાજાની આજ્ઞાવિના આ સભા ૧૬૬૦માં મળી હતી તેથી તેને 'કન્વેન્શન' પાર્લમેન્ટ કહે છે.

એ સભાએ પહેલા ચાર્લ્સના પુત્ર ચાર્લ્સને બીજા ચાર્લ્સ તરીકે ઈંગ્લૅંડની ગાદી સ્વીકારવાનું આમંત્રણ મોકલ્યું. ગયાં ૧૧ વર્ષ થયાં ચાર્લ્સ એક સાધારણ માણસ તરીકે આખા યુરોપમાં આમતેમ ભટકતો ફરતો હતો, તેથી તેણે ઇંગ્લૅંડ તરફથી આવેલાં આ આમંત્રણને ઘણા આનંદથી સ્વીકારી લીધું.' અને છેલ્લાં ૧૧ વર્ષમાં થયેલી બધી બીના ભૂલી જવાનું ચાર્લ્સે વચન આપ્યું તેથી અંગ્રેજ પ્રજાએ ઘણા સત્કાર પૂર્વક તેનું સ્વાગત કર્યું. આવી રીતે ૧૬૬૦ના મે મહિનાની ૨૯મી તારીખે તેની વંશપરંપરા ચાલી આવેલી ઈંગ્લૅંડની ગાદીપર તે અધિષ્ઠિત થયો.

આ વખતે ચાર્લ્સની ઉમ્મર ૩૦ વર્ષની હતી. એ પૂર્વેનાં ૧૪ વરસ એક ભિખારીની માફક આખા યુરોપમાં તેને ભટકવું પડ્યું હતું. તેની રખડપટ્ટી દરમ્યાન તેનું આચરણ ઘણું દુરાચારી હતું. જ્યારે તે ફ્રાન્સમાં રહેતો હતો ત્યારે વિલાસી આચરણથી તેના મનપર ઘણી માઠી અસર થઈ હતી. પોતાનો સ્વાર્થ સાધવા માટે સારાનરસા ગમે તેવા ઉપાય કામે લગાડતાં તેને જરાપણ ખટકો થતો નહિ. પણ પરદેશમાં ૧૧ વરસની રખડપટ્ટીમાં તેને ઘણો કડવો અનુભવ થયાથી ફરીથી પાછો દેશત્યાગ કરી પ્રવાસે જવું નપડે એવી રીતે વર્તવાનો દૃઢ નિશ્ચય તેણે મનમાં કરી રાખ્યો હતો. તેથી શરૂઆતમાં તો પ્રજાનું મન ન દુભાય એવી રીતે જેટલો સ્વાર્થ સધાય તેટલો સાધવાના પ્રયત્ન તેણે કર્યા.



રજો ચાર્લ્સ

**ચાર્લ્સનો સ્વભાવ.**—ચાર્લ્સ દેખાવડો નહિ હતો, પણ તેનો સ્વભાવ મિલનસાર, હાવભાવ મોહક, અને વાણી મધુર હોવાથી સર્વે ઉપર તે પોતાની છાપ તરત પાડતો. વખત વિચારીને વર્તવું, યોગ્ય અવસરની રાહ જોવી, જરૂર પડે તેટલાં વચનો આપવાં અને પ્રસંગ આવે તેનો ભંગ કરવો એવું ધારણ તેણે રાખ્યું હતું.

**કન્વેન્શન પાર્લમેન્ટ અને ચાર્લ્સ.**—ઇંગ્લૅંડમાં ગયાં ૧૧ વર્ષ થયાં લશ્કરી સત્તા સ્થાપિત થઈ હતી, અને તેથી કાયદેસર રાજકારભાર, રાજસત્તા અને શાંતિનો લોપ થવાથી ચાર્લ્સને પાછાં આવવાનું થયું. ઇંગ્લૅંડમાં પાછી રાજસત્તા સ્થાપવી કે નહિ એ નક્કી કરવા માટે કન્વેન્શન પાર્લમેન્ટ બોલાવવામાં આવી હતી. એ પાર્લમેન્ટના સભાસદોમાંના ઘણાએ પહેલા ચાર્લ્સ વિરૂદ્ધ યુદ્ધમાં ભાગ લીધો હતો. એટલે ૨જા ચાર્લ્સ સાથે તેમને વિશેષ લેપન જેવું કંઇ નહોતું. પણ છેલ્લાં ૧૧ વરસથી ચાલી રહેલી લશ્કરી સત્તા કરતાં વંશપરંપરાથી ચાલી આવેલી રાજસત્તા વધારે સારી એમ લાગવાથી તેઓએ ચાર્લ્સને ગાદીપર બોલાવ્યો. આ પ્રમાણે ઇંગ્લૅંડમાં રાજસત્તા પાછી સ્થાપ્યા પછી કન્વેન્શન પાર્લમેન્ટે રાજ્યકર્તાના અધિકારમાં ઘણી કાપકુપ કરી. ક્રૉમ્વેલના અમલમાં ઉભાં કરવામાં આવેલાં કાયમનાં લશ્કરને રજા આપવામાં આવી. આ પાર્લમેન્ટે મોટી ઉદારતાથી પરદેશી આયાત માલ અને દેશમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતા આવતા વેપારી માલપરની જકાતથી ઉત્પન્ન થતી સવા કરોડ રૂપીઆની વાર્ષિક ઉપજ ચાર્લ્સને આપી, પણ તેના સાટામાં પૂર્વેથી ચાલતી સરંજામી પદ્ધત્તિને અનુસરી જે ઉત્પન્ન રાજાને થતી હતી તેમાંની ઘણી રદ્દ કરી. ત્યારપછી પાર્લમેન્ટે ૧લા ચાર્લ્સ વિરૂદ્ધના યુદ્ધમાં જે જે લોકોએ ભાગ લીધો હતો, તે બધાને માફી બક્ષવાનો કાયદો પસાર કર્યો. પણ ૧૬૪૯માં ન્યાય કોર્ટમાં ચાર્લ્સને ફાંસી દેવાનો મત જે ૮૭ માણસોએ આપ્યો હતો તેઓનેજ ફક્ત આ માફીમાંથી બાતલ રાખવામાં આવ્યા હતા. એ ૮૭ માણસોમાંના ૨૪ માણસો તો અત્યાર અગાઉ મરણ પામ્યાજ હતા. ઘણા જણા તો યુરોપ નાસી ગયા હતા, અને બાકી રહેલાઓને પકડી ફાંસી દેવામાં

આવ્યા. વળી છેલ્લાં ૧૧ વરસ દરમ્યાન ચર્ચ અને રાજાની માલીકીની ઘણી જમીન જુદાજુદા માણસોને આપી દેવાઈ હતી તેથી રાજાની ખાનગી માલીકીની જમીન ઘણી ઓછી થઈ ગઈ હતી. તે બધી પાછી લઈ રાજવંશ અને ચર્ચને પાછી આપવામાં આવી. આટલું થયા પછી પાર્લમેન્ટ સમક્ષ જે મહત્ત્વનો અને તકરારી વિષય આવ્યો તે ધર્મનો હતો. આ વખતે ઈંગ્લૅંડમાંનાં ઘણાંખરાં દેવળોમાં પ્રેસ્બિટેરીઅન પંથના ધર્માધિકારીઓ અધિષ્ઠાતા હતા. કેટલાકોએ આગળના ધર્માધિકારીઓને કઢાવી મૂકી જગા મેળવી હતી. આવા પ્રકારની એકંદર પરિસ્થિતિ હોવાને લીધે ઈંગ્લૅંડમાં રાજસત્તા પુનઃ સ્થાપિત થયા પછી જુદા જુદા ધર્મપંથના ધર્માધિકારીઓએ ચળવળ શરૂ કરી પ્રેસ્બિટેરીઅન પંથના ધર્માધ્યક્ષોને કઢાવી મૂકી ઈંગ્લૅંડમાં પાછો એપિસ્કોપેલીઅન પંથ સ્થાપવાની જોસથી માગણી કરી. ત્યારે એ સંબંધે પાર્લમેન્ટે શું કરવું એ સવાલ થઈ પડયો. પરંતુ આ પ્રશ્નનું સમાધાનકારક છેવટ લાવવાનું અશક્ય લાગવાથી ૧૬૬૦ના ડિસેમ્બર મહિનામાં કન્વેન્શન પાર્લમેન્ટ બરખાસ્ત થઈ. ત્યારે એ ધાર્મિક પ્રશ્નનું સમાધાનકારક રીતે છેવટ લાવવાને માટે એ બંને પંથોના નીમે ભાગે સભ્યોની ચાર્લ્સે એક સભા બોલાવવાની યોજના કરી.

**૧૬૬૧ની પાર્લમેન્ટ.**—૧૬૬૧માં ચાર્લ્સની કારકીર્દીની બીજી પાર્લમેન્ટ ભરવામાં આવી. આ પાર્લમેન્ટમાં આગળની લશ્કરી સત્તા ઉપર જેને ઘણી ચીડ હતી એવા રાજનિષ્ઠ સભાસદોનું મતાધિક્ય હતું. તેથી એના તરફથી ચાર્લ્સને ઘણો અધિકાર મળ્યો. આ પાર્લમેન્ટમાં આગેવાન ગૃહસ્થ ક્લૅરેન્ડન હતો તેણે બધાના ઉપર પોતાનું વજન પાડ્યું હતું. તે રાજનિષ્ઠ હતો અને Divine Right of Kings—રાજાઓના ઈશ્વરી હકનો ઉપાસક હતો, તેથી રાજસત્તાને તે ટેકો આપે અને રાજ ચલાવવાનું કામ પોતાના ઉપર લઈલે એમાં કાંઈ નવાઈ પામવા જેવું નહોતું.

રાજાના હાથમાં સર્વ સત્તા હોવી જોઈએ એવો મત ધરાવનારા સભાસદોની બહુમતિ આ પાર્લમેન્ટમાં હોવાથી રાજસત્તાને અનુકૂળ

થાય એવા ઘણા કાયદા આ પાર્લમેન્ટે ઘડ્યા. રાજાની સંમતિ વિના પાર્લમેન્ટ સભાથી કોઈપણ કાયદો પાસ થાય નહિ, કોઈપણ પ્રસંગે રાજા વિરૂદ્ધ પ્રજાથી શસ્ત્ર ઉપાડાય નહિ, વગેરે સિદ્ધાંતો નક્કી કરી રાજની લશ્કરી અને નૌકાસૈન્યની તમામ સત્તા રાજાના હાથમાં સોંપી. આમ છેલ્લાં ૧૧ વર્ષોમાં પ્રજાને હાથે થયેલાં કૃત્યોનું જાણે વેર ન લેતા હોય તેમ ઉપર પ્રમાણે કાયદા ઘડવામાં આવ્યા હતા. પ્રેસ્બિટેરીઅન અને એપિસ્કોપેલીઅન એ બંને પંથો વચ્ચે સલાહ કરાવવા માટે જે સભા નીમવામાં આવી હતી તેના તરફથી કાંઈ ઈષ્ટ પરિણામ આવ્યું નહોતું; ત્યારે ધાર્મિક બાબતોનો કોઈ રીતે કાયમનો નીકાલ લાવવાના ઉદ્દેશથી ઘણા કાયદા કરવામાં આવ્યા. ૧૬૬૧માં કૉર્પોરેશન ઍક્ટ નામનો એક કાયદો ઘડાયો એ કાયદામાં આવશ્યક એક બાબત એ હતી કે મેયર, એલ્ડરમેન વગેરે મ્યુનિસિપૅલિટીના અને બીજી સ્થાનિક સંસ્થાઓના અધિકારીઓ એપિસ્કોપેલીઅન પંથના અનુયાયી હોવા જોઇએ.

૧૬૬૨માં પાર્લમેન્ટે ઍક્ટ ઑફ યુનિફૉર્મિટી—ભક્તિની સમાનતા એ નામનો કાયદો ઘડ્યો. આ કાયદાથી પ્યુરિટન પંથના ધર્માધિકારીઓએ ક્યાં તો એપિસ્કોપેલીઅન પંથ સ્વીકારવો અથવા પોતાનો અધિકાર છોડી દેવો, એ શિવાય તેઓ માટે બીજો કંઈ રસ્તોજ નહતો. ઇંગ્લૅંડનું પ્રાર્થનાનું પુસ્તક અને તેમાંની ૩૯ કલમો જેને કબૂલ હોય તેજ એપિસ્કોપેલીઅન પંથના કહેવાય એવું આ કાયદામાં ઠરાવવામાં આવ્યું, અને એ પુસ્તક બધા દેવળોમાં વાપરવું એવો હુકમ કાઢવામાં આવ્યો. આ કાયદાને લીધે ઘણા પ્રેસ્બિટેરીઅન પંથના લોકોને એપિસ્કોપેલીઅન પંથનો સ્વીકાર કરવો પડ્યો અને સામાન્યપ્રાર્થનાનું પુસ્તક કબૂલ કરવું પડ્યું. પરંતુ ૨૦૦૦ ચુસ્ત પ્યુરિટન પંથવાળાઓએ તેમ કરવા ના પાડવાથી તેઓને તેઓની અધિકારની જગા છોડવી પડી. આ કાયદાનો નિયમ એકલા ધર્માધિકારીઓનેજ લાગુ પાડવામાં આવ્યો હતો એમ નહતું પણ શાળાઓ અને વિશ્વવિદ્યાલયોને પણ તે લાગુ પાડવામાં આવ્યો હતો; તેથી એપિસ્કોપેલીઅન પંથના નહોય એવા ઘણા લોકોને

પોતાની જગા છોડવી પડી. પછી ૧૬૬૪માં કન્વેન્ટિકલ ઍક્ટ નામનો કાયદો થયો. એ કાયદાથી જેઓ એપિસ્કોપેલીઅન પંથના નહોય તેઓને તેઓના પંથની કોઈપણ સભા ભરવાની બંધી કરવામાં આવી હતી. ૧૬૬૫માં 'ફાઇવ માઇલ્સ ઍક્ટ' નામનો કાયદો ઘડાયો. આ કાયદામાં એવું ફરમાવ્યું હતું કે જેઓ એપિસ્કોપેલીઅન પંથના નહોય તેઓએ કોઈપણ શહેર કે મ્યુનિસિપૅલિટીવાળાં ગામની પાંચ માઇલની કક્ષામાં રહેવું નહિ. આ પાર્લમેન્ટ કૅવેલીઅર (રાજાના પક્ષની) પાર્લમેન્ટ કહેવાય છે ને તેણે આ પ્રમાણે ૧૬૬૧થી ૧૬૬૫ સુધીમાં ઇંગ્લૅંડમાં એપિસ્કોપેલીઅન પંથ પૂર્ણપણે સ્થાપવાના અને બીજા પંથોનો નાશ કરવાના ઉદ્દેશથી આવા સખત કાયદા ઘડ્યા હતા.

**ક્લૅરેન્ડન.**—ચાર્લ્સના ગાદીપર આવ્યા પછી તેની કારકીર્દીનાં પહેલાં સાત વર્ષમાં ક્લૅરેન્ડન તેનો મુખ્ય મંત્રી હતો. તેણે પાર્લમેન્ટ ઉપર પોતાની પૂરેપૂરી સત્તા ઝમાવી હતી. એ એપિસ્કોપેલીઅન પંથનો અભિમાની હતો, તેથી તેનીજ પ્રેરણાથી કૅવેલીઅર પાર્લમેન્ટે પ્યુરિટન અને પ્રેસ્બિટેરીઅન પંથવાળાઓની વિરૂદ્ધ આવા કડક કાયદા પસાર કર્યા હતા. પહેલા ચાર્લ્સની કારકીર્દીમાં તે લૉંગ પાર્લમેન્ટનો સભાસદ હતો, પણ પ્યુરિટન પંથવાળાઓએ ધાર્મિક વિષયમાં બીજા પંથવાળાઓની વિરૂદ્ધ જુલમ ચલાવ્યો હતો તેથી તે પછીથી રાજાના પક્ષને જઈ મળ્યો હતો. પહેલા ચાર્લ્સનો પણ એ મંત્રી હતો અને તેને સલાહ આપતો હતો, અને તેના મરણ પછી રાજપુત્ર ચાર્લ્સની સાથે યુરોપમાં નાસી ગયો હતો, અને ઘણાં વર્ષો તેની સાથે રહ્યો હતો. તેની છોકરી એન હાઈડને તેણે ચાર્લ્સના નાના ભાઈ જેમ્સ સાથે પરણાવી હતી. આ પ્રમાણે ગયાં ચૌદ વર્ષ ઇંગ્લૅંડની બહાર કાઢ્યાં હોવાથી ઈંગ્લૅંડના રાજ્ય-કારભાર સાથે તેનો સંબંધ તૂટયો હતો. તે પ્રમાણિક અને સરળ વર્તણુકનો ગૃહસ્થ હતો; અને રાજસત્તા અને પાર્લમેન્ટ, એ બંનેના અધિકાર મર્યાદામાં રહે અને બંને એકએકના ઉપર અંકુશ રાખે એવો તેનો મત હતો. પણ એ દૃઢ નિશ્ચયનો ન હોવાથી રાજા

અને પાર્લમેન્ટ એ બેમાંથી કોઇને સંતોષ આપી શક્યો નહિ. પરદેશી રાજનીતિની બાબતમાં સ્પેન સાથે દુશ્મનાવટ અને ફ્રાન્સ સાથે દોસ્તી એ ઇલિઝાબેથનુંજ ધોરણ તેણે રાખ્યું હતું. પણ હવે પછી ૧૪મા લુઈના વખતમાં ફ્રાન્સની મહત્ત્વાકાંક્ષા ઘણી વધવાથી ફ્રાન્સ સાથે દોસ્તી કરવી એ જોખમકારક હતું. પણ ફ્રાન્સ સાથે મૈત્રી રાખવી એ તેનું ધોરણ હતું, તેથી તેની સલાહ પ્રમાણે ચાર્લ્સે ડંકર્ક બંદર ફ્રાન્સને ૫૦ લાખ રૂપીએ વેચી દીધું.

**ચાર્લ્સનો વિલાસી દરબાર.**—ઉપર પ્રમાણે કૅવેલીઅર પાર્લમેન્ટ તરફથી ધાર્મિક બાબત સંબંધના કાયદા ઘડાતા જતા હતા ત્યારે ચાર્લ્સનો દરબાર તો ઘણો વિલાસી બની રહ્યો હતો. રજવાડામાં અને રાજકારભારના મોટા મોટા હોદ્દા ઉપર ગમે તેવા વિલાસી અને અક્કલશૂન્ય માણસોને ચાર્લ્સે નીમ્યા હતા. ખુશામતીઆ અને મશ્કરા લોકથી અને રાજા ઉપર મોહપાશ નાખનારી સ્ત્રીઓથી દરબાર ઉભરાઇ ગયો હતો અને તેથી ઘણું અનિષ્ટ પરિણામ નીપજ્યું હતું. દરબારમાં જ્યાં ત્યાં નાચરંગ અને ઇશકબાજી વધી ગઇ હતી. છેલ્લાં ચૌદ વર્ષમાં વધી પડેલા પ્યુરિટન પંથના લોકોના સાધુપણાનો જાણે બાડો કાટવાજ આ ઇશકબાજી અને વિલાસી જીવન આમ છચોક બહેક્યું નહોય એમ લોકોને લાગવા માંડયું હતું.

કલૅરેન્ડનનાં પ્રધાનપણાં દરમ્યાન જે મહત્ત્વની બીના બની હતી તે ડચ લોકો સાથે થયેલો વિગ્રહ હતો. કલૅરેન્ડનને આ વિગ્રહ તેની મરજી વિરૂધ્ધ કરવો પડ્યો હતો. વેપાર વિષયમાં આ બંને પ્રજાઓનાં હિત પરસ્પર વિરોધી હતાં, અને તેઓ વચ્ચે જબરી હરિફાઈ ચાલતી હતી તેથી લડાઈ જાગવી જો કે સ્વાભાવિક હતી, તોપણ રોમન કૅથૉલિક પંથી ફ્રાન્સના અમર્યાદ લોભને જવાબ આપવા માટે એ બંને પ્રજાએ સ્નેહસંબંધ રાખવો એ ઘણું જરૂરનું હતું. તોપણ વેપારી હરિફાઈને લીધે ૧૬૬૫માં એ બંને વચ્ચે લડાઈ ઉપસ્થિત થઈ. આ વખતે ઇંગ્લૅંડના અરમારનો ઉપરી મંક હતો, પણ સમુદ્રપર હૉલૅંડ સામે ઝઝુમવામાં તેને યશ મળ્યો નહિ. ૧૬૬૬ના જાનેવારી મહિનામાં થોડાં વહાણો વડે તેણે ડચ લોકોની ટક્કર લીધી, પણ

ડચ નૌકાસેનાપતિ ડી રાઇટરને હાથે તેનો પરાજય થયો.

**મરકી (૧૬૬૫)**—ડચ લોકો સાથે લડાઈ કરવા માટે તૈયારી ચાલતી હતી ત્યારે ૧૬૬૫માં ઇંગ્લૅંડમાં મરકી ફાટી નીકળી તેમાં ઘણાં માણુસો માર્યાં ગયાં. મરકીએ લંડનમાં તો હાહાકાર વર્તાવી મૂકયો હતો. એ મરકીમાં ૧ લાખ કરતાં વધારે માણુસો મરણુ પામ્યાં.

**લંડનમાં આગ, (૧૬૬૬).**—મરકીની આફતમાંથી લંડન મુકત થયું કે તરતજ તેનાપર બીજી આપત્તિ આવી પડી. એ આપત્તિ તે લંડનની ભયંકર આગ હતી. એ આગ શહેરના મધ્ય ભાગમાં લાગી હતી, અને પવન જોરથી વાતો હોવાથી ચોમેર પસરી અને ઘરો લાકડાનાં હતાં અને મધ્યયુગની બાંધણીની પધ્ધતિએ પાસેપાસે બંધાયેલાં હોવાથી આખું લંડન શહેર આગના મોંમાં સપડાઈ બળીને ખાખ થઈ થયું. આગ અકસ્માતથી લાગી નહોતી, પણુ રોમન કૅથૉલિક પંથવાળાઓએ લગાડી હતી એવી અફવા લોકોમાં જોસભેર ચાલી હતી. આ આગમાં લંડનમાં બે તૃતીયાંશ ઘરો નાશ પામ્યાં અને ઘણું નુકસાન થયું; તોપણુ એક રીતે એ આગથી લંડનને ફાયદો-જ થયો એમ કહેવું જોઈએ. મધ્યયુગમાં પાસેપાસે બંધાયેલાં રોગનાં મુખ્ય ધામ થઈ પડેલાં ગલીચ ઘરો આગમાં બળી જવાથી લંડન જેવાં ગીચ વસ્તીવાળાં શહેરમાં છૂટાં છૂટાં આરોગ્યકારક નવાં ઘરો બંધાયા એ ફાયદોજ થયો કહેવાય.

મરકી અને આગની બેવડી આફતમાંથી લંડન મુક્ત થયું કે તરતજ ડચ લોકો સાથે ચાલતા વિગ્રહમાં અંગ્રેજોની હાર થઈ, અને તેથી ૧૬૬૭માં ઇંગ્લૅંડને બ્રેડાની નીચું જોવડાવનારી સંધિ કરવી પડી. આ સલાહની શરતથી ક્રોમ્વેલની કારકીર્દીમાં પસાર કરવામાં આવેલા નૌકાયાનના કાયદાનો અમલ શિથિલ કરવામાં આવ્યો અને હૉલૅંડને કેટલીક વેપારી સવળતા કરી આપવી પડી. પણુ અમેરિકામાં ઇંગ્લૅંડના ન્યૂ ઇંગ્લૅંડ અને વર્જિનિયા, એ બે સંસ્થાનો વચ્ચે આવેલું ડચ લોકોનું ન્યૂ ઍમ્સ્ટર્ડૅમ સંસ્થાન બ્રેડાની સંધિથી ઇંગ્લંડને મળ્યું. પછી ન્યૂ ઍમ્સ્ટર્ડૅમ નામ બદલી નાંખી ચાર્લ્સના ભાઈ જેમ્સ, ડ્યૂક ઑફ યૉર્કના નામપરથી તેનું નામ ન્યૂ યૉર્ક રાખવામાં આવ્યું.

૧૬૬૭ની બ્રેડાની સંધિના અપયશનો ટોપલો કલૅરેન્ડન ને માથે ઢાલવવામાં આવ્યો. યુધ્ધની વ્યવસ્થા બરાબર ન કરવાનું અને લાંચ રૂશવત લેવાનું તહોમત તેનાપર મૂકવાનું પાર્લમેન્ટે ઠરાવ્યું. વાસ્તવિક રીતે જોતાં તો કલૅરેન્ડન શરૂઆતથીજ આ યુધ્ધની વિરૂધ્ધ હતો, અને એની મરજી ઉપરાંત યુધ્ધ શરૂ થયા પછી તેની સર્વ વ્યવસ્થા બીજાઓએ કરી હતી તેથી અપકીર્તિની કાળી ટીલિ તેને કપાળે ચોડવી જોઈતી નહોતી. પાર્લમેન્ટ તરફથી આપણને શિક્ષા નકકીજ થશે એમ કલૅરેન્ડન કળી ગયો હતો, તેથી તે ઇંગ્લૅંડ છાડી યુરોપ પલાયન કરી ગયો, અને જિંદગીનો બાકીનો ભાગ તેણે ત્યાંજ કાઢયો.

**કૅબૉલ પ્રધાનમંડળ**—કલૅરેન્ડને ઇંગ્લૅંડ છાડયું તેથી ચાર્લ્સને ઘણો આનંદ થયો. તેની જગાએ ચાર્લ્સે કેટલાક ખુશામતિયાઓનું એક પ્રધાન મંડળ નીમ્યું, અને રાજકારભારનું તમામ સૂત્ર તેના હાથમાં સોંપ્યું. આ નાનું પ્રધાન મંડળ કૅબૉલ સંજ્ઞાથી પ્રસિધ્ધ થયું છે. આ પ્રધાન મંડળમાં કલિફર્ડ, આર્લિંગટન, બકિંગહામ, ઍશ્લી અને લૉડરડેલ નામનાં પાંચ સભાસદો હતા. તેઓના નામના અંગ્રજી પહેલા અક્ષરો ઉપરથી આ મંડળને ઉપલી સંજ્ઞા મળી હતી એમ કહેવાય છે. આ મંડળના હાથમાં તમામ સત્તા આપવામાં ચાર્લ્સના બે હેતુ હતા. એક તો એ કે પાર્લમેન્ટની સત્તાથી રાજસત્તાને સ્વતંત્ર કરવી, અને બીજો ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક ધર્મ પાછો સ્થાપવો. એ બે હેતુ સાધવામાં આ સ્વાર્થસાધુ અને દુરાચરણી માણસો આપણને ઠીક કામ આવશે એમ ધારી તેણે આ કૅબૉલ પ્રધાન મંડળ નીમ્યું હતું.

એ બે હેતુઓ સાધવામાં ફ્રાન્સના રાજા ૧૪મા લુઈ તરફથી પણ મદદ મળશે એવી ચાર્લ્સની ખાતરી હતી. લુઈ ચુસ્ત રોમન કૅથૉલિક હતો, અને ઘણો રાજ્યલોભી હતો. તેથી ફ્રાન્સની સીમા ર્‌હાઈન નદી સુધી લઈ જવાનો તેણે નિશ્ચય કર્યો હતો. એ નિશ્ચય પાર પાડવા માટે સ્પેનના તાબાનું નેધરલૅંડ અને ર્‌હાઈન નદીની પેલી તરફનાં કેટલાંક નાનાં રાજ્યો ગળકાવવાનો તેનો પ્રયત્ન કેટલાક વખતથી ચાલુજ હતો, અને હૉલૅંડ સાથે દરીઆપર ટક્કર લેવામાં ઇંગ્લિશ નૌકાસૈન્ય

આપણને કામ લાગશે એમ કળી જઈ તેણે રાજા ચાર્લ્સ સાથે સ્નેહ-સંબંધ બાંધવા ક્યારનોએ પ્રયત્ન શરૂ કરી દીધો હતો. લુઇના આ હેતુ વિષે કોઇને શક ન જાય અને હેતુ સંપૂર્ણપણે પાર પડે એ મતલબથી તેણે હૉલૅંડ અને સ્વીડન સાથે ચાલતું યુદ્ધ એકદમ બંધ કર્યું, અને તે દેશો સાથે સંધિ કરી દીધી. પછી ૧૬૭૦ના મે મહિનામાં રાજા ચાર્લ્સ સાથે ડોવરનો ગુપ્ત કરાર કર્યો. આ કરારમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે ચાર્લ્સે લુઇને હૉલૅંડ વિરૂદ્ધ મદદ કરવી, અને તે બદલ ચાર્લ્સને ફ્રાન્સ તરફથી દર વર્ષે ૩૦ લાખ રૂપીઆ મળે; અને ચાર્લ્સ ઇંગ્લૅંડમાં રોમન કૅથૉલિક પંથની સ્થાપના કરે, તેમાં જો ઇંગ્લિશ પ્રજા બંડ કરે તો તે બંડ દાબી દેવા માટે લુઇ ચાર્લ્સને ૬૦૦૦ સૈનિકોની મદદ આપે.

૧૬૭૦માં ફ્રાન્સ સાથે ગુપ્ત કરાર કર્યા પછી ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી અને બે વર્ષ સુધી પાછી બોલાવી નહિ. પછી કંઇપણ કારણ બન્યું નહિ હતું છતાં લુઇ સાથે થયેલા કરાર પ્રમાણે ચાર્લ્સે એકદમ હૉલૅંડ સાથે લડાઇ જાહેર કરી. લુઇએ પણ હૉલૅંડ સામે લડાઈ જાહેર કરી એક ફ્રેન્ચ લશ્કર સ્પૅનિશ નેધર્લૅન્ડમાં મોકલ્યું. આ ફ્રેન્ચ સૈન્યની સામું હૉલૅંડનો બચાવ કરવો તે ડચ લોકો માટે ઘણું અઘરૂં કામ હતું. તોપણ ઘણી બહાદુરીથી ડચ લોકોએ ફ્રેન્ચ સૈન્ય સાથે લડી તેને આગળ વધતાં ખાળ્યાં. આ વખતે હૉલૅંડનો નેતા વિલિઅમ ઑફ ઑરેન્જ હતો. તેણે હૉલૅંડનું દરિયાથી રક્ષણ કરતી દિવાલ જેને ડાઇક કહે છે તે તોડાવી પાડી તમામ પ્રદેશ જળમય કરી દીધો, એટલે ફ્રેન્ચ સૈન્યને પાછા ગયા વગર બીજો રસ્તોજ રહ્યો નહિ (૧૬૭૨).

વચમાં લુઈ સાથે કરેલા ગુપ્ત કરારની શરત પ્રમાણે રોમન કૅથૉલિક પંથની પાછી સ્થાપના કરવાના હેતુથી ચાર્લ્સે ડિક્લેરેશન ઑફ ઇન્ડલ-જન્સ (ધાર્મિક છૂટ આપનારો કાયદો) નામનું જાહેરનામું કાઢ્યું. એ જાહેરનામાથી પૂર્વે ઘડાયેલા રોમન કૅથૉલિક પંથ વિરુધના સઘળા કાયદા રદ કરવામાં આવ્યા હતા.

ઇંગ્લૅંડના હિત માટે ચાર્લ્સની બેદરકારી અને રોમન કૅથૉલિક

પંથ તરફ ઢળતું વળણ અંગ્રેજી પ્રજાને પસંદ પડતાં હતાં નહિ. તેથી તેણે ચાર્લ્સની રાજનીતિ વિરુધ્ધ ચળવળ શરૂ કરી. ત્યારે એ ચળ-વળને આગળ વધતી અટકાવવા માટે ૧૬૭૩માં પાર્લમેન્ટને બોલા-વવાની ચાર્લ્સને ફરજ પડી. આ પાર્લમેન્ટે ચાર્લ્સે પ્રસિધ્ધ કરેલા 'ડિક્લેરેશન ઑફ ઇન્ડલજન્સ' નામના જાહેરનામાને પાછું ખેંચી લેવડાવ્યું એટલુંજ નહિ પણ ૧૬૭૩માં 'ટેસ્ટ ઍક્ટ' નામનો કાયદો પસાર કર્યો. એ કાયદામાં એવું ફરમાવવામાં આવ્યું હતું કે ઇંગ્લૅંડના એપિસ્કોપેલીઅન પંથની બહારના કોઇપણ ગૃહસ્થને રાજ્યકારભારમાં કોઇપણ નોકરી મળે નહિ અને જે કોઇ નોકરીમાં હોય તેને તેની નોકરીમાંથી કમી કરવો. આ કાયદો પસાર થયાને લીધે કૅબૅાલ પ્રધાન મંડળના બે પ્રધાનો અર્લિંગ્ટન અને કિલફર્ડ જેઓ રોમન કૅથૉલિક પંથના હતા તેમને કાઢી મૂકવાની ચાર્લ્સને ફરજ પડી. આવી રીતે કલૅરેન્ડન પછી સ્થપાયેલાં કૅબૅાલ પ્રધાનમંડળમાં ટૂટ પડી. ચાર્લ્સનો ભાઈ જેમ્સ ડ્યૂક ઑફ યૉર્ક જે લૉર્ડ હાઈ ઍડમિરલ—નૌકાસેનાધિ-પતિ હતો તેણે છચોક રોમન કૅથૉલિક પંથનો સ્વીકાર કર્યો હતો તેથી 'ટેસ્ટ એક્ટ'ના પ્રભાવે તેને તેની પદ્વિપરથી ઉતારી પાડવામાં આવ્યો.

ઉપર પ્રમાણે રોમન કૅથૉલિક પંથવાળાઓને મળેલી છુટછાટ કાઢી નાખ્યા પછી પરદેશી રાજનીતિમાં પણ પાર્લમેન્ટે ચાર્લ્સનું ધોરણ બદલી નાખી ૧૬૭૮માં હૉલૅંડ સાથે સલાહ કરી. આ પ્રમાણે પોતાનું ધોરણ પાર્લમેન્ટ તરફથી સંપૂર્ણપણે બદલાઈ જતું જ્યારે ચાર્લ્સના સમજવામાં આવ્યું ત્યારે ફરીથી ઇંગ્લૅંડ છોડી યુરોપ મુસાફરીએ જવાનો વખત પાછો ન આવે એ હેતુથી ચાર્લ્સે ગુલાંટ ખાઈ પાર્લમેન્ટની રાજનીતિને સંમતિ આપી. પછી ડૅન્બી નામના ગૃહસ્થને મુખ્ય પ્રધાન નીમ્યો. પાર્લમેન્ટના સભાસદોને લાંચ રૂશવતથી વશ કરી પોતાની બાજુના કરી લેવાની કળા ડૅન્બીને બરાબર આવડતી હતી તેથી તે ચાર્લ્સને ઘણો ઉપયોગી થઈ પડયો. જો કે હૉલૅંડ સાથે સલાહ કરવામાં ચાર્લ્સે સંમતિ આપી હતી તોપણ તેણે પોતાનું ધોરણ બદલ્યું નહોતું પણ તેના દિલની મુરાદ વિષે કોઇને શંકા ન જાય એ મતલબથી

ફ્રાન્સનો શત્રુ વિલિઅમ ઑફ ઑરેન્જ જે હૉલૅંડનો એક રાજપુત્ર હતો તેની સાથે તેની ભત્રીજી જેમ્સની છોકરી મેરીને ૧૬૭૭માં પરણાવી.

આ વખતે પાર્લમેન્ટમાં શૅફ્ટસ્બરી નામનો એક ગૃહસ્થ આગળ પડવા લાગ્યો. તે ચુસ્ત પ્રૉટેસ્ટન્ટ પંથનો અનુયાયી હતો, તેથી મુખ્ય પ્રધાન ડૅન્બીની પડતી કરી રાજ્યની લગામ પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન તેણે શરૂ કર્યો. ૧૬૭૮માં ડૅન્બીને મુખ્ય પ્રધાનના હોદ્દા ઉપરથી ઉતારી પાડવામાં આવ્યો. ફ્રાન્સ અને ચાર્લ્સ વચ્ચે જે ગુપ્ત કરાર થયો હતો તે ઉપર માત્ર ચાર્લ્સના કહ્યાથીજ ડૅન્બીએ સંમતિ આપી હતી. એ ગુપ્ત કરાર ઉઘાડો પડી ગયા પછી પાર્લમેન્ટે ડૅન્બીપર કામ ચલાવી આ ગુપ્ત કરારની સઘળી જોખમદારી તેના ઉપર ઢોળી. જોકે રાજાની આજ્ઞાથીજ મેં સંમતિ આપી હતી એમ ડૅન્બીએ કહ્યું તોપણ એ બાબતમાં સંમતિ આપવા માટે તો સંપૂર્ણપણે જવાબદાર છે એમ કહી, અને રાજા પ્રધાનની સલાહ વગર સ્વતંત્રપણે કોઇપણ બાબત કરતો નથી એવો સિધ્ધાંત સ્થાપિત કરી ફ્રાન્સ સાથે કરેલા ગુપ્ત કરાર માટે તેને જવાબદાર ગણી પાર્લમેન્ટે ડૅન્બીને લંડનના કિલ્લામાં કેદ કર્યો. આ પ્રસંગ પછી રાજાનો પ્રધાન પોતાના દરેક રાજકીય કામ માટે પાર્લમેન્ટને પૂરેપૂરો જવાબદાર છે એ ઇંગ્લિશ રાજ્યનીતિનું તત્વ માન્ય થયું.

ડૅન્બીની પડતી થયા પછી ફ્રાન્સ સાથે થયેલા ગુપ્ત કરારના સંબંધમાં સર્વત્ર બૂમાટો થઇ રહ્યો અને ફ્રાન્સના રાજાના સૈન્યની મદદથી ઇંગ્લૅંડમાં રોમન કૅથૉલિક પંથ પુનઃ સ્થાપવા પ્રયત્ન થનાર છે એવી અફવા જોસભેર ઉડી. આ સર્વેનું મૂળ ચાર્લ્સ હતો તે વાત તો જાણીતી હતીજ. પરંતુ જો ચાર્લ્સનું નામ લઇશું તો રાજ્યસત્તાવાદીઓ તરફથી આપણને ટેકો મળશે નહિ એમ શૅફ્ટસ્બરીના નેતૃત્વ નીચેના પાર્લમેન્ટના સઘળા સભાસદો કળી ચૂકયા હતા. તેથી ચાર્લ્સનું નામ લેવાની તેઓએ હિંમત કરી નહિ. ઇંગ્લૅંડમાં આવા પ્રકારનું રાજકીય વાતાવરણ હતું ત્યારે 'ટાઇટસ ઓટસ્' નામના ગૃહસ્થે "ચાર્લ્સ રાજાનો વધ કરી ફ્રેન્ચ લશ્કરની મદદથી ઇંગ્લૅંડમાં

રોમન કૅથૉલિક પંથ સ્થાપવા અને ચાર્લ્સના ભાઇ જેમ્સને ઇંગ્લૅંડનો રાજા બનાવવા રોમન કૅથૉલિક પંથવાળાઓએ એક તરકટ રચ્યું છે" એવી અફવા ચલાવી (૧૬૭૮). આ અફવા તરતજ સઘળે પ્રસરી ગઇ અને રોમન કૅથૉલિક પંથવાળાઓ વિરુધ્ધ લોકમત ઘણો ઉશ્કેરાઇ ગયો અને કેટલાક રોમન કૅથૉલિકોને આરોપી તરીકે પકડવામાં આવ્યા.

પછી ૧૬૭૯માં નવી પાર્લમેન્ટની ચૂંટણી થઇ. આ પાર્લમેન્ટ તરફથી ટેકો મળશે એમ લાગવાથી શૅફ્ટસ્બરીએ ચાર્લ્સનો ભાઇ જેમ્સ, ડ્યૂક ઑફ યૉર્ક રોમન કૅથૉલિક પંથનો છે માટે તેને બાજુએ મૂકી કોઇ પ્રૉટેસ્ટન્ટ પંથના વારસને ચાર્લ્સ પછી ઇંગ્લૅંડની ગાદી મળે એ મતલબનું બિલ—કાયદાનો ખરડો પાર્લમેન્ટમાં રજુ કર્યો. પણ આમ પોતાના ભાઇનો ગાદીપરનો હક રદ થતો જોઈ એ બિલ પસાર થાય તે પૂર્વે ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી. જો કે આ પાર્લમેન્ટમાં ગાદીના વારસા માટેનો કાયદો પાસ થયો નહિ તોપણ બીજો એક અગત્યનો કાયદો થયો તેનું નામ 'હેબીઅસ કૉર્પસ ઍક્ટ.' (૧૬૭૯). આ કાયદો થયો તે પૂર્વે ગમેતે શખસને ન્યાય કોર્ટમાં તપાસ થયા વગર દિવસોના દિવસ સુધી તુરંગમાં સડ્યાં કરવું પડતું હતું. આ કાયદાથી તે રિવાજ બંધ પડ્યો. માત્ર શક ઉપરથીજ જો કોઇપણ માણસને તુરંગમાં નાંખવામાં આવ્યો હોય તો તુરંગના રખેવાળને અને ચોકસી ન કરનાર ન્યાયાધીશ બંનેને આ કાયદામાં જવાબદાર ગણવામાં આવ્યા. શક ઉપરથી પકડાયલા માણસને લાગલોજ તપાસ માટે ન્યાયાધીશ આગળ રજુ કરવો જોઇએ અને ગુનાહની તપાસ થવી જોઇએ એવી કલમ જો કે મૅગ્ના ચાર્ટામાં હતી, તોપણ સ્ટુઅર્ટ વંશની કારકીર્દીમાં તે ફરીથી પસાર કરવાની જરૂર પડી. ૧૬૭૯માં પાર્લમેન્ટ બરખાસ્ત કરી. પછી જે બીજી પાર્લમેન્ટ બોલાવી તેમાં પણ આગળ પ્રમાણેજ શૅફ્ટસ્બરીનું જોર હતું. આ વખતે લોકમતનું વાતાવરણ રોમન કૅથૉલિક પંથની વિરૂધ્ધ હોવાથી જેમ્સ ગાદીપર ન આવે અને તેને બદલે ચાર્લ્સનો અનૌરસ પુત્ર ડ્યૂક ઑફ મનમથને ગાદી મળે એમ કરવા માટે શૅફ્ટસ્બરીએ

એક કાવત્રું રચ્યું. પણ જેમ્સની છોકરી મેરીનો હક બાજુએ સેરવી મનમથને ગાદી મળે તે અંગ્રેજ પ્રજાને પસંદ પડ્યું નહિ, તેથી શૅફ્ટસ્બરીને ફત્તેહ મળી નહિ.

શૅફ્ટસ્બરીએ અને ટાઇટસે ચલાવેલી અફ્વા તદ્દન ખોટી છે એમ લોકો સમજી ગયેલા હોવાથી શૅફ્ટસ્બરીનો લાગવગ ઘણો ઓછો થઇ ગયો હતો. તેણે પાર્લમેન્ટમાં 'એક્સક્લૂસ્ઝન બીલ—જેમ્સને ગાદીવારસમાંથી બાતલ કરનારૂં બિલ રજુ કર્યું, અને તે બિલ આમની સભાએ ૧૬૭૯માં અને ૧૬૮૦માં એમ બે વખત પસાર કર્યું, પણ ઉમરાવની સભાએ એ બિલને સંમત્તિ આપી નહિ, તેથી એ બિલ કાયદો થયું નહિ, અને ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી (૧૬૮૧.) આ 'વારસા બાતલ બિલ'ના સંબંધમાં જે બે પક્ષો પડી ગયા હતા તે પક્ષો હવેથી જુદી જુદી સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા. જેઓ બિલની વિરૂધ્ધ હતા તેઓ ટોરી કહેવાયા, અને જેઓ બિલની તરફેણમાં હતા તેઓ વ્હિગ કહેવાયા. શરૂઆતમાં તો આ બે નામો ટોળ કરવા માટે વપરાયાં હતાં, પણ આગળ જતાં રૂઢ થઇ બે સામસામા રાજ્યદ્વારી પક્ષનાં એ નામ થઇ પડ્યાં.

ટાઇટસ ઓટ્સે ફેલાવેલી ખોટી અફ્વાને લીધે ઉશ્કેરાયલી રોમન કૅથૉલિકો વિરૂધ્ધની લોક લાગણી જો કે ઘણી ઓછી થઇ ગઇ હતી, તોપણ રસેલ અને સિડનીની સલાહથી શૅફ્ટસ્બરીએ ૧૬૮૩માં ચાર્લ્સનું ખુન કરવાનું કાવત્રું રચ્યું. પણ એ કાવત્રું પકડાઇ ગયું. ત્યારે શૅફ્ટસ્બરી ઈંગ્લૅંડમાંથી પલાયન કરી ગયો. ખરૂં જોતાં તરકટ વ્હિગ પક્ષમાંના થોડાજ માણસોએ રચ્યું હતું, તોપણ કાવત્રું પકડાઇ ગયા પછી એ પક્ષનું જોર ઘણું ઓછું થઇ ગયું. એ કાવત્રામાં જેઓએ આગેવાન ભાગ લીધો હતો તે સઘળાને ફાંસી દેવામાં આવી.

આ પ્રમાણે તેની વિરૂધ્ધના વ્હિગ પક્ષના આગેવાનોનો નાશ થયા પછી અનિયંત્રિતપણે રાજ કરવાની અને રોમન કૅથૉલિક પંથનો પ્રચાર કરવાનો પોતાનો અંતિમ હેતુ સાધવાની ચાર્લ્સને ઠીક સંધિ મળી. આ પછી બે વર્ષ સુધી તેણે પાર્લમેન્ટ બોલાવી નહિ,

અને રોમન કૅથૉલિક પંથનો પ્રચાર કરવા માટે કાયમનું લશ્કર વધાર્યું. એ બે વરસમાં પ્રજાની સ્વતંત્રતાપર તરાપ મારનારાં કેટલાંક કામો તેણે કર્યાં. આ પ્રમાણે પોતાની સત્તા વધારવાની કોશિશ કરતાં કરતાં ૧૬૮૫ના ફેબ્રુઆરી માસમાં એકાએક માંદો પડી ૫૫ વર્ષની ઉમ્મરે તે મરણ પામ્યો. મરણ સમયે પોતે રોમન કૅથૉલિક પંથનો અનુયાયી છે એમ સ્પષ્ટ રીતે તેણે જાહેર કર્યું.

# પ્રકરણ ૧૩ મું

---

## ૨જો જેમ્સ

### ( ૧૬૮૫–૧૬૮૮ )

૧૬૮૫, સેજમૂરની લડાઈ.—૧૬૮૭, જેમ્સે 'ડિક્લેરેશન ઑફ્ ઇંડલજન્સ' નામનું જાહેરનામું કાઢ્યું.—૧૬૮૭, જેમ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી.—૧૬૮૮, 'ડિક્લેરેશન ઑફ્ ઇંડલજન્સ' બીજી વાર પ્રગટ થયું.—૧૬૮૮ (૧૦મી જૂન), જેમ્સને ત્યાં પુત્રનો જન્મ.—૧૬૮૮ (૩૦મી જૂન) સાત ધર્માધ્યક્ષો દોષરહિત ઠર્યા.—૧૬૮૮ (૩૦મી જૂન), ઑરેન્જના રાજપુત્ર વિલિઅમને ઇંગ્લૅંડની ગાદી સ્વીકારવાનું નિમંત્રણ.—૧૬૮૮ (૫મી નવેમ્બર), વિલિઅમનું ઇંગ્લૅંડમાં આગમન.—૧૬૮૮ (૨૩મી ડિસેમ્બર), ૨જો જેમ્સ રાજપાટ છોડી ઇંગ્લૅંડથી પલાયન કરી જાય છે.—૧૬૮૯ (જાનેવારી), 'કન્વેન્શન પાર્લમેન્ટ'ની બેઠક અને 'ડિક્લેરેશન ઑફ્ રાઇટ્સ' નામના કાયદાનો મુત્સદ્દો તૈયાર થયો.—૧૬૮૯ (ફેબ્રુઆરી), વિલિઅમ અને મેરીને ઇંગ્લૅંડના રાજ્યકર્તા તરીકે જાહેર કર્યાં.

૨જા ચાર્લ્સના મરણ પછી તેનો ભાઈ જેમ્સ ગાદીપર આવ્યો. ૨જો ચાર્લ્સ સાવધગિરીવાળો અને પ્રસંગને અનુસરી વખત વિચારી જઈ તે પ્રમાણે વર્તનારો હોવાથી ઘણા વિકટ પ્રસંગો આવ્યા છતાં પણ ૨૫ વર્ષ સુધી રાજ્ય કરી શક્યો હતો, અને પોતાની કારકીર્દી દરમ્યાન રાજસત્તા પણ ઘણી વધારી શક્યો હતો, અને લોકમતને પોતાને અનુકૂળ કરી શક્યો હતો. પણ તેના પછી ગાદીપર આવનાર જેમ્સ અહંકારિ અને હઠિલો હતો તેથી ઇંગ્લૅંડમાં અનંકુષિત રાજસત્તા અને રોમન કૅથૉલિક પંથની સ્થાપના એ બે હેતુ તે સાધ્ય કરી શક્યો નહિ, પણ ઉલટું આખરે ઇંગ્લૅંડમાંથી તેને નાસી જવું પડ્યું!

**જેમ્સનો સ્વભાવ.**—જેમ્સે જો કે માત્ર ત્રણજ વર્ષ રાજ્ય કર્યું તોપણ ચાર્લ્સ સાથે સરખાવતાં તે ઘણો નિખાલસ દિલનો હતો. અંદર એક અને બહાર બીજો એવો મુખમે રામ બગલમેં છુરીવાળા

વર્તનનો તે નહિ હતો. તે ચાર્લ્સ જેઓ વિલાસીપણુ નહોતો. તેના વચનપર વિશ્વાસ મૂકતાં કોઇને શંકા લાગતી નહિ. રોમન કૅથૉલિક પંથ તરફનો તેનો ખરા અંતઃકરણનો પ્રેમ તે કદીપણ છુપાવતો નહિ. ચાર્લ્સ કરતાં જો કે એનો સ્વભાવ સારો હતો, તોપણ તેનામાં કેટલાક દોષો તો હતાજ, અને તેને લીધે ઇંગ્લિશ પ્રજાનો પ્રેમ તે સંપાદન કરી શક્યો નહિ. પોતાની વિદ્વત્તા અને કાર્યકુશળતા વિષે તેનો અભિપ્રાય ઘણો ઉંચો હતો, ત્યારે બીજાઓ માટે તેનો અભિપ્રાય હલકો હતો. નૌકાયુદ્ધમાં પૂર્વે તેણે જીતો કરી કીર્તિ સંપાદન કરી હતી, પણ દૂરદર્શીપણા કે મુત્સદ્દીપણાની તો તેને ગમજ નહોતી.



૨જો જેમ્સ

જેમ્સ ગાદીપર આવ્યો ત્યારે અનાયાસે પરિસ્થિતિ તેને અનુકૂળ હતી. 'રાઈ હાઉસ પ્લૉટ' નામનાં કાવત્રાં પછી વ્હિગ પક્ષની પડતી થઈ હતી અને રાજસત્તાને મદદ કરનાર ટોરી પક્ષનું પ્રાબલ્ય વધી ગયું હતું. આ ટોરી પક્ષેપણ ઠરાવ કરી મૂક્યો હતો કે જેમ્સપર પૂર્ણ વિશ્વાસ મૂકવો અને જ્યાંસુધી તે સનદશીર રીતે રાજકારભાર ચલાવે અને પ્રજાના હક ઉપર ગદા પ્રહાર કરવાના પ્રયત્ન તેના તરફથી થાય નહિ ત્યાંસુધી તેને આપણે આપણો ટેકો આપવો. ગાદીપર બેઠા પછી ભરાયેલી પહેલી પાર્લમેન્ટે તેને ૧૯ લાખ પાઉન્ડની વાર્ષિક ઉપજ આપવાનો ઠરાવ પસાર કર્યો, અને ટાઇટસ ઓટસ અને તેના સાથીદારો જેઓએ રોમન કૅથૉલિક પંથવાળાઓએ તરકટ રચ્યું છે એવી સાક્ષી આપી હતી તેઓ સર્વને જેમ્સે શિક્ષા

ઠોકી તે બાબતમાં પણ આ પાર્લમેન્ટે વાંધો લીધો નહિ.

**મનમથનું બંડ (૧૬૮૫).**—જેમ્સ ગાદીપર આવ્યા પછી થોડાજ દિવસમાં ચાર્લ્સના અનૌરસ પુત્ર મનમથે ગાદી મેળવવા માટે બંડ કર્યું. ૧૬૮૦માં શૅફ્ટસ્બરીએ ઉભું કરાવેલું બંડ બેસાડી દેવાયા પછી મનમથ હૉલૅંડ જઈ રહ્યો હતો. પણ ચાર્લ્સના મૃત્યુ પછી જેમ્સ રોમન કૅથૉલિક પંથનો છે, માટે જો તેની વિરૂદ્ધ હું બંડ ઉઠાવીશ તો ઇંગ્લિશ પ્રજાનો મને ટેકો મળશે એમ તેને લાગ્યું. તેથી ૧૬૮૫ના મે મહિનામાં તે ડૉરસેટશાયર પરગણામાં ઉતર્યો તે વેળા તેની પાસે થોડુંજ સૈન્ય હતું, પણ ત્યાં ઉતર્યા પછી હજારો લોકોની મદદ તેને આવી મળી. પણ સરદાર અને જમીનદાર વર્ગમાંથી કોઈ તેની મદદે ગયું નહિ. રોમન કૅથૉલિક પંથી જેમ્સની સામે સર્વ પ્રૉટેસ્ટન્ટ પંથવાળાઓએ મને મદદ કરવી જોઇએ એવું જાહેરનામું તેણે પ્રસિદ્ધ કર્યું હતું, પણ તેમાં તેનું ઝાઝું વળ્યું નહિ. તોપણ જેટલા અનુયાયીઓ આવી મળ્યા હતા તેને લઈ તે ઉપડ્યો. ૧૬૮૫ના જૂલાઈ મહિનામાં સેજમૂર આગળ તેના અને જેમ્સના લશ્કરનો ભેટો થયો, તેમાં મનમથની હાર થઈ. મનમથ પકડાયો, તેને લંડન લઈગયા અને ફાંસી દેવામાં આવી. તેની તરફથી લડનારા હજારો ગામડીઆઓને કાયદેસર તપાસનો ફારસ કરી ફાંસીએ લટકાવવામાં આવ્યા. પછી એ બંડ સંબંધે તપાસ કરવા માટે જેમ્સે જેફ્રીઝ નામના એક માણસને ન્યાયાધીશ નીમ્યો. જેફ્રીઝે કરેલી તપાસ માત્ર ફારસજ હતો. તેણે ૩૦૦ માણસોને ફાંસીની સજા ઠોકી, અને લગભગ ૧૦૦૦ માણસોને સખત મજુરીની સજા કરી જમેકા અને બારબેડોઝ ટાપુમાં ગુલામ તરીકે મફત કામ કરવા મોકલાવી દીધા. કર્નલ કર્ક અને ન્યાયધીશ જેફ્રીઝને તેઓના નિર્દય કૃત્યો માટે લોકો ધિક્કારવા લાગ્યા.

મનમથનો બળવો સમાવી દઈ શકાયો, એટલે જેમ્સ એમ સમજ્યો કે ઇંગ્લૅંડમાં રોમન કૅથૉલિક પંથ સહેલાઇથી પાછો સ્થાપી શકાશે, તેથી તેમ કરવા તેણે પ્રયત્ન કરવા માંડ્યા. ધર્મ અને રાજકારભારની કોઈપણ અધિકારની જગા ઉપર લશ્કરી સત્તાને જોરે

ટેસ્ટ ઍક્ટ કારણે મૂકી રામન કૅથૉલિક પંથના માણસોને નીમી શકાશે એમ તેને લાગ્યું. ઈંગ્લિશ પ્રજાના સેંકડે ૯૦ માણસો પ્રૉટેસ્ટન્ટ પંથના છે તેથી આ કામમાં હું ફાવીશ નહિ એવો જેમ્સને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહિ. તેના ખુશામતીઆ મંત્રીઓમાંના ઘણાખરા વખત જોઇ ધર્મ બદલનારા હતા, તેથી દેશમાં બધા લોકો આપણા જેવાજ હશે એમ તેઓ સમજતા હતા, પણ તેમાં તેઓની ભૂલ હતી.

૧૬૮૬માં જેમ્સે પ્રૉટેસ્ટન્ટ પંથપર હલ્લો શરૂ કર્યો. ૧૬૭૩માં પસાર થએલા 'ટેસ્ટ ઍક્ટ'થી રોમન કૅથૉલિક પંથવાળાઓને ધર્મ અને રાજકારભારમાં અધિકારની જગા મળતી ન હતી. આ કાયદો રદ કરવામાં પાર્લમેન્ટની સંમતિ મળનાર નથી એમ જેમ્સ સારી રીતે જાણતો હતો, તેથી પોતાનીજ સત્તાથી એ કાયદો રદ કરવાનો નિશ્ચય તેણે કર્યો. સ્ટુઅર્ટ રાજકર્તાઓની રાજનીતિની પુનરાવૃત્તિ કરી એકાદ કાયદાનો અમલ મુલતવી રાખવાનું પગલું ભરવાનો તેણે ઠરાવ કર્યો. એ ઠરાવ અમલમાં મૂકવા અર્થે તેણે હેલ્સ નામના એક રોમન કૅથૉલિક ગ્રહસ્થને નવા ઉભા કરવા ધારેલા સૈન્યનો સેનાપતિ નીમ્યો. હેલ્સ રોમન કૅથૉલિક છે માટે એ જગા એનાથી સ્વીકારાય નહિ એ મુદ્દાવાળો મુકદ્દમો ન્યાય કોર્ટ આગળ લાવવામાં આવ્યો, ત્યારે ટેસ્ટ ઍક્ટના અમલથી બાતલ કરવાનું સર્ટિફિકેટ જેમ્સે મને આપ્યું છે એમ કહી તે સર્ટિફિકેટ તેણે કોર્ટમાં રજુ કર્યું, અને જેમ્સના દબેલા ન્યાયાધીશે એ સર્ટિફિકેટ કાયદેસર છે અને તેથી હેલ્સને તેનો હોદ્દો સ્વીકારવામાં હરકત આવતી નથી એવો ચુકાદો આપ્યો. આ પ્રમાણે અધિકારનો દુરૂપયોગ કરી દેવળમાં અને રાજકારભારમાં મોટા મોટા હોદ્દાની જગાઓ પ્રૉટેસ્ટન્ટ પંથના માણસોને બદલે રોમન કૅથૉલિકોને જેમ્સે આપવા માંડી. જેમ ચર્ચ અને રાજકારભારમાં કરવા માંડ્યું તેમજ વિશ્વવિદ્યાલયોના પ્રમુખની જગાઓપર પણ રોમન કૅથૉલિકોને નીમવા લાગ્યો. ઑક્સફર્ડના વિશ્વવિદ્યાલયમાં ખાલી પડેલી જગાએ તેણે રોમન કૅથૉલિકોને નીમ્યા. ત્યારપછી કેટલેક દિવસે મૅાડલિન પાઠશાળાના સઘળા શિક્ષકો અને શિષ્યોને જેમ્સે નીમેલા રોમન કૅથૉલિક પ્રમુખને તાબે નહિ થવા માટે શાળામાંથી બરતરફ કરવામાં આવ્યા. (૧૬૮૭). આમ જોર-

જુલમથી ધાર્મિક પ્રશ્નનો નિકાલ લાવવા માટે જેમ્સે લૉંગ પાર્લમેન્ટે રદ કરેલી હાઈ કમિશનની કચેરી પાછી સજીવન કરી જેફ્રીઝને તે કોર્ટનો વડો ન્યાયાધીશ બનાવ્યો. ધર્મસંબંધી બાબતમાં જે કોઇ ગરબડ કરે તેને શિક્ષા કરવાનો અધિકાર આ કોર્ટને આપવામાં આવ્યો હતો. આમ જોરજુલમથી રોમન કૅથૉલિક પંથ ઇંગ્લૅંડપર ઠોકી બેસાડવાનો પ્રયત્ન જેમ્સે ચલાવ્યો, અને તે વિરૂધ્ધ ચળવળ કરનારા લોકોને ગભરાવવા માટે લંડનની પાસે એક લશ્કર તૈયાર રાખ્યું. જેમ્સ પોતાની કારકીર્દીના બે વરસમાંજ જુલમની રાજપધ્ધતિ ચલાવી ટોરી અને વ્હિગ બંને પક્ષોને અપ્રિય થઈ પડ્યો હતો. પરંતુ તેની વિરૂધ્ધ બંડ ઉઠાવવાનું સાહસ કોઈએ કર્યું નહિ. કારણકે તે વૃધ્ધ થયો હતો, અને તેને કંઈ પુત્રસંતાન હતું નહિ, એટલે એના મરણ પછી એની છોકરી પ્રૉટેસ્ટન્ટ પંથી મેરી ગાદીપર આવશે એમ સધીઆરો લઈ જેમ્સનો આટલો બધો જુલમ લોકો સહન કરી શાંત રહ્યા હતા.

**ડિક્લેરેશન ઑફ ઇંડલજન્સ (૧૬૮૮).**—ત્યારપછી ૧૬૮૮માં બીનજવાબદાર ધોરણ તેવુંને તેવુંજ ચાલુ રાખી પાર્લમેન્ટની સંમતિ લીધા વગર પોતાનાજ અધિકારથી 'ડિક્લેરેશન ઑફ ઇંડલજન્સ'નું જાહેરનામું ફરીથી પ્રસિધ્ધ કરી રોમન કૅથૉલિકો વિરૂધ્ધના જેટલા કાયદા હતા તે બધા જેમ્સે રદ કર્યા. પોતાના આ કૃત્યથી ઘુમાટો બહુ મોટો ન ઉઠે એ હેતુથી પ્યુરિટન પંથ વિરૂધ્ધ જે જે કાયદા પૂર્વે થયા હતા તેપણ તેણે રદ કર્યાનું જાહેર કર્યું. તેમજ આ ગેર-કાયદાનું જાહેરનામું દરેક દેવળમાંથી લોકોને જાહેર રીતે વાંચી સંભળાવવું એવો હુકમ તેણે કાઢ્યો.

જેમ્સના આ હુકમથી કેટલાક ટોરી પક્ષના રાજનિષ્ઠ લોકોને પણ તેનાપર તિરસ્કાર આવ્યો. આ ફરમાન પ્રમાણે ડિક્લેરેશન ઑફ ઇંડલજન્સ જાહેર રીતે વાંચવાની સર્વે ધર્માધિકારીઓએ નાપાડી, અને તેઓમાંના સાત જણાએ જેમ્સને અરજી કરી, તેમાં આ જાહેરનામું વાંચવાની અમને ફરજ નપાડવી એવી વિનંતી કરી. તેઓના આ કામ માટે જેમ્સને તેમનાપર ઘણી ચીડ ચઢી, અને

તેમની એ અરજી રાજદ્રોહ બરાબર છે એમ કહી તે આરોપ તેમનાપર મૂકી ન્યાયાસન આગળ તેમને ખડા કરવાનો ઠરાવ જેમ્સે કર્યો. તે માટે એ સાત ધર્માધિકારીઓને પકડી લંડનની તુરંગમાં કેદ કર્યા, અને તેમનાપર કામ ચલાવ્યું. ખાસ આ કામને માટે નીમેલા



સાત ધર્મોપદેશકોનો છુટકારો. ચિત્રકાર એમેરિ વૉકર. ઈ. એમ. વૉર્ડ. આર. એ. ના ચિત્રને અનુસારે. ઉમરાવોની સભાની છૂટી ચાલમાં

ન્યાયાધીશો આગળ આ કામ ચાલ્યું. પણ તેઓને પણ રાજ્યદ્રોહના આરોપ માટે આ ધર્માધિકારીઓને દોષિત ઠરાવવા એ હાસ્યાસ્પદ લાગવાથી તેઓ નિર્દોષ છે એવો ફેંસલો તેઓએ આપ્યો (૩૦ જૂન ૧૬૮૮). આમ આ ધર્મગુરૂઓ દોષમુક્ત ઠર્યા જાણી લોકોએ તેમના

માનમાં જ્યાં ત્યાં વાવટા તોરણો બાંધી લાઈટ રોશની કરી પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો તે જોઈ જેમ્સને પગથી તે માથા સુધી ઝાંઝ ચઢી.

આ સાત ધર્માધિકારીઓનો છુટકો થયો તેના વીસજ દિવસ અગાઉ, એટલે તા. ૧૦મી જૂન ૧૬૮૮ને દિવસે જેમ્સનો છોકરો જનમ્યો હતો. છોકરો જનમ્યો એટલે હવે ઇંગ્લૅંડની ગાદી મેરીને નહિ મળતાં જેમ્સના છોકરાને મળશે, અને એમ થશે ત્યારે ઇંગ્લૅંડમાં રોમન કૅથૉલિક પંથ કાયમને માટે સ્થપાશે એવી બીક પ્રજાને લાગવા માંડી. તેથી જેમ્સ પછી ઇંગ્લૅંડની ગાદીપર કોણ આવે અને દેશમાં પ્રૉટેસ્ટન્ટ પંથ કાયમનો કરવા માટે શું શું કરવું તેનો ઇંગ્લિશ પ્રજાને વિચાર થઈ પડયો. આવો મહત્વનો સવાલ ઉભો થયો ત્યારે વ્હિગ અને ટોરી બંને પક્ષોએ એકમત થઈ હૉલૅંડના રાજા વિલિઅમને ઇંગ્લૅંડની ગાદી સ્વીકારવાનું આમંત્રણ કરવાનો ઠરાવ કર્યો. વિલિઅમ જેમ્સનો જમાઈ થતો હતો અને પ્રૉટેસ્ટન્ટ પંથનો સ્થંભ હતો. એ ઉપરાંત વિલિઅમ ૧૪મા લુઇનો કટ્ટો દુશ્મન હતો, અને ફ્રાન્સ વિરૂદ્ધ ઇંગ્લૅંડની મૈત્રી મેળવવા માટે તો તે આ નિમંત્રણ નક્કી સ્વીકારશે એમ સૌને લાગતું હતું. જેમ્સની વિરૂદ્ધમાં વિલિઅમને બોલાવવા માટે ઇંગ્લિશ પ્રજાનો ટેકો મળશે એવો પક્કો ભરોસો પડવાથી ડૅન્બી, સિડની રસેલ વગેરે વ્હિગ અને ટોરી બંને પક્ષોના નેતાઓએ ગુપ્ત રીતે વિલિઅમને આમંત્રણ મોકલ્યું. યોગ્ય સંધિ મળતાં બની શકશે તેટલું સૈન્ય લઇ હું ઇંગ્લૅંડ આવી પહોંચીશ એવો વિલિઅમે આ ઇજનનો જવાબ વાળ્યો.

પણ આ વખતે હૉલૅંડને ફ્રાન્સ સાથે યુધ્ધ ચાલતું હોવાથી એવી સ્થિતિમાં વિલિઅમથી લશ્કર લઇ ઇંગ્લૅંડ આવી શકાશે નહિ એમ સમજી જેમ્સ નિશ્ચિંત રહ્યો હતો. પણ ફ્રાન્સનો ખરો ડોળો તો જર્મનીપર હતો, અને તે માટે રહાઇન નદીની પેલી તરફ જર્મનીમાં લુઇએ એક મોટું લશ્કર ઉતાર્યું પણ હતું, તે જાણતાંજ હમણાં હવે ફ્રાન્સ તરફથી હૉલૅંડપર સ્વારી લાવવાનો સંભવ નથી એમ જોઇ વિલિઅમ ૧૩,૦૦૦ માણસનું સૈન્ય લઇ ઇંગ્લૅંડને કિનારે ઉતર્યો.

વિલિઅમને જવાબ આપવા માટે જેમ્સ પાસે ૪૦,૦૦૦ની ફોજ તૈયાર હતી. પણ આ લશ્કરપર ભરોસો મૂકવો કે નહિ એ બાબે તેને શંકા હતી, અને તેથી વિલિઅમ પોતાના સૈન્ય સાથે ઇંગ્લૅંડને કિનારે ઉતર્યો છે આ ખબર સાંભળતાંજ તેના હાંજા ગગડી ગયા. આ વખતે જો તેણે ધીરજ ધરી હિંમતથી વિલિઅમની સાથે ટક્કર લીધી હોત તો કદાચ બીજું કંઇ નહિ તો વિલિઅમને કેટલોક કાળ તે ખાળી તો શકત. પણ એવું કંઇ તેણે કર્યું નહિ. તેને બદલે છેલ્લાં ત્રણ વર્ષમાં પોતાને હાથે જે જુલમી કૃત્યો થયાં હતાં. તે લોકોનાં મનમાંથી વિસારે પાડવાના હેતુથી તેણે હાઈ કમિશન કોર્ટ રદ કરી, રોમન કૅથૉલિક લોકોને જે જે હોદ્દાની જગાપર નીમ્યા હતા તેપરથી તેમને કમી કર્યા, અને ઑક્સફર્ડ યુનિવર્સિટીના શિક્ષકોને તેઓની જગાપર પાછા નીમવાનો હુકમ કાઢ્યો, અને હવે પછી ઇંગ્લિશ પ્રજાની સ્વતંત્રતા અને તેના હકનું રક્ષણ કરવાની કાળજી રાખવાનું અભિવચન આપ્યું, પણ તેનાં આ છેલ્લી ઘડીના કૃત્ય ઉપરથી તેના હેતુ વિષે કોઇ છેતરાય એમ હતું નહિ.

૧૬૮૮ના નવેંબરની ૫મી તારીખે વિલિઅમ ટૉર્બેમાં દાખલ થયો. વિલિઅમ ઇંગ્લૅંડને કિનારે ઉતર્યો છે એ સાંભળતાંજ ઇંગ્લૅંડમાં બધે લોકો તેને મદદ કરવા તત્પર થઇ ગયા. એટલુંજ નહિ, પણ ખુદ જેમ્સના લશ્કરની ટુકડી પછી ટુકડીઓ તેઓના સરદારો સહિત વિલિઅમને જઇ મળી તે જાણુતાંજ જેમ્સની ધીરજ ખૂટી ગઇ.

આ પ્રમાણે કોઇપણ તેને મદદ કરવા તૈયાર નથી એમ જેમ્સને લાગ્યું એટલે તાબડતોબ તે લંડન ગયો, અને તેનાં બૈરાં છોકરાંને ઇંગ્લૅંડથી રવાના કરી દીધાં, અને પોતે પણ ઇંગ્લૅંડથી નાસી જવાની તૈયારી કરી. આમ નાસી જવાની કોશિશ કરતાં કેન્ટમાં તે પકડાઇ ગયો અને તેને લંડન પાછો મોકલવામાં આવ્યો. પણ તેને કેદી તરીકે ઇંગ્લૅંડમાં રાખવાની ઇચ્છા વિલિઅમને નહોતી, તેથી તેણે નાસી જવામાં આડકતરી રીતે જેમ્સને મદદ કરી. આવી રીતે ૧૬૮૮ના ડિસેંબરમાં જેમ્સ ઇંગ્લૅંડ છોડી ફ્રાન્સ નાસી ગયો.

# પ્રકરણ ૧૪મું

---

## ૩જો વિલિઅમ અને મેરી

### (૧૬૮૯–૧૭૦૨)

૧૬૮૯, બિલ ઑફ્ રાઈટસ નામનો કાયદો પસાર થયો.—૧૬૯૦, બૉઈનની લડાઈ.—૧૬૯૨ રાણી મેરીનું મૃત્યુ.—૧૬૯૬, વ્હિગ પક્ષનું પહેલું પ્રધાનમંડળ.—૧૬૯૭, રિઝિવકની સંધિ.—૧૬૯૮, સ્પેનના સામ્રાજ્યની વહેંચણી સંબંધમાં યુરોપી રાજ્યો વચ્ચે કોલકરાર.—૧૭૦૧, ઍક્ટ ઑફ્ સેટ્લમેન્ટ નામનો કાયદો થયો.—૧૭૦૨, સ્પેનની ગાદીના વારસાનું યુધ્ધ શરૂ થયું.

૧૬૮૮ની રાજ્યક્રાન્તિથી છેલ્લાં ૬૦ વરસથી ઈંગ્લૅંડમાં ચાલી રહેલા રાજા અને પાર્લમેન્ટ વચ્ચેના ઝગડાનો કાયમનો નિકાલ થઇ પાર્લમેન્ટની સત્તા સંપૂર્ણપણે સ્થાપિત થઈ. ૨ જા જેમ્સના છોકરા જેમ્સને બદલે પ્રૉટેસ્ટન્ટ પંથી વિલિઅમ અને મેરીને ગાદી મળી તે તેમના વંશપરંપરાના હકથી નહિ પણ પાર્લમેન્ટની મરજીથીજ મળી હતી, તેથી હવે પછી ઈંગ્લૅંડના રાજકર્તાઓને રાજ્યધિકાર મળવો એ પાર્લમેન્ટની ઇચ્છા ઉપરજ આધાર રાખે છે એમ રાજાઓ સમજી ગયા. તેથી હવે પછી પાર્લમેન્ટની રૂકિતએજ ચાલવાની તેમને ફરજ પડી. રાજકારભારનાં કામમાં પાર્લમેન્ટનો પૂર્ણ ટેકો મળે એ હેતુથી પાર્લમેન્ટમાં જે પક્ષનું મતાધિક્ય હોય તે પક્ષમાંથી પ્રધાનમંડળ પસંદ કરવાનો રિવાજ શરૂ થયો. કૅબિનેટ પધ્ધતિથી રાજકારભાર ચલાવવાની રૂઢીની આ પ્રમાણે શરૂઆત થઇ. વિલિઅમ ગાદીપર આવ્યો ને લાગલીજ આ પધ્ધતિ દાખલ થઈ ગઈ એમ નહિ, પણ એ રૂઢીને રૂઢ થઈ પૂર્ણપણે અમલમાં આવતાં કેટલાંક વર્ષ વીતી ગયાં હતાં.

રાજ્યના લશ્કર અને પ્રજા એ બંનેનો ટેકો વિલિઅમને છે એ જોતાંજ જેમ્સે તેના બૈરાં છોકરાંને ફ્રાન્સ મોકલી દીધા, અને પછી પોતે પણ પલાયન કરી ગયો.

જેમ્સ ઇંગ્લૅંડથી નાસી ગયો હતો, અને વિલિઅમને હજુ રાજ્યપદ મળ્યું નહોતું એટલે રાજાની આજ્ઞાથી પાર્લમેન્ટ બોલાવવી અશક્ય હતી. તેથી ચાલુ પરિસ્થિતિનો વિચાર કરવા અને ભવિષ્યનું ધોરણ નક્કી કરવા કન્વેન્શન પાર્લમેન્ટ મળી (૧૬૮૯).

આ કન્વેન્શન પાર્લમેન્ટમાં પહેલો જે મહત્વનો સવાલ નીકળ્યો તે રાજ્યપદ કોને આપવું તે વિષે હતો.


મેરી રાણી

રજા જેમ્સની છોકરી મેરીને ગાદી આપવી, કે વિલિઅમ અને મેરી બંનેને રાજપદ આપવું, કે બીજો જેમ્સ ઇંગ્લૅંડ છોડી ચાલી ગયો તેથી તેની ગેરહાજરીમાં વિલિઅમ અને મેરી જેમ્સને નામે રાજકાજ કરે એવી ત્રણ સૂચના કન્વેન્શન પાર્લમેન્ટ સમક્ષ આવી હતી. આમાંની ત્રીજી સૂચના ઘણાખરા સભ્યોને પસંદ પડે એવી હતી, ત્યારે તે વિલિઅમને મુદ્દલ ગમતી નહિ હતી; જો એ પ્રમાણે વ્યવસ્થા થશે તો હું ઇંગ્લૅંડ છોડી હૉલૅંડ ચાલ્યો જઈશ એમ તેનું કહેવું થવાથી ત્રીજી સૂચના પડતી મૂકવી પડી. તેમજ એકલી મેરીને રાજપદ આપવું એ સૂચના પણ વિલિઅમને માન્ય નહોતી, તેથી વિલિઅમ અને મેરી બંનેને રાજપદ મળે એ સૂચના પાસ થઈ. પણ તેઓને રાજ્યાભિષેક કરતાં પહેલાં ગયાં ૮૦ વર્ષ દરમ્યાન રાજકર્તાઓ તરફથી પ્રજાપર જે જુલમ વર્તાવવામાં આવ્યો હતો, અને

પ્રજાની સ્વતંત્રતા અને હકો ઉપર જે ગદા પ્રહાર કરવામાં આવ્યો હતો તેવું ફરીથી થાય નહિ, અને પ્રજાના પરાપૂર્વના હક જાહેર કરવાના હેતુથી 'ડિકલેરેશન ઑફ રાઈટસ'—પ્રજાના હકની જાહેરાત, એ નામનો કાયદો પાર્લમેન્ટમાં પસાર કરવામાં આવ્યો. એ કાયદામાં નીચેની બાબતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.



ત્રીજો વિલિઅમ

**'બિલ ઑફ રાઈટસ'.**—(૧) પાર્લમેન્ટની સંમતિ વિના પૂર્વેનો કોઈપણ કાયદો કાયમને માટે કે થોડા વખતને માટે રદ કરવાની રાજાને સત્તા નથી; (૨) વારંવાર પાર્લમેન્ટની સભા બોલાવી રાજકારભારના કામમાં અને પ્રજાનાં દુઃખો દૂર કરવા માટે તેની સલાહ લેવી એ રાજાનું કર્તવ્ય છે; (૩) પાર્લમેન્ટના સભાસદોની ભાષણસ્વાતંત્ર્યપર કોઈ-પણ અંકુશ હોવો જોઈએ નહિ; (૪) પાર્લમેન્ટની કબૂલાત વગર રાજાથી કાયમનું સૈન્ય રાખી શકાય નહિ; (૫) પાર્લમેન્ટની મંજૂરી વગર રાજાથી કોઈપણ કર મૂકાય નહિ; (૬) અરજીદ્વારા પોતાની માંગણી રાજા તરફ મોકલવાનો પ્રજાને અધિકાર છે; (૭) પ્રજાને યોગ્ય લાગે એવા માણસને પાર્લમેન્ટમાં પોતાના પ્રતિ-નિધિ તરીકે મોકલવાનો લોકોને પૂર્ણ અધિકાર છે; (૮) દંડને નામે મોટી રકમ પ્રજા પાસેથી લેવી નહિ.

ઉપર પ્રમાણેનો પ્રજાનાં હકોનો કાયદો 'બિલ ઑફ રાઈટસ' પસાર કરી તેપર વિલિઅમ અને મેરીની સહી થયા પછી તેઓને રાજ્યાભિષેક કરી રાજ્યકર્તા તરીકે તેઓની આણ ફેરવવામાં આવી.

આ કામ થઈ રહ્યા પછી વિલિઅમ અને મેરી પછી ગાદીપર કોણ આવે તેની વ્યવસ્થા કરવામાં આવી. વિલિઅમ અને મેરીને જો કંઈ સંતતિ થાય નહિ તો તેમના પછી ઍન અને તેનાં છોકરાંને ગાદી મળે; પણ તેઓ પૈકી જો કોઈ રોમન કૅથૉલિક હોય અથવા રોમન કૅથૉલિક સાથે લગ્ન કરે તો તેને ગાદી મળે નહિ એવી શરત એ વ્યવસ્થામાં રાખવામાં આવી હતી.

આ પાર્લમેન્ટે 'બિલ ઑફ્ રાઇટસ'—હકનો કાયદો પસાર કર્યો તે પૂર્વે બીજા બે કાયદા ઘડયા હતા. આ વખતે ઇંગ્લૅંડની વાર્ષિક ઉપજ ૧૨ લાખ પાઉન્ડની આકારવામાં આવી હતી, તેમાંથી ૭ લાખ પાઉન્ડ 'સિવિલ લિસ્ટ', એ નામે રાજકર્તાને તેના ખાનગી ખર્ચ માટે અને મુલકી અધિકારીઓના ખર્ચ માટે નીમી આપ્યા, અને રાજકારભાર માટે થનારો ખર્ચ દર વર્ષે પાર્લમેન્ટની સંમતિ મેળવી પ્રજાપર કર મૂકી વસૂલ કરવો એમ ઠરાવવામાં આવ્યું. આવા પ્રકારની વ્યવસ્થા થવાને લીધે રાજા તરફથી રાજકારભાર સંબંધે થનારા ખરચપર પાર્લમેન્ટની હકૂમત રહી શકી.

આ કામ થઇ રહ્યા પછી ધાર્મિક પ્રશ્નનો સમાધાનકારક નિકાલ લાવવા માટે પ્રયત્ન કરવામાં આવ્યો. નૉન-કૉન્ફૉર્મિસ્ટ એટલે સ્થાપિત ધર્માચાર કબૂલ ન કરનારાઓને ધર્મની બાબતમાં કેટલીક સવળતા કરી આપવા વિલિઅમનો વિચાર હતો. પરંતુ પાર્લમેન્ટે એની સૂચના માન્ય કરી નહિ, અને 'ટેસ્ટ ઍકટ' રદ કરવાની ના પાડી. પણ ધાર્મિક બાબત સંબંધમાં આગળના જે કાયદાઓ હતા તેમાં કેટલીક છૂટછાટ મૂકવા માટે ૧૬૮૯માં 'ટૉલરેશન ઍકટ' નામનો ધાર્મિક છૂટછાટ મૂકનારો કાયદો પસાર કર્યો. આ કાયદાથી 'બુક ઑફ્ કૉમન પ્રેયર'—સામાન્ય પ્રાર્થનાનાં પુસ્તકમાંની ૩૯ કલમો પૈકીની ૩૬ કલમો જેને માન્ય હોય એવા માણસોને કેટલીક સવળતા કરી આપવામાં આવી; અને વિલિઅમ અને મેરી તરફ વફાદારીના સોગંદ લેવાની દરેક સરકારી નોકરને ફરજ પાડવામાં આવી. પરંતુ એક આર્ચબિશપ, ચાર બિશપ અને ચારસો ધર્માધિકારીઓએ એ સોગંદ લેવા નાપાડી, તેથી તેમને તેમની

જગાપરથી બરતરફ કરવામાં આવ્યા.

ત્યારપછી ૧૬૮૯માં 'મ્યુટિની ઍક્ટ'—બંડનો કાયદો પસાર કરવામાં આવ્યો. રાજા પાસે ખડું સૈન્ય હોય તો વેળાકવેળાએ રાજા તે ફોજનો દુરૂપયોગ કરે એવી પ્રજાને બીક લાગવાથી બિલ ઑફ રાઇટ્સના કાયદામાં એક એવી કલમ ઘાલવામાં આવી હતી કે પાર્લમેન્ટની સંમતિવિના શાન્તિની વેળાએ રાજાથી ખડું સૈન્ય રાખી શકાય નહિ. પરંતુ રાજ્યરક્ષણ માટે રાજા પાસે ખડું લશ્કર હોવું આવશ્યક લાગવાથી આ 'મ્યુટિની ઍક્ટ'માં એવું ઠરાવવામાં આવ્યું હતું કે માત્ર એક વરસને માટેજ રાજા ખડી ફોજ રાખી શકે. અર્થાત ખડી ફોજ રાજ્યરક્ષણ માટે ચાલુ રાખવા સારૂ દરેક વર્ષે રાજાએ પાર્લમેન્ટ બોલાવવીજ જોઇએ.

પછી ૧૬૯૪માં 'ટ્રાએનીઅલ ઍક્ટ' પસાર થયો. આ કાયદામાં દર ત્રીજે વરસે પાર્લમેંટની નવી ચુંટણી થવીજ જોઈએ એવું ઠરાવ્યું હતું. તેમજ છાપાની સ્વતંત્રતા માટે પણ બે કાયદા રચાયા. ઇંગ્લૅંડમાં પ્રસિધ્ધ થતી દરેક બાબતની તપાસ દર વરસે 'લાઇસેન્સિંગ ઍક્ટ' પસાર કરી થવી જોઇએ એવું ઠરાવાયું હતું. પણ પાછળથી ૧૬૯૫માં આ કાયદો દર વરસે પસાર નહિ કરવાનું પાર્લમેન્ટે ઠરાવ્યાથી સ્વાભાવિક રીતે છાપખાનાની છૂટપર રાખેલો અંકુશ કાઢી નાંખ્યા સરખુંજ થયું.

**'બિલ ઑફ રાઇટસનું મહત્ત્વ'.**—૧૬૮૯માં પસાર થયેલો બિલ ઑફ રાઇટ્સનો કાયદો અગત્યનો હતો. તેથી ઇંગ્લૅંડના ઇતિહાસપર ઘણી મહત્ત્વની અસર થઇ. હવે પછી રાજાને રાજકારભાર માટે થતા ખર્ચની જોગવાઇ માત્ર એક વર્ષ પુરતીજ કરી આપવાનો રિવાજ પડવાથી રાજાને દર વર્ષે પાર્લમેન્ટની બેઠક કરવાની ફરજ થઈ પડી. આ પ્રમાણે રાજ્યની તિજોરીપર પાર્લમેન્ટની સત્તા સ્થાપિત થયાથી રાજકારભારની બાબતમાં પણ પાર્લમેન્ટનો અંકુશ થવા લાગ્યો. આ ધોરણથી ધીમે ધીમે આમની સભાની સત્તા વધતી ગઈ, અને ઉમરાવની સભા (હાઉસ ઑફ લૉર્ડ્ઝ) નું મહત્ત્વ ઓછું થતું ચાલ્યું.

૩જો વિલિઅમ ઇંગ્લૅંડની ગાદીપર આવ્યાથી ઇંગ્લૅંડનું પરદેશી રાજનીતિનું ધોરણ સંપૂર્ણપણે ફ્રાન્સ વિરૂદ્ધનું થયું. યુરોપમાં ફ્રાન્સની વધતી જતી સત્તાને રોકવા ફ્રાન્સ વિરૂદ્ધ યુરોપીઅન રાજ્યોનો સંઘ કરવા જો કોઇએ સતત પ્રયત્ન કર્યો હોય તો તે હૉલૅંડનો રાજા વિલિઅમજ હતો. ૧૪મા લુઇનો રાજલોભ ઘણો મોટો હોવાથી ફ્રાન્સની હદ ચારે દિશામાં વધારી આખા યુરોપમાં ફ્રાન્સનું શ્રેષ્ઠત્વ સ્થાપવાની ધારણા લુઇને મૂળથીજ હતી. ઉત્તર તરફ ર્હાઇન નદી સુધી પોતાના રાજ્યની હદ લઈ જવાની ઇચ્છાથી પ્રેરાઈ તેણે સ્પૅનિશ નેધરલૅંડ, પૅલેટાઇન અને લૉરેન હસ્તગત કરી લેવાની કોશિશ ચલાવી હતી. આ પ્રાન્તો લુઇના તાબામાં ગયા, તો હૉલૅંડને પણ તેના તાબામાં જતા વાર લાગવાની નથી એમ જાણી નેધર્લૅંડ વગેરે પ્રદેશો તરફ તેની થતી જતી વૃદ્ધિને અટકાવવા માટે વિલિઅમે ઑગ્ઝબર્ગ આગળ એક સંઘ સ્થાપ્યો. આ પ્રમાણે મગતરાં જેટલાં નાનાં હૉલૅંડને પોતાની મહત્વાકાંક્ષાની આડે આવતું જોઇને લુઇને પગથી તે માથા સુધી ઝાંઝ ચઢી. અને તેથી યુરોપમાંથી હૉલૅંડનું નામનિશાન કાઢી નાંખવા માટે તેણે ઠરાવ કર્યો. પણ તેમ કરવામાં તે ફાવ્યો નહિ.

હૉલૅંડના રાજા વિલિઅમ અને ફ્રાન્સના રાજા ૧૪મા લુઈ વચ્ચે હાડવેર હોવાથી વિલિઅમને જ્યારે ઇંગ્લૅંડનું રાજ્ય મળ્યું ત્યારે તો ફ્રાન્સ વિરૂદ્ધ વિલિઅમને બમણું જોર આવ્યું.

**ઇંગ્લૅંડની ગાદીના વારસાનું યુદ્ધ.**—વિલિઅમ ઇંગ્લૅંડની ગાદીપર આવ્યો ત્યારે ઇંગ્લૅંડમાં લોકમત ફ્રાન્સ વિરૂદ્ધ હોવાથી વિલિઅમે ૧૬૮૯ના મેની ૧૩મી તારીખે ફ્રાન્સ સામે યુદ્ધ જાહેર કર્યું. ફ્રાન્સ અને ઇંગ્લૅંડ વચ્ચે વેરનું ખાસ કારણ સમુદ્ર ઉપર ઉપરીપણા માટે સરસાઈ, અને વેપાર અને સંસ્થાનની બાબતમાં બંને દેશો વચ્ચે રહેલી સ્પર્ધા હતું. આ સ્પર્ધાનો કાયમનો નિકાલ લાવવા માટે આ બે દેશો વચ્ચે જે વિગ્રહો થયા તેનું પહેલું યુદ્ધ ફ્રાન્સ અને ઑગ્ઝબર્ગના સંઘ વચ્ચેના યુદ્ધ તરીકે પ્રસિદ્ધ છે. આ યુદ્ધ ૧૬૮૯થી ૧૬૯૭ સુધી ચાલ્યું હતું. એને ઇંગ્લૅંડની ગાદીના વારસા માટેનું યુદ્ધ પણ કહે છે, કારણ

કે ઇંગ્લૅંડના પદભ્રષ્ટ થયેલા રાજા ૨જા જેમ્સને ઇંગ્લૅંડની ગાદીપર પાછો બેસાડવા ૧૪મા લુઇનો એ પ્રયત્ન હતો. આ યુદ્ધનું પહેલું રણક્ષેત્ર આયર્લૅંડ અને સ્કૉટલૅંડમાં હતું. આઇરિશ અને સ્કૉટિશ લોકોને મદદ કરી ઇંગ્લૅંડને તે દિશાએથી મહાત કરવાનો લુઇનો વિચાર હતો. તેથી આ યુદ્ધનાં પહેલાં બે વર્ષ વિલિઅમને ગ્રેટબ્રિટનમાં અને ગ્રેટબ્રિટનને લગતા દરીઆમાં શત્રુની હાલચાલપર ઘણું લક્ષ આપવું પડ્યું (૧૬૮૯-૯૦).

**સ્કૉટલૅંડમાં જેમ્સની તરફેણમાં બળવો.**—સ્કૉટલૅંડમાં જૉન ગ્રેહામે એક સૈન્ય ઉભું કરી જેમ્સ તરફથી બળવો કરી કિલીક્રૅંકીના ઘાટ પાસે મૅકે નામના અંગ્રેજની સરદારી નીચેના લશ્કરને હરાવી દીધું (જૂલાઈ ૧૬૮૯). પણ આ લડાઇમાં ગ્રેહામ મરણતોલ જખમી થઈ પડયો. સરદાર પડયો જાણી હાઇલૅંડ લશ્કર નાસી ગયું તેને લીધે હારેલું ઇંગ્લિશ લશ્કર બચવા પામ્યું.

સ્કૉટલૅંડના બળવાનો ઉપર પ્રમાણે ફેંસલો થયો ત્યારે આયર્લૅંડમાં ૨જો જેમ્સ ફ્રાન્સની મદદ લઈ જાતે ગયેલો હોવાથી ત્યાં પોતાની સત્તા પાછી સ્થાપતાં ઇંગ્લૅંડને ઘણો શ્રમ પડયો. ફ્રેન્ચ કુમક આવી મળવાથી આયર્લૅંડના રોમન કૅથૉલિક પંથના લોકોએ ઉત્તર આયર્લૅંડમાં સ્થાઇ જઈ વસેલા ઇંગ્લિશ અને સ્કૉટિશ પ્રૉટેસ્ટન્ટ પંથવાળાઓ ઉપર હુમલો કરી લંડનડરી અને એનિસ્કિલેનના કિલેબંદીવાળાં શહેરોને ઘેરો ઘાલ્યો. લંડનડરીના પ્રૉટેસ્ટન્ટોએ ૧૦૫ દિવસ સુધી ટકાવ કર્યો, અને એનિસ્કિલેનના લોકોએ તો ઘેરો ઘાલનારા આઇરિશો ઉપરજ હલ્લો કરી ન્યૂટાઉન બટ્લર આગળ જય મેળવી દુશ્મનને હાંકી કાઢયા.

આયર્લૅંડમાં હકીકત આ પ્રમાણે હતી તેથી વિલિઅમ જાતે આયર્લૅંડ ગયો. આ વખતે ફ્રેન્ચ નૌકાસૈન્યે ઇંગ્લૅંડને ઘેરો ઘાલી વિલિઅમને આયર્લૅંડ જવામાં હરકત નાંખી હતી. આયર્લૅંડમાં સ્થિતિ ઘણી બારીક થઈ પડી હતી, તોપણ વિલિઅમને કંઈ મુશ્કેલી ન નડતાં તે આયર્લૅંડ જઈ શકયો, અને ત્યાં જઈ ૧૬૯૦ના જૂલાઈ

મહિનામાં બૉઇનની લડાઇમાં આઇરિશોને હરાવી યુધ્ધની બાજી ફેરવી નાંખી. જેમ્સની તરફનાં સૈન્યો સર્વ સ્થળે હારી જવાને લીધે તેને ફ્રાન્સ પાછાં નાસી જવાની ફરજ પડી. આયર્લૅંડમાં બીજી તરફ જૉન ચર્ચિલે (માર્લબરો) કૉર્ક અને કિન્સેલ સર કર્યાં અને ગિટ્ક્લ નામના ડચ સેનાપતીએ આગ્રિમ આગળ જીત મેળવી (૧૬૯૧). ત્યારપછી તરતજ આઇરિશ લોકોનો અત્યંત મહત્ત્વનો કિલ્લો લિમરિક સર થયા પછી આયર્લૅંડમાં પાછી બધે શાન્તિ પથરાઇ, અને ત્યારપછી ૧૪મા લુઇની યુરોપમાં અને દરીયાપરની હીલચાલપર ધ્યાન આપવાનો વિલિઅમને અવસર મળ્યો.

**ઇંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે દરીઆપર લડાઈ**—ફ્રેન્ચ લોકની કુમક મળવાથી આયર્લૅંડ અને સ્કૉટલૅંડમાં આઇરિશ અને સ્કૉટિશ સૈન્યો અંગ્રેજ સૈન્ય સાથે લડી રહ્યાં હતાં તેજ વખતે દરીઆ ઉપર પણ નૌકાપતિ ટરવાઇલની સરદારી નીચે ફ્રેન્ચ નૌકા-સૈન્ય ઈંગ્લૅંડ અને હૉલૅંડના સંયુકત કાફલા સાથે લડાઈ ચલાવી રહ્યું હતું. ફ્રેન્ચ નૌકાપતિ ઍડ્મિરલ ટરવાઇલ તે કાળના નાવિકોમાં શ્રેષ્ઠ નાવિક ગણાતો હતો તોપણ વિલિઅમને આયર્લૅંડ જતો તે અટકાવી શકયો નહોતો, એટલુંજ નહિ પણ વિલિઅમ આયર્લૅંડ ગયા પછી પણ ઈંગ્લૅંડ અને આયર્લૅંડ વચ્ચેના જવા-આવવાના માર્ગમાં કોઈ તરેહની હરકત તે કરી શકયો નહતો. આ પ્રમાણે આયર્લૅંડની બાબતમાં તેનાથી કંઈ કરી શકાયું નહિ, તોપણ તેણે ૧૬૯૦ના જૂનની ૩૦મી તારીખે લૉર્ડ ટૉરિંગટનની સરદારી નીચેના ડચ અને ઈંગ્લિશ અરમારને બીચીહેડની પાસે દરીઆઈ લડાઈમાં હરાવ્યો. પણ આ જીતનો લાભ લઈ ટરવાઇલે પછી કંઇજ કર્યું નહિ તેથી આ જયથી કંઈ મોટો ફાયદો થયો નહિ. આ વખતે જો ટરવાઇલે ઈંગ્લિશ કાફલાની પૂઠ પકડી એકસરખો મારો ચાલુ રાખ્યો હોત તો ઈંગ્લિશ કાફલો પાછું માંથું ઉંચકવા શકિતવાન થાતજ નહિ.

**કૅબિનેટ કાઉન્સિલદ્વારા રાજકારભાર (૧૬૯૬).**—પણ હવે પછીની દરીઆઈ લડાઇઓમાં અંગ્રેજોને જીત મળતી જવાથી

દરીઆમાં તેઓનું સર્વોપરીપણું નક્કી થતું ચાલ્યું. ૧૬૯૨માં લાહોગની દરીઆઈ લડાઈમાં ઈંગ્લિશ નૌકાપતિ રસેલે ફ્રેંચ નૌકા-સૈન્યને હરાવ્યું, તેથી ઇંગ્લિશ ખાડીમાં અંગ્રેજોનું ઉપરીપણું સ્થાપિત થયું. યુરોપના રણક્ષેત્રોમાં ફ્રાન્સ વિજયી થતું હતું ત્યારે સ્પેનની ગાદીના વારસાનો મહત્ત્વનો સવાલ ઉભો થયો, અને તે સવાલમાં ફ્રાન્સનું ઘણું હિત સમાયલું હતું તેથી ઇંગ્લૅંડ સાથે ચાલતી લડાઈ અટકાવવાની લુઇને જરૂર જણાઈ. આ વખતે એટલે ૧૬૯૪માં ઇંગ્લૅંડની આંતર સ્થિતિ કંઇક મુશ્કેલી ભરેલી હતી. લડાઈ ચાલુ રાખવી કે બંધ પાડવી એ બાબે વિલિઅમના મંત્રીમંડળમાં મોટો મતભેદ પડયો હતો. વ્હિગ પક્ષના પ્રધાનો યુધ્ધ ચાલુ રાખવા તરફ હતા અને ટોરી પ્રધાનોનો અભિપ્રાય લડાઈ બંધ પાડવાનો હતો. આ મતભેદ દૂર કરી કોઇએક નિશ્ચિત ધોરણપર આવવા માટે વિલિઅમે સંડરલૅંડ મંત્રીની સલાહથી સઘળા વ્હિગ પક્ષના આગેવાનોનું પ્રધાનમંડળ નીમ્યું (૧૬૯૬). આવી રીતે એકજ ધોરણે રાજકારભાર ચલાવનારૂં એકજ પક્ષનું પ્રધાનમંડળ થવાથી 'કૅબિનેટ' પધ્ધતિથી રાજકારભાર ચલાવવાની રીત શરૂ થઈ. વ્હિગ પ્રધાનમંડળના કારભાર દરમ્યાન ફ્રાન્સ સાથે વિગ્રહ ચાલુ હતો, તેવામાં સ્પેનની ગાદીના વારસાહક સંબંધનો સવાલ ઉભો થયો હતો. અને એ પ્રશ્નનો સમાધાનકારક નિકાલ થાય તેમાં ઇંગ્લૅંડ અને ફ્રાન્સ બંનેનું હિત સમાયલું હતું, તેથી એ બે દેશો વચ્ચે ચાલતી લડાઈ રિઝિવકની સંધિથી બંધ પાડવામાં આવી (૧૬૯૭). આ સંધિની શરતથી ૧૬૭૮ પછી ફ્રાન્સે જીતી લીધેલો સઘળો મુલક જેનો હતો તેને પાછો આપી દેવાનું કબૂલ કર્યું, અને વિલિઅમને ઇંગ્લૅંડના રાજા તરીકે કબૂલ્યો અને તેના પછી ઍન ગાદીપર આવે એ ગોઠવણ પણ તેણે માન્ય કરી.

સ્કૉટલૅંડ અને આયર્લૅંડમાં બળવા સમાવી દઈ વિલિઅમ ફ્રાન્સ સાથે લડવામાં રોકાયો હતો તે અરસામાં તેની તરફ ઈંગ્લિશ પ્રજાની વિશેષ સહાનુભૂતિ નહોતી. મોટામોટા હોદ્દા ધરાવનારા મુત્સદ્દીઓ અને લશ્કરના સરદારો પ્રસંગોપાત તેની વિરૂધ્ધ કાવત્રાં કંઈ ઓછાં

કરતા નહોતા. તેની કારકીર્દીના પહેલાં પાંચ વર્ષ સુધી રહેલો વડો પ્રધાન ડૅન્બી, સેનાપતિ માર્લબરો અને નૌકાસેનાપતિ રસેલ, એ લોકો હોદ્દાપર હોવા છતાં જેમ્સ સાથે કારસ્થાન કરતા હતા. પાર્લમેન્ટની પરદેશી રાજનીતિ સંબંધેપણ તેઓની વૃત્તિ શંકાસ્પદજ હતી. ધાર્મિક બાબતમાં વિલિઅમનો મત *કૅલ્વિનિસ્ટ પંથ તરફ ઢળેલો હોવાને લીધે એપિસ્કોપેલીઅન પંથના લોકોની પણ લાગણી તેની તરફ નહોતી. વિલિઅમનો સ્વભાવ ઉદાસી હતો, તેનું એકંદર વર્તન બીજાઓને પ્રોત્સાહન આપે તેવું નહોતું. તેની પત્ની મેરી લોકપ્રિય હતી, ને સ્વભાવે આનંદી અને મમતાળુ હતી, તેથી સર્વને તેને માટે ઘણો આદર હતો. ૧૬૯૪માં તે મરણ પામ્યા પછી વિલિઅમની અપ્રિયતા વધતીજ ગઈ.

વિલિઅમની કારકીર્દીમાં બીજી અગત્યની બાબત ૧૬૯૪માં બૅંક ઑફ ઈંગ્લૅંડની સ્થાપના અને ૧૬૯૭માં 'નૅશનલ ડેટ' રાજ્યના કરજની યોજના હતી. ૧૬૯૫માં જૂનાં વખતથી ચાલતાં ચલણી નાણાં રદ કરી નવા સિક્કા પાડવામાં આવ્યા.

**ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ (૧૭૦૧).**—પછી ૧૭૦૧માં ઈંગ્લૅંડના ગાદી વારસા સંબંધમાં એક અગત્યનો કાયદો પસાર કરવામાં આવ્યો. વિલિઅમ અને મેરી નસંતાન હોવાને લીધે અને રાજપુત્રી ઍનનાં બધાં છોકરાં મરી ગયેલાં હોવાને લીધે ગાદીના વારસા માટે બીજી વ્યવસ્થા કરવાની જરૂર માલમ પડી. ઍન પછી ગાદી માટે સ્ટુઅર્ટ વંશનો વારસ જોઇએ તો તે ૧લા જેમ્સની પૌત્રી સોફિયા હતી. વળી તે પ્રૉટેસ્ટન્ટ પંથની પણ હતી. તેનું લગ્ન જર્મનીના હૅનોવર પ્રાન્તના રાજા સાથે થયું હતું. તેથી વ્યવસ્થા એવી કરવામાં આવી કે ઍન પછી સોફિયાને અને તે નહોય તો તેના પ્રૉટેસ્ટન્ટ પંથી

---

***નોંધ.**—કૅલ્વિન નામના એક ગ્રહસ્થે જીનીવા શહેરમાં રોમન કૅથૉલિક પંથ વિરૂધ્ધ પ્રૉટેસ્ટન્ટ પંથની સુધારણા શરૂ કરી હતી. લ્યુથર કરતાં એનો સુધારો અધિક જહાલ હતો. એના અનુયાયીઓને 'કૅલ્વિનિસ્ટ' કહે છે.

છોકરાને ગાદી મળે. વિલિઅમની પરદેશી રાજનીતિમાં પાર્લમેન્ટને વિશ્વાસ નહોવાને લીધે આ ગાદીના વારસા બાબતના કાયદામાં બીજી બાબતની એક બે કલમો પાર્લમેન્ટે ઘુસાડી દીધી હતી. એક તો એ કે પાર્લમેન્ટની સંમતિવિના રાજકર્તાંથી ઈંગ્લૅંડની બહાર જવાય નહિ, અને બીજી એ કે ઈંગ્લૅંડના રાજકર્તાની ઈંગ્લૅંડ બહારની એસ્ટેટો સંબંધના કલહોમાં ભાગ લેવાની ઈંગ્લૅંડને ફરજ પાડવી નહિ. પરંતુ આગળ જતાં આ કલમો કાઢી નાખવામાં આવી. એ શિવાય બીજી મહત્ત્વની કલમ એ હતી કે ન્યાયાધીશનો હોદ્દો રાજાની મરજીપર ન રહેતાં પાર્લમેન્ટ જો ન્યાયધીશ વિરૂધ્ધ ઠરાવ પસાર કરે તો ન્યાયાધીશે પોતાની પદ્વિ છોડવીજ જોઇએ, અને જો તે ન્યાયધીશપર કોઇ બાબતસર કામ ચાલતું હોય તો આગળથી રાજા તેને માફી આપી શકે નહિ. આ બે કલમોને લીધે ન્યાયધીશો સ્વતંત્ર થઈ વિવેક બુધ્ધિથી અને નિષ્પક્ષપાતપણે ન્યાય આપવા શક્તિવાન થયા.

રિઝિવકની સંધિથી ઈંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ થયા પછી તેજ અરસામાં યુરોપના જુદાં જુદાં રાજ્યોને એક બીજી બાબતપર લક્ષ આપવાનું થયું. તે બાબત સ્પેનની ગાદીના વારસાની હતી. સ્પેનનો રાજા ૨જો ચાર્લ્સ ઘરડો થયો હતો અને માંદો હતો. તોપણ પોતાના પછી કોને ગાદી આપવી તે માટે ચાર્લ્સે કોઇ યોજના કરી નહોતી. ત્યારે સ્પેનના રાજ્યનાં અંદરના કારભાર માટે એકાદ યોજના ત્રાહિત રાજ્યો તૈયાર કરે એ કેવું અજાયેબ જેવું! આ પ્રશ્નનો સમાધાનકારક નિકાલ આવવાપર ઈંગ્લૅંડ, ફ્રાન્સ, ઑસ્ટ્રિયા અને હૉલૅંડનું હિત અવલંબી રહેલું હતું. તેથી ૨જા ચાર્લ્સ પછી સ્પેનની ગાદીપર કોણ આવે અને સ્પેનના વિશાળ સામ્રાજ્યની વાંટણી કેવી રીતે કરવી કે જેથી સર્વેનું સામાધાન થાય, એવી એકાદ યોજના ઘડી કાઢવામાં યુરોપનાં જુદાં જુદાં રાજ્યો રોકાઇ ગયાં હતાં. ઈંગ્લૅંડનો ૩જો વિલિઅમ અને ફ્રાન્સનો ૧૪મો લુઈ, એ પરસ્પર શત્રુઓએ પણ સાથે મળી એક યોજના ઘડી.

આ વખતે સ્પૅનિશ સામ્રાજ્ય ઘણું વિશાળ હતું. એ સામ્રાજ્યમાં

સ્પેન શિવાય સ્પૅનિશ નેધર્લૅંડ, મીલન, નેપલ્સ, સિસિલી અને સાર્ડિનીઆ એ યુરોપમાં, તે ઉપરાંત વેસ્ટ ઈંડીઝ અને દક્ષિણ અમેરિકાના ઘણા પ્રદેશોનો એ સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો. આવા વિશાળ સામ્રાજ્યપર ૨જો ચાર્લ્સ રાજ્ય કરતો હતો. તે નબળો અને અશક્ત હતો, અને હંમેશનો માંદો હતો, એટલે આ દુનીઆ છોડવાનું તેને ક્યારે થશે તેનો કંઈ નિયમ નહોતો. ચાર્લ્સને કંઇ સંતાન હતું નહિ, તેમજ કોઇ ભાઇ પણ હતો નહિ, પણ બે બેનો અને બે ફોઇ હતી, તેઓનાં વંશમાંના કોઇને સ્પેનની ગાદી મળવાની હતી. ચાર્લ્સની મોટી ફોઇએ ફ્રાન્સના રાજા સાથે લગ્ન કર્યું હતું, અને નાની ઑસ્ટ્રિયાના શહેનશાહને પરણી હતી. આ બંનેમાંથી કોઇ હયાત હતી નહિ, પણ તેના છોકરા ૧૪મો લુઇ અને લીઓપોલ્ડ, એક ફ્રાન્સમાં અને બીજો ઑસ્ટ્રિયામાં રાજ્ય કરતા હતા. આ બેમાંના એકે ચાર્લ્સની મોટી બેન સાથે અને બીજાએ નાની બેન સાથે લગ્ન કર્યાં હતાં. આવી રીતે ફ્રાન્સ અને ઑસ્ટ્રિયા, એ બંને દેશના રાજકર્તાઓનો ચાર્લ્સ પછી સ્પેનની ગાદીપર હક પહોંચતો હતો, તેથી એ વારસા હક સંબંધનો સવાલ ઘણો ગુંચવાડા ભરેલો થઈ પડ્યો હતો. ફ્રાન્સના રાજા લુઇ કે ઑસ્ટ્રિયાના શહેનશાહ લીઓપોલ્ડ કે તેના મોટા છોકરાને સ્પેનની ગાદી અને સામ્રાજ્ય મળે તો બીજાં રાજ્યો તટસ્થપણે મુગાં બેસી રહે એ શકયજ નહોતું. અને એ બાબતમાં સર્વને કબૂલ થાય એવી એકે યોજના ચાર્લ્સ કરી શકે તેપણ અશક્યજ હતું, ત્યારે એ સંબંધમાં સર્વને પસંદ પડે એવી એકાદ યોજના ઘડી કાઢવા પરસ્પર હાડવેરી ૧૪મો લુઈ અને ૩જો વિલિઅમ એકમત થયા, અને તેઓએ એક યોજના ઘડીપણ કાઢી. તે યોજના પ્રમાણે લીઓપોલ્ડનો પૌત્ર જે બૅવેરીઆનો વારસ હતો તેને સ્પેનનું રાજ્ય આપવાનું હતું (૧૬૯૮).

**સ્પૅનિશ સામ્રાજ્યના વિભાગની યોજના.**—જે યોજના લુઈ અને વિલિઅમે કરી હતી તે સૌને પસંદ પડે એવી હતી. પણ આ યોજના થયાને ઘણા મહિના થયા નહિ, એટલામાં બૅવેરીઆનો રાજપુત્ર એકાએક શિતળાના રોગથી મરણ પામ્યો,

એટલે મહા પ્રયાસે તૈયાર કરેલી આ યોજનાપર પાણી ફરી વળ્યું. ત્યારે બીજી કોઈ યોજના તૈયાર કરવાની આવશ્યકતા હોવાથી તે તૈયાર કરવામાં આવી. આ બીજી યોજના પ્રમાણે લીઓપોલ્ડના બીજા પુત્ર આર્ચડ્યૂક ચાર્લ્સને સ્પેનની ગાદી અને સ્પેન તાબાનો મુલક આપવાની ગોઠવણ કરવામાં આવી હતી. અને માત્ર નેપલ્સ અને મીલન ૧૪મા લુઈના નાના છોકરાને આપવાની વ્યવસ્થા હતી. આ પ્રમાણે તેની હયાતીમાંજ તેને જરાપણ પૂછ્યાવિના ત્રાહિત રાજ્યોને તેના રાજ્યના કકડાબુકલા કરતાં જોઈ ચાર્લ્સને સ્વાભાવિક રીતે ગુસ્સો ઉપજ્યો. ધીમે ધીમે ચાર્લ્સની પ્રકૃતિ બગડતી ચાલી અને મરણ સમય નજીક આવ્યો, ત્યારે તેણે એક વસીઅતનામું કરી પોતાનું તમામ સામ્રાજ્ય ૧૪મા લુઈના પૌત્રને આપવાની યોજના કરી (૧૭૦૦). આ યોજના પ્રમાણે ફ્રાન્સનો રાજપુત્ર જો સ્પેનની ગાદી લેવાની ના પાડે તો આખું સામ્રાજ્ય ઑસ્ટ્રિયાના શહેનશાહ લીઓપોલ્ડના બીજા છોકરા ચાર્લ્સને મળે એવી ગોઠવણ તેમાં કરી રાખી હતી. ઉપર પ્રમાણે વસીઅતનામું કર્યા પછી તરત ૨ જો ચાર્લ્સ મરણ પામ્યો (નવેમ્બર, ૧૭૦૦). સ્પેનના રાજા ચાર્લ્સે પોતે જાતે આવું મૃત્યુપત્ર કર્યું એટલે સ્પેનના રાજ્યની બાંટણી સંબંધમાં ૧૪મા લુઈ, ૩જા વિલિઅમ અને લીઓપોલ્ડે તૈયાર કરેલી યોજના નકામી થઈ પડી. ત્યારે હવે શું કરવું એ ૧૪મા લુઇને પ્રશ્ન થઈ પડ્યો. પણ ઘણો વિચાર કર્યા પછી પોતે કરેલી યોજના રદ કરી ચાર્લ્સે કરેલું વિલ તેણે કબૂલ રાખ્યું, અને પોતાના પૌત્ર ફિલિપને સ્પેનનો રાજા જાહેર કર્યો, અને એક મોટું સૈન્ય આપી તેને સ્પેન મોકલ્યો.

લુઇએ સ્પૅનિશ સામ્રાજ્યની વિભાગણી સંબંધમાં થયેલો કરાર બાજુએ મૂકી ૨જા ચાર્લ્સના વિલ પ્રમાણે પોતાના પૌત્રને સ્પેનનો રાજા જાહેર કર્યો, ત્યારે ઇંગ્લૅંડ, હૉલૅંડ અને ઑસ્ટ્રિયાના રાજકર્તાઓને ઘણો ગુસ્સો ઉપજ્યો. તેઓના ગુસ્સામાં ઉમેરો કરવા લુઈ તરફથી થયેલાં બીજાં કેટલાંક કૃત્યો કારણભૂત હતાં. તેણે ફ્રાન્સ અને નેધર્લૅંડની વચ્ચેના સરહદપરના કિલ્લામાંની ડચ ફોજને હાંકી કાઢી

તેમને ઠેકાણે ફ્રેન્ચ ફોજ ગોઠવી હતી, તે ઉપરથી હૉલૅંડની બાજુ તરફ પોતાના રાજ્યની હદ વધારવાનો હજુ સુધી પણ તેનો ઈરાદો છે એ સર્વને સ્પષ્ટપણે દેખાઇ આવ્યું. ફિલિપને સ્પેનની ગાદી મળી તેથી કંઈ ફ્રાન્સની ગાદીપરથી તેનો હક જતો રહ્યો નથી એવું લુઇએ જાહેર કર્યું, તેથી કોઈકાળે ફ્રાન્સ અને સ્પેન એ બે રાજ્યો એક થઈ જશે એવી ભીતિ યુરોપનાં બીજાં રાજ્યોને લાગવા માંડી. દક્ષિણ અમેરિકામાંનાં સ્પૅનિશ સંસ્થાનો સાથેના ઈંગ્લૅંડના વેપારમાં હાથ ઘાલવાનું ધોરણ તેણે જાહેર કર્યું, અને તે ઉપરાંત ૧૭૦૧માં જ્યારે ઈંગ્લૅંડનો પદભ્રષ્ટ થયેલો રાજા ૨જો જેમ્સ મરણ પામ્યો ત્યારે રિઝિવકની સંધિની શરત પ્રમાણે ૩જા વિલિઅમને ઇંગ્લૅંડના રાજા તરીકે માનવાની જે કબૂલાત તેણે આપેલી તે બાજુએ મૂકી ૨જા જેમ્સના પુત્ર જેમ્સને ઈંગ્લૅંડના રાજા ૩જા જેમ્સ તરીકે તેણે જાહેર કર્યો ત્યારે આખું ઇંગ્લૅંડ લૂઈની વિરૂધ્ધમાં ખળભળી ઉઠ્યું. લુઈના આ કૃત્યને લીધે હૉલૅંડ અને ઈંગ્લૅંડના લોકમતને લુઈની વિરૂધ્ધ થયેલો જોઇને અને લુઇએ ચાર્લ્સનું વિલ માન્ય કર્યું એટલે સ્પેનના સામ્રાજ્યમાંથી કંઇપણ ભાગ આપણા છોકરાને મળવા હવે જરાએ સંભવ નથી એવું જોઈ શહેનશાહ લીઓપોલ્ડ પણ ફ્રાન્સ વિરૂધ્ધ શસ્ત્ર ઉપાડવા તૈયાર થયો.

હકીકત ઉપર પ્રમાણે હતી ત્યારે સ્પેનના વારસા માટે છેવટનો સામાધાનકારક નિકાલ લાવવા માટે ઈંગ્લૅંડ, હૉલૅંડ અને ઑસ્ટ્રિયા અને યુરોપનાં બીજાં રાજ્યોએ એકત્ર થઇ ફ્રાન્સની સામે લડાઇ જાહેર કરી (૧૭૦૨). સ્પેનની ગાદીના વારસા માટેનો ફ્રાન્સ વિરૂધ્ધનો વિગ્રહ જાહેર થયાને ઘણા મહિના થયા નહિ, એટલામાં ૧૭૦૨માં વિલિઅમ શિકાર કરતાં ઘોડેથી પડી મરણ પામ્યો.

# પ્રકરણ ૧૫ મું

---

## ઍન

### (૧૭૦૨–૧૭૧૪)

૧૭૦૪, 'ઍક્ટ ઑફ સીક્યુરિટી' કાયદો થયો.—૧૭૦૪, બ્લેન-હીમનું યુધ્ધ.—૧૭૦૪, જિબ્રૉલ્ટરનો કિલ્લો સર.—૧૭૦૬, રામીયની લડાઈ (Ramillies).—૧૭૦૭, ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડની પાર્લમેન્ટનું એકીકરણ.—૧૭૦૮, ઑડનાર્ડની લડાઈ.—૧૭૦૯, માલ્પ્લાકેની લડાઈ (Malplaquet.—૧૭૧૦, ઇંગ્લૅંડના રાજકારભારમાં વ્હિગપક્ષનું જોર કમી થયું.—૧૭૧૩, યુટ્રેચની સંધિ.

વિલિઅમના મરણ પછી તેને કંઈ સંતાન નહોવાથી ઍક્ટ ઑફ સેટ્લમેન્ટમાં ઠરાવ્યા પ્રમાણે બીજા જેમ્સની ૨જી છોકરી ઍન ગાદી-પર આવી (૧૭૦૨). ઍન સાધારણ બુધ્ધિની સ્ત્રી હતી, અને વિશેષ કર્તૃત્વવાન નહોતી. તેથી તે તેના પ્રધાન અને તેની તહેનાતમાં રહેતી સ્ત્રીઓની સલાહથી રાજ-કારભાર ચલાવતી હતી. ઍનની કારકીર્દીમાં અગત્યની બીના બે બની હતી, એક સ્પેનની ગાદીના વારસાનો વિગ્રહ (૧૭૦૨–૧૭૧૩), અને બીજી ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડની પાર્લમેન્ટનું એકીકરણ (૧૭૦૭). આ ઉપરાંત ઇંગ્લૅંડની પ્રજાના મુખ્ય બે પક્ષ જે વ્હિગ અને ટોરી, તેમની વચ્ચે રાજદ્વારી બાબતમાં સત્તાની હરિફાઈને પરિણામે કૅબિનેટ પધ્ધતિની રાજઘટનાને મૂર્ત-સ્વરૂપ મળવામાં ઘણી મદદ થઈ. ઍન ગાદીપર બેઠી તે વેળા સ્પેનની



ઍન રાણી

ગાદીના વારસાનો વિગ્રહ જે વિલિઅમની કારકીર્દીના છેવટના ભાગમાં શરૂ થયો હતો તે ચાલતોજ હતો. ઍને પણ એ વિગ્રહ ચાલુ રાખ્યો. એ યુધ્ધ ૧૭૦૨ થી ૧૭૧૩ સુધી ચાલ્યું હતું. અને તે દરમ્યાન ઈટલી, જર્મની, નેધર્લૅંડ વગેરે જુદા જુદા દેશમાં અગત્યની લડાઈઓ થઈ હતી. આ વિગ્રહમાં એક બાજુએથી ઈંગ્લૅંડ, જર્મની, ઑસ્ટ્રિયા, હૉલૅંડ, પોર્ટુગલ અને સેવૉય એકત્ર થઈ લડતાં હતાં, અને બીજી તરફથી ફ્રાન્સ, સ્પેન અને બૅવેરીઆ લડતાં હતાં.

**સ્પેનની ગાદીના વારસાનું યુધ્ધ (૧૭૦૨–૧૭૧૩).**— આ વખતે બંને પક્ષનાં બળની સરખામણી કરીએ તો લુઈના પક્ષ તરફ ત્રાજવું ઝૂકેલું માલમ પડે છે. તેનાં સૈન્ય અને અરમાર ઉત્તમ પ્રકારનાં હતાં, અને હવે સ્પેનનાં સૈન્ય અને અરમાર પણ એનાં કામમાં આવવાથી લુઈનો પક્ષ વધારે બળવાન દેખાતો હતો. બીજી બાજુ તરફ સંયુકત રાજ્યોનો સંપ છેવટ સુધી ટકી રહેશે કે નહિ તેનીજ શંકા હતી. પરંતુ સૈનિક બળ અને યુધ્ધ સામગ્રીની બાબતમાં સંયુકત રાજ્યો ચઢિયાતાં હતાં, અને ઈંગ્લૅંડના સેનાપતિ માર્લબરો અને સેવૉય સંસ્થાનના રાજપુત્ર યુજીન જેવા ઘડાયલા પ્રખ્યાત સેનાપતિઓની દેખરેખ નીચે સંયુકત સૈન્યો લડતાં હોવાથી ફ્રાન્સનાં જબરાં લશ્કરને તેઓ બરાબર જવાબ આપી શકશે એમ લાગતું હતું.

આ વિગ્રહ શરૂ થયો તે પહેલાં સ્પૅનિશ નેધર્લૅંડમાં લુઈએ પોતાની સત્તા ઝમાવી હતી અને ત્યાંના કિલ્લાઓની નાકેબંદી કરી દીધી હતી. ત્યારે માર્લબરોનો ઈરાદો એવો હતો કે પહેલાં નેધર્લૅંડ-માંથી ફ્રેન્ચ સૈન્યોને હાંકી કાઢી સરહદના બધા કિલ્લા કબજે કરી ફ્રાન્સમાં ઘુસવું.

આ તરફ માર્લબરો નેધર્લૅંડમાં ફ્રેન્ચ સૈન્યના વ્યુહો તોડતો હતો તે વખતે ૧૭૦૪માં ઑસ્ટ્રિયાના સામ્રાજ્યમાં હંગેરીઅન લોકોએ બળવો કર્યો એટલે ઑસ્ટ્રિયાની સ્થિતિ ઘણી કઢંગી થઈ પડી. એ કફોડી સ્થિતિને જાણે વધારે ગંભીર કરવા માટે નહોય તેમ આ વખતે ફ્રેન્ચ અને બૅવેરીઅન લશ્કર ઑસ્ટ્રિયાની રાજધાની વિયેના તરફ ધસ્યાં જતાં હતાં. ઑસ્ટ્રિયાની આવી અણીપર આવી પડેલી

સ્થિતિ જોતાંજ ડચ લોકોને પોતાની ધારણાનો પત્તો ન મળે એવી રીતે માર્લબરો પોતાનાં સૈન્યને લઈ નેધર્લૅંડમાં થઈ ઑસ્ટ્રિયાની મદદે દોડી ગયો, અને ફ્રેન્ચ અને બૅવેરીઅન લશ્કરો જોડાઇ જાય તે પૂર્વે ફ્રેન્ચ સૈન્યના બ્લેનહીમ આગળ ફુડચેફુડચા ઉડાવી દીધા (૧૭૦૪).

બ્લેનહીમ આગળ આમ હાર થવાથી ફ્રેન્ચ સૈન્યને જર્મનીમાંથી પગ કાઢવો પડયો, અને તેથી ઑસ્ટ્રિયા બચી ગયું, અને ફ્રાન્સના લશ્કરી શ્રેષ્ઠત્વની ઉતરતી કળા બેઠી. આમ માર્લબરોએ જર્મનીમાંથી ફ્રેન્ચ સૈન્યોનો પગ કાઢયો તેજ પ્રમાણે સેવૉયના રાજપુત્ર યુજીને ટયુરિનની નજીકમાં ફ્રેન્ચ લશ્કરને હરાવી ઇટલીમાંથી તેને નસાડી મૂકયું.

આ પ્રમાણે નેધર્લૅંડ, જર્મની અને ઇટલી એ ત્રણે ઠેકાણેથી ફ્રેન્ચ સૈન્યો પાછાં હઠતાં હતાં ત્યારે નેધર્લૅંડમાં માર્લબરોએ રામેઈ (Ramillies)ની લડાઇમાં ફ્રેન્ચો ઉપર બીજો મોટો વિજય મેળવ્યો (૧૭૦૬). પછી ઍંટવર્પ અને બ્રુસેલ્સ જીતી લઇ આખા નેધર્લૅંડને ફ્રાન્સના તાબામાંથી છોડવ્યું.

બીજી તરફ સ્પેનમાં પણ સંયુક્ત સૈન્યોને જય મળતો ગયો હતો. ઑસ્ટ્રિયાના રાજપુત્ર આર્ચડ્યૂક ચાર્લ્સને સ્પેનની ગાદીપર બેસાડવાનો સંયુક્ત રાજ્યોનો વિચાર હતો. ૧૭૦૫માં બાર્સીલોના આગળ અંગ્રેજોએ જય મેળવ્યો. ૧૭૦૬માં સંયુક્ત રાજ્યોએ સ્પેનની રાજધાની મૅડ્રિડ પણ કબજે કરી. આ પ્રમાણે લુઇનાં જબરાં સૈન્યોનો જમીનપર સર્વ ઠેકાણે પરાજય થવાથી તે સલાહ કરવા તૈયાર થયો. પણ સંયુક્ત રાજ્યોએ સલાહની વાત સાંભળીજ નહિ, એટલે વિગ્રહ બીજાં ૬ વર્ષ ચાલુ રહ્યો. એ દરમ્યાન માર્લબરોએ નેધર્લૅંડમાં ૧૭૦૬માં રામીય આગળ અને ૧૭૦૮માં ઔડનાર્ડ આગળ ફ્રાન્સ ઉપર જય મેળવી સરહદપર આવેલો લીલનો અગત્યનો જબરો કિલ્લો સર કરી લીધો. ત્યારપછી બીજેજ વર્ષે માર્લબરોએ માલપ્લાકેની લડાઇમાં ફ્રેન્ચોને સજ્જડ શિકસ્ત આપી (૧૭૦૯). આ પ્રમાણે જમીનપરની બધી લડાઇમાં સંયુક્ત રાજ્યોનોજ જય થતો હતો તેમજ દરીઆઇ લડાઈઓમાં પણ ફ્રેન્ચ આરમારની હાર થતી હતી. ૧૭૦૪માં જિબ્રૉલ્ટર અંગ્રેજોએ જીતી લીધું તેથી ભૂમધ્ય સમુદ્રમાં પણ અંગ્રેજોનું

ઉપરીપણું સ્થાપિત થયું.

આ પ્રમાણે સંયુક્ત રાજ્યોનો જય થતો હતો ત્યારે ઈંગ્લૅંડ અને ઑસ્ટ્રિયામાં આંતર રાજદ્વારી અગત્યના ફેરફાર થયા અને તેથી વિગ્રહનું ધોરણ પણ બદલાયું. ઈંગ્લૅંડમાં યુધ્ધવાદી વ્હિગ પક્ષના પ્રધાનમંડળની પડતી થઇ શાંતતાવાદી ટોરી પક્ષ પ્રધાનપદે આવ્યો. તેણે લડાઈ એકદમ બંધ કરવાનો ઠરાવ કર્યો. પછી માર્લબરોને સેનાપતિપદપરથી દૂર કરી ઑરમંડને સેનાપતિ બનાવ્યો. બીજી તરફ ઑસ્ટ્રિયાનો શહેનશાહ મરણ પામ્યો હતો. તેને વળી સ્પેનની ગાદી મેળવી આપવામાં સંયુક્ત રાજ્યોને કંઇજ લાભ નહોતો. આ પ્રમાણે આ વિગ્રહની બાબતમાં બધાં રાજ્યો મોળાં પડવાથી ૧૭૧૩માં યુટ્રેચની સંધિથી ઈંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ થઈ, અને આ વિગ્રહ બંધ પડયો (૧૭૧૩).

**યુટ્રેચની સંધિ.**—યુટ્રેચની સંધિથી ૧૪મા લુઇના પૌત્ર ફિલિપને સ્પેનની ગાદી અને અમેરિકામાંનાં સ્પેનનાં સંસ્થાનો મળ્યાં; પણ ફ્રાન્સની ગાદીપરથી તેનો હક કાઢી નાંખવામાં આવ્યો. ઑસ્ટ્રિયાના રાજા ચાર્લ્સને ઇટલી અને નેધર્લૅંડમાં આવેલા સ્પેનના તાબાના મુલક મળ્યા. ડચ લોકોને તેઓની સરહદ ઉપરના કિલ્લા જે ફ્રાન્સના તાબામાં ગયા હતા તે પાછા મળ્યા. વિલિઅમ અને ઍન ઈંગ્લૅંડના કાયદેસર રાજકર્તા કબૂલાયા, અને ઍનના મરણ પછી હૅનોવર વંશમાં ઈંગ્લૅંડની ગાદી જાય તેમાં લુઇએ સંમતિ આપી. ઈંગ્લૅંડને ફ્રાન્સ તરફથી અમેરિકામાં નોવાસ્કોશીઆ અને સ્પેન પાસેથી ભૂમધ્ય સમુદ્રમાં જિબ્રૉલ્ટર અને માઇનૉર્કા મળ્યાં. આ ઉપરાંત સ્પેનના અમેરિકામાંનાં સંસ્થાનોને ગુલામો પૂરા પાડવાનો ઇજારો ઈંગ્લૅંડને મળ્યો, અને સ્પેનનાં સંસ્થાનો સાથે વેપાર કરવા માટે દર વર્ષે એક વેપારી વહાણ પોર્ટોબેલો મોકલવાની પરવાનગી મળી.

આવી રીતે સ્પેનની ગાદીના વારસા માટે ચાલેલા વિગ્રહમાં ભાગ લેવાથી વેપાર અને સામ્રાજ્યની દ્રષ્ટિએ ઈંગ્લૅંડને ઘણો મહત્ત્વનો ફાયદો થયો, અને દરીઆપર તેનું શ્રેષ્ઠત્વ સ્થાપિત થયું. યુટ્રેચની સંધિથી યુરોપના રાજ્યદ્વારી નકશામાં જે મહત્ત્વનો ફેરફાર

થયો તે એ કે નેધર્લૅંડ સ્પેન પાસેથી ઑસ્ટ્રિયાના તાબામાં ગયું. ઑસ્ટ્રિયા પાસે સ્પેનના જેવું નૌકાસૈન્ય નહોતું તેથી નેધર્લૅંડ ઑસ્ટ્રિયાના તાબામાં ગયું તેથી ઇંગ્લૅંડને એક રીતે ફાયદોજ થયો એમ કહેવું જોઇએ.

ઍન ગાદીપર આવી તે વખતે આ વિગ્રહ શરૂ થઈ ગયો હતો તેથી તેને તે ચાલુ રાખવોજ પડ્યો હતો. પણ નાનપણથીજ તેનું વળણ ટોરી પક્ષ તરફ હતું, તેથી ગાદીએ આવતાંને વારજ વિલિઅમના વખતના ઘણા ખરા પ્રધાનોને દૂર કરી તેમની જગાએ ટોરી પક્ષના પ્રધાનો નીમી લૉર્ડ ગોડૉલફિનને વડો પ્રધાન નીમ્યો. લૉર્ડ ગોડૉલફિન પોતાને ટોરી કહેવડાવતો હતો ખરો, પણ ખરૂં જોતાં તે કોઈપણ પક્ષનો નહોઈ માત્ર સ્વાર્થસાધુ લોભી માણસ હતો. તે માર્લબરોનો ખાસ સ્નેહી હતો તેથી લડાઇની બાબતમાં માર્લબરોને તેના તરફથી ઘણી મદદ મળી હતી. વિગ્રહ જ્યારે ચાલતો હતો ત્યારે તેની બાબતમાં પ્રધાનમંડળમાંના ટોરી સભાસદો તેને સંપૂર્ણ ટેકો આપતા નહોતા તેથી ધીમેધીમે ટોરી સભાસદોને બદલે વ્હિગ સભાસદો તેણે પ્રધાનમંડળમાં નીમવા માંડ્યા. ૧૭૦૭ના અરસામાં તો પ્રધાન-મંડળના બધા સભાસદો વ્હિગ પક્ષનાજ હતા. ગોડૉલફિનના પ્રધાન-મંડળે ૧૭૦૭માં સ્કૉટલૅંડ અને ઇંગ્લૅંડની પાર્લમેન્ટ સંયુક્ત કરી એકજ પાર્લમેન્ટની રચના ઘડી.

**ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડની પાર્લમેન્ટનું એકીકરણ (૧૭૦૭).**– ઇલિઝાબેથ પછી સ્કૉટલૅંડનો રાજા ૬ઠ્ઠો જેમ્સ ૧લા જેમ્સ તરીકે ઇંગ્લૅંડની ગાદીપર આવ્યો ત્યારે ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડ એ બંને દેશો ઉપર જો કે એકજ રાજા હતો તોપણ બીજી બધી બાબતમાં એ બંને દેશો અલગ હતા. ઇંગ્લૅંડને સ્કૉટલૅંડ એ બંને દેશોની પાર્લમેન્ટ જુદી જુદી હતી, અને તેઓ પોતપોતાના દેશપુરતાજ કાયદાકાનુન કરતી હતી. આ પ્રમાણે એ બંને દેશો જુદા હોવાને લીધે વેપાર અને પરદેશો સાથે વેપારી વિષયના કરારની બાબતમાં એકએકની સાથે ટંટા થવાના કારણો ઉપરાચાપરી બનતા હતા. ત્યારે ટંટા થવાના સર્વ કારણો નિર્મૂળ કરવા માટે બંને દેશની પાર્લમેન્ટ એક

કરવાનો પ્રયત્ન આ વખત પૂર્વે કરવામાં આવ્યો હતો. પરંતુ ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડ એ બંને દેશને પોતાનું વિશિષ્ટત્વ કાયમ રાખવાની ઇચ્છા હોવાથી બંને પાર્લમેન્ટો એક થઈ શકી હતી નહી. આમ એ બંને દેશો એકએકથી અલગ હતા તેથી વેપાર અને સંસ્થાનોની બાબતમાં એકએકની સાથે અથડામણી ઘણી થતી હતી. વિલિઅમની કારકીર્દીમાં એક કંપની સ્થપાઈ તેણે પનામાંની સંયોગીભૂમિની પાસે ડેરીઅન નામનું એક સંસ્થાન સ્થાપી અમેરિકા સાથે વેપાર વધારવાનું નક્કી કીધું. સ્કૉટિશ પાર્લમેન્ટે આ યોજનાને સંમતિ આપી. પણ વિલિઅમે આ યોજનાને ઇંગ્લૅંડ તરફથી ટેકો આપવાની ના પાડવાથી સ્કૉટિશ લોકોને પોતાનીજ હિંમતથી આ યોજના સંપૂર્ણ કરવાની ફરજ પડી. સ્કૉટિશ લોકોએ તેમ કરવા મથન કર્યું, પણ તેઓની યોજના પાર પડી નહિ, અને સંસ્થાન સ્થાપવા ગયેલા ઘણા માણસો મરણ પામ્યા. આ પ્રકારે પોતાને મળેલા અપયશનો ટોપલો સ્કૉટિશ લોકોએ ઇંગ્લિશો ઉપર ઢાલવ્યો તેથી એ બંને દેશોનો પરસ્પર સંબંધ વધારે બગડતો ગયો, તે એટલે સુધી કે વિલિઅમની કારકીર્દીમાંજ એ બંને દેશો લડી પડશે, એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું. ઍનની કારકીર્દીમાં તો એ ટંટો ઘણો વધી જઈ ૧૭૦૩માં સ્કૉટિશ પાર્લમેન્ટે ઍક્ટ ઑફ સીક્યુરિટી નામનો એક કાયદો પસાર કર્યો, તેમાં એવું ઠરાવ્યું હતું કે ઍનના મરણ પછી ઇંગ્લૅંડની ગાદીપર આવનાર રાજાને સ્કૉટલૅંડની ગાદી આપવી કે નહી એ ઠરાવવાનો અધિકાર સ્કૉટિશ પાર્લમેન્ટનોજ છે. આવી રીતે સ્કૉટલૅંડ આખુંને આખું જાય છે, તેથી તેની મદદ મેળવીને ફ્રાન્સ ઇંગ્લૅંડપર ચઢાઈ લાવે એ બનવાનો સંભવ જોઈ ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડ વચ્ચેના કલહનો સમાધાનકારક નિકાલ લાવવાના હેતુથી બંને દેશની પાર્લમેન્ટ એકત્ર કરી નાખવાનો ઠરાવ થયો (૧૭૦૭); અને તે બાબતનો એક કાયદો પણ કરવામાં આવ્યો. આ કાયદાથી બંને દેશોની પાર્લમેન્ટ સંયુકત થઈ તેમાં સ્કૉટલૅંડ તરફથી આમની સભામાં પીસતાળીસ સભાસદો અને ઉમરાવની સભામાં સોળ સભાસદ મોકલવાનો ઠરાવ થયો. સ્કૉટલૅંડે જમીનની મહેસૂલની વસૂલાતનો ૨૦મો હિસ્સો લેવો અને ઇંગ્લૅંડના

સરકારી દેવામાં સ્કૉટલૅંડનોપણ ભાગ રાખવામાં આવ્યો. ન્યાયકોર્ટ અને ધાર્મિક બાબત સંબંધમાં સ્કૉટલૅંડમાં જે વ્યવસ્થા અમલમાં હતી તેજ ચાલુ રાખવાનું ઠર્યું. એ સિવાય સ્કૉટલૅંડ અને ઇંગ્લૅંડ વચ્ચે વેપારના છૂટાપણાની રાજનીતિ અખત્યાર થવાથી સ્કૉટિશ લોકોને ઇંગ્લૅંડના સંસ્થાનોની સાથે વેપાર કરવાની પરવાનગી મળી. આવી રીતે ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડનું એકીકરણ થવાથી બંને દેશો આબાદ થતા ગયા અને ગ્રેટ બ્રિટન નામનો એક સંઘટિત દેશ બન્યો. આ પ્રમાણે ગોડૉલફિન પ્રધાનમંડળે ફ્રાન્સ સાથે યુદ્ધ ચાલુ રાખ્યું અને ઇંગ્લૅંડ અને સ્કૉટલૅંડ એ બંને દેશોને એકપણ કર્યાં. ૧૭૦૨થી ૧૭૧૦ સુધી ગોડૉલફિન વડો પ્રધાન હતો, પણ ધીમેધીમે લોકમત તેની વિરૂધ થતો ગયો તેથી ઍન રાણીએ તેને દૂર કરી બીજું પ્રધાન-મંડળ નીમ્યું. લોકમત ગોડૉલફિનની સામે થવાના બે ત્રણ કારણ હતાં. એક તો એ કે ફ્રાન્સ સાથેના વિગ્રહ માટે પ્રજાને પહેલાં જેટલો ઉત્સાહ રહ્યો નહતો, તેથી ફ્રાન્સ સાથે સલાહ કરવાનું સર્વને મન થવા લાગ્યું. લોકોના મનની સ્થિતિ આવી હતી તેવામાંજ ૧૭૦૬માં અને ત્યારપછી ૧૭૦૯માં ૧૪મા લુઇએ પોતે સલાહ કરવાની વાત કાઢી પણ ગોડૉલફિને માર્લબરોની શીખવણીથી લુઇની સૂચના ઉપર ધ્યાન આપ્યું નહિ. માર્લબરો સત્તાલોભી હતો, તેથી ઇંગ્લિશ સૈન્યનું સેનાપતિપણું કાયમનુંજ પોતાની પાસે રહે એવી તેની ખટપટ હતી. તે ઉપરથી ઇંગ્લિશ પ્રજાને સ્વાભાવિક રીતે શંકા લાગવા માંડી કે ક્રૉમવેલની માફક સઘળી સત્તા પોતાના હાથમાં લેવાની માર્લબરોની પેરવી છે કે શું?

આ કારણોસર પ્રજામત ગોડૉલફિન વિરૂદ્ધ હતો, તેમા ડૉ. સૅશવરેલ નામના એક ધર્માધિકારીપર કામ ચલાવવામાં આવ્યું તે પરથી લોકમત ઘણો ઉશ્કેરાઈ ગયો, અને ઍન રાણીને બીજું પ્રધાનમંડળ નીમવાની ફરજ પડી.

**ડૉ. સૅશવરેલનો મુકદ્દમો.**—ધર્મ સંબંધી બાબતમાં વ્હિગ પ્રધાનમંડળનું ધોરણ એપિસ્કોપેલીઅન પંથના જેઓ ન હોય તેઓને પણ પૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા આપવાનું હતું, અને ધાર્મિક

બાબતમાં એ પ્રધાનમંડળ બેદરકાર હતું તેની લોકોને ખાતરી થઈ ચૂકી હતી. ઍન ધાર્મિક વલણની હતી અને ચુસ્ત એપિસ્કોપેલીઅન હતી. પ્રધાનમંડળનું બીજા ધર્મ પંથોને સવળતા આપવાનું ધોરણ તેને પસંદ નહોતું. પરિસ્થિતિ આવા પ્રકારની હતી, તેવામાં ડૉ. સૅશવરેલ નામના એક ટોરી પક્ષના ધર્માધિકારીએ રાજકર્તાએ પ્રજાની રુચિએ ચાલવું જોઇએ, અને હાલમાં ઇંગ્લૅંડના ધર્મને ધોકો આવે એમ છે, ત્યારે એવે પ્રસંગે પ્રત્યેક માણસે ધર્મ માટે ખાસ કાળજી રાખવી જોઇએ એવી મતલબનું પ્રવચન કર્યું, અને તેમાં પ્રધાનમંડળપર અને મુખ્યત્વે કરીને ગોડૉલફિનપર સખત ભાષામાં ટીકા કરી. આવા પ્રકારના પ્રવચનપર મંત્રીમંડળે ધ્યાન આપવાની કંઈજ જરૂર નહોતી પણ ગોડૉલફિને ડૉ. સૅશવરેલપર ઉમરાવની સભામાં કામ ચલાવ્યું. ત્યારે પ્રધાનમંડળ વિરૂધ્ધ, પ્રજામત ઉશ્કેરવાનો આ લાગ ઠીક છે એમ જોઈ ટોરી પક્ષવાળાઓએ લોકમતને ઘણો ઉશ્કેરી મૂક્યો. ડૉ. સૅશવરેલપર તહોમત સાબિત થયું, અને તેને ત્રણ વર્ષ સુધી પ્રવચન કરવાની બંધી કરવામાં આવી, અને વખતો વખત તેણે કરેલાં પ્રવચનોની નકલ બાળી નાંખવાનો હુકમ થયો. આ ચુકાદાથી લોકમત ઘણો ક્ષુબ્ધ થયો, અને તેના તરફથી મંત્રીમંડળને બરતરફ કરવાની સૂચના થવા લાગી.

આમ બાબત હોવાથી ઍને પ્રધાનમંડળને રજા આપી ટોરી પ્રધાનમંડળ નીમ્યું. પછી પાર્લમેન્ટની નવી ચુંટણી થઇ તેમાં ટોરી પક્ષનું મતાધિક્ય હતું (૧૭૧૦).

**વ્હિગ અને ટોરી.**—ઍનની કારકીર્દીમાં બીજી અગત્યની બીના વ્હિગ અને ટોરી, એ બે પરસ્પર વિરોધી રાજકીય પક્ષનો ઉદય છે. આ બે રાજકીય પક્ષની ઉત્પત્તિ રજા ચાર્લ્સ પછી જેમ્સને ગાદી આપવી કે નહિ એ નકકી કરનારાં 'એક્સક્લુઝન બિલ' વખતે પ્રથમ થઈ હતી. દરેક પક્ષે સામા પક્ષને તેમની ઠેકડી કરનારાં નામો આપવાથી 'વ્હિગ અને ટોરી' એ શબ્દો પ્રચારમાં આવવા લાગ્યા. ધાર્મિક બાબતમાં વ્હિગ પક્ષનો અભિપ્રાય

એવો હતો કે દરેકને પોતાના મત પ્રમાણે ધર્માચાર કરવાની છૂટ હોવી જોઇએ, ત્યારે ટોરી પક્ષનો મત એવો હતો કે ઇંગ્લૅંડમાં સ્થાપિત થયેલા એપિસ્કોપેલીઅન પંથના જેઓ ન હોય એવાં બીજાં ધાર્મિક મંડળોને ધાર્મિક સવળતા આપવી નહિ. વળી રાજકીય બાબતમાં ૧૬૮૮માં થયેલાં રાજ્ય પરિવર્તનથી ઇંગ્લૅંડમાં જે સનદશીર રાજ્ય-પધ્ધતિ દાખલ થઇ હતી તે માટે વ્હિગ પક્ષ અભિમાન ધરાવતો હતો, ત્યારે એ વિષે ટોરી પક્ષનો અભિપ્રાય એવો હતો કે રાજાઓ ઇશ્વરી સત્તાના પ્રતિનિધી છે, તેથી તેઓ પ્રજાને જવાબદાર નથી, પણ માત્ર ઈશ્વરનેજ જવાબદાર છે. માટે તેઓની સત્તા અનિયંત્રિતજ હોવી જોઇએ. એટલે ટોરી પક્ષ 'રાજાનો ઈશ્વરી હક' (Divine Right of Kings) નો હિમાયતી હતો. વ્હિગ પક્ષ વેપાર અને સામ્રાજ્યની વૃધ્ધિ માટે યુધ્ધ કરવા તરફ હતો. ઍનના મરણ પછી ઇંગ્લૅંડની ગાદી હૅનોવર વંશમાં જાય એવો તેમનો મત હતો, ત્યારે ટોરી પક્ષનો વિચાર એવો હતો કે ઍન પછી રજા જેમ્સના છોકરાને ગાદી મળે. આ પ્રમાણે રાજકીય બાબતમાં વ્હિગ અને ટોરી નામના બે પક્ષ બંધાયા, અને તેઓ વચ્ચે મતભેદ ઉત્તરોત્તર અધિકતીવ્ર થતો ગયો.

**હાર્લી અને સૅંટ જૉન.**— ગોડૉલફિનના પ્રધાનમંડળ પછી ૧૭૧૦માં જે પ્રધાનમંડળ અધિકારપર આવ્યું તે ઍનની કારકીર્દીના અંત સુધી રહ્યું. આ પ્રધાનમંડળમાં હાર્લી, (Earl of Oxford) 'અર્લ ઑફ ઑક્સફર્ડ' અને સૅંટ જૉન, 'વાઇકાઉન્ટ બોલિંગબ્રોક' (Viscount Bolingbroke), એ મુખ્ય હતા. હાર્લી બહાદુર અને વકતૃત્વશક્તિવાળો હતો પણ તે ઢચુપચુ મનનો હતો, અને ટોરી પક્ષના અનુયાયીઓપર તેને સંપૂર્ણ વિશ્વાસ નહોતો, તેથી વિરૂધ્ધ પક્ષ સાથે ખટપટ કરવામાં તે આઘુંપાછું જોય એવો નહતો. બોલિંગબ્રોક (સૅંટ જૉન) બડો ખટપટી હતો, અને કુનેહથી હાર્લીનું મહત્ત્વ ઓછું કરી લોકમત પોતાને અનુકૂળ તેણે કરી દીધો હતો.

આ ટોરી પ્રધાનમંડળની કારકીર્દીમાં ધાર્મિક બાબત સંબંધમાં 'ઑકેશઝનલ કૉનફૉર્મિટી અને સિઝમ ઍક્ટ' નામના બે કાયદા

પસાર કરવામાં આવ્યા (૧૭૧૪). પહેલો કાયદો નૉન-કૉન-ફૉર્મિસ્ટ—સ્થાપિત ધર્માચારને નહિ કબૂલ કરનારા—લોકો જેઓ પ્રસંગોપાત એપિસ્કોપેલીઅન પંથને પુષ્ટિ આપતા હતા, પણ પાછા પોતાના મત પ્રમાણેજ આચરણ કરતા તેમની વિરૂધ્ધમાં હતો અને બીજા કાયદામાં એવું ફરમાવાયું હતું કે નૉન-કૉનફૉર્મિસ્ટોથી શિક્ષકનો ધંધો થાય નહિ.

ત્યારપછી ઍન પછી ઇંગ્લૅંડની ગાદીપર કોણ આવે એ અગત્યનો સવાલ નીકળ્યો. આ વખતે ઇંગ્લૅંડમાં ટોરી પક્ષના ઘણા અનુયાયી હતા અને તેઓનું વળણ સ્ટુઅર્ટ વંશ તરફ હતું. એજ પક્ષના માણસો મોટા મોટા હોદ્દાપર હતા, અને ઍન પછી ૨જા જેમ્સના છોકરાને ગાદી આપવા તરફ તેઓ હતા. પણ જેમ્સ રોમન કૅથૉલિક પંથ છોડવા તૈયાર નહોતો. તેથી ટોરી પક્ષની સ્થિતી ઘણી કઢંગી હતી. એક તરફ સ્ટુઅર્ટ વંશ તરફ વફાદારી અને બીજી તરફ ઇંગ્લૅંડમાં એપિસ્કોપેલીઅન પંથ કાયમ ટકાવી રાખવાની ઇચ્છા. આવી સ્થિતિને લીધે ટોરી પક્ષમાં ફાટફુટ વધતી ચાલી. બોલિંગબ્રોકે હાર્લીને પદચ્યુત કરી તમામ સૂત્ર પોતાના હાથમાં લીધું, અને જેમ્સ સાથે ગુપ્ત કારસ્થાન કર્યું. પણ અત્રે અણધારી બીના બનવાથી તે તેના કારસ્થાનમાં ફાવ્યો નહિ. હાર્લીને પદ્દિપરથી ઉતારી પાડ્યા પછી એજ દિવસમાં ઍન એકાએક માંદી પડી, કે તરત પ્રીવી કાઉન્સિલની બેઠક ભરવામાં આવી, તેમાં ઍને ભવિષ્યને માટે વ્યવસ્થા કરવા શ્રુઝબરી નામના ગ્રહસ્થને સત્તા આપી, પછી તે તરત મરણ પામી (૧૭૧૪). એકાએક આવી હકીકત બનવાથી બોલિંગબ્રોકથી કંઇ થઈ શક્યું નહિ. સોફિયા મરણ પામી હતી, તેથી શ્રૂઝબરીએ સોફિયાના છોકરા જ્યૉર્જને ઍક્ટ ઑફ સેટલમેન્ટ અન્વયે ઇંગ્લૅંડના રાજા તરીકે જાહેર કર્યો. આમ જ્યૉર્જને ગાદી મળવાથી બોલિંગબ્રોકની બાજી બગડી ગઈ.

## ઈંગ્લૅંડના રાજ્યબંધારણની ઉત્ક્રાંતિ



# પ્રકરણ ૧૬મું

## ઇંગ્લૅંડના રાજ્યબંધારણની ઉત્ક્રાંતિ

### (૧૦૬૬-૧૭૧૪)

પ્રાચીન કાળથી ઇંગ્લૅંડના રાજા રાજકારભારના કામમાં લોકપ્રતિનિધિની સલાહ લેતા આવ્યા છે. ઍંગ્લો સૅક્સન રાજાઓના વખતમાં રાજાનું સલાહકારી મંડળ વિટૅનજિમૅાટ એટલે શાણા લોકોનું મંડળ કહેવાતું. એ મંડળ મારફત રાજાની નીમણૂક થતી, નવીન કાયદા રચાતા, પરદેશી રાજ્યો સાથે સલાહ વિગ્રહ થતા, અને ન્યાય મનસૂબાપણ એજ મંડળ કરતું. ઇ. સ. ૧૦૬૬માં ઇંગ્લૅંડમાં નૉર્મન વંશની સ્થાપના થયા પછી વિટૅનજિમૅાટનું રૂપાંતર થઇ ઉમરાવ મંડળ થયું. એ કાળમાં ઇંગ્લૅંડમાં સરંજામી પધ્ધતિ થોડે ઘણે અંશે દાખલ થઈ. દેશમાં જુદાં જુદાં ઠેકાણાંનો રાજકારભાર અને ન્યાય મનસૂબાનું કામકાજ મોટા મોટા અમીર ઉમરાવોને સોપવામાં આવતું હતું, તેથી રાજાઓને રાજકારભારનો ખર્ચ ઘણો ઓછો થતો. પરદેશો સાથે ચાલતા વેપારોપર મૂકાતો કર, રાજાની ખાનગી માલીકીની જમીનનું ઉત્પન્ન, ન્યાય ખાતામાંથી 'ફી'ના રૂપમાં લેવામાં આવતી રકમ, સરંજામી પધ્ધતિના નિયમ પ્રમાણે અમીર ઉમરાવો તરફથી રાજાને મળતી ખંડણી અને નજરાણાં, એ રાજાનાં રાજકારભારના ખર્ચ માટે ઉપજનાં સાધનો હતાં. નૉર્મન વંશના વખતથી આવી નવીન પધ્ધતિ નિર્માણ થયાથી ઉમરાવ મંડળની સલાહ લેવાના પ્રસંગ ઘણા થોડા આવતા. પણ રફતે રફતે સરંજામી પધ્ધતિનો રિવાજ કમી થઇ કેંદ્રીભૂત રાજસત્તા સ્થાપવાનો પ્રયાસ બીજા હેન્રીના વખતથી (૧૧૫૫-૧૧૮૯) થવા માંડ્યો, તેથી દેશના રાજકારભારની તમામ જવાબદારી રાજાપર રહેવાથી રાજાને કારભારનો ખર્ચ ઘણો વધવા લાગ્યો. ત્યારે રાજ્ય ખર્ચ માટે ઉપજ કરવા સારૂ કેવા કેવા કર મૂકવા અને કયા કયા કાયદા કરવા તેનો વિચાર કરવા માટે રાજાને ઉમરાવ મંડળની સલાહ લેવાની જરૂર લાગવા માંડી.

**રાજા જૉન અને મૅગ્ના ચાર્ટાની સનદ, ૧૨૧૫.**—આ પ્રમાણે પ્રસંગોપાત ઉમરાવ મંડળની સલાહ લેવાનો રિવાજ હતો, તોપણ રોજના રાજકારભારની બાબતમાં રાજા પોતાના ખાસ નીમેલા માણસોની સલાહ લેતા, અને તે માણસો (અથવા કાઉન્સિલ) હંમેશ રાજાની પાસેજ રહેતા. આ કાઉન્સિલ રાજા શિવાય બીજા કોઇને જવાબદાર નહોતી, તેથી રાજકારભારનું સઘળું કામકાજ રાજાની મરજી પ્રમાણે એ કાઉન્સિલની મારફત થતું. ૧૧૯૯માં રાજા જૉન ગાદીપર આવ્યો, તેણે ઘણાં જુલમી કૃત્યો કર્યાં. તેણે અમીર ઉમરાવ, ધર્માધિકારી અને સામાન્ય વર્ગના લોકોપર ભારે કરો મૂક્યા. જૉનનાં જુલમી કામોને લીધે દેશના અમીર ઉમરાવ, ધર્માધિકારી અને સામાન્ય વર્ગના લોકોએ એકત્ર થઈ રૈયતના હકોનો એક મુત્સદ્દો તૈયાર કરી તેપર સહી કરવાની જૉનને ફરજ પાડી (૧૨૧૫). આ સનદને મૅગ્ના ચાર્ટા કહે છે. તેમાં નીચે પ્રમાણે કેટલીક અગત્યની કલમો હતી—(૧) ઉમરાવની સભાની સંમતિ વિના લોકોપર કર મૂકી શકાય નહિ; (૨) ન્યાય કચેરીમાં કાયદેસર તપાસ થઈ આરોપ સાબિત થાય નહિ ત્યાંસુધી રાજાથી કોઇને કેદમાં પૂરી શકાય નહિ; (૩) ધર્મની વ્યવસ્થાની બાબતમાં રાજાથી વચ્ચે પડાય નહિ; (૪) સરંજામી પધ્ધતિમાં ઠરાવેલા પ્રસંગો શિવાય બીજા પ્રસંગે અમીર ઉમરાવ પાસેથી સખતીથી પૈસા કઢાવાય નહિ; (૫) સામાન્ય જનસમાજમાં રૂઢ થયેલા કાયદા પ્રમાણેજ ન્યાયકોર્ટમાં ન્યાય આપવો જોઇએ; (૬) અને દેશના વેપાર અને ઉદ્યોગધંધામાં રાજાથી હરકત નંખાય નહિ અને તેપર કર મૂકી શકાય નહિ. આ બધી બાબતો કબૂલ કરી જૉને એ દસ્તાવેજપર સહી કરી. આવી રીતે જુલમી રાજસત્તાપર અંકુશ મૂકવા માટે દેશના સર્વ વર્ગોનું ઐક્ય થયું. જોકે જૉને મૅગ્ના ચાર્ટાપર સહી કરી હતી તોપણ આપેલા વચન પ્રમાણે ચાલવાની ઇચ્છા તેને મૂળેજ નહોતી. સહી કર્યાને ઘણા દહાડા તો થયા નહિ તેટલામાં તેણે જુલમી અને અન્યાયી આચરણ પાછાં ચાલુ કર્યાં.

આમ ૧૨૧૫માં મૅગ્ના ચાર્ટાની સનદથી રાજસત્તાપર અંકુશ

મૂકવાનો પ્રયત્ન ઉમરાવોની આગેવાનીથી કરવામાં આવ્યો હતો. પણ તેની કંઇ બહુ અસર થઇ નહિ. જૉન પછી તેનો છોકરો ત્રીજો હેન્રી ગાદીપર આવ્યો (૧૨૧૬–૧૨૭૨) તે વખતે તે નાની ઉમ્મરનો હતો, તેથી તેની કારકીર્દીમાં તેનાં પરદેશી સગાંવહાલાંઓનાં માન ઘણાં વધ્યાં. એ પરદેશી સગાવહાલાંઓને જમીન અને અધિકારની જગા પણ ઘણી આપવામાં આવી હતી. તેઓએ લોકોપર ભારે કર મૂકવા માંડ્યા, તેથી પ્રજામત હેન્રીની વિરૂધ્ધ થયો, ત્યારે સાઇમન દ મૉંટફર્ટે આગેવાની લઇ રાજકારભારની દોરી પોતાના હાથમાં લીધી. તેણે ૧૨૬૫માં ઇંગ્લૅંડના કેટલાંક પરગણાં અને શહેરોના પ્રતિનિધિઓ અને અમીર ઉમરાવોની એક સભા બોલાવી. આ સભા પાર્લમેન્ટ કહેવાવા લાગી. પણ આ પાર્લમેન્ટમાં સાઇમન દ મૉંટફર્ટ તરફના ઘણા સભાસદો હતા, તેથી બીજા ઉમરાવો તેની અદેખાઇ કરવા લાગ્યા, અને હેન્રીના છોકરા એડવર્ડ (૧૨૭૨–૧૩૦૭) મૉંટફર્ટ વિરૂધ્ધ લશ્કર ઉભું કર્યું ત્યારે તેને ઘણા ઉમરાવોએ મદદ કરી અને સાઇમનને હરાવ્યો.

**પાર્લમેન્ટની સ્થાપના, ૧૨૯૫.**—મૉંટફર્ટે ૧૨૬૫માં ઉમરાવો અને જુદાં જુદાં શહેરો અને પરગણાંઓના પ્રતિનિધિઓ બોલાવી રાજકારભારમાં તેમની સલાહ લેવાનું જે ધોરણ દાખલ કર્યું હતું, તેનું ઉદાહરણ લઇ તેજ પ્રમાણે ૧૨૬૫થી ૧૨૯૫ દરમ્યાન પ્રતિનિધિઓ બોલાવવાના પ્રયત્ન કરવામાં આવ્યા હતા, પણ ૧૨૯૫ સુધી તે સભા સુવ્યવસ્થિત થઇ શકી નહિ હતી. ૧૨૯૫માં પહેલા એડવર્ડ રાજાએ ઉમરાવો, ધર્મધિકારીઓ અને પરગણાં અને શહેરોના પ્રતિનિધિઓની એક એકઠી પાર્લમેન્ટ બોલાવી. આ પાર્લમેન્ટમાં બધા વર્ગના લોકોના પ્રતિનિધિઓ હતા, તેથી એ પાર્લમેન્ટ 'આદર્શભૂત પાર્લમેન્ટ' (Model Parliament) કહેવાય છે, આમાં ઉમરાવ, ધર્મધિકારી અને આમવર્ગ, એમ ત્રણે વર્ગના લોકો હતા તેથી પાર્લમેન્ટના ત્રણ વિભાગ પડી જશે એમ પ્રથમ લાગ્યું હતું. પણ નીચા દરજ્જાના ધર્મધિકારીઓએ રાજાને જોઇતા પૈસાની મંજૂરી આપવાનું કામ ધાર્મિક બાબતો ચર્ચવા માટે સ્થાપન થયેલાં ધર્મમંડળ મારફત કરવાનું

ઠરાવ્યાથી પાર્લમેન્ટમાં તેઓને બેસવાની જરૂર રહી નહિ, અને ધર્મમંડળના સભાસદો મોટા મોટા ધર્માધિકારીઓજ હતા, અને તેઓ ઉમરાવની પદ્વિના ગણાતા હોવાથી ઉમરાવોની સાથેજ બેસવા લાગ્યા. આ પ્રમાણે ૧૩૩૦ના અરસામાં ઉમરાવો અને ઉંચા દરજ્જાના ધર્માધિકારીઓનું ઉમરાવ મંડળ અથવા 'હાઉસ ઑફ લૉર્ડ્ઝ' અને શહેરો અને પરગણાંઓ તરફના પ્રતિનિધિઓની લોકસભા અથવા 'હાઉસ ઑફ કૉમન્સ', એવા પાર્લમેન્ટના વિભાગ પડયા.

ઉપર પ્રમાણે ૧૨૯૫થી ઉમરાવો, મોટા ધર્માધિકારીઓ અને પરગણા અને શહેરોના પ્રતિનિધિઓની પાર્લમેન્ટ બોલાવવાનો ધારો પડયો. આ વખતે પાર્લમેન્ટનું મુખ્ય કામ રાજકારભાર માટે જોઈતા ખરચ અને પરદેશો સાથે થતાં યુધ્ધો માટેના ખરચ જોગા પૈસા ઉભા કરવા માટે કર મૂકવામાં સંમતિ આપવાનું હતું. પાર્લમેન્ટની સભાની બેઠકમાં હાજર રહેવું અને ખરચ મંજૂર કરવો એટલે પોતાપર કર મૂકવાની બાબતમાં સંમતિ દર્શાવ્યા બરાબર હતું. વળી પ્રતિનિધિઓનો સઘળો ખર્ચ જે ઠેકાણાંના તેઓ પ્રતિનિધિ હોય તેઓનેજ આપવાનો હોવાથી પોતા તરફના પ્રતિનિધિઓ પાર્લમેન્ટમાં હોવાજ જોઈએ એવો તે વખતના લોકોનો આગ્રહ નહોતો. વળી તે વખતે પ્રતિનિધિઓની ચુંટણી કરવાના નિયમોની કોઈ સર્વમાન્ય પધ્ધતિ પણ નહોતી. કોઈ ઠેકાણે સ્થાનિક સંસ્થા મારફતે ચુંટણી થતી, તો કોઈ ઠેકાણે લોકો સીધા પ્રતિનિધિઓ નીમતા, કોઈ ઠેકાણે ચુંટણી માટે મતાધિકાર ઘણા થોડા લોકનેજ હતો, તો કોઇ ઠેકાણે બધાનેજ મતાધિકાર હતો. આમ જુદે જુદે ઠેકાણે જુદી જુદી પધ્ધતિ ચાલતી હતી.

**પાર્લમેન્ટના બે વિભાગ, ઉમરાવની સભા અને આમની સભા.**—આવી રીતે મોટા મોટા ઉમરાવો, ધર્માધિકારીઓ અને સામાન્ય લોકની એકઠી પાર્લમેન્ટ બોલાવી નવા કર મૂકવા કે નવા કાયદા ઘડવામાં પાર્લમેન્ટની સંમતિ લેવાનો રિવાજ ધીમે ધીમે રૂઢ થવા લાગ્યો. પણ અમીર ઉમરાવ અને ધર્માધિકારી અને સામાન્ય લોકના દરજ્જા વચ્ચે, અને જે કામને માટે તેઓને બોલાવવામાં

આવતા તે કામ વચ્ચે ઘણો ફરક હતો. ધર્માધિકારી અને ઉમરાવોમાંના દરેકને જુદું જુદું આમંત્રણ આપવામાં આવતું, અને તેઓને રાજકારભારના કામમાં રાજાને સલાહ આપવા બોલાવવામાં આવતા. અને ઉમરાવોની બેઠક વંશપરંપરાની થઈ.

સામાન્ય વર્ગના પ્રતિનિધિઓને જુદા જુદા પરગણાંના અધિકારીઓ મારફત બોલાવવામાં આવતા, અને રાજા અને ઉમરાવ મંડળે ઠરાવેલા ધોરણ માટે તેઓની સંમતિ માંગવામાં આવતી. ઉમરાવની સભા અને આમની સભાના દરજ્જા વચ્ચે પહેલાં પહેલાં ઘણો તફાવત ગણવામાં આવતો હતો. પણ હળવે હળવે ૧૪મા શતકમાં આમની સભાએ ઉમરાવની સભાના જેટલોજ દરજ્જો સંપાદન કર્યો.

**કર મૂકવાની બાબતમાં આમની સભાનો અધિકાર.**—કેવા કેવા કર મૂકવા તે બાબતમાં રાજાને સલાહ આપવી, નવીન કાયદાને મંજૂરી આપવી, રાજકારભારપર ટીકા કરવી, અને અમલ બજાવણી ખાતાંપર થોડો અંકુશ રાખવો, એ હકો આમની સભાએ આસ્તે આસ્તે સંપાદન કર્યા. ૧૫મા સૈકાની શરૂઆતથી કર મૂકવા બાબતનો કાયદો તો આમની સભામાંજ રજુ થાય એવો રિવાજ પડયો. ૧૪૦૭માં નવીન કર મૂકવાના કાયદામાં "આમની સભાએ ધર્માધિકારી અને ઉમરાવોના મંડળની સંમતિથી આ કર મૂકવાની રાજાને સંમતિ આપી છે" એવું વાકય ઘાલવામાં આવ્યું. તેથી કર મૂકવાની બાબતમાં આમની સભાનું ઉમરાવોની સભા કરતાં ઉંચું સ્થાન સ્થાપિત થયું એમ કહેવું જોઇએ.

**કાયદા ઘડવા સંબંધે પાર્લમેન્ટનો અધિકાર.**—શરૂઆતમાં કાયદા કરવાની બાબતમાં પણ આમની સભાની સત્તા ઘણી મર્યાદિત હતી. નવીન કાયદો કરવાની જરૂર જણાય ત્યારે તે સંબંધે પાર્લમેન્ટમાં બિલ–ખરડો લાવવાનો અધિકાર આમની સભાના સભાસદોને નહોતો. ફલાણા ફલાણા કારણોસર અમુક કાયદો કરવાની જરૂર છે એવી મતલબની અરજી આમની સભાને રાજાપ્રત્યે કરવી પડતી. આવી અરજી યોગ્ય માલમ પડે તો મંત્રીમંડળની સલાહ પ્રમાણે અરજીમાંની બાબતને અનુસરીને કાયદાનો મુત્સદ્દો ઘડાઈ રાજા

તરફથી તે પાર્લમેન્ટની સભામાં રજુ થતો. આમ કાયદાનો ખરડો રાજાના મંત્રીઓજ તૈયાર કરતા હોવાથી ઘણીવાર એવું બનતું કે મુત્સદ્દો મૂળ અરજીથી જુદાજ પ્રકારનો થતો. પ્રત્યેક કાયદામાં "રાજાએ આમની સભાની વિનંતિ ઉપરથી ઉમરાવની સભાની સંમતિથી આ કાયદો કર્યો છે" એવું વાક્ય હોવાથી કાયદા કરવાની બાબતમાં પણ આમની સભાનો દરજ્જો હલકો હતો તે સહજ સમજાશે. પણ ૧૫મા સૈકામાં કરની બાબત પ્રમાણે આ બાબતમાં પણ આમની સભાએ ઉમરાવની સભા જેટલુંજ ઉંચું સ્થાન મેળવ્યું; અને ત્યારપછી ઉપર લખેલાં વાક્યને બદલે "આ કાયદો ઉમરાવોની સભા અને આમની સભાની સલાહથી કરવામાં આવ્યો છે" એવું વાક્ય દાખલ કરવામાં આવ્યું. ત્યારપછી આમની સભાએ મોકલેલી અરજીને અનુસરીને રાજાના મંત્રીઓ કાયદાનો ખરડો તૈયાર કરતા હોવાથી તે ખરડો અરજીના મૂળ મુદ્દાથી જુદા પ્રકારનો થવાનો સંભવજ ન રહે તે માટે આમની સભાએ પુષ્કળ પ્રયત્નો કર્યા, અને છેવટે ૬ઠ્ઠા હેન્રીના વખતમાં (૧૪૨૨–૧૪૬૧) જે સ્વરૂપનો કાયદો જોઈએ તેજ સ્વરૂપમાં ખરડો આમની સભામાં કે ઉમરાવની સભામાં લાવવો જોઇએ, અને તે ખરડાને બંને સભાની સંમતિ મળ્યા પછી તે બિલ મંજૂર કરવું કે ન કરવું એટલોજ અધિકાર રાજાને હોવો જોઇએ એવું ઠરાવવામાં આવ્યું.

આ પ્રમાણે ૧૪માં અને ૧૫માં સૈકામાં કર મૂકવાની અને નવો કાયદો કરવાની બાબતમાં રાજાએ પાર્લમેન્ટની સંમતિ લેવી જોઇએ એ તત્વ સ્થાપિત થયું હતું. તોપણ વહેવારમાં રાજાઓ એ તત્વને બાજુએ મૂકી શકે એવી બારી રાજ્યબંધારણમાં હતી. અને ૧૬૮૮માં રાજ્યક્રાંતિ થઈ તેને બીજે વરસે બિલ ઑફ રાઈટસ નામનો કાયદો થયો ત્યાંસુધી એ બાબતનો નિકાલ બરાબર થયો નહોતો. જો કે પાર્લમેન્ટની કબૂલાત વિના કોઈ પણ કર રાજાએ મૂકવો નહિ એ નિયમ સ્વીકારાયો હતો, તોપણ આડકતરા કરો રાજા પોતાના અધિકારથી મૂકી શકે કે નહિ એ બાબતનો નિકાલ થયો નહોતો. પરદેશથી આવતા વેપારી માલપર લેવાતી જકાતનો

બોજો પરદેશી લોકોને સહન કરવો પડે છે એવી તે કાળે સૌની સમજ હતી.

ઉપર જણાવ્યા પ્રમાણે આડા કરની બાબતમાં હતું તેમ નવા કાયદાની બાબતમાં પણ રાજાઓએ બારી રાખી હતી. પાર્લમેન્ટની સંમતિ વિના નવો કાયદો ઘડવો નહિ એ તત્ત્વ જોકે સ્થપાયું હતું, તોપણ નવા કાયદાને ટેકો આપવા માટે, કે તેમાં કંઈ રહી ગયેલી નાની સરખી ચૂક સુધારવા માટે અમલ બજાવણીખાતાને કામકાજ યોગ્ય રીતે કરવાનું બને તે માટે મંત્રીમંડળની સલાહથી 'ઑર્ડિનૅન્સ', 'પ્રોક્લેમેશન' કે થોડા કાળ માટે જાહેરનામાં કાઢી કાયદો કરવાનો રાજાનો અધિકાર પરાપૂર્વથી હતો. આવી રીતે કરેલો કાયદો થોડી મુદ્દત માટેજ હતો, તેથી પાછળથી તે માટે પાર્લમેન્ટની સંમતિ લેવી પડતી. આડકતરા કરો અને જાહેરનામાંથી કાયદો કરવાના હક સંબંધે સ્ટુઅર્ટ વંશની કારકીર્દીમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે જે કલહ ઉત્પન્ન થયો તેનો કાયમનો નિકાલ ૧૬૮૯માં બિલ ઑફ્ રાઇટ્સના કાયદાથી આવ્યો.

કર માટે સંમતિ આપવી અને નવો કાયદો કરવો એટલુંજ કંઈ પાર્લમેન્ટનું કામ નહોતું, પણ તે ઉપરાંત રાજકારભારપર ટીકા કરવી, રાજાના પ્રધાનો તેને ખરાબ સલાહ આપે તો તે બદલ તેમને જવાબદાર ગણવા વગેરે બાબતોમાં પાર્લમેન્ટે ૧૪મા અને ૧૫મા સૈકામાં લક્ષ આપવા માંડ્યું. નવો કર મૂકવો કે નવીન કાયદો કરવો એ બાબતમાં પાર્લમેન્ટની સંમતિ લેવી જોઇએ, પણ પાર્લમેન્ટ હંમેશ બોલાવવાનું શક્ય ન હોવાને લીધે રાજકારભારના દરરોજના કામકાજમાં રાજા પોતાના મંત્રીમંડળ—કાઉન્સિલની સલાહ લેતા.

**મંત્રીમંડળ—'કાઉન્સિલ'.**—આ કાઉન્સિલમાં રાજા પોતાના વિશ્વાસના માણસોને નીમતા, તેથી જેથી રાજાને વધારે ફાયદો થાય કે રાજાની ઇજ્જત વધે એવુંજ ધોરણ તેઓ રાખતા. આ વખતમાં અધિકારની યોગ્ય વિભાગણી થયેલી ન હોવાને લીધે એ કાઉન્સિલને (૧) કાયદા ઘડવાનું, (૨) અમલબજાવણીનું કામ કરવાનું,

અને (૩) ઈન્સાફ આપવાનું, એ ત્રણે કામો કરવાં પડતાં (૧૧૦૦). પણ ધીમે ધીમે આ સલાહકારી કાઉન્સિલમાં સભાસદોની સંખ્યા ઘણી વધી જવાથી ૧૧૫૦ના અરસામાં તેના બે વિભાગ થયા. આમાંનો એક વિભાગ રાજાને ન્યાય સલાહ આપવાનું કામ કરતો તેથી ન્યાય કોર્ટની સંજ્ઞાથી ઓળખાયો, અને આગળ જતાં 'એક્સચેકર કોર્ટ', 'કૉમન પ્લીસ કોર્ટ' અને 'કિંગ્સ કોર્ટ' નામના તેના પેટા વિભાગ થયા. બીજો વિભાગ રાજકારભારના કામમાં રાજાને સલાહ આપતો તેથી રાજાની કાઉન્સિલ કે 'સલાહકાર મંડળ' એવું તેનું નામ પડ્યું. આ કાઉન્સિલ પણ હળવે હળવે મોટી થતી ગયાથી તેમાંના વધારે વિશ્વાસપાત્ર સભાસદોની સલાહથી રાજા રાજકારભાર કરવા લાગ્યા, તેથી એ નાનાં સલાહકાર મંડળને ઇ. સ. ૧૪૦૦ને સુમારે 'પ્રીવી કાઉન્સિલ' એવું નામ મળ્યું. પ્રીવી કાઉન્સિલના સભ્યો રાજકારભારમાં રાજાને સલાહ આપતા, તેથી રાજાને આપેલી સલાહ માટે તેઓને જવાબદાર કરવા, એ સભાસદોની પસંદગી પાર્લમેન્ટ મારફત થાય એવી ખટપટ કરવી, એમ આડકતરી રીતે રાજકારભારપર પાર્લમેન્ટની નિયંત્રણા રહે એવા પ્રયત્નો ૧૪મા સૈકાની આખરે અને ૧૫માની શરૂઆતમાં પાર્લમેન્ટ તરફથી થવા માંડ્યા. રાજાને ખોટી સલાહ આપવા માટે મુખ્ય મંત્રીને જવાબદાર ગણી આમની સભા તેના ઉપર ઉમરાવની સભા સમક્ષ કામ ચલાવે એવો રિવાજ ૧૩૭૬થી પડ્યો. આવી તપાસને અંગ્રેજીમાં 'ઇમ્પીચમેન્ટ' કહે છે. એ સાલમાં આમની સભાએ મુખ્ય મંત્રીઓ લૉર્ડ લૅટિમર અને રિચર્ડ લાયન્સપર ઉમરાવની સભામાં કામ ચલાવી તેમને દોષિત ઠેરવ્યા હતા.

આવી રીતે ૧૫મા સૈકાની શરૂઆતથી પાર્લમેન્ટની સંમતિ વગર રાજાથી કર મૂકાય નહિ, અને નવા કાયદા થાય નહિ એ તત્વો જેમ સ્થાપિત થયાં હતાં તેમજ રાજકારભારપર ટીકા કરવાના અને રાજાને ખોટી સલાહ આપવા માટે જવાબદાર ગણી મુખ્ય મંત્રીઓ ઉપર કામ ચલાવવાનો રિવાજ પણ દાખલ થયો. આમની સભા અને ઉમરાવની સભા એવા પાર્લમેન્ટના બે વિભાગ પડી આમની સભાએ નવા કાયદા કરવાની બાબતમાં અને રાજકારભારપર ટીકા

કરવાની બાબતમાં ઉમરાવની સભા જેટલાજ હકો સંપાદન કર્યા હતા. કર મૂકવાની બાબતમાં તો રિવાજ એવો પડ્યો હતો કે કર મૂકવાનો કાયદો પ્રથમ આમની સભામાં રજુ થાય અને પાસ થયા પછી ઉમરાવની સભામાં તે જાય, અને તેમાં કોઈપણ પ્રકારનો સુધારો કર્યા વગર જેમનો તેમ કયાં તો ઉમરાવો પાસ કરે કે નામંજૂર કરે. આ રિવાજથી તો આમની સભા ઉમરાવની સભા કરતાં અધિક પ્રમુખસ્થાન પટકાવી પડી હતી. આમ પાર્લમેન્ટે ૧૪મા અને ૧૫મા સૈકામાં ઘણો અધિકાર સંપાદન કર્યો હતો તોપણ તે કાળની સામજિક અને રાજકીય એકંદર પરિસ્થિતિ એ અધિકારને દઢ કરે એવી અનુકુળ ન હોવાથી તે વખતથી ઇંગ્લૅંડમાં લોકનિયંત્રિત રાજ્યપધ્ધતિ સંપૂર્ણ રીતે સ્થાપિત થઇ શકી નહોતી. ત્યારપછી ૧૫મા સૈકાના છેવટના ભાગમાં ઇંગ્લૅંડમાં બે પ્રતિસ્પર્ધિ રાજવંશ વચ્ચે 'વૉર્સ ઑફ્ ધી રોઝીઝ'—ગુલાબના વિગ્રહો નામનો આંતર મુલ્કી વિગ્રહ થવાથી સર્વત્ર અંધાધુંધી અને અરાજકતા થવાથી પાર્લમેન્ટની સત્તા લુપ્ત થયા સરખુજ હતું. આવી અંધાધુંધી અને અરાજકતા કરતાં કેંદ્રીભૂત એવી અનિયંત્રિત રાજસત્તા ઘણી સારી એવું સર્વને લાગવા માંડયું.

**ટ્યૂડર વંશમાં રાજા અને પાર્લમેન્ટનો પરસ્પર સંબંધ.—** આખરે ૧૪૮૫માં આંતર મુલ્કી વિગ્રહ સમાપ્ત થયો અને ટ્યૂડર વંશ ઇંગ્લૅંડની ગાદીપર આવ્યો. આ વિગ્રહમાં ઘણાં ઉમરાવ કુટુંબોનો નાશ થયાથી રાજસત્તા ઉપર ઉમરાવ મંડળનો જે દાબ હતો તે જતો રહ્યો, અને લોકસત્તા એકલે હાથે રાજસત્તાને પહોંચી વળે એટલી સશક્ત ન હોવાથી રાજસત્તા ઘણી સહેલાઇથી અનંકુશિત થઈ શકી. આમ રાજ્યસત્તા અનંકુશિત થઈ તોપણ પાર્લમેન્ટના હકો ધુતકારી કાઢી તેની સલાહ લીધા વિના પોતાનાજ અધિકારથી રાજ્યકારભારનું ગાડું હાંકવાનું ધોરણ ટ્યૂડર વંશના રાજાઓએ સ્વીકાર્યું નહોતું. તેથી પાર્લમેન્ટનું રાજદ્વારી સંસ્થા તરીકેનું મહત્ત્વ નષ્ટ થયું નહોતું. આ વંશના રાજાઓએ ઉમરાવોનો દોર કમી કરી, દેશમાં શાંતિ પાથરી વેપાર રોજગાર અને ઉદ્યોગધંધા અને વહાણવટાંને ઉત્તેજન આપી, સામાન્ય પ્રજાનું લક્ષ પોતા તરફ

ખેંચી લીધું હતું. એ રાજાઓને પોતાના હાથમાં તમામ અધિકાર લેવાની ઇચ્છા તો હતી, પણ પાર્લમેન્ટને ધુતકારી કાઢી સત્તા પોતાના હાથમાં ન લેતાં પાર્લમેન્ટને મધ્યસ્થ રાખી સત્તા ભોગવવાના પ્રયત્નો તેમના તરફથી થયા હતા. તે વખતે પાર્લમેન્ટની બેઠક હાલના જેટલી નિયમિતપણે થતી નહિ, તોપણ વખતો વખત તેની બેઠક થતી ખરી. નવો કર મૂકતી વખતે પાર્લમેન્ટની સંમતિ મંગાતી. આ વંશના રાજકર્તાઓ પ્રસંગોપાત જુદા જુદા કારણસર પોતાના અધિકારથી લોકો પાસેથી પૈસા કઢાવતા, અને ૮માં હેન્રીએ તો ઉધાર લીધેલાં નાણાં પાછાં આપવાની કંઈજ જરૂર નથી એવું જાહેર પણ કરેલું. તેમ છતાં આવી બધી બાબતો માટે પાછળથી પાર્લમેન્ટની સંમતિ લેવાતી. કર પ્રમાણે કાયદા કરવાની બાબતમાં પણ પાર્લમેન્ટનો અધિકાર તેઓએ માન્ય કરેલો હતો. પણ નવો કાયદો કરતી વખતે પાર્લમેન્ટ સૂચના કરે, અને તેને માન્ય કરવી કે ન કરવી તે બાબે વારંવાર રાજાના અધિકારનો ઉપયોગ થતો. અને પાર્લમેન્ટના સભાસદો ઉપર લાગવગ ચલાવી પોતાને ન રૂચે એવા કાયદા તેઓ પાછા ખેંચી લેવડાવી શકતા. કાયદાની તીવ્રતા ઓછી કરવા માટે કે કાયદાને આખો ને આખો અભરાઈપર મૂકવા માટે ટયૂડર વંશના રાજાઓ મંત્રીમંડળની સલાહથી વારંવાર જાહેરનામાં (proclamations) કાઢતા. અને પાછળથી એ જાહેરનામાંપર પાર્લમેન્ટની કબૂલાત લેતા. આ પ્રમાણે જો કે પાર્લમેન્ટની સત્તા ઘણી હતી, તોપણ તેનાપર તરાપ મારવાના પ્રકાર પણ ઘણા હતા. પાર્લમેન્ટની સભામાં કેવા કેવા સભાસદ ચુંટાઈ આવે, અને તેમની ચુંટણી કેવી રીતે કરવી એ ઠરાવવાનું ઘણે અંશે રાજાનાજ હાથમાં હતું. તેમજ પાર્લમેન્ટની આમની સભાના અધ્યક્ષ (Speaker)ની નીમણુક પણ રાજા તરફથીજ થતી. પાર્લમેન્ટમાં ચાલતાં કામકાજપર અધ્યક્ષની પૂર્ણ દેખરેખ રહેતી, અને કૅબિનેટ પધ્ધતિથી રાજવ્યવસ્થા કરવાનું પૂર્ણપણે અમલમાં આવ્યું તે પૂર્વે રાજા અને પાર્લમેન્ટ વચ્ચે સર્વ વ્યવહાર અધ્યક્ષની મારફતેજ ચાલતો તેથી અધ્યક્ષનું મહત્ત્વ ઘણું હતું. એ શિવાય રાજાના મંત્રીમંડળ (પ્રીવી કાઉન્સિલ)માંના સભાસદો ક્યાં તો ઉમરા-

વની સભાના કે કયાં તો આમની સભાના સભ્યો હોવાથી પાર્લમેન્ટની બેઠક વેળા તેઓ હાજર રહેતા, અને તેથી સભામાં થતા વાદવિવાદ-પર દાબ રહેતો. આ કાળે કૅબિનેટ સ્વરૂપની જવાબદાર રાજ્યપધ્ધતિ અમલમાં આવી નહોતી, તેથી રાજાના મંત્રીમંડળપર પાર્લમેન્ટથી યોગ્ય અંકુશ મૂકી શકાતો નહિ.

ઉપર વર્ણવ્યા પ્રમાણે ટ્યૂડર વંશની કારકીર્દીમાં (૧૪૮૫–૧૬૦૩) જો કે પાર્લમેન્ટનો પૂર્વેનો સઘળો અધિકાર કાયમ હતો તોપણ રાજસત્તાપર યોગ્ય અંકુશ તે મૂકી શકી નહોતી. તેમ છતાં પાર્લમેન્ટ રાજકીય સંસ્થા તરીકે હયાત રહેવાથી સભાસદોને રાજ-કારભારમાં તાલીમ મળતી રહી હતી, અને પોતાની સત્તાનું ભાન થયું હતું, તેથી સ્ટુઅર્ટ વંશના રાજાઓ સાથે રાજકીય બાબતમાં આથડવા માટે તૈયારી કરવાનું બની શક્યું હતું.

**સ્ટુઅર્ટ વંશ દરમ્યાન રાજા અને પાર્લમેન્ટ વચ્ચે સંબંધ.**—ઈંગ્લૅંડમાં સ્ટુઅર્ટ વંશ ગાદીપર આવ્યો ત્યારપછી ૧૬૮૯માં 'બિલ ઑફ રાઇટ્સ' પસાર થયું ત્યાં સુધી રાજ્યકારભારપર કોની ઉપરી હકૂમત રહે એ ઠરાવવા માટે રાજા અને પાર્લમેન્ટ વચ્ચે ઝગડો ચાલી રહ્યો હતો, તેથી ઇંગ્લૅંડના રાજ્યબંધારણના ઇતિહાસમાં આ સમય ઘણો મહત્ત્વનો છે. રાજકારભારમાં આપણી એકલાનીજ હકૂમત ચાલે એ ધોરણે રાજકર્તાઓ વર્તતા હતા, ત્યારે એથી ઉલટું પાર્લમેન્ટ એ સત્તા પોતાના હાથમાં લેવા મથી રહી હતી. કર મૂકવા, કાયદા કરવા, પાર્લમેન્ટ સભામાં ભાષણ સ્વાતંત્ર્ય, પ્રધાનોપર રાજકારભારી બાબતો માટે ટીકા કરવાનો હક અને તેમનાપર અંકુશ મૂકવાની કોશિશ એ બધી બાબતો સંબંધે રાજા અને પાર્લમેન્ટ વચ્ચે ઝગડો ચાલી રહ્યો હતો, તેમાં જાણે વધારો કરવા માટે નહોય તેમ ધાર્મિક બાબતનો સવાલ પણ નીકળ્યો હતો.

આ સમયમાં ઈંગ્લૅંડના રાજ્યબંધારણનો કાયદો સંદિગ્ધ હોવાથી આપણો અધિકાર કેટલો છે અને તે કેટલે સુધી મર્યાદિત છે તેની રાજાઓને બરાબર ખબર નહોતી. ટ્યૂડર વંશના રાજાઓએ દેશમાં શાંતતા રાખવા માટે પોતાના અધિકાર બહારનાં ઘણાં કૃત્યો કર્યાં

હતાં, તોપણ પાર્લમેન્ટે તેમના કામમાં વિશેષ હરકત નાંખી નહોતી. પણ સ્ટુઅર્ટ વંશના રાજકર્તાઓના અમલની શરૂઆતથીજ ઉપરની બાબતો સંબંધમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે મતભેદ ઉત્પન્ન થવા લાગ્યો. પાર્લમેન્ટની સંમતિવિના રાજાએ કર મૂકવા નહિ એ તત્ત્વ જો કે ૧૪મા સૈકામાં રાજાઓએ માન્ય કર્યું હતું, તોપણ તે સંબંધે કાયમનો કોઈપણ નિકાલ અદ્યાપિપર્યંત થયો નહોતો. પરદેશી માલપર લેવામાં આવતી જકાત પરદેશી લોકોનેજ ખમવી પડે છે એવું તે વખતના લોકો સમજતા હતા. તેમજ પરદેશી વેપારીઓને ઇંગ્લૅંડમાં વેપાર કરવા દેવા કે નહિ તે નક્કી કરવાનું રાજાની મરજી ઉપરજ હોવાથી પરવાનગી આપવા માટે 'ફી' તરીકે કેટલીક રકમ વેપારી પાસેથી રાજા લેતા તેમાં ગેરકાયદેસરપણું કોઇને લાગતું નહિ. આવી આડકતરી રીતે કર મૂકવાનો રાજાને અધિકાર છે કે નહિ એ બાબત પણ શંકાસ્પદજ હતી. સ્ટુઅર્ટ રાજાઓએ આયાત માલપર જકાત વધારવાની સત્તા રાજાને છે એવું જાહેર કરી જકાત વધારેલી. તેમજ દેશનું રક્ષણ કરવાની જવાબદારી પણ રાજાનીજ હોવાથી તે બાબતમાં પણ રાજાઓ પોતાના અધિકારથી ઘણુંખરૂં કામ કરતા. પરંતુ રાજાના આ અધિકારની સીમા ક્યાં સુધી છે તે બાબે કાયદાએ કંઈજ નક્કી નહિ કરેલું હોવાથી સ્ટુઅર્ટ રાજાઓ અને પાર્લમેન્ટ વચ્ચે ઉપલી બાબતોનો નિકાલ લાવવા સારૂ વારંવાર વાંધા ઉઠતા. ૧લા જેમ્સની કારકીર્દીમાં ૧૬૦૬માં બેટ્સ નામના એક વેપારીએ આયાત માલપર વધારે જકાત આપવા ના પાડવાથી તેનાપર કામ ચલાવવામાં આવ્યું હતું, અને ન્યાયાધીશે તેને દોષિત ઠેરવ્યો હતો. દેશ રક્ષણને માટે વહાણો જોઇએ તે માટે ૧લા ચાર્લ્સે ૧૬૩૪માં સમુદ્ર કિનારે આવેલાં શહેરો ઉપર 'શિપમની' નામનો નૌકા કર મૂકયો હતો. પછી ૧૬૩૭માં આ કર દેશમાંનાં તમામ શહેરો પાસેથી વસૂલ કરવાનો હુકમ કાઢયો. આ વખતે હૅમ્પડન નામના એક ગૃહસ્થે આગળ પડી એ કર આપવાની ના પાડી, તેથી તેનાપર કામ ચલાવવામાં આવ્યું અને ન્યાયાધીશોએ વધુમતે રાજાને એ કર મૂકવાનો અધિકાર છે એવું ઠરાવી હૅમ્પડન દોષિત છે

એવો ચુકાદો આપ્યો. જુદે જુદે વખતે થયેલા કાયદા સંદિગ્ધ હોવાથી તેમાં રાજાના અધિકારની કેટલી મર્યાદા કરી છે તેની કોઇને સંપૂર્ણ માહિતી નહોવાથી એ પ્રશ્ન સંબંધે મોટા મોટા કાયદા પંડિતોમાં પણ મતભેદ હતો. ત્યારે રાજાનો આ અધિકાર નિયંત્રિત કરવા માટે ૧૬૨૮માં 'પિટિશન ઑફ્ રાઈટ્સ' અને ૧૬૮૯માં 'બિલ ઑફ્ રાઈટ્સ નામના બે અગત્યના કાયદા ઘડવામાં આવ્યા હતા. પિટિશન ઑફ્ રાઈટ્સના કાયદામાં પાર્લમેન્ટની સંમતિવિના કર મૂકવા, કરજ તરીકે નાણું લેવાં, કે નજરાણું સ્વીકારવાં, તેમજ કારણ બતાવ્યા શિવાય કોઇને તુરંગમાં નાંખવો, લશ્કરી સિપાઈના ખર્ચની સોઈ ખાનગી ગૃહસ્થો પાસે સખતીથી કરાવવી, વગેરે બાબતો રાજા પોતાના અધિકારથી કરી શકે નહિ એવું જાહેર કરવામાં આવ્યું હતું. કર પ્રમાણેજ કાયદા કરવાની બાબતમાં અધિકાર કોનો છે તે સંબંધમાં પણ સ્ટુઅર્ટ રાજા અને પાર્લમેન્ટ વચ્ચે વાંધા પડેલા. પાર્લમેન્ટની સંમતિવિના રાજાથી કાયદો ઘડી શકાય નહિ એ સિધ્ધાંત ૧૪મા અને ૧૫મા સૈકામાં રાજ્યકર્તાઓએ માન્ય કર્યો હતો એમ પાછળ કહી ગયા છીએ. પણ પાર્લમેન્ટની સંમતિવિના 'ઑર્ડિનૅન્સ' કે જાહેરનામાં દ્વારા હંગામી કાયદો કરવાનો રાજાનો અધિકાર પરાપૂર્વથી ચાલી આવ્યો હતો. ટયૂડર રાજાઓએ તો ઘણી વેળા હંગામી કાયદા કર્યા હતા. પરંતુ આવી રીતે જાહેરનામાંનો ઉપયોગ અમીર ઉમરાવોનું જોર તોડી દેશમાં શાંતિ પાથરવા માટેજ કરવામાં આવ્યો હતો તેથી તેની સામે પાર્લમેન્ટે પોતાનો મત જાહેર કર્યો નહોતો. પણ સ્ટુઅર્ટ વંશના વખતમાં તો પ્રજાને પસંદ ન પડે એવાં કામમાંજ આ જાહેરનામાંઓનો ઉપયોગ થતો હોવાથી રાજાના એ અધિકાર વિરુદ્ધ ૧૬૧૦માં પાર્લમેન્ટે પોતાનો નિષેધ જાહેર કર્યો હતો. જાહેરનામાંના પ્રશ્નના સંબંધમાં ૧લા જેમ્સે પોતાના ન્યાયાધીશોની સલાહ લીધી હતી ત્યારે તેઓએ પણ "જાહેરનામાં રૂપે થયેલા કાયદાને ન માનવા માટે, કે બીજી કોઈ બાબત માટે ગુનોહ જાહેરનામાં દ્વારા ઠરાવવા રાજાને અધિકાર નથી" એવો સ્પષ્ટ મત આપેલો. ત્યારપછી ૧લા ચાર્લ્સના વખતમાં ૧૬૪૧માં લૉંગ પાર્લમેન્ટે રાજાએ

કરેલાં કેટલાંક કામો ગેરકાયદેસર છે એવું જાહેર કરેલું. ૧૬૪૨થી ૧૬૪૯ સુધી રાજા અને પાર્લમેન્ટ વચ્ચે યુધ્ધ થયું તેમાં પાર્લમેન્ટ પક્ષને જય મળ્યો, અને ઈંગ્લૅંડમાં પ્રજાસત્તાક રાજ્યપધ્ધતિનો પ્રયોગ કરી જોવામાં આવ્યો, પણ તે નિષ્ફળ નીવડ્યાથી ૧૬૬૦માં ઈંગ્લૅંડમાં પુનઃ રાજસત્તા સ્થાપવામાં આવેલી.

આમ રાજસત્તા પાછી સ્થપાયા પછી રાજા ચાર્લ્સ અને રાજા જેમ્સે જાહેરનામાંપર અવલંબી હયાત કાયદાઓને ઉંચા મૂકવાનું સાહસ કરેલું નહિ. પણ તેઓને ન રૂચતા કાયદાને અમલમાં ન મૂકવાના કે તેનું મહત્ત્વ ઓછું કરવાના ઉદ્દેશથી "કાયદાને થોડા વખત માટે મુલતવી રાખવો કે પોતાની મરજીથી અમુક વ્યકતીને કાયદો લાગુ પડતો નથી એમ જાહેર કરવું" એવી પધ્ધતિ તેઓએ અખત્યાર કરી હતી. પણ 'બિલ ઑફ રાઈટ્સ'ના કાયદાથી રાજાઓનાં આ કૃત્ય ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. એ બિલ ઑફ રાઈટ્સના કાયદાથી (૧) કાયદો થોડા વખત માટે મુલતવી રાખવો કે કોઈ વ્યકતીને તે લાગુ પડતો નથી એમ જાહેર કરવું, (૨) પાર્લમેન્ટની સંમતિવિના કોઈપણ કારણસર પ્રજા પાસેથી પૈસા લેવા, (૩) શાંતિની વખતે પાર્લમેન્ટની સંમતિવિના કાયમનું લશ્કર રાખવું, વગેરે બાબતો ગેર-કાયદેસર છે એવું જાહેર કરી રાજસત્તા લોકનિયંત્રિત કરવામાં આવી.

**ઈંગ્લૅંડમાં રાજ્યક્રાંતી, (૧૬૮૮).**—બિલ ઑફ રાઈટ્સનો કાયદો થયો તે પૂર્વે ૧૬૮૮માં ઈંગ્લૅંડમાં રાજ્યક્રાંતી થઈ, અને રાજા જેમ્સ પછી વંશપરંપરાને હક્કે તેના છોકરાને ગાદી આપવી જોઈતી હતી, પણ તેમ ન આપતાં રાજા જેમ્સના જમાઈ ઑરેન્જના વિલિઅમ અને તેની પત્ની મેરીને ઈંગ્લૅંડની ગાદી આપવામાં આવી. આ પ્રમાણે વંશપરંપરાનો હક બાજુએ મૂકી હવે પછી પાર્લમેન્ટના કાયદાપર રાજ્યાધિકાર અવલંબી રહ્યો છે એમ ઈંગ્લૅંડના રાજકર્તાઓ કળી ગયાથી પાર્લમેન્ટને અને પાર્લમેન્ટે કરેલા કાયદાને માન આપીનેજ ચાલવાની તેમને ફરજ પડવા લાગી.

'બિલ ઑફ રાઈટ્સ' પછી 'ઍકટ ઑફ સેટલમેન્ટ' નામનો બીજો એક મહત્ત્વનો કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી

(૧) પ્રૉટેસ્ટન્ટ પંથીનેજ ઇંગ્લૅંડનું રાજ્યપદ મળે, (૨) ન્યાયાધીશોને પાર્લમેન્ટની સંમતિવિના કાઢી મૂકવાનો રાજાને અધિકાર નથી વગેરે બાબતો ઠરાવવામાં આવી. આમ થવાથી ન્યાયખાતું સ્વતંત્ર થયું અને ન્યાયાધીશો રાજાની મરજીની બીતિ રાખ્યાવિના કાયદા પ્રમાણે નિષ્પાક્ષાપતપણે ન્યાય આપતા થયા.

આવી રીતે મૅગ્ના ચાર્ટા, પિટિશન ઑફ રાઇટ્સ, બિલ ઑફ રાઇટ્સ અને ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ એ મુખ્ય કાયદાઓથી રાજાઓની સત્તાપર સંપૂર્ણ અંકુશ મૂકવામાં આવ્યો અને ઇંગ્લૅંડમાં લોકનિયંત્રિત રાજસત્તા સ્થાપિત થઈ.

## સ્ટુઅર્ટ વંશ

## (૧૬૦૩–૧૭૧૪)

## સ્ટુઅર્ટ વંશની કારકીર્દીમાંના મહત્ત્વના પ્રશ્નો

(૧) સ્ટુઅર્ટ વંશની કારકીર્દીમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે કલહ થવાનાં કારણો કયાં કયાં હતાં, અને ૧૬૮૮ના સાલની રાજ્યક્રાંતીને પરિણામે કયા કયા નિયમો ઘડાયા ?

(૨) ટયૂડર અને સ્ટુઅર્ટ કારકીર્દીમાં ઇંગ્લૅંડની રાજ્યઘટનાની ઉત્ક્રાંતિ કેવી રીતે થતી ગઈ તે કહો.

(૩) ૧લા ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે કલહ શા કારણોથી ઉપસ્થિત થયો તે કહો.

(૪) સ્પેનની ગાદીના વારસા બાબત જે વિગ્રહ થયો હતો તેનાં કારણો આપો, અને એ પ્રશ્નનાં સંબંધમાં યુરોપનાં જુદાં જુદાં રાજ્યોનું હિત કેવી રીતે ગુથાયલું હતું તે કહો.

(૫) ઇંગ્લૅંડમાં ૧૬૪૯–૧૬૬૦ દરમ્યાન પ્રજાસત્તાક રાજ્યપધ્ધતિ સ્થાપવાનો જે પ્રયોગ કરવામાં આવ્યો હતો તે ફત્તેહમંદ કેમ ન થયો તે કહો.

(૬) વેપાર, સંસ્થાનો અને રાજ્ય વિસ્તારના સંબંધમાં ૧૭મા સૈકામાં ઇંગ્લૅંડે કેવા કેવા પ્રયત્નો કર્યાં હતા, અને એ બાબતમાં ઇંગ્લૅંડને કયા કયા દેશો તરફથી કેવી કેવી અડચણ નડી હતી તે કહો.

(૭) નીચે લખેલા પુરૂષો વિષે થોડી થોડી હકીકત આપો—
જૉન હેમ્પડન; કલૅરેન્ડન; ઓલિવર ક્રૉમ્વેલ; સ્ટ્રૅફર્ડ; અને સૉલ્સબરી.

(૮) નીચે આપેલી બાબતોપર ટુંકમાં વિવેચન કરોઃ—
નૅવિગેશન ઍક્ટ; હેબીઅસ કૉર્પસ ઍક્ટ; બિલ ઑફ રાઈટ્સ; પ્રીવી કાઉન્સિલ; બુકાનીઅર્સ; કૅબૉલ; પિટિશન ઑફ રાઈટ્સ; અને મ્યુટિની ઍક્ટ.

## હૅનોવર વંશ


૧લો જ્યૉર્જ
(૧૭૧૪–૧૭૨૭)
૨જો જ્યૉર્જ
(૧૭૨૭-૧૭૬૦)
સોફિયા (પ્રશિયાના
ફ્રેડરિક વિલિઅમ સાથે લગ્ન
ફ્રેડરિક
મૃત્યુ ૧૭૫૧
સૅક્સકોબર્ગ ગોથાની
ઓગસ્ટા સાથે લગ્ન
ફ્રેડરિક ધી ગ્રેટ
૩જો જ્યૉર્જ
(૧૭૬૦–૧૮૨૦)
૪થો જ્યૉર્જ
(૧૮૨૦–૧૮૩૦)
ફ્રેડરિક ડ્યૂક ઑફ યૉર્ક
મૃત્યુ ૧૮૨૭
એડવર્ડ, ડ્યૂક ઑફ
કેન્ટ, મૃત્યુ ૧૮૨૦
૪થો વિલિઅમ
(૧૮૩૦–૧૮૩૭)
રાજ્યકન્યા શાર્લોટ
મૃત્યુ ૧૮૧૭
વિક્ટોરીઆ–સૅક્સકોબર્ગ ગોથાના
(૧૮૩૭–૧૯૦૧)
ઍલ્બર્ટ સાથે લગ્ન
મૃત્યુ ૧૮૬૧
૭મો એડવર્ડ (૧૯૦૧–૧૯૧૦)
૫મો જ્યૉર્જ
(૧૯૧૦—ચાલુ

# પ્રકરણ ૧૭મું

## ૧લો જ્યૉર્જ

### (૧૭૧૪–૧૭૨૭)

૧૭૧૫, જેમ્સની તરફેણમાં જૅકોબાઈટ લોકોનુ બંડ.—૧૭૧૬, સેપ્ટેનીઅલ ઍક્ટ.—૧૭૨૦, સાઉથ સી કંપનીનું દેવાળું.—૧૭૨૧, વૉલપોલના હાથમાં મુખ્ય પ્રધાનપદ.

ઍનના મરણ પછી 'ઍક્ટ ઑફ સેટ્લમેન્ટ'ના કાયદા પ્રમાણે વ્હિગ પ્રધાનોના આમંત્રણથી જર્મનીના હૅનોવર સંસ્થાનનો અધિપતિ જ્યૉર્જ ૫૪ વર્ષની ઉમરે ઇંગ્લૅંડની ગાદીપર આવ્યો. જ્યૉર્જે આ પૂર્વેનુ તમામ આયુષ્ય જર્મનીમાં ગાળેલુ હોવાને લીધે ઇંગ્લૅંડ માટે તેને અભિમાન નહોતુ. તેને ઇંગ્લિશ ભાષા બિલકુલ આવડતી નહોતી, અને ઇંગ્લૅંડની રાજ્યઘટના અને રાજ્યકારભારની બાબતોથી તે તદ્દન અજાણ્યો હતો તે સ્વભાવે આળસુ અને બુદ્ધિનો મંદ હતો તેથી


૧લો જ્યૉર્જ

ઇંગ્લિશ પ્રજાને તેને માટે કંઈ માન નહોતુ. આ વખતે ટોરી પક્ષનું વળણ સ્ટુઅર્ટ વંશ તરફ હોવાથી ઍનના મરણ પછી રાજા જેમ્સના છોકરા જેમ્સને ગાદીપર લાવવાની તેઓ ખટપટ કરતા હતા. જેમ્સ ચુસ્ત રોમન કૅથૉલિક પંથનો અનુયાયી હતો, તેથી તે જો રાજા થાય તો પ્રૉટેસ્ટન્ટ પંથને ધોકો પહોંચે એવો સંભવ હોવાથી પ્રૉટેસ્ટન્ટ પંથનો જ્યૉર્જ ઇંગ્લૅંડની ગાદીપર હોય તે ઠીક એમ અંગ્રેજ પ્રજાને લાગતું હતું.

૧લો જ્યૉર્જ ગાદીપર આવ્યા પછી ભરાયલી પાર્લમેન્ટની ચુંટણીમાં

વ્હિગ પક્ષનું માતાધિક્ય હતું, અને તેથી જ્યૉર્જે વ્હિગ પ્રધાનમંડળ નીમ્યું. આ પ્રમાણે રાજકારભારની લગામ વ્હિગ આગેવાનોના હાથમાં આવી. તેઓની સત્તા લગભગ અર્ધા સૈકા સુધી ટકી રહી. ૧લો જ્યૉર્જ અને ૨જો જ્યૉર્જ બંને જાતે ઈંગ્લૅંડના રાજકારભારમાં લક્ષ આપતા ન હોવાને લીધે પ્રધાનમંડળના આગેવાનોના હાથમાં રાજકારભારની દોરી ગઈ. તેથી ઈંગ્લૅંડમાં "કૅબિનેટ પદ્ધતિ"ની રાજ્યવ્યવસ્થા સ્થાપન થવામાં મદદ મળી. ૧૬૮૮ની સાલમાં થયેલી રાજ્યક્રાંતીથી કાયદાકાનુન અને નાણા પ્રકરણની બાબતમાં પાર્લમેન્ટનું ઉપરીપણું સ્થાપિત થઈ ચૂક્યું હતું. પણ આ વખતે આમની સભાના સભાસદોની ચુંટણીની પદ્ધતિ અને જુદા જુદા પરગણાં અને શહેરોને પ્રતિનિધિ મોકલવાનો આપેલો હક એ સંબંધે કોઈક સર્વમાન્ય પદ્ધતિ ન હોવાને લીધે પાર્લમેન્ટમાં સત્તા માત્ર થોડા માણસનાજ હાથમાં હતી એમ કહેવું જોઈએ.

વ્હિગ પક્ષ અધિકારપર આવ્યા પછી ઍન રાણીના વખતમાં ટોરી પક્ષવાળાઓએ બીજા પંથના લોકો વિરૂદ્ધ જે ઑકેશ્ઝનલ કૉનફૉર્મિટી અને સિઝમ ઍક્ટ નામના જે બે કાયદા પસાર કર્યા હતા તે તેઓએ રદ કરી નાખ્યા.

**૧૭૧૫નું બંડ.**—હૅનોવરના પ્રૉટેસ્ટન્ટ પંથી રાજા જ્યૉર્જને ઈંગ્લૅંડની ગાદી મળેલી જોઈ ૨જા જેમ્સના છોકરા જેમ્સને ઘણો ગુસ્સો ચઢયો. ઈંગ્લૅંડમાંના સ્ટુઅર્ટ વંશ તરફ વફાદારી ધરાવનારા લોકો અને ફ્રાન્સના રાજા ૧૪મા લુઈ તરફથી ઈંગ્લૅંડની ગાદી પાછી મેળવવાની બાબતમાં સંપૂર્ણ મદદ મળશે એવું જેમ્સને લાગવાથી ૧૭૧૫માં તેણે બંડ ઉભું કર્યું. સ્કૉટલૅંડમાં અર્લ ઑફ માર નામના ગૃહસ્થે જેમ્સને મદદ કરવા માટે એક સૈન્ય ઉભું કર્યું. ઈંગ્લૅંડના ઉત્તર ભાગમાં લૉર્ડ ડરવેન્ટ વૉટર જેમ્સની વતી બંડ કરવા તૈયાર થયો, ત્યારે એ બંડ સમાવી દેવા માટે ડ્યૂક ઑફ આર્ગાઈલને સ્કૉટલૅંડમાં મોકલવામાં આવ્યો. આર્ગાઈલ અને મારના સૈન્યનો ભેટો શેરીફમૂર આગળ થયો. આ લડાઈમાં મારના સૈન્યે આર્ગાઈલના સૈન્યની ડાબી બાજુ ઉપર હલ્લો કર્યો. પણ આર્ગાઈલે દૃઢતાથી તેના

ઉપર સામો હુમલો કરી મારના સૈન્યને નસાડી મૂકયું. આ પ્રમાણે જેમ્સની બાજુના લશ્કરનો પરાજય થયા પછી દોઢ મહિને જેમ્સ પીટરહેડ બંદરે ઉતર્યો. પણ આપણને યશ મળવાનો મુદ્દલ સંભવ નથી એ લક્ષમા આવતાં તે ફ્રાન્સ પાછો ગયો. જેમ્સની વતી ઉભા કરવામાં આવેલાં બંડનો આ પ્રમાણે ફેંસતો થયો. ડરવેન્ટવૉટર અને કેમ્યૂર સરદારોનો જેમ્સ તરફથી આ બળવામાં ભાગ લેવા માટે શિરચ્છેદ કરવામાં આવ્યો.

**સેપ્ટીનીઅલ કાયદો (૧૭૧૬).**–૧૭૧૬ની સાલમાં પાર્લમેન્ટની નવી ચુંટણી થવાની હતી પણ જેમ્સની વતી બળવો થયો હતો તેને લીધે ઉભી થયેલી પરિસ્થિતિમાં જો પાર્લમેન્ટની ચુંટણી કરવામાં આવે તો ટોરી અને જૅકોબાઈટ* પક્ષના ઘણા લોકો કદાચ ચુંટાઈ આવે તો હૅનોવર વંશને ધોકકો પહોંચવાનો સંબંધ હતો. તેથી ૧૭૧૬માં નવી ચુંટણી ન કરતાં ચાલુ પાર્લમેન્ટની જીંદગી કેટલોક કાળ લંબાવવાના ઈરાદાથી "સેપ્ટીનીઅલ ઍકટ" સપ્તવાર્ષિક કાયદો પસાર કર્યો. દર સાત વર્ષે પાર્લમેન્ટની નવી ચુંટણી કરવી એવું આ કાયદામાં ઠરાવવામાં આવ્યું હતું. ૧૬૯૪માં રાજા વિલિઅમની કારકીર્દીમાં થયેલા ટ્રાઈનીઅલ કાયદા પ્રમાણે પાર્લમેન્ટની ચુંટણી દર ત્રણ વર્ષે કરવાની હતી. પણ આ સેપ્ટીનીઅલ કાયદાથી એ મુદ્દત લંબાઈ સાત વર્ષની થઈ. આ સાત વર્ષનો કાયદો ૧૯૧૧ના સાલ સુધી ચાલ્યો. ૧૯૧૧માં પાર્લમેન્ટની ચુંટણી દર પાંચ વર્ષે કરવી એવો કાયદો પસાર થયો હતો.

હૅનોવર વંશની કારકીર્દીની શરૂઆતથી ઈંગ્લૅંડનો રાજકારભાર વ્હિગ પક્ષના હાથમાં આવ્યો. આ વખતે વ્હિગ પક્ષના જૂના આગેવાનો પદ્દભ્રષ્ટ થઈ તેમની જગાએ નવા માણસોના હાથમાં વ્હિગ પક્ષનું નેતૃત્વ આવેલું હતું. એ નવા નેતાઓમાં અર્લ ઑફ સંડરલૅંડ, અર્લ

---

* રાજા જેમ્સ અને સ્ટુઅર્ટ વંશના જેઓ પક્ષકાર હતા, તથા તે વંશ પાછો ઈંગ્લૅંડની ગાદીપર આવે એવી જેમની ઇચ્છા હતી તેઓ જૅકોબાઈટ કહેવાય છે.

આફ સ્ટૅનપ, લૉર્ડ ટાઉનસેન્ડ, અને સર રૉબર્ટ વૉલપોલ હતા. એ બધા ઘણા કાર્યકુશળ હતા, તેથી કોઈ કોઈના અનુયાયી નહોતા, પણ દરેકને નેતા થવાની ઇચ્છા હતી. જ્યૉર્જને ગાદીપર લાવવા માટે જોકે બધા એક થયા હતા, તોપણ હૅનોવર વંશની સ્થાપના થયા પછી પોતે મહત્ત્વ મેળવવા માટે એક એકની સામે કાવત્રાં રચતા હતા. આમ જોકે તેઓ એક એકની ઈર્ષ્યા કરતા હતા, તોપણ રાજ-કારભારમાં ટોરી પક્ષને કોઈપણ જગાએ ઘૂસવા નહિ દેવાની બાબતમાં બધા એકમતજ હતા.

**વ્હિગ પક્ષ અધિકારે, (૧૭૧૪-૧૭૬૦).**—ઉપર પ્રમાણે સ્થપાયેલી વ્હિગ પક્ષની સત્તા લગભગ અર્ધા સૈકા સુધી ચાલી. વ્હિગ પક્ષને ઇંગ્લિશ પ્રજાનો ટેકો હતો, તેના ત્રણ મુખ્ય કારણ હતાં. એક તો એ કે ઇંગ્લિશ પ્રજા પ્રૉટેસ્ટન્ટ પંથની હતી, અને હૅનોવર વંશના અસ્તિત્વ ઉપરજ ઇંગ્લૅંડમાં પ્રૉટેસ્ટન્ટ પંથના અસ્તિત્વનો આધાર હતો. હૅનોવર વંશને ઇંગ્લૅંડની ગાદીપર લાવનાર વ્હિગ પક્ષ હતો તે સર્વ કોઈ જાણતું હતું. બીજું કારણ એ કે સંસ્થાન અને પરરાજ્યો સાથે અનુકુળ વેપારી સંધિ કરવાને માટે વેપારી વર્ગનો ટેકો તેઓને હતો. અને ત્રીજું કારણ પાર્લમેન્ટમાં એ પક્ષનું જોર. ઉમરાવોની સભામાં પણ મતાધિક્ય વ્હિગ પક્ષનુંજ હતું, અને આમની સભાના સભાસદોને લાંચ રૂશવત કે દમદાટી આપી તેઓને પોતાની તરફ તેઓ રાખી શક્યા હતા.

**સાઉથ સી કંપની.**—પરદેશો સાથે વેપાર કરતા વેપારીઓને વ્હિગ પક્ષનો ટેકો હતો, અને તેમને નાના પ્રકારની સવળતા મળતી હતી, તેથી આ અરસામાં ઘણી નવી કંપનીઓ સ્થપાવા લાગી. ૧૭૧૧માં દક્ષિણ અમેરિકા સાથે વેપાર કરવા એક કંપની સ્થપાઈ. શરૂઆતમાં આ કંપનીનો વેપાર ઘણો સારો ચાલતો હોવાથી બજારમાં એ કંપનીના શેરના ભાવ ઘણા વધ્યા હતા. પણ કંપનીના વેપારના ફાયદાથી સંતોષી ન રહી, બીજી બાબતોપર લક્ષ આપી થોડા વખતમાં એકદમ પૈસાદાર થઈ જવાની ઇચ્છા કંપનીના ડાયરેક્ટરોને થઈ. તેથી તેઓએ એક નવીનજ યોજના કાઢી. તે યોજના એ કે ૧૭

લાખ પાઉન્ડ સરકારને આપી પ્રજાકીય દેવાની વ્યવસ્થા જે બૅંક ઑફ ઇંગ્લૅંડ પાસે હતી તે પોતે લેવી. સ્ટૅનપ અને સંડરલૅંડની આગેવાનીવાળાં પ્રધાનમંડળે પ્રજાકીય દેવાની જોખમદારી એ કંપનીને સોંપી. આમ આ મહત્ત્વની જવાબદારી મળવાથી બજારમાં કંપનીની આંટ ઘણી વધી ગઈ. કંપનીનો વેપાર પણ ઠીક ચાલતો હતો, તેમાં સરકારનો ટેકો મળવાથી તેના શેરના ભાવ ઘણા ઉંચા ચઢવા લાગ્યા. સરકારને ધીરેલાં નાણાં બદલ મળેલી સરકારી નોટો વેચીને ઘણા લોકો આ કંપનીના શેરો લેવા તૈયાર થયા. આમ સરકારી કરજ કમી થઈ કંપનીના શેરોની સંખ્યા વધી અને તેના ભાવ પણ ઘણા ઉંચા ચઢ્યા. સો પાઉન્ડના શેરની કિંમત હજાર પાઉન્ડ સુધી ગઈ. શેરની કિંમત વધવાથી કંપનીનો વેપાર ધીકતો ચાલે છે એમ બહારથી દેખાતું, પણ ખરૂં જોતાં કંપનીની સ્થિતિ એટલી બધી સધ્ધર નહોતી. સામાન્ય પ્રજા વર્ગને એ સંબંધે કંઈજ કલ્પના નહોતી. સાઉથ સી કંપનીનો વેપાર આટલો બધો ધીકતો ચાલે છે તે જોઈ ઘણી નવી કંપનીઓ અસ્તિત્વમાં આવવા લાગી. આમાંની કેટલીક કંપનીનો ઉદ્દેશ વેપાર કરી નફો કરવાનો હતો, ત્યારે કેટલીક તો માત્ર લોકોને ઠગવા માટેજ ઉભી કરવામાં આવી હતી એમ કહેવું જોઇએ. આમ થોડા વખતમાં ઘણા પૈસાવાળા થઈ જવાની આ સંધિ ઠીક છે એમ જાણી એ કંપનીઓના શેરો લેવાની પડાપડી ચાલી રહી હતી.

આ નવી કંપનીઓ સ્થપાયા પછી થોડાજ કાળમાં એક કંપનીએ દેવાળું કાઢ્યું. ત્યારપછી બીજી કંપનીઓએ એક પછી એક દેવાળાં કાઢવા માંડયાં. આમ ઉપરાચાપરી એક પછી એક કંપની ડૂબવા માંડ્યાથી લોકમાં હાહાકાર થઈ રહ્યો. આ દેવાળાંનાં મોજાંનું પરિણામ સાઉથ સી કંપનીને પણ ભોગવવું પડ્યું. આ કંપનીનો સો પાઉન્ડનો શેર જે હજાર સુધી ચઢ્યો હતો તે ૧૩૫ પર એકદમ ગગડી આવ્યો. ત્યારપછી થોડાજ વખતમાં એ કંપનીએ પણ દેવાળું કાઢ્યું (૧૭૨૦). અને પ્રજાકીય દેવાની વ્યવસ્થા કરવા બદલ કંપનીએ જે ૧૭ લાખ પાઉન્ડની રકમ સરકારને આપવાની હતી તે પણ તેણે આપી નહિ.

સાઉથ સી કંપનીએ દેવાળું કાઢ્યાથી હજારો લોકોને નુકસાન

થયું, એટલે સ્ટૅનપની વિરૂધ્ધ પોકાર થઈ રહ્યો, અને સર્વ લોક તેને ગાળો દેવા લાગ્યા. પ્રધાનમંડળે લાંચ લઈ પ્રજાકીય દેવાં જેવું મહત્ત્વનું સરકારી કામ આ કંપનીને સોંપ્યું હતું એમ સર્વેજણ કહેવા લાગ્યા. ખુદ પાર્લમેન્ટમાં પણ પ્રધાનમંડળપર એ આરોપ મૂકવામાં આવ્યો, અને તે બાબત તપાસ કરવામાં આવી, અને પ્રધાનમંડળના કેટલાક સભાસદો દોષિત ઠર્યા. આ પ્રમાણે સાઉથ સી કંપનીનો પરપોટો ફુટવાથી સ્ટૅનપ-સંડરલૅંડની કૅબિનેટને રાજીનામું આપ્યા વિના છુટકોજ નહોતો.

સ્ટૅનપ-સંડરલૅંડ કૅબિનેટ ભાંગ્યા પછી વ્હિગ પક્ષના વૉલપોલ-ટાઉનસેન્ડનું પ્રધાનમંડળ અધિકારે આવ્યું. વૉલપોલ પાસે આંતર વ્યવસ્થા સંબંધનું કામ હતું, તેથી તે ચૅન્સેલર ઑફ્ ધી એકસચેકરની પદ્વિપર હતો, અને ટાઉનસેન્ડ પરદેશખાતાના પ્રધાનનું કામ કરતો હતો. વૉલપોલ પહેલેથીજ સાઉથ સી કંપનીની વિરૂધ્ધ હતો. અને એ કંપનીનાં દેવાળાંથી સર્વત્ર થઇ રહેલો હાહાકાર સમાવી સઘળું થાળે પાડવા જો કોઈ સમર્થ હોય તો તે વૉલપોલજ છે એમ સર્વેને લાગતું હતું. તેણે એ કંપનીના ડાઇરેકટરોની ખાનગી મીલકત જપ્ત કરી ભાગીદારોમાં વહેંચી શેરનાં નાણાંનો મોટો ભાગ પાછો આપ્યો.

**વૉલપોલ અને ટાઉનસેન્ડનું પ્રધાનમંડળ.**—નવા પ્રધાનમંડળમાં વૉલપોલ મુખ્ય હતો. ટાઉનસેન્ડને બીજા નંબરની જગા આપી હતી. અલ્પ કાળમાં વૉલપોલે રાજા ઉપર પોતાનો લાગવગ બેસાડી ઉમરાવની અને આમની સભાને પોતાની કરી દીધી. વૉલપોલ કંઈ વિશેષ બુદ્ધિશાળી કે મુત્સદ્દી નહોતો, પણ પોતાની વ્યવહારકુશળતા અને વાક્ચાતુર્યથી સઘળા ઉપર પોતાની છાપ પાડી લગભગ ૨૦—૨૧ વર્ષ સુધી ઇંગ્લૅંડનું મુખ્ય પ્રધાનપદ પોતાની પાસે રાખી શક્યો. તે હિસાબી કામમાં


વૉલપોલ

ઘણો હોશીઆર હતો. પણ રાજ્યકારભારની બીજી બાબતોની તેને ઝાઝી માહિતી નહોતી. તમામ સત્તા પોતાના હાથમાં રાખવી અને હાથ નીચેના માણસો એના કહ્યા પ્રમાણે ચાલે, એમ કરવા માટે લાંચ રૂશવત આપવી પડે તો તે આપતાં તે આગું પાછું જોતો નહિ. પ્રધાનમંડળમાં મારા કરતાં કોઈ વધારે હોશીઆર કે કાર્યકુશળ માણસ હોય તે ઇષ્ટ નથી એમ તે સમજતો, તેથી જો કોઈ એવો માલમ પડતો તો તે તેની અદેખાઈ કરતો.

વૉલપોલનું રાજકારભારી ધોરણ આવા પ્રકારનું હતું, તેથી તેના પ્રધાનવટાં દરમ્યાન લાંચ રૂશવતનો પ્રચાર વધી પડવાથી રાજકારભાર ઘણો બગડી ગયો હતો. તે વ્હિગ પક્ષનો હતો, અને મારી રાજનીતિ ઉદાર છે એમ જો કે તે કહેતો તોપણ તેની ૨૨ વર્ષની કારકી-દીર્મા ઇંગ્લૅંડની રાજકીય ઘટના કે સામાજિક સુધારણા માટે એક-પણ બિલ તે પાર્લેમેન્ટમાં લાવ્યો નહોતો. દેશમાં શાંતતા રાખવી અને દેશનાં વેપાર ઉદ્યોગ ધીકાવવા એજ તેનું ધોરણ હતું. રાજકાજની સર્વ સત્તા એના હાથમાં આવ્યા પછી ૭ વર્ષે ૧૭૨૭મા પહેલો જ્યૉર્જ હૅનોવર ગયો હતો ત્યાં મરણ પામ્યો.

# પ્રકરણ ૧૮ મું

## ૨જો જ્યૉર્જ

(૧૭૨૭–૧૭૬૦)

૧૭૩૯–૧૭૪૮, સ્પેન સાથે લડાઈ.—૧૭૪૦–૧૭૪૮, ઑસ્ટ્રિયાના ગાદી વારસાનું યુદ્ધ.—૧૭૪૨, વૉલપોલને મુખ્ય પ્રધાન પદ છોડવું પડ્યું.—૧૭૪૩, ડેટીંજનની લડાઈ.—૧૭૪૫, ફૅાન્ટેનોયની લડાઈ.—૧૭૪૫–૪૬, જૅકોબાઈટોનો બળવો.—૧૭૪૮, એક્સલાશાપેલની સંધિ.—૧૭૫૬–૧૭૬૩, સપ્તવાર્ષિક યુદ્ધ.—૧૭૫૮, અમેરિકામાં ફ્રેન્ચોનું ડુકેન થાણું અંગ્રેજોએ જીતી લીધું.—૧૭૫૯, અંગ્રેજોએ ફ્રેન્ચોનું ક્વિબેક લીધું.—૧૭૬૦, વૅાનદિવૉશની લડાઈથી હિંદુસ્થાનમાં ફ્રેન્ચ સત્તા નષ્ટ થઈ—૧૭૬૩, પૅરિસની સંધિ.

૧લા જ્યૉર્જ પછી તેનો છોકરો ૨જો જ્યૉર્જ ઈંગ્લૅંડની ગાદીપર આવ્યો. તેને તેના બાપ સાથે સારૂં ન હોવાથી બાપના વિશ્વાસુ વૉલપોલને પ્રધાનવટું ન આપવું એમ તેણે નક્કી કર્યું હતું, માટે તેની પાસેથી મુખ્ય પ્રધાનપદ ખુંચવી લઈ પોતાના વિશ્વાસના કૅામ્પટન નામના ગૃહસ્થને આપ્યું. પણ કૅામ્પટનથી પ્રધાનમંડળ રચી શકાયું નહિ, તેથી વૉલપોલનેજ મુખ્ય. પ્રધાનપદ આપવું પડ્યું.



૨જો જ્યૉર્જ

૨જો જ્યૉર્જ કર્તૃત્વવાન અને દુરદર્શી હતો તેથી રાજ્યકારભાર પોતાના હાથમાં લેવાનું તેને મન હતું. તે પોતે લડવૈયો હતો, અને તેણે હૉલૅંડમાં માર્લબરોના હાથ નીચે લડાઈમાં ભાગ લીધો હતો. પરદેશી

રાજનીતિમાં તે પોતેજ લક્ષ આપતો, અને પરદેશી વિગ્રહોમાં વચ્ચે ન પડવું એ વૉલપોલની રાજનીતિ તેને મુદ્દલ પસંદ નહોતી.

૨જા જ્યૉર્જના ગાદીપર આવ્યા પછી પણ વૉલપોલે પોતાની આગલી રાજનીતિજ ચાલુ રાખી હતી. ત્યારપછી કેટલેક વર્ષે કિનારા ઉપર દાણચોરીનો વેપાર ચાલતો હતો તે બંધ કરવા માટે ખુલ્લા વેપારની પધ્ધતિ અમલમાં મૂકી તે દ્વારા દેશને ફાયદો કરવાના હેતુથી ૧૭૩૩માં 'એકસાઈઝ બીલ' નામનો કાયદાનો ખરડો તેણે પાર્લમેન્ટમાં રજુ કર્યો. પરદેશથી આવતો દારૂ, તંબાકુ વગેરે જણસો ઉપર બંદરમાં જે જકાત લેવામાં આવતી હતી તેને બદલે તે જણસો જ્યારે વેચાય ત્યારે તેપરની જકાત વસૂલ કરવી એવી યોજના આ બિલમાં હતી. પણ એ બિલને પાર્લમેન્ટ બહાલી આપશે નહિ એમ જોતાંજ તે તેણે પાછું ખેંચી લીધું.

આ વેળા યુરોપમાં પોલૅંડની ગાદી માટે વિગ્રહ ચાલતો હતો, અને તેમાં ઑસ્ટ્રીયાની સામે સ્પેન, ફ્રાન્સ અને ટર્કી જોડાયાં હતાં (૧૭૩૩–૧૭૩૫). વૉલપોલે આ લડાઈમાં ભાગ લીધો નહિ. આ વિગ્રહમાં ઑસ્ટ્રિયાએ નેપલ્સ અને સિસિલી ગુમાવ્યાં. સ્પેન અને ફ્રાન્સે ઐક્ય કરી ઇંગ્લૅંડના વેપાર અને નૌકાપર હુમલો કરવાનું ગુપ્ત કાવત્રું કર્યું. આ તરકટની ગોઠવણ પ્રમાણે સ્પેનના રાજાએ યુટ્રેચની સંધિનો ભંગ કરી ઇંગ્લૅંડનાં વેપારમાં હરકત કરવા માંડી. અમેરિકામાંનાં સ્પેનના સંસ્થાનોમાં અંગ્રેજી વેપારીઓને ત્રાસ આપવાનું તેણે ઠરાવ્યું. સ્પેને આ પ્રમાણે ઈંગ્લૅંડ વિરૂધ્ધ પગલાં ભર્યાં તોપણ વૉલપોલે સ્પેન વિરૂધ્ધ લડાઈ જાહેર કરી નહિ, તેથી લોકમત તેની રાજનીતિની વિરૂધ્ધ થયો.

હકીકત આ પ્રમાણે હતી, તેવામાં એક જેન્કિન્સ નામના ખલાસીએ સ્પૅનિશ લોકોના જુલમની વાત બહાર પાડી તે સાંભળતાંજ પ્રજામત ઘણો ઉશ્કેરાઈ ગયો. જેન્કિન્સનું વહાણ સ્પૅનિશ લોકોએ તપાસ્યું અને તેની સાથે તેઓ ઘણી ખરાબ રીતે વર્ત્યા. વહાણ તપાસી રહ્યા પછી તેઓએ જેન્કિન્સના કાન કાપી નાંખ્યા. જેન્કિન્સે પાર્લમેન્ટ સમક્ષ પોતાપર વીતેલી સઘળી હકીકત કહી સંભળાવી બાટલીમાં ઘાલી લાવેલો પોતાનો કાપેલો કાન બધાને બતાવ્યો. જેન્કિન્સની હકીકત

બધાએ ખરી માની, અને વૉલપોલની શાંતતાની રાજનીતિપર સર્વજણ ટીકા કરવા લાગ્યા. ત્યારે જો પ્રધાનવટું સાચવી રાખવું હોય તો સ્પેન સામે યુધ્ધ જાહેર કર્યાવિના છુટકોજ નથી એ જોઈ વૉલપોલે નુકસાન ભરી આપવાનું સ્પેનને કહેવડાવ્યું, પણ સ્પેન નુકસાની ભરી આપવા તૈયાર નથી એ જોઈ વૉલપોલે સ્પેન વિરૂધ્ધ લડાઇ જાહેર કરી.

**સ્પેન સાથે વિગ્રહ, (૧૭૩૯).**—સ્પેન સામે લડાઈ જાહેર થઈ છે એ જાણી પ્રજાને અત્યાનંદ થયો. સ્પેને ફ્રાન્સ સાથે ઇંગ્લૅંડની વિરૂધ્ધમાં ગુપ્ત સંધિ કરી હતી, એટલે ફ્રાન્સ સ્પેનને મદદ કરશે એ સ્પષ્ટ હતું. સ્પેન અને ફ્રાન્સના સંયુક્ત નૌકાસૈન્ય સામું ઇંગ્લિશ અરમાર ટકી શકશે કે કેમ તે વિષે વૉલપોલને શંકાજ હતી. પણ આજ નહિ તો કાલ ફ્રાન્સ અને સ્પેન સાથે વેપાર બાબતમાં લડાઈ થશે એ સાવ ઉઘાડુંજ હતું. ઇંગ્લૅંડના નાવિકોએ ફ્રેન્ચ, ડચ, પોર્ટુગીઝ અને સ્પૅનિશ લોકોને વેપારની બાબતમાં પછાત પાડી દઇ દુનીઆના વેપારનો મોટો ભાગ હાથ કરી લીધો હતો. હિંદુસ્થાનમાં ઇંગ્લિશ ઇસ્ટ ઇન્ડીઆ કંપની અને ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડીઆ કંપની વચ્ચે સરસાઇની લડાઈ ચાલી રહી હતી. દક્ષિણ અમેરિકાનો સ્પેનના તાબાનો વેપાર ધીમેધીમે અંગ્રેજ લોકોના હાથમાં આવતો જતો હતો. ઉત્તર અમેરિકામાં ઇંગ્લિશ સંસ્થાનોની ચઢતી થતી જતી હતી, અને તેને લીધે ફ્રેન્ચોના કૅનેડા પ્રાંતને ધોકો પહોંચવાનો સંભવ હતો. વેસ્ટ ઇન્ડીઝ ટાપુઓમાંના જમૈકા અને બારબેડોઝની આબાદી વધતી જઈ સ્પેનના તાબાના કયૂબા, પોર્ટોરિકો, હિસ્પૅનીઆ વગેરે શેરડી અને તંબાકુની ખેતી અને વેપાર માટે પ્રખ્યાત થયેલા બેટોની ઉતરતી કળા થવા માંડી હતી.

આમ બાબત હોવાથી સંસ્થાનો અને વેપારના સંબંધમાં ફ્રાન્સ અને સ્પેન સાથે લડાઈ જાગશે એતો દેખીતુંજ હતું. પણ જેન્કિન્સપર વીતેલી બાબતને નિમિત્તે વૉલપોલને ઇચ્છા વિરૂદ્ધ આ લડાઈ જાહેર કરવી પડી હતી અને યુદ્ધ માટે તેને ઉત્સાહ મુદ્દલે નહોતો, તેથી તેના તરફથી યુદ્ધ માટે યોગ્ય વ્યવસ્થા થઈ નહિ. સૈન્ય, અરમાર અને પૈસાની જેટલા છૂટા હાથની મદદ કરવી જોઇએ તેટલી

તેણે કરી નહિ. વેરૉન નામના એક સેનાપતિની સરદારી નીચે ૬ વહાણો તેણે મોકલ્યાં. તેણે પોર્ટોબેલો નામનું સ્પૅનિશ બંદર કબજે કરી લીધું (૧૭૩૯); પણ પનામાની સંયોગિભૂમિની પાસે કાર્ટેજીના લેવામાં તે નિષ્ફળ નીવડ્યો, સ્પેન સાથેના આ યુદ્ધમાં જય ન મળવાથી અપયશનો ટોપલો વૉલપોલને માથે ચઢાવવામાં આવ્યો. ખુદ પાર્લમેન્ટમાં અધિકારપરથી દૂર થયેલા કેટલાક વ્હિગ પક્ષના સભાસદોએ આ યુદ્ધ ચલાવવાના કામમાં વૉલપોલે બેદરકારી કરી છે એવો તેનાપર આરોપ મૂકયો. પાર્લમેન્ટમાં અને દેશમાં અન્ય-સ્થળોએ તેનાપર થયેલી ટીકાનો જવાબ વૉલપોલ આપી શકયો નહિ, અને તેને પ્રધાનવટું છોડી દેવુ પડ્યું (૧૭૪૨). ત્યારપછી રાજાએ તેને ઑરફૉર્ડના અર્લનો ખિતાબ આપ્યો, અને ૧૭૪૫માં તે મરણ પામ્યો.

**કાર્ટરેટ અને પેલહામ પ્રધાનમંડળ, (૧૭૪૨–૧૭૪૪).—** વૉલપોલે રાજીનામુ આપ્યા પછી તેનું પ્રધાનમંડળ બરખાસ્ત થયું, ત્યારે કાર્ટરેટ અને પેલહામે એક નવું પ્રધાનમંડળ ઘડ્યું અને લૉર્ડ વિલ્મિંગટન નામના ગૃહસ્થને વડો પ્રધાન બનાવ્યો. નવા પ્રધાન-મંડળમાં કાર્ટરેટ કર્તાહર્તા હતો. તે મોટો મુત્સદ્દી હતો, અને યુરોપની પરદેશી રાજનીતિમાં પ્રવીણ હતો. એ પ્રધાનમંડળમાં ટૉમસ પેલહામ અને હેન્રી પેલહામ નામના બે ભાઇઓ આગેવાન સભાસદો હતા. તેઓ વિશેષ કર્તૃત્વવાન નહોતા, તોપણ વૉલપોલના હાથ નીચે તાલીમ લઈ તૈયાર થયેલા હતા, અને વૉલપોલની કારભારપદ્ધતિ તેઓ બરાબર શીખ્યા હતા. વૉલપોલને કારભારીપદેથી ઉથલાવી પાડવાના કામમાં તેઓએ મુખ્ય ભાગ લીધો હતો.

**ઑસ્ટ્રિયાના ગાદી વારસાની લડાઈ, (૧૭૪૦–૧૭૪૮).—** નવાં પ્રધાનમંડળને યુરોપમાં ઑસ્ટ્રિયાની ગાદીના વારસા સંબંધે ઉપસ્થિત થયેલી લડાઈ તરફ લક્ષ આપવું પડ્યું. ૧૭૪૦માં ઑસ્ટ્રિયાનો પાદશાહ ૬ઠ્ઠો ચાર્લ્સ મરણ પામ્યો ત્યારે તેના વિશાળ રાજ્યની વાંટણી કરવા યુરોપનાં રાજ્યો તૂટી પડયાં. ચાર્લ્સને છોકરો હતો નહિ, પણ એક છોકરી હતી. તેનું નામ મેરીઆ થેરેસા હતું. હંગરી, બોહીમીઆ, ઑસ્ટ્રિયન નેધરલૅંડ, મીલન, પાર્મા વગેરે મુલકો પોતાની

છોકરી મેરીઆ થેરેસાને મળે એવી ચાર્લ્સની ઇચ્છા હતી. એ પ્રમાણે વ્યવસ્થા કરવાની તેની ઇચ્છાને યુરોપનાં બીજાં રાજ્યો માન આપે એ ધારણાથી તેણે ઇંગ્લૅંડ, ફ્રાન્સ, સ્પેન, પૃશિયા વગેરે રાજ્યોને કંઈ કંઈ આપી સંતોષી પોતે કરેલી વ્યવસ્થાવાળા *'પ્રૅગમૅટિક સૅંક્શન' નામના દસ્તાવેજ માટે ચાર્લ્સે તેમની કબૂલાત મેળવી હતી (૧૭૨૪). પણ ચાર્લ્સના મરણની ખબર સાંભળતાંજ પૃશિયાના રાજા ફ્રેડરિકે પૂર્વનો કરાર બાજુએ મૂકી સિલિશીઆ પ્રાંતપર હુમલો કરી તે હસ્તગત કરી લીધો (૧૭૪૦). બોહીમીઆના રાજાને તો પાદશાહ થઈ બેસવાની મહત્વાકાંક્ષા હોવાથી તેણે મેરીઆ થેરેસા વિરૂદ્ધ પોતાનું ધોરણ જાહેર કર્યું; અને ફ્રાન્સે એ બંનેને ટેકો આપ્યો. પણ ઇંગ્લૅંડે મેરીઆ થેરેસાનો પક્ષ લીધો. ઇંગ્લૅંડે મેરીઆને પૈસાની મદદ મોકલ્યા ઉપરાંત રજો જ્યૉર્જ જાતે લડાઇપર ગયો, અને તેણે ડેટિંજનની લડાઇમાં ફ્રેન્ચોને હરાવ્યા (૧૭૪૩). ઇંગ્લૅંડનું લશ્કર યુરોપમાં આવ્યું છે એ જાણતાંજ તેને બીજી જગાએ શેહ આપવાના ઉદ્દેશથી ફ્રાન્સના રાજાએ રજા જેમ્સના પૌત્ર ચાર્લ્સ એડવર્ડને ઇંગ્લૅંડપર સ્વારી કરવા માટે પંદર હજારનું સૈન્ય અને એક કાફલો આપી રવાના કર્યો (૧૭૪૪); પણ દરીઆઈ તોફાનથી આ અરમારનો નાશ થવાથી આ વખતે ફ્રેન્ચોને જય મળ્યો નહિ.

ડેટિંજનના વિજય પછી મિત્રરાજ્યોને જયજ મળતો ગયો.

---

*નોંધ.—પ્રૅગમૅટિક સૅંક્શન.—રાજ્યના કાયદા કરનારાં મંડળ પાસે એકાદ મહત્ત્વની બાબત સંબંધે એક ખરિતો પ્રસિદ્ધ કરી યોગ્ય વ્યવસ્થા કરવા માટે સંમતિ લેવી તેને પ્રૅગમૅટિક સૅંક્શન કહે છે. ઑસ્ટ્રિયાના કાયદા પ્રમાણે કોઇપણ સ્ત્રી રાજ્યકર્તા થઈ શકે નહિ. ત્યારે પોતાના મરણ પછી પોતાની એકની એક દીકરી મેરીઆ થેરેસાને પોતાનું સામ્રાજ્ય મળવામાં અડચણ ન આવે એ હેતુથી ઑસ્ટ્રિયાના રાજા ૬ઠ્ઠા ચાર્લ્સે 'પ્રૅગમૅટિક સૅંક્શન' દ્વારા મેરીઆને સામ્રાજ્ય મળે તે માટે સંમતિ મેળવી રાખી હતી (૧૭૨૪).

ઑસ્ટ્રિયન સૈન્યે બૅવેરીઆ પ્રાંત જીતી લઈ ત્યાંના રાજાને સલાહ કરવાની ફરજ પાડી. ત્યારપછી ઇંગ્લૅંડના પરદેશ ખાતાના પ્રધાન કાર્ટેરેટે વોમર્સમાં બધાં રાજ્યોની એક પરિષદ બોલાવી. આ પરિષદમાં ઇંગ્લૅંડ, હૉલૅંડ, સૅક્સની, અને સાર્ડિનીઆના પ્રતિનિધિઓ આવ્યા હતા, અને તેઓએ 'પ્રૅગમૅટિક સૅંક્શન' માટે પોતાની સંમતિ આપી, અને હૅપ્સબર્ગ વંશના તાબામાંના પ્રદેશોના ટુકડા થઈ જવા ન દેવાની સૌએ બાંહેધરી આપી. પછી મિત્રરાજ્યોએ ફ્રાન્સપર સ્વારી કરવાનું ઠરાવ્યું.

ફ્રાન્સપર સ્વારી લઈ જવાની મિત્રરાજ્યો તૈયારી કરતા હતા, તેવામાં પ્રુશિયાના રાજ્યલોભી રાજા ફ્રેડરિકે લડાઈ પાછી શરૂ કરી ઉત્તર ઑસ્ટ્રિયાપર ચઢાઈ કરી, તેથી તેની સામે લડવા જવા માટે ઇંગ્લૅંડને ફ્રાન્સ ઉપર લઈ જવા ધારેલો હુમલો હાલતુરત મુલતવી રાખ્યો પડયો. યુરોપમાં પાછી સળગેલી લડાઈને લીધે કાર્ટેરેટને પ્રધાનપદ છોડવું પડયું. તેને જર્મનીમાં લડાઈમાં ગુંથાયલો જોઈ પ્રધાન-મંડળમાંના તેના પેલહામ પ્રતિસ્પર્ધિઓએ તેને ઉથલાવી પાડવાની આ સંધિ ઠીક છે એમ સમજી તેની વિરૂદ્ધ તરકટ રચવા માંડયું. કાર્ટેરેટની રાજનીતિ ઇંગ્લૅંડના હિત કરતાં હૅનોવરના હિત તરફ વધારે છે એવી ટીકા પાર્લમેન્ટમાં થવા માંડી. આ વખતે પાર્લમેન્ટમાં વિલિઅમ પિટ નામનો એક તરૂણ બહાર પડયો, અને ફ્રાન્સ સાથે યુરોપની જમીનપર ટક્કર લેવા કરતાં દરીઆપર લડવું ઇંગ્લૅંડને વધારે લાભકારી છે એવો મત પ્રતિપાદન કરી કાર્ટેરેટની લડાઈની રાજનીતિ-પર ટીકા કરી. કાર્ટેરેટની રાજનીતિ વિરૂદ્ધ આમ પાર્લમેન્ટમાં ટીકા થતી હતી ત્યારે પ્રધાનમંડળના તેના સહકારી પેલહામોએ તેના બચાવમાં યત્કિંચિત પણ પ્રયત્ન કર્યો નહિ. એટલે ૧૭૪૪માં કાર્ટેરેટ મુખ્ય પ્રધાનપદપરથી ગગડી પડયો, અને તેની જગાએ હેન્રી પેલહામ મુખ્ય પ્રધાન થયો, અને તેણે નવું પ્રધાનમંડળ રચ્યું. આવી રીતે કાર્ટેરેટ જેવા કર્તૃત્વવાન અને દૂરદર્શી પુરૂષના હાથમાંથી મુખ્ય પ્રધાનનું સુત્ર જઈ હેન્રી પેલહામ સરખા સાધારણ બુદ્ધિના માણસના હાથમાં આવવાથી યુરોપમાં ચાલતી લડાઈમાં ઇંગ્લૅંડનો જે ઉત્સાહ અને ઉલટ દેખાવાં જોઈએ, તે દેખાતાં બંધ થયાં.

યુરોપમાં લડાઈ જેમ ચાલતી હતી તેમ ચાલુજ રહી હતી. ૧૭૪૫માં ફ્રેન્ચોએ ઑસ્ટ્રિયાના નેધરલૅંડ પ્રાંતપર સ્વારી કરી. અહીં ઑસ્ટ્રિયાનું લશ્કર થોડું હોવાથી રક્ષણનું કામ મુખ્યત્વે કરીને ઇંગ્લિશ અને ડચ લોકોપર આવી પડ્યું. પણ ડચ અને ઇંગ્લિશ સૈન્યો એક-મત નહોવાથી ફૉન્ટીનૉયની લડાઈમાં તેમની હાર થઈ (૧૭૪૫).

યુરોપમાં લડાઈ ચાલતી હતી તે વખતે ૧૭૪૫માં પોતાનું સૈન્ય પાછું બોલાવી લેવાની ઈંગ્લૅંડને ફરજ પડી. ૧૭૪૪માં જેમ્સ સ્ટુઅર્ટના છોકરા ચાર્લ્સ સ્ટુઅર્ટના હાથ નીચેનું દરીઆઈ લશ્કર જો કે તોફાનમાં નાશ પામ્યું હતું, તોપણ તેથી નિરાશ ન થતાં ફૉન્ટીનૉયની લડાઈમાં મિત્રરાજ્યોના સૈન્યનો પરાભવ થયો છે એ સાંભળતાંજ ખુદ ઈંગ્લૅંડમાં બંડ ઉભું કરવાના વિચારથી થોડાઘણા સાથીઓને લઈ તે સ્કૉટલૅંડને કિનારે ઉતર્યો. પણ ત્યાંના હાઇલૅંડરોમાં તેને મદદ કરવાનો ઉત્સાહ માલમ પડ્યો નહિ. તોપણ તેથી નિરાશ ન થતાં પોતાના અનુયાયીઓને લઈ ઈંગ્લૅંડપર સ્વારી કરવાનો તેણે ઠરાવ કર્યો.

ચાર્લ્સ સ્ટુઅર્ટ સ્કૉટલૅંડને કિનારે ઉતર્યો છે એ બાતમી સાંભળ-તાંજ પેલહામ પ્રધાનમંડળના ટાંટીઆ ઢીલા થઈ ગયા. આ વખતે ઈંગ્લૅંડનું ઘણુંખરૂં લશ્કર ફ્લૅંડર્સમાં લડાઈમાં રોકાયલું હતું. ચાર્લ્સ સ્ટુઅર્ટવતીના બંડની આગ કેટલી સળગશે તેની પ્રધાનમંડળને કંઈજ કલ્પના નહોતી. ઈંગ્લૅંડની ઉત્તરમાં સર જૉન કોપની સરદારી નીચે ત્રણ હજાર માણસનું સૈન્ય હતું. તે સૈન્યને ચાર્લ્સ સ્ટુઅર્ટની સામે લડવા હુકમ થયો. અહીં ચાર્લ્સ કોપની નજર ચૂકવીને ખુદ એડિનબર્ગપર ચઢી ગયો. પણ તે કિલ્લાના રક્ષક સરદાર પ્રેસ્ટનને ચાર્લ્સ ત્યાંથી હાંકી કાઢી શક્યો નહિ. આમ સર જૉન કોપ એડિનબર્ગનો ઘેરો ઉઠાવાવવાને ધસ્યો આવતો હતો. ત્યારે ચાર્લ્સ સ્ટુઅર્ટે પોતાનો મોરચો તેની તરફ ફેરવ્યો. પ્રેસ્ટૉનપૅન્સ આગળ યુધ્ધ થયું તેમાં સર જૉન કોપનો પરાજય થયો (સપ્ટે. ૧૭૪૬).

**જૅકોબાઇટોનો બળવો, (૧૭૪૫).**—પ્રેસ્ટૉનપૅન્સ આગળ ઇંગ્લિશ સૈન્યની હાર થઈ છે એ સાંભળતાંજ પેલહામ પ્રધાનમંડળની સ્થિતિ ઘણી કફોડી થઈ પડી. આ સંજોગોમાં જો ચાર્લ્સ એકદમ

લંડનપર ચઢી ગયો હોત તો કદાચ તેને જય મળત, પણ તેણે લગભગ સવા મહિનો ફોકટ ગુમાવ્યો. એ સમયમાં મંત્રીમંડળે મિલિશિયા* સૈન્ય એકઠું કરી દીધું, અને ફ્લૅંડર્સમાંથી પણ લશ્કર પાછું બોલાવી લેવાનો વખત મળ્યો. આમ આટલા દિવસ નકામાં ગુમાવ્યા પછી ચાર્લ્સ આગળ વધ્યો, કે તરતજ તેને બાતમી મળી કે મારશલ વેડ દશ હજારનું સૈન્ય લઈ સામો લડવા આવે છે. અને ડ્યૂક ઑફ કંબરલૅંડ ફ્લૅંડર્સમાંનું સૈન્ય લઈ આવે છે. આમ ઇંગ્લિશ સૈન્યનો જમાવ થઈ રહ્યો છે તે જાણવા છતાં આપણને ઇંગ્લૅંડમાંથી મદદ મળશે એમ ધારી ૪૦૦૦નું લશ્કર સ્કૉટલૅંડના બચાવ માટે રાખી બાકીના ૬ હજાર સૈનિકો લઈ તેણે ઇંગ્લૅંડપર સ્વારી કરી. આમ તે ઇંગ્લૅંડમાં આવ્યો તો ખરો, પણ તેના ધારવા પ્રમાણે તેને મદદ મળી નહિ. તેના હાથ નીચેનું હાઇલૅંડર લશ્કર પણ ધીમેધીમે કમી થતું ગયું. એટલે તેના સાથીઓએ તેને સમજાવ્યું કે હવે આગળ સ્વારી લઈ જવામાં કંઈ માલ નથી, તેથી તે પાછો સ્કૉટલૅંડ ગયો. પાછા ગયા પછી સૈન્યનો જમાવ કર્યો, અને ૧૦,૦૦૦ માણસના સૈન્ય વડે ડ્યૂક ઑફ કંબરલૅંડ સાથે લડવાને તૈયાર થયો. સામી તરફથી કંબરલૅંડ ૩૦,૦૦૦ સૈનિકો સાથે ઉત્તર તરફ ધસ્યો આવતો હતો. આમ બંને પક્ષોની પૂર્ણ તૈયારી થઈ રહેતાં ૧૭૪૬ના એપ્રિલ મહિનામાં ચાર્લ્સે કંબરલૅંડ ઉપર કલોડનમૂર આગળ હુમલો કર્યો. કંબરલૅંડ તો તૈયાર હતોજ. એટલે બંને સૈન્યો વચ્ચે દારૂણ યુધ્ધ થયું તેમાં ચાર્લ્સના

---

***નોંધ**—મિલિશિયા સૈન્યઃ—

મિલિશિયા કાયમનું સૈન્ય નથી. પરદેશી શત્રુ સામે દેશનું રક્ષણ કરવાની ફરજ પ્રત્યેક માણસની છે. માટે સરકાર તરફથી જ્યારે બોલાવવામાં આવે ત્યારે દરેક માણસે પોતપોતાનાં શસ્ત્રો લઈ સરકારની મદદે આવવું જોઈએ. જુદા જુદા પરગણાંના અધિકારીઓ પોતાના પરગણાના લડવા લાયક માણસોને રાજા પાસે મોકલી આપે. આ સૈન્યનો સરદાર રાજા થાય છે, અથવા રાજા કોઈને નીમે છે.

સૈન્યના પુરચેપુરચા ઉડી ગયા, અને તે જીવ લઈ ને નાઠો. ચાર્લ્સના લશ્કરમાંના જેઓ કેદ પકડાયા તેને કંબરલૅંડે સખત શિક્ષા કરી. અને ચાર્લ્સને જે પકડી લાવે તેને ત્રીસ હજાર પાઉન્ડનું ઇનામ આપવાનું જાહેર કર્યું. ચાર્લ્સ લપાતો છુપાતો ઘણી મુસીબતો વેઠી કિનારે પહોંચી ત્યાંથી ફ્રાન્સ નાસી ગયો. આવી રીતે સ્ટુઅર્ટ વંશવતીનો બળવો ભાંગી પડયો, અને ઇંગ્લૅંડમાંથી જૅકોબાઇટ પક્ષને સંપૂર્ણ રીતે નિર્મૂળ કરવામાં આવ્યો અને હવે પછી ઇંગ્લૅંડના રાજ્યકર્તાઓને જૅકોબાઇટ પક્ષ તરફની ભીતિ હંમેશ માટે નષ્ટ થઈ. આ બળવાને અંગ્રેજીમાં 'ધી ફૉર્ટીફાઇવ' કહે છે.

યુરોપમાં મચી રહેલું યુધ્ધ બીજાં ત્રણ વર્ષ ચાલ્યું. ઇંગ્લિશ લશ્કર ફ્લૅંડર્સમાંથી ગયાથી ફ્લૅંડર્સમાં હાથ ઘાલવાનો ફ્રેન્ચોને સારો લાગ મળ્યો. તેમણે ઑસ્ટ્રિયન નેધરલૅંડના સઘળા પ્રાંતો હસ્તગત કરી હૉલૅંડની સરહદ સુધી કુચ કરી હતી. ત્યારે અહીં કંબરલૅંડ જૅકોબાઇટોનું બંડ બેસાડી દઈ પાછો સૈન્ય સાથે ફ્લૅંડર્સમાં ગયો હતો. પણ મારશલ સેક્સને હાથે તેને હાર ખાવી પડી. આમ ફ્લૅંડર્સમાં જોકે ફ્રેન્ચો જીતતા હતા, તોપણ ર્‌હાઇન નદીના પ્રદેશમાં અને ઇટલીમાં ફ્રેન્ચોની હાર થતી હતી, અને દરીઆપર પણ તેઓની હાર થવાથી અને તેઓના વેપારને ઘણો ધોકો પહોંચવાથી ફ્રાન્સ સલાહ કરવા તૈયાર થયું.

**એક્સલાશાપેલની સંધિ, (૧૭૪૮).**—૧૭૪૮માં એક્સલાશાપેલની સંધિથી ઑસ્ટ્રિયાની ગાદીના વારસા બાબતના વિગ્રહનો અંત આવ્યો. આ સલાહની શરતોથી મેરીઆ થેરેસાને સિલિશીઆ પ્રાંત પૃશિયાના રાજાને આપવો પડયો; તેમજ ઇટલીમાં આવેલો પાર્મા પ્રાંત સાર્ડિનીઆના રાજાને, અને મીલન પ્રાંત સ્પેનના રાજાને આપી દેવા પડ્યા. ઉપર પ્રમાણે તેના તાબાના પ્રાંતો આપી દેવા પડ્યા પછી હૅપ્સબર્ગ વંશના તાબાનો બાકી રહેલો સઘળો પ્રદેશ મેરીઆ થેરેસાના તાબામાં રહ્યો. બૅવેરીઆનો ચાર્લ્સ ૧૭૪૫માં મરણ પામ્યો હતો, તેથી મેરીઆ થેરેસાના પતિ લૉરેનના ફ્રાન્સિસને શહેનશાહ તરીકે સૌએ કબૂલ રાખ્યો. ઇંગ્લૅંડ, ફ્રાન્સ અને સ્પેને પોતે જીતેલા મુલકો પાછા આપી દેવા કબૂલ કર્યું. પણ આ યુદ્ધથી વેપાર અને

સંસ્થાનોની બાબતમાં કંઈ નિકાલ થયો નહિ, તેથી તે સંબંધે ફ્રાન્સ અને ઇંગ્લૅંડ વચ્ચે બીજો વિગ્રહ થશે એ ખુલ્લું હતું.

એકસલાશાપેલની સંધિ થયા પછી આઠ વર્ષ યુધ્ધ થયાં વિનાનાં પસાર થયાં. એ આઠ વર્ષમાં પેલહામ પ્રધાનમંડળે કંઈ જાણવા જેવું કામ કર્યું નહિ. પ્રધાનમંડળ સામું ટીકા ન થાય તે માટે કોઈ ટીકા કરવાનો ઈરાદો રાખે છે એવો શક જતાંજ તેને લાંચ આપી તેનું મોં બંધ કરી દેવામાં આવતું. વિલિઅમ પિટ જેવા કડક ટીકાકારને સૈન્યને પગાર આપવાના નફાકારક હોદ્દાપર નીમી ચુપ કર્યો. આવી રીતે લાંચ રૂશવતથી પેલહામ વિરૂધ્ધ ટીકાને ગુંગળાવી દેતો. એનાં પ્રધાનવટાં દરમ્યાન અગત્યની બીનામાં પ્રજાકીય દેવાના વ્યાજની રકમ ઓછી કરવામાં આવી તે છે. આ વખતે પ્રજાકીય દેવું સાડા સાત કરોડ પાઉન્ડનું હતું, અને તેપર સૅંકડે ચાર ટકા વ્યાજ હતું. તેથી વ્યાજ તરીકે આપવાની રકમ કમી કરવા માટે તેણે સાડાત્રણ ટકાના વ્યાજની નવી લોન કાઢી. આ વખતે સરકારની આંટ સારી હતી, અને પ્રજા પાસે નાણાંની છૂટ હતી, એટલે નવી લોન ઉપડી ગઈ, અને તેનાં નાણાંમાંથી જૂનું કરજ પતાવવામાં આવ્યું. આ પગલાંથી સરકારને દર વર્ષે પાંચ લાખ પાઉન્ડ બચાવો થયો. આવી રીતે નવું અને જૂનું કરજ એક થઈ જઈ હવે પછી તેનું નામ કૉનસોલ્સ પડ્યું (૧૭૫૦).

**પંચાંગમાં સુધારો, (૧૭૪૨).**—પછી ઇંગ્લૅંડના પંચાંગમાં સુધારો કરવામાં આવ્યો. આટલા કાળ સુધી જુલીઅસ સીઝરે તૈયાર કરેલું પ્રાચીન પંચાંગ ઇંગ્લૅંડમાં ચાલતું હતું. આ પંચાંગની ગણત્રીમાં કંઈ ભૂલ હોવાથી ગયા ૧૮ સૈકામાં ૧૧ દિવસની ભૂલ આવેલી માલમ પડી. ત્યારે એ ભૂલ સુધારવા માટે નવું પંચાંગ બનાવી તેમાં ૧૧ દિવસ પડતા મૂકી ૨જી સપ્ટેમ્બર પછીનો દિવસ ૧૪મી સપ્ટેમ્બર ગણવો એવું ઠર્યું. આ નવો સુધારો કેટલાક અજ્ઞાની માણસોને ન ગમવાથી તેઓએ તોફાન કર્યું હતું.

૧૭૫૪માં પેલહામ મરણ પામ્યો ત્યાં સુધી તે મંત્રીપદે હતો. તે ખાસ કર્તૃત્વવાન નહોતો, તોપણ તે ઇંગ્લૅંડમાં શાંતિ જાળવી

રાખી શક્યો હતો. પણ તેના મરણ પછી પ્રધાનમંડળમાં અણબનાવ થયો અને ઇંગ્લૅંડને યુરોપના એક મોટા વિગ્રહમાં ભાગ લેવો પડયો. પેલહામ પછી તેનો ભાઈ ડ્યૂક ઑફ ન્યૂકૅસલ મુખ્ય પ્રધાન થયો. ન્યૂકૅસલનો સ્વભાવ ઉતાવળીઓ અને વહેમી હતો. તેનામાં કાર્ય-કુશળતા હતી નહિ. તેથી તે લાંબા કાળ સુધી પોતાની સત્તા સાચવી રાખી શક્યો નહિ. તે પોતે ડ્યૂકના ખિતાબવાળો હતો, એટલે ઉમરાવની સભાનો સભાસદ હતો. આમની સભામાં પોતાના પક્ષને મજબુતીથી ટકાવી રાખે એવો માણસ નીમવામાં તેને ઘણી મુશ્કેલી પડી છેવટે આમની સભાના સભાસદોના આગ્રહથી આમની સભામાં પોતાના પક્ષનું નેતાપણું તેણે હેન્રી ફ્રૉકસને સોંપ્યું. ફ્રૉકસ કુનેહબાજ અને ઉત્તમ વકતા હતો, પણ તે આપમતલબી અને સ્વાર્થી હતો તેથી તે લોકપ્રિય થઈ શક્યો નહિ.

**વિલિઅમ પિટ.**—આ વખતે વિલિઅમ પિટ પ્રસિધ્ધિમાં આવતો હતો. ૧૭૪૬થી રાજકારભારમાં ભાગ લેવા માંડી તે પેલહામ પ્રધાનમંડળનો એક પ્રધાન થયો હતો. પણ પેલહામના મરણ પછી ડ્યૂક ઑફ ન્યૂકૅસલ સાથે ન બનવાથી તેણે તેનાપર ટીકા કરવા માંડી હતી. પિટની કર્તૃત્વશકિત અને તેના પ્રમાણિકપણા પર સૌને વિશ્વાસ હતો. તે એક મહાન ભાષણ યોધ્ધો પણ હતો, અને પૂર્વે પાર્લમેન્ટમાં વૉલપોલની લાંચ રૂશવતી રાજ્યનીતિપર તેણે કાતીલ ટીકા કરી હતી. તેના નિસ્પૃહતાથી અને નિડરપણે ટીકા કરવાના ગુણને લીધે લોકમાં તેનું માન ઘણું હતું. પિટનું લોકમાં આટલું બધું વજન હતું તેથી ન્યૂકૅસલના મંત્રીમંડળમાંથી જ્યારે તેણે રાજીનામું આપ્યું ત્યારે ન્યૂકૅસલનું પ્રધાનમંડળ ઘણું નબળું પડી ગયું.

આમ પિટે રાજીનામું આપ્યાથી પ્રધાનમંડળ ટકાવી રાખવું ન્યૂ-કૅસલને માટે ઘણું મુશ્કેલ થઈ પડયું. આ અરસામાં યુરોપમાં પાછું યુધ્ધ શરૂ થવા જેવો રંગ દેખાવા લાગ્યો. ત્યારે તે સ્થિતિને પહોંચી વળવા જેટલી આપણામાં ગમ નથી એ જાણી ન્યૂકૅસલે મુખ્ય પ્રધાન-પદ છોડી દીધું (૧૭૫૬). તેના પછી ડ્યૂક ઑફ ડેવનશાયર વડો પ્રધાન થયો, અને તેણે નવું પ્રધાનમંડળ રચ્યું. ડેવનશાયરે પોતાના

પ્રધાનમંડળમાં પિટને પણ લીધો હતો, પણ આમની સભામાં ન્યૂ-કૅસલનું મતાધિક્ય હોવાને લીધે પિટ–ડેવનશાયરનું પ્રધાનમંડળ ઘણા દિવસ ટક્યું નહિ. ૧૭૫૭માં તેઓને રાજીનામું આપવું પડ્યું.

**પિટ–ન્યૂકૅસલનું પ્રધાનમંડળ (૧૭૫૭–૧૭૬૧).**—આ પ્રમાણે આંતર મુલ્કી કારભારમાં ભાંજગડ ચાલ્યા કરતી હતી તે વેળા ૧૭૫૭માં ઈંગ્લૅંડના વેપાર સંસ્થાનો અને તાબાના મુલકો શત્રુના હાથમાં જાય એવી વકી લાગવાથી ઇંગ્લિશ રાજ્યદ્વારી પુરૂષોએ પોતાનો મતભેદ બાજુએ મુકી પિટ અને ન્યૂકૅસલના નેતૃત્વ નીચે એક મિશ્ર પ્રધાનમંડળ ઉભું કર્યું, અને યુરોપીઅન પરિસ્થિતિને પહોંચી વળવાનો ઠરાવ કર્યો. આ *મિશ્ર પ્રધાનમંડળ ૧૭૬૧ સુધી કારભાર-પદે રહ્યું, અને તેણે બહાદુરીથી શત્રુ સાથે બાથ ભીડી. ન્યૂકૅસલ દેશની અંદરના કારભારપર ધ્યાન આપતો હતો, અને પિટ યુરોપમાં ચાલતી લડાઈને ફત્તેહમંદીથી પાર ઉતારવા ખંતથી લક્ષ આપતો હતો.

**સપ્તવાર્ષિક યુદ્ધ (૧૭૫૬–૧૭૬૩).**—સપ્તવાર્ષિક યુધ્ધ ઉપસ્થિત થવાનાં બે કારણો આપવામાં આવે છે. ફ્રાન્સ અને ઇંગ્લૅંડ વચ્ચેની વેપાર સંસ્થાનો અને સામ્રાજ્ય વિસ્તારની બાબતમાં હરિફાઈનો કાયમનો નિકાલ લાવવો એ એક કારણ અને બીજું

---

* **નોંધ.**—મિશ્ર પ્રધાનમંડળ :—

રાજાને રાજકારભારના કામમાં પાર્લમેન્ટની મદદ મળે તે માટે આમની સભામાં જે પક્ષની બહુમતિ હોય તે પક્ષના મુખ્ય મુખ્ય માણસોને પ્રધાનમંડળમાં નીમવાનો રિવાજ ૩જા વિલિઅમના વખતથી પડયો હતો. આવા પ્રધાનમંડળમાં બધા પ્રધાનો એકજ પક્ષના અને મતના હોય છે. પરંતુ જ્યારે દેશનો અણી-ઓપટીનો વખત હોય અને તે વખતે દેશનું રક્ષણ કરવા માટે બધા પક્ષોની મદદની જરૂર હોય ત્યારે પાર્લમેન્ટમાંના પ્રત્યેક પક્ષ-માંથી મુખ્ય માણસ પસંદ કરી તેમને પ્રધાનમંડળમાં જગા આપવામાં આવે છે. આવા પ્રધાનમંડળને મિશ્ર પ્રધાનમંડળ કહે છે.

કારણ યુરોપમાં બળસમત્વ કે *સત્તાનું સમતોલપણું જાળવી રાખવું તે હતું. ગયા સૈકામાં વેપાર, સંસ્થાન અને રાજ્ય વિસ્તારની બાબતમાં ઈંગ્લૅંડે ઘણો વધારો કરી ઉપરીપણું મેળવ્યું હતું. વેપારમાં ઈંગ્લૅંડે હૉલૅંડને મારી હઠાવ્યું હતું, અને હવે એ બાબતોમાં ફ્રાન્સ સાથે અમેરિકામાં, હિંદુસ્થાનમાં અને દરીઆપર હરિફાઇમાં ઉતર્યું હતું. આ યુધ્ધમાં તોડજોડ કરી એ પ્રશ્નનો કંઈ ને કંઈ છેવટનો નિર્ણય લાવવા બંને રાજ્યોએ તનતોડ મહેનત કરી. યુરોપની બહાર ઈંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે આમ હરિફાઈ ચાલી રહી હતી, ત્યારે ખુદ યુરોપમાં ઑસ્ટ્રિયા અને પૃશિયા વચ્ચે સ્પર્ધા ચાલી રહી હતી. એકસલાશાપેલની સંધિથી પૃશિયા પાસે રહેલો સિલિશીઆ પ્રાંત મેરીઆ થેરેસા પાછો લઇ લેવા માંગતી હતી. પોતાનો એ હેતુ પાર પાડવા માટે મેરીઆ થેરેસાએ ઈંગ્લૅંડ સાથેનો પરાપૂર્વનો સ્નેહસંબંધ તોડી ફ્રાન્સ સાથે એકસંપી કરી. રૂશીઆ અને જર્મનીનાં નાનાં નાનાં રાજ્યો પૃશિયા તરફની અદેખાઇને લીધે ફ્રાન્સ અને ઑસ્ટ્રિયાની એકસંપીમાં જોડાયાં. આમ પૃશિયા વિરૂધ્ધ યુરોપનાં ઘણાંખરાં રાજ્યોએ એકસંપી કરી ત્યારે ઈંગ્લૅંડ અને પૃશિયાનું હિત એકસરખું છે એમ સમજી ૧૭૫૬માં જૂનું વેર ભૂલી જઈ ઈંગ્લૅંડે પૃશિયાને મદદ કરવાનું કબૂલ કર્યું. આવી રીતે ઈંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે યુરોપમાં સપ્તવાર્ષિક યુધ્ધ શરૂ થયું, તેથી દુનીઆમાં જે જે ઠેકાણે એ બંને દેશો પાસે પાસે હતા ત્યાં પણ લડાઈની આગનો ભડકો ઉઠયો.

યુરોપમાં મામલો આમ વીફરેલો હતો ત્યારે ઇંગ્લૅંડમાં પ્રધાન-મંડળમાં ફાટફુટ થતી હતી. હિંદુસ્થાનમાં ફ્રેન્ચોએ અને નવાબે અંગ્રેજોની કોઠીપર હુમલો કર્યો છે એવી ખબર આવી, ત્યારે

---

* **નોંધ.**—બળસમત્વ કે સત્તાનું સમતોલપણું.—યુરોપના કોઇપણ રાજ્યને એટલું પ્રબળ ન થવા દેવું કે જેથી બીજાં રાજ્યોની સ્વતંત્રતા જોખમમાં આવી પડે. એ રાજનીતિને સત્તાનું સમતોલપણું (Balance of power) કહે છે.

અમેરિકામાં સેન્ટ લૉરેન્સ અને ઓહીઓ નદીની આસપાસનો મુલક ફ્રેન્ચોના હાથમાં જાય એવો રંગ દેખાતો હતો. પૃશિયાના ફ્રેડરિકની વિરૂધ્ધ યુરોપનાં ઘણાંખરાં રાજ્યો એકસંપ થયાં હતાં તેથી પૃશિયાની સ્થિતિ પણ ગંભીર ચિંતા ઉપજાવનારી થઈ પડી હતી. તેવામાં ડ્યૂક ઑફ કંબરલૅંડના લશકરને ફ્રેન્ચોએ હરાવ્યું છે અને તેણે શરણે જઈ કલોસ્ટરઝેવેનની નીચું જોવડાવનારી સલાહ કરી છે એવી ખબર આવી. જમીન પ્રમાણે દરીઆપર પણ અંગ્રેજોની હાર થઇ અને માઇનૉર્કા ફ્રેન્ચોએ જીતી લીધું, અને ઈંગ્લિશ નૌકા-સેનાપતિ બિંગ તે પાછું લઈ શકયો નહિ. આ પ્રમાણે સર્વે ઠેકાણે ઈંગ્લૅંડને પાછાં હઠવું પડયાથી પૃશિયા અને ઈંગ્લૅંડપર અપરંપાર આફત આવી પડશે એવું લાગવા માંડયું.

ઇંગ્લૅંડના આવા અડીઓપટીના વખતમાં પિટ અને ન્યૂકૅસલે એ પરિસ્થિતિને પહોંચી વળવા માટે મહા પ્રયાસ કર્યો. યુધ્ધ સંબંધની બધી વ્યવસ્થા પિટે પોતાના હાથમાં લીધી. તેણે યોગ્ય માણસોને પસંદ કરી જુદે જુદે યુધ્ધને સ્થળે મોકલ્યા. પિટની વક્તૃત્વશકિત, ચિવ્વટપણું કામ કરવામાં આસ્થા, એ ગુણોથી તેની હાથ નીચેના માણસોને કામ કરવામાં બમણું જોર આવતું. પિટે કલોસ્ટરઝેવેનની સલાહ રદ કરી લડાઈ ચાલુ રાખી. ૧૭૫૯માં મિનડેનની લડાઈમાં અંગ્રેજોની જીત થઇ, અને તેઓએ હૅનોવર શત્રુના હાથમાંથી છોડવ્યું. પિટે ફ્રેડરિકને પૈસાની મદદ મોકલી તેથી ફ્રેડરિક લડાઇ ચાલુ રાખી શકયો. આમ યુરોપમાં જીત મેળવવા માટે પિટ તનતોડ મહેનત કરી રહ્યો હતો, તોપણ સમુદ્રના ઉપરીપણાપર ઇંગ્લૅંડનું શ્રેષ્ઠત્વ અવલંબી રહ્યુંછે એમ તેની ખાત્રી થઈ ચૂકી હતી. અને તેથીજ તેણે યુરોપની બહાર લડાઇને ઠેકાણે યોગ્ય માણસો નીમી મોકલ્યા હતા. ૧૭૫૯માં હૉક નામના નૌકાસેનાપતિએ બ્રિટનીના કિનારા નજીક કવીબેરોનના ઉપસાગરની લડાઈમાં ફ્રેન્ચ આરમારના પુરચેપુરચા ઉડાવી દીધા, તેથી ફ્રાન્સ તરફથી ઇંગ્લૅંડપર સ્વારી લાવવાની બીક ટળી ગઈ. આ વિજયથી સમુદ્રમાં ઈંગ્લૅંડનું શ્રેષ્ઠત્વ સ્થાપિત થયું. અને સંસ્થાનોમાં અને દરીઆપારના મહત્ત્વના ઠેકાણે

મદદ મોકલી ફ્રાન્સના સંસ્થાનોપર હલ્લો કરવાનું શક્ય થયું. ૧૭૬૦માં હિંદુસ્થાનમાં વૉંડિવૉશની લડાઇમાં ફ્રેન્ચોની હાર થવાથી ત્યાં તેમનું જોર નહિ જેવું થઇ ગયું; અને અમેરિકામાં વુલ્ફ, ઍમર્સ્ટ, હાઉ વગેરે સેનાપતિઓએ ફ્રેન્ચોને હરાવ્યાથી ત્યાં ફ્રેન્ચ સત્તા રસાતળ થઇ ગઇ.



જનરલ વુલ્ફ

**કૅનેડા અંગ્રેજોએ જીત્યું, ૧૭૫૮–૧૭૬૦.**—અમેરિકામાં ઍમર્સ્ટે કેપ બ્રેટન જીતી લીધું, અને લુઇબર્ગનો કિલ્લો પણ સર

કર્યો, એટલે સેન્ટ લૉરેન્સની આસપાસનો પ્રદેશ અંગ્રેજોના તાબામાં આવ્યો. ત્યારપછી ઇંગ્લિશ સંસ્થાનોનાં સંયુકત સૈન્યે ડૂકેનનો કિલ્લો જીત્યો. આ જીતોથી લુઇસીઆનીઆ અને કૅનેડા વચ્ચેનો બધો પ્રદેશ પોતાનો કરી લેવાની ફ્રેન્ચ મહત્વાકાંક્ષા નષ્ટ થઇ, અને ઍલીઘની પર્વતોની પશ્ચિમે આવેલો બધો પ્રદેશ અંગ્રેજો માટે ખુલ્લો થયો. ત્યારપછી ખુદ કૅનડાપર અંગ્રેજોએ હુમલો કર્યો. આ હુમલામાં ઇંગ્લિશ સેનાપતિ હાઉ મરણ પામ્યો. ત્યારે વુલ્ફને સેનાપતિ બનાવી મોકલ્યો, તેણે ધીરજ અને બહાદુરીથી હુમલો લઇ જઇ કૅનેડાની રાજધાની કવીબેક જીતી લીધું. પણ તેમ કરતાં વુલ્ફનું મરણ થયું. પછી ૧૭૬૦માં ઍમર્સ્ટ મૉન્ટ્રીલ જીતી લીધું. એટલે આખો ફ્રેન્ચ કૅનેડા અંગ્રેજોના તાબામાં આવ્યો. આમ હિંદુસ્થાન અને અમેરિકામાં અંગ્રેજો વિજયી થતા હતા, તેવામાં ૧૭૬૦ના અકટોબરમાં ૨જો જ્યૉર્જ મરણ પામ્યો.

**પૅરિસની સંધિ, ૧૭૬૩.**—૨જા જ્યૉર્જ પછી તેનો પૌત્ર ૩જો જ્યૉર્જ ગાદીપર આવ્યો. પિટને માટે તેનો સારો અભિપ્રાય નહોવાથી તેને મંત્રીમંડળમાંથી રજા આપી લૉર્ડ બ્યૂટને મુખ્ય પ્રધાનપદ આપવાનો તેનો વિચાર હતો. જ્યૉર્જ મારાં ધોરણ પ્રમાણે ચાલતો નથી, પણ બ્યૂટની સલાહ પ્રમાણે કરે છે એ જોતાંજ પિટે રાજીનામું આપ્યું (૧૭૬૧). પછી ૧૭૬૨માં ન્યૂકૅસલને પણ રાજીનામું આપવું પડયું. આમ પિટ અને ન્યૂકૅસલ બંને પ્રધાનમંડળમાંથી ગયા પછી બધું રાજ્યતંત્ર બ્યૂટના હાથમાં આવ્યું. બ્યૂટનો વિચાર સપ્તવાર્ષિક યુધ્ધ બંધ પાડી સલાહ કરવાનો હતો. તે પ્રમાણે ૧૭૬૩માં ફ્રાન્સ સાથે પૅરિસની સંધિ કરી તેણે તે વિગ્રહ બંધ પાડયો. આ સલાહથી કૅનેડા અને કેપ બ્રેટનબેટ ઈંગ્લૅંડને મળ્યા. બ્રિટિશ ઉત્તર અમેરિકા અને ફ્રેન્ચ લુઇસીઆનીઆ વચ્ચે મીસીસીપી નદીને સરહદ ઠરાવવામાં આવી. ફ્રાન્સે જીતી લીધેલું માઇનૉર્કા અંગ્રેજોને પાછું મળ્યું, તેમ હિંદુસ્થાનમાં પૉંડિચેરી અને બીજો ફ્રેન્ચ મુલક જે અંગ્રેજોએ જીતી લીધો હતો તે ફ્રાન્સને પાછો મળ્યો. સ્પેન પાસેથી ઈંગ્લૅંડને ફ્લૉરિડા મળ્યું, પણ હેવાના અને મૅનિલા બેટો સ્પેનને પાછા મળ્યા. ઉપર પ્રમાણે સલાહ થવાથી ઇંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચેની સ્પર્ધાનો નિકાલ થઇ દરીઆપર અંગ્રેજોનું ઉપરીપણું સ્થાપિત થયું.

# પ્રકરણ ૧૯ મું

## ટ્યૂડર અને સ્ટુઅર્ટ વખતનું આયર્લૅંડ

૧૪૯૪, પૉઈનીંગ્સનો કાયદો.—૧૫૪૧, આઇરિશ પાર્લમેન્ટે ઈંગ્લૅંડના રાજ્યકર્તાને આયર્લૅંડના રાજ્યકર્તા તરીકે કબૂલ કર્યો.—૧૫૫૮–૬૭, શૅન ઓનેલનું બંડ.—૧૫૭૯–૮૩, ડેસ્મૉન્ડનું બંડ.—૧૫૯૫–૧૬૦૩, ટાઇરોનનું બંડ.—૧૬૩૩–૪૦, સ્ટ્રૅફ્‌ર્ડનો કારભાર.—૧૬૫૨, આખું આયર્લૅંડ ઈંગ્લૅંડને તાબે.

ઇ. સ. ૧૧૭૨માં હેન્રી બીજાએ આયર્લૅંડપર સ્વારી કરી તેનો કેટલોક ભાગ ઈંગ્લૅંડના તાબામાં આણ્યો હતો. તે વેળા કેટલાક ઍંગ્લો નૉર્મન લોકો ત્યાં જઈ વસ્યા હતા. તેઓએ આઇરિશ ભાષા, રીતરિવાજ અને પહેરવેશ સ્વીકાર્યાં હતાં અને તદ્દન આઇરિશ થઈ ગયા હતા. ૭મો હેન્રી ગાદીપર આવ્યો ત્યાંસુધી આઇરિશો અર્ધ જંગલી હાલતમાં રહેતા હતા. યુરોપમાં થયેલી ધર્મક્રાંતિ અને વિચાર-ક્રાંતિ આયર્લૅંડ સુધી પહોંચી નહોતી. દેશમાં ઠેકાણે ઠેકાણે જંગલો હતાં. વહેવારનાં સાધનો અને સગવડો કંઈ હતાંજ નહિ. 'પેલ' નામનો એક નાનો પ્રાંત ઇંગ્લિશોનો હતો. તે શિવાય બધે આઇરિશ ભાષા અને રીતરિવાજો ચાલતાં હતાં, અને સ્વતંત્રપણે તેઓનો રાજ્યકારભાર ચાલતો હતો. હેન્રી ગાદીએ આવ્યો ત્યારથી ૧૫૩૪ સુધી કિલ્ડેરના બે ઉમરાવોએ આયર્લૅંડપર પોતાની સત્તા બેસાડી હતી. હેન્રીએ સર એડવર્ડ પૉઈનીંગ્સને લૉર્ડ ડેપ્યુટી નીમીને ત્યાં મોકલ્યો. ૧૪૯૪માં પૉઈનીંગ્સે આઇરિશ પાર્લમેન્ટ પાસે એક કાયદો કરાવ્યો. તેની મતલબ એવી હતી કે આઇરિશ પાર્લમેન્ટ ઇંગ્લિશ પાર્લમેન્ટને તાબે છે, અને ઈંગ્લૅંડના રાજાની મંજૂરીવિના આઇરિશ પાર્લમેન્ટથી કોઈ કાયદો ઘડાય નહિ.

૮મા હેન્રીએ આયર્લૅંડના કારભારમાં વધારે હાથ ઘાલવા માંડયો. તેણે ૧૫૩૪માં કિલ્ડેરના સરદારને તેની સત્તાનો ગેરઉપયોગ કરવા માટે જવાબ આપવા ઈંગ્લૅંડમાં બોલાવ્યો. તેનો જવાબ સંતોષકારક

ન લાગ્યાથી તેને કેદ કર્યો અને પાછળથી તેનો શિરચ્છેદ કરાવ્યો. ત્યારે કિલ્ડેરના છોકરા ટૉમસે બાપનું વેર લેવા માટે આયર્લૅંડમાં બંડ કર્યું. પણ તે હાર્યો અને કેદ પકડાયો. તેને ઇંગ્લૅંડ લઈ જઈ ૧૫૩૫માં ફાંસી દીધી. આથી કિલ્ડેરના સરદારોની આયર્લૅંડમાં જે સત્તા હતી તેનો નાશ થયો. અને આઇરિશ લોકોએ ૮મા હેન્રીને આયર્લૅંડના રાજા તરીકે કબૂલ કર્યો. ૧૫૪૧થી ત્યાં ધાર્મિક સુધારણા થવા માંડી. ઇંગ્લૅંડ પ્રમાણે આયર્લૅંડમાં પણ હેન્રી ધર્મનો ઉપરી મનાયો. પોપની સત્તા કાઢી નાંખવામાં આવી. મઠોનો નાશ થયો. અને દેવળોમાંથી મૂર્તીઓ કાઢી નાખવામાં આવી. આઇરિશ અમીર ઉમરાવો સાથે હેન્રીએ સલૂકાઈ રાખી હતી. રાજ્યના માલીક તરીકે સઘળી જમીનનો માલીક હેન્રી થયો હતો. પણ રાજા તરીકે તેની તેજ જમીન તેના જૂના માલીકોને નવાં બક્ષિસનામાં કરીને પાછી આપી. આમ કરી આઇરિશ ઉમરાવોને તેણે મનાવી લીધા.

૬ઠ્ઠા એડવર્ડના રાજ્યમાં આયર્લૅંડમાં ઘણા ધાર્મિક સુધારા થયા. પણ પછી મેરીના વખતમાં ત્યાં પાછી પોપની સત્તા સ્થાપિત કરવામાં આવી.

ઇલિઝાબેથની કારકીર્દીમાં આયર્લૅંડમાં ઇંગ્લૅંડ વિરૂધ્ધ ઘણાં બંડ થયાં હતાં. પહેલું બંડ શેન ઓનેલ નામના ટાઇરોનના સરદારે કર્યું. ૮મા હેન્રીએ ઓનેલના બાપને ટાઇરોનની જાગીર આપી હતી. પણ તેટલાથી સંતોષ ન પામતાં આખું અલ્સ્ટર પરગણું પોતાની સત્તા નીચે લાવવાનો લોભ તેને થયો, અને ધીમેધીમે આખું આયર્લૅંડ પોતાના કાબુમાં લેવાનો તેનો વિચાર હતો. સ્કૉટલૅંડની રાણી મેરી અને ફ્રાન્સના રાજા નવમા ચાર્લ્સની તેને મદદ હતી. પણ ઓનેલ પકડાઈ ગયો, અને રાજ્યદ્રોહી તરીકે તેને ઠાર કરવામાં આવ્યો (૧૫૬૭). દરમ્યાન ઇલિઝાબેથે ધર્મ સંબંધમાં એવો કાયદો કર્યો હતો કે આયર્લૅંડમાં પણ એપિસ્કોપેલીઅન પંથના રિવાજ પ્રમાણે પ્રાર્થના કરવી. હવે આયર્લૅંડની વસ્તીનો મોટો ભાગ રોમન કૅથૉલિક પંથનો હતો. આ વખતે યુરોપમાં પ્રૉટેસ્ટન્ટો વિરૂધ્ધ રોમન કૅથૉલિકો ચળવળ ચલાવી રહ્યા હતા. તે પવન આયર્લૅંડમાં પણ

વાવા લાગ્યો. કેટલાક જેસૂઇટ પંથના ધર્મગુરૂઓ આયર્લૅંડ જઈ રહ્યા હતા. ૧૫૭૦માં જ્યારે પોપે ઇલિઝાબેથને ધર્મબહિષ્કૃત કરી ત્યારે જેસૂઇટોની ખટપટથી આઇરિશ લોકોએ પોપને પોતાનો ધર્મગુરૂ પાછો સ્થાપિત કર્યો. આઇરિશોને સ્પેનના રાજા ફિલિપની મદદ મળવાની આશા હતી તેથી તેઓએ આ પગલું ભર્યું હતું.

પછી તરતજ ડેસ્મૉંડે બંડ કર્યું. ઇટલીઅનોએ અને સ્પૅની-આર્ડોએ તેને મદદ કરી. પણ તે બંડ તરત શમાવી દેવામાં આવ્યું. ૧૫૭૯થી ૧૫૮૩ સુધી મન્સ્ટર પ્રાન્તમાં અંગ્રેજો અને આઇરિશો વચ્ચે ચકમક ઝરતી રહી હતી, પણ છેવટે મન્સ્ટર પ્રાંતપણ પૂર્ણપણે ઈંગ્લૅંડના તાબામાં આવ્યો. આ લડાઈઓની ધામધુમમાં મન્સ્ટર પ્રાંત ઉજ્જડ થઈ ત્યાંના ૩૦,૦૦૦ માણસો ભૂખમરાથી મરણ પામ્યા.

ત્યારપછી કેટલેક વર્ષે ૧૫૯૫ના અરસામાં ઉત્તર આયર્લૅંડમાં હ્યુઓનીલ, અર્લ ઑફ ટાઇરોને બંડ ઉઠાવ્યું. શરૂઆતમાં તેને જય મળ્યો, તે જોઈ મન્સ્ટર પ્રાંતવાળાઓએ પાછું બંડ ઉઠાવ્યું. સ્પેને તેમને હથીઆર અને દારૂગોળો મોકલી મદદ કરી. પોપની પણ તેમને મદદ હતી. હ્યુઓનીલના બળવાએ રાષ્ટ્રીય સ્વરૂપ લીધું હતું. તે બળવો બેસાડી દેવા ઇલિઝાબેથે ઇસેકસના અર્લને મોકલ્યો. પણ તેનાથી કંઇ વળ્યું નહિ. ત્યારે ઇલિઝાબેથે લૉર્ડ માઉન્ટજૉયને મોકલ્યો. તેણે આઇરિશ લોકની મદદે આવેલાં સ્પૅનિશ સૈન્યને કિનસેલ બંદરે ઉતરતાંજ પકડી કેદ કરી લીધું. જવા આવવાના માર્ગો બંધ કરી આઇરિશોને ખોરાકી અને યુધ્ધસામગ્રી મળતાં અટકાવ્યાં. પછી ૧૬૦૩માં હ્યુઓનીલ ને તેની ટાઇરોનની જાગીર કાયમ કરી આપવાનું વચન આપી શરણે આણ્યો. આમ ઇલિઝાબેથની કારકીર્દીની આખરે આખા આયર્લૅંડપર ઇંગ્લિશ સત્તા પૂર્ણપણે સ્થાપિત થઇ એમ કહેવું જોઇએ.

૧લા જેમ્સના વખતમાં ૧૬૦૭માં ટાઇરોન અને ટિરકોનેલના ઉમરાવોપર રાજ્યદ્રોહનું તહોમત મૂકાવાનું છે એવું સાંભળતાંજ તેઓ આયર્લૅંડમાંથી નાસી ગયા. ત્યારે તેમની જાગીર જપત કરી અંગ્રેજ અને સ્કૉટ લોકોને વહેંચી આપી, એટલે ઘણા અંગ્રેજો અને સ્કૉટો ત્યાં જઈ વસ્યા.

**ટૉમસ વેન્ટવર્થ, અર્લ ઑફ સ્ટ્રૅફર્ડનો કારભાર, (૧૬૩૩–૧૬૪૦).**—ત્યારપછી અગત્યની બીનામાં સ્ટ્રૅફર્ડનો આયર્લૅંડનો કારભાર આવે છે. ૧૬૩૩થી ૧૬૪૦ સુધી તેણે એકંદરે સારી રીતે કારભાર ચલાવ્યો એમ કહેવું જોઇએ. ત્યાં જઈ તેણે અધિકારીઓને સતેજ કરી દીધા. તેમને પોતપોતાના કામપર લક્ષ આપતા કર્યા. સૈન્યના સૈનિકોને સારાં હથીઆર, પોશાક અને વધારે પગાર આપી અને લાયક અમલદારો નીમી સૈન્યમાં વ્યવસ્થા કરી દીધી; કડક ઉપાયો યોજી આસપાસના સમુદ્રમાં ચાલતો ચાંચીઆનો ધંધો અટકાવી દીધો; ધંધાઉદ્યોગને ઉત્તેજન આપ્યું; આયર્લૅંડના પ્રૉટેસ્ટંટ પંથની સુધારણા કરી લાયક ધર્માધિકારીઓ નીમ્યા. આમ રાજ્યકારભાર, સૈન્ય અને ધર્મમાં સુવ્યવસ્થા કરી તેણે આઇરિશ પાર્લમેન્ટ પાસે અગત્યના કાયદાઓ ઘડાવ્યા.

આયર્લૅંડમાં સુવ્યવસ્થા કરવા માટે સ્ટ્રૅફર્ડે કડક ઉપાયો લીધા હતા તે આઇરિશોને ત્રાસદાયક લાગ્યા હતા. અલ્સ્ટર પ્રાંત જેમ બ્રિટિશ સંસ્થાન થયો હતો તેમ કૉનૉટ પ્રાંતને પણ બ્રિટિશ સંસ્થાન કરવાની સ્ટ્રૅફર્ડની ધારણા હતી. તેમ કરવા તેણે એક કમિશન પણ નીમ્યું હતું. પણ પછી ૧૬૪૦માં ઇંગ્લૅંડમાં આંતર મુલ્કી વિગ્રહ ચાલવા માંડ્યો, એટલે સ્ટ્રૅફર્ડને ઇંગ્લૅંડ પાછાં જવું પડ્યું. સાર્વજનિક પ્રગતિની દ્રષ્ટિએ જોતાં સ્ટ્રૅફર્ડનો આયર્લૅંડનો કારભાર સારો કહેવાય, પણ આઇરિશ લોકની દ્રષ્ટિએ જોતાં તે સારો નહિ હતો એમ કહેવુંજ જોઇએ.

સ્ટ્રૅફર્ડના ગયા પછી પાંચજ મહિનામાં ૧૬૪૧ના અકટોબરમાં આયર્લૅંડમાં પાછું બંડ થયું. ઇલિઝાબેથ, ૧લા જેમ્સ અને ૧લા ચાર્લ્સની આઇરિશ રાજ્યનીતિથી આઇરિશ રાષ્ટ્રીયત્વ નષ્ટ થતું હોવાથી આઇરિશ લોકો ખળભળી ઉઠ્યા હતા. ૧૬૪૦ની લૉંગ પાર્લમેન્ટમાં પ્યુરિટન પંથવાળાઓનું જોર હોવાથી આઇરિશ રોમન કૅથૉલિકોને તેમના તરફથી જુલમ થવાની બીક લાગવાથી તેઓએ બંડ કર્યું. એ બંડ અલ્સ્ટરમાં થયું હતું. તેમાં ૪૦૦ પ્રૉટેસ્ટન્ટો માર્યા ગયા. અને બીજા તેટલાજ ભૂખમરા અને ઠંડીથી મરણ પામ્યા.

આનું વેર લેવા માટે લૉંગ પાર્લમેન્ટે બે કાયદા કર્યા. પહેલા કાયદાથી આઇરિશ લોકોપર ધાર્મિક જુલમ થયો અને બીજા કાયદાથી આયર્લૅંડમાંની ૨૫ લાખ એકર જમીન જપ્ત કરી તે જે લોકોએ બંડ બેસાડી દેવામાં મદદ કરી હતી તેમની વચ્ચે વહેંચી આપી. લૉંગ પાર્લમેન્ટના આ કૃત્યથી તો આઇરિશ બળવાનો વિસ્તાર ઘણો વધી ગયો; એ બંડ ૧૧ વર્ષ ચાલ્યું હતું. ૧૬૪૯માં ૧લા ચાર્લ્સનો વધ થયો, ત્યારે આઇરિશ લોકોએ બીજા ચાર્લ્સને પોતાનો રાજા જાહેર કર્યો. ત્યારે બળવો બેસાડી દેવા માટે ક્રૉમ્વેલને આયર્લૅંડ મોકલવામાં આવ્યો. ક્રૉમ્વેલના ગયા પહેલાં કર્નલ જોન્સ નામના સેનાપતિએ આઇરિશ સૈન્યને રૅથમાઈન્સની લડાઈમાં હરાવ્યું હતું. ક્રૉમ્વેલે જઈ ૧૬૪૯માં ડ્રૉગહેડા અને વેક્સફર્ડ નામના બે કિલ્લાનો નાશ કરી વૉટરફૉર્ડ પ્રાંત શિવાય બધું આયર્લૅંડ પાછું તાબામાં આણ્યું. બાકીનો ભાગ તેના જમાઈ આયર્ટને જીત્યો (૧૬૫૨). આમ ૧૧ વર્ષની લડાઈથી આયર્લૅંડ ખેદાન મેદાન થઈ ગયું હતું. લગભગ ત્રીજે ભાગે લોક માર્યા ગયા હતા અને જમીન ઉજ્જડ થઈ ગઈ હતી. દેશમાં ઉદ્યમધંધો ન રહેવાથી હજારો આઇરિશોને પરદેશમાં લશ્કરી નોકરીએ રહેવું પડ્યું. સેંકડો આઇરિશ બાળકોને ગુલામ તરીકે વેચી બારબેડોઝ મોકલવામાં આવ્યા. આ બંડ શમ્યા પછી ઇંગ્લિશ સત્તા પાછી સ્થાપિત થઈ. ક્રૉમ્વેલના સૈનિકોને અને બીજા પ્રૉટેસ્ટન્ટ પંથીઓને ઘણી જમીન મફત આપવામાં આવી. કૅથૉલિક પંથનો ઉચ્છેદ કરવામાં આવ્યો. અને ઇંગ્લૅંડ અને આયર્લૅંડ વચ્ચે ખુલ્લા વેપારની પધ્ધતિ દાખલ કરી.

પછી ૧૬૬૦માં ઇંગ્લૅંડમાં પાછી રાજસત્તા સ્થપિત થઈ ત્યારે ૧૬૪૧ના બંડમાં જેઓએ ભાગ લીધો નહોતો તેઓને તેમની જમીન પાછી આપવામાં આવી.

૨જા ચાર્લ્સના વખતમાં આયર્લૅંડમાં શાંતિ રહી હતી. તેના વખતમાં ડ્યૂક ઑફ ઑરમૉન્ડે આયર્લૅંડનો રાજકારભાર ચલાવ્યો હતો. તેણે ધર્મની બાબતમાં છુટછાટનું ધોરણ રાખ્યું હતું. પછી ચાર્લ્સના રાજ્યના અંતમાં ખુલ્લા વેપારની રાજ્યનીતિ છોડી દઈ ઇંગ્લૅંડના ઉદ્યોગધંધાને ફાયદો થાય એવું ધોરણ દાખલ કરવામાં આવ્યું.

# ૧૮મા સૈકાનું આયર્લૅંડ

## (૧૬૮૯-૧૮૩૨)

૧૬૯૦, બૉઇનની લડાઈ.—૧૬૯૧, જેમ્સ બીજો આયર્લૅંડમાંથી નાસી ગયો.—૧૬૯૧, લિમરિકની સંધિ.—૧૭૭૮, રોમન કૅથૉલિકો-પરની જમીન ખરીદી સંબંધની બંધી રદ થઈ.—૧૭૮૦, ઉદ્યોગ-ધંધાપરના નિર્બંધ કાઢી નાખવામાં આવ્યા.—૧૭૯૧, 'યુનાઇટેડ આઇરિશમેન' નામની મંડળીની સ્થાપના.—૧૭૯૩, રોમન કૅથૉલિકોને પાર્લમેન્ટ માટે મતાધિકાર મળ્યો.—૧૭૯૮, આયર્લૅંડમાં બંડ.—૧૮૦૦, આઇરિશ અને બ્રિટિશ પાર્લમેન્ટનું એકીકરણ.

૩જો વિલિઅમ ઇંગ્લૅંડની ગાદીપર આવ્યા પછી ૨જો જેમ્સ ફ્રેન્ચ મદદ લઈ આયર્લૅંડ ગયો. આઇરિશ રોમન કૅથૉલિકોએ તેને મદદ કરી, ત્યારે પ્રૉટેસ્ટન્ટો સામા થયા. જેમ્સે ઉત્તરના પ્રૉટેસ્ટન્ટોપર હુમલો કરી લંડનડરી અને ઇનિસકેલિનને ઘેરો ઘાલ્યો. આ વાતની ખબર પડતાં વિલિઅમ જાતે આયર્લૅંડ ગયો અને ૧૬૯૦ના જુલાઈમાં બૉઇનની લડાઈમાં આઇરિશોને હરાવ્યા. જેમ્સ પાછો ફ્રાન્સ નાસી ગયો (૧૬૯૧). માર્લબરોએ કૉર્ક અને કિન્સેલ જીતી લીધાં, ગિંકેલ નામના ડચ સરદારે ઑગ્રિમની લડાઈમાં આઇરિશોને હરાવ્યા, ત્યારપછી લિમરિક જીતાયું. એટલે આઇરિશ લોકો તાબે થયા, અને લિમરિકની સંધિ થઈ (૧૬૯૧). આ સંધિથી જે સૈનિકો ફ્રાન્સ ચાલી જવા માંગતા હતા તેમને જવાની પરવાનગી મળી, અને બીજા ચાર્લ્સના વખતમાં રોમન કૅથૉલિકોને જે હકો મળ્યા હતા તે પાછા ચાલુ કરવા વચન આપવામાં આવ્યું.

આમ સંધિ કરવામાં આવી તોપણ આઇરિશ પાર્લમેન્ટે કૅથૉલિકો વિરૂધ્ધ ઘણા કાયદા ઘડયા. આઇરિશ પાર્લમેન્ટમાં પ્રૉટેસ્ટન્ટ સભાસદોજ હતા. જોકે વસ્તીનો મોટો ભાગ રોમન કૅથૉલિક હતો, તોપણ તેમને પાર્લમેન્ટમાં બેસવાનો હક કે મતાધિકાર નહોતો. તેથી ૧૬૯૭થી ૧૭૨૭ સુધીમાં કૅથૉલિકો વિરૂધ્ધ ઘણા કડક કાયદા થયા. આ કાયદાઓમાં કૅથૉલિકોને મતાધિકારની તેમજ અધિકારની નોકરીની

બંધી કરવામાં આવી હતી. તે ઉપરાંત વિશ્વવિદ્યાલયમાં શિક્ષણ લેવાની, શાળાઓ કાઢવાની, જમીન ખરીદવાની, પ્રૉટેસ્ટન્ટો સાથે બેટી વહેવાર રાખવાની વગેરે ઘણી બાબતની બંધી કરવામાં આવી હતી.

ત્યારપછી ૧લા જ્યૉર્જના વખતમાં એવું ઠર્યું કે ઇંગ્લૅંડની પાર્લમેન્ટે ઈંગ્લૅંડ માટે બાંધેલા બધા કાયદા આયર્લૅંડને પણ લાગુ પાડવા. આથી આયર્લૅંડની પાર્લમેન્ટ માત્ર નામનીજ રહી એમ કહીએ તો ચાલે. અધિકારીઓ બધા અંગ્રેજો હતો એટલે તેઓનું લક્ષ ઈંગ્લૅંડના હિત તરફ વધારે રહેતું. પાર્લમેન્ટ બોલાવવા કે બરખાસ્ત કરવા માટે પણ કંઈ નક્કી નિયમ નહોતો. એક પાર્લમેન્ટ તો લગભગ ૩૦ વર્ષ સુધી ટકી હતી.

જેવી રાજ્યદ્વારી તેવીજ આર્થિક સ્થિતિ પણ ઘણી માઠી હતી. આયર્લૅંડ આખા યુરોપમાં ઢોરઢાંખર અને ઉનને માટે ઘણો પ્રખ્યાત હતો. એ ધંધા અને વેપાર માટે ત્યાં સોઈ સારી હતી. પણ ઇંગ્લિશ કારખાનાવાળા અને ખેડુતોના લાભ માટે આયર્લૅંડના એ ઉદ્યોગ ઉપર ઘણા અંકુશ મૂકવામાં આવ્યા હતા. બીજા ચાર્લ્સના વખતમાં આયર્લૅંડથી ઢોરઢાંખર કે બકરાંમેઢાં ઈંગ્લૅંડમાં લાવવાની મના કરવામાં આવી હતી, અને ૩જા વિલિઅમના વખતમાં તો ઉનનો બનેલો માલ ઇંગ્લૅંડ શિવાય બીજા કોઈપણ દેશમાં મોકલવાની બંધી કરવામાં આવી હતી. આ પ્રમાણે આઇરિશ ઉદ્યોગધંધાને ઘણું સોસવું પડતું હતું. ૧૮મા સૈકાની શરૂઆતમાં આવી સ્થિતિને લીધે ઘણા લોક દેશ છોડી ચાલ્યા ગયા.

ત્યારપછી કેટલેક વર્ષે આયર્લૅંડમાં સુધારા કરવાની શરૂઆત થઈ. અમેરિકાના સંસ્થાનવાસીઓ સાથે શરૂ થયેલું યુધ્ધ આ સુધારાનું કારણ હતું. તે યુધ્ધમાં અંગ્રેજોને આઇરિશોની મદદ જોઈતી હતી. તે માટે કૅથૉલિકો વિરૂધ્ધના કેટલાક કાયદા રદ કરવામાં આવ્યા. ૧૭૭૮માં તેઓને જમીન વેચાતી રાખવાની રજા મળી.

સંસ્થાનવાસીઓને ફ્રાન્સ મદદ કરતું હતું. તેથી ફ્રેન્ચો તરફથી આયર્લૅંડપર હુમલો આવવાની આઇરિશોને ભીતિ રહેતી હતી. તેથી તેમના સામું દેશનું રક્ષણ કરવા માટે આઇરિશોએ મોટું સ્વયંસેવક

દળ ઉભું કર્યું. ફ્રાન્સ વિરૂધ્ધ લડવા માટે આ સૈન્ય ઉભું થયું હતું માટે અંગ્રેજ સરકારે તેમાં હરકત લીધી નહિ. પોતાના સ્વયંસેવક દળના સામર્થ્યની ખાતરી થઈ અને ઇંગ્લૅંડ આફતમાં ઘેરાયું હતું એટલે તે તકનો લાભ લઈ આઇરિશોએ સુધારાની માંગણી કરી. અમારી પાર્લમેન્ટ સ્વતંત્ર હોવી જોઇએ, ઉદ્યોગધંધા ઉપર જે નિર્બંધ છે તે દૂર કરવા જોઇએ વગેરે તેઓની માંગણી હતી. આઇરિશ પાર્લમેન્ટના હેન્રી ગ્રેટન નામના સભાસદે આગેવાન ભાગ લઈ બ્રિટિશ પાર્લમેન્ટ પાસે આઇરિશ માંગણીઓ કબૂલ કરાવી. ૧૭૮૦માં વેપાર અને ધંધાપર મૂકાયલા અંકુશો દૂર થયા. પછી ૧૪૯૨માં થયેલો પોઇનિંગ્સનો કાયદો રદ કરી આઇરિશ પાર્લમેન્ટને સ્વતંત્ર કરવામાં આવી. ગ્રેટન ૧૭૪૬માં જનમ્યો હતો. તેણે ડબ્લિનની ટ્રિનિટી કૉલેજમાં શિક્ષણ લીધું હતું અને ૧૭૭૫માં આઇરિશ પાર્લમેન્ટમાં પ્રથમ દાખલ થયો હતો.

આ અરસામાં ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ. આયર્લૅંડપર તેની અસર ભારે થઈ. એવીજ ક્રાંતિ આયર્લૅંડમાં કરવાની આઇરિશોને ઇચ્છા થઈ. ગ્રેટન આ ચળવળની વિરૂધ્ધ હતો. વુલ્ફટોન નામના એક ગૃહસ્થે આગેવાની લઈ પ્રેસ્બીટેરીઅન અને રોમન કૅથૉલિકોને એકઠા કરી 'યુનાઇટેડ આઇરિશમેન' નામની એક મંડળી સ્થાપી (૧૭૯૧). એ મંડળના સભાસદોની સંખ્યા જોતજોતામાં ઘણી વધી ગઈ. આયર્લૅંડમાં આવી ખળભળ જોઈ પિટને ત્યાં કેટલીક છૂટછાટ મૂકવાની જરૂર જણાઈ. તેથી તેણે ૧૭૯૩માં આઇરિશ પાર્લમેન્ટમાં રોમન કૅથૉલિકોને મતાધિકાર આપવાનો કાયદો પસાર કરાવ્યો. પછી ૧૭૯૫માં લૉર્ડ ફિટ્ઝ વિલિઅમ આયર્લૅંડનો વાઇસરૉય થયો. તેનો અભિપ્રાય કૅથૉલિકોને પાર્લમેન્ટમાં સભાસદ તરીકે બેસવાનો હક આપવાનો હતો. આયર્લૅંડમાં જઈ તેણે તેનો એ અભિપ્રાય જાહેર કર્યો. પિટના પ્રધાનમંડળે આમ કરવાની તેને પરવાનગી આપી નહોતી. તેથી જ્યારે આયર્લૅંડની નોકરશાહી અને પ્રૉટેસ્ટન્ટો આ સાંભળી ખળભળી ઉઠયા ત્યારે પ્રધાનમંડળે લૉર્ડ ફિટ્ઝ વિલિઅમને પાછો બોલાવી લીધો.

ત્યારપછી આઇરિશ ચળવળ જુદી દિશામાં થવા લાગી. યુનાઇટેડ આઇરિશમેનનું રૂપાંતર થઈ એક ગુપ્ત અરાજકમંડળ ઉભું થયું. તેનો ઉદ્દેશ આયર્લૅંડ અને ગ્રેટ બ્રિટનનો સંબંધ તોડી સ્વતંત્ર બનવાનો હતો. તેણે ફ્રાન્સની મદદથી બંડ કર્યું. પણ ૧૭૯૬માં તે બંડ શમાવી દેવામાં આવ્યું. આ બંડથી પ્રૉટેસ્ટન્ટો ખીજવાઈ ગયા અને તેઓએ પોતાનો એક સંઘ કરી કૅથૉલિકોપર અત્યાચાર કરવા માંડયો, ત્યારે બ્રિટિશ સરકારને અલ્સ્ટરના લોકને નિઃશસ્ત્ર કરવાની ફરજ પડી. ઉશ્કેરણી ઘણી વધી પડતાં ૧૭૯૮માં આયર્લૅંડમાં બળવાનો મોટો ભડકો ઉઠયો. આ બળવામાં ખેડુતો અને નીચલા વર્ગના લોકો પણ જોડાયા હતા. ઇંગ્લૅંડથી છુટા પડવાનો આ લાગ ઠીક છે એમ આઇરિશોને લાગ્યું. કૅથૉલિકોપર મૂકાયલા અંકુશો, પાર્લમેન્ટની સુધારણા, પ્રૉટેસ્ટન્ટ પંથના દેવળોના નિભાવ માટે કૅથૉલિકોને આપવો પડતો કર એ પ્રશ્નો પ્રજા સમક્ષ હતા. સખતીના ઉપાય લઈ આ બળવો બેસાડી દેવામાં આવ્યો. સરકારે અલ્સ્ટરમાં લશ્કરી કાયદો અમલમાં મૂકયો. આગેવાન બળવાખોર ફિટ્ઝ્જેરલ્ડને પકડવામાં આવ્યો. ન્યૂ રૉસ અને વિનેગાર આગળ બળવાખોરોનો પરાભવ થયો, એટલે બંડ શમી ગયું. આયર્લૅંડમાં સમાધાન અને શાંતિ કરવાના ઉપાય તરીકે બંને દેશની પાર્લમેન્ટનું એકીકરણ કરવાનું પિટને ઇષ્ટ લાગ્યું. આઇરિશ પ્રૉટેસ્ટન્ટો અને કૅથૉલિકો બંને આ યોજનાની વિરૂધ્ધ હતા. પણ પિટે ઘણા પ્રૉટેસ્ટન્ટોને ઉમરાવ બનાવવાની લાલચ આપી અને કૅથૉલિકોને ધાર્મિક છૂટ આપવાનું વચન આપી ૧૮૦૦માં બંને પાર્લમેન્ટના એકીકરણનો કાયદો પાસ કરાવ્યો. આ કાયદા અન્વયે ગ્રેટ બ્રિટનની પાર્લમેન્ટમાં ઉમરાવોની સભામાં આયર્લૅંડ તરફથી ૪ ધર્માધિકારી અને ૨૮ ચુંટાયલા અમીર અને આમની સભામાં ૧૦૦ ચુંટાયલા પ્રતિનિધિઓ મોકલવાનો ઠરાવ થયો. આ પ્રમાણે ૧૮૦૦માં આયર્લૅંડ અને ઇંગ્લૅંડની સંયુકત પાર્લમેન્ટ થઈ. ગ્રેટ બ્રિટન અને આયર્લૅંડના રાજ્યકારભાર માટે થતા ખર્ચનો બે સત્તરાંશ ભાગ આયર્લૅંડે આપવો એવું આ કાયદામાં ઠરાવવામાં આવ્યું હતું.

# પ્રકરણ ૨૦ મું

## ૧૮મા સૈકામાં ઇંગ્લૅંડના સંસ્થાનો, તાબાના મુલકો અને વેપાર

૧૬૦૬–૧૭૩૩ દરમ્યાન અમેરિકામાં ૧૩ ઇંગ્લિશ સંસ્થાનો સ્થપાયાં.—૧૭૦૭, શહેનશાહ ઔરંગઝેબનું મૃત્યુ.—૧૭૧૩, યુટ્રેચની સંધિ.—૧૭૪૮, એક્સલાશાપેલનું તહનામું.—૧૭૫૬–૧૭૬૩, સપ્તવાર્ષિક વિગ્રહ.—૧૭૫૭, પ્લાસીનું યુધ્ધ, અને બંગાળામાં વિશાળ મુલક અંગ્રેજોના તાબામાં આવ્યો.—૧૭૫૮–૧૭૫૯, અમેરિકામાં ફ્રેન્ચોનાં ડૂકેન અને કવીબેક થાણાં અંગ્રેજોએ જીતી લીધાં.—૧૭૫૯, વૉંડીવૉશનું યુધ્ધ—હિંદુસ્થાનમાંથી ફ્રેન્ચ સત્તાનું નષ્ટ થવું.—૧૭૬૩, પૅરિસની સંધિ.—૧૭૬૫, અમેરિકામાંના ઇંગ્લિશ સંસ્થાનોપર ‘સ્ટૅમ્પ ઍક્ટ’નો કર મૂકાયો.—૧૭૬૬, સ્ટૅમ્પ ઍક્ટ રદ.—૧૭૭૩, અમેરિકાના ઇંગ્લિશ સંસ્થાનવાસીઓપર ચા’નો કર મૂકવામાં આવ્યો.—બૉસ્ટન બંદરમાં કરવાળી ચા સંસ્થાનવાસીઓએ દરીઆમાં નાંખી દીધી.—૧૭૭૫–૧૭૮૩, અમેરિકાની સ્વતંત્રતાની લડાઈ.—૧૭૭૬, (૪ જૂલાઇ) અમેરિકાની સ્વતંત્રતાનું જાહેરનામું.—૧૭૮૩, વર્સેલ્સની સંધિ.

૧૬૮૮ના ઇંગ્લૅંડના રાજ્યપરિવર્તન પછી રાજકીયસત્તા પાર્લમેન્ટના હાથમાં ગયા પછી ઇંગ્લૅંડના વેપાર, સંસ્થાનો અને તાબાના મુલકોની વૃધ્ધિ થતી ચાલી. વેપારની બાબતમાં ૧૭મા સૈકામાં ઇંગ્લૅંડ સાથે હરિફાઇ કરનારા નાનકડા હૉલૅંડ દેશે ઇંગ્લૅંડ સાથે સ્પર્ધા કરવી છોડી દીધી હતી, અને હૉલૅંડના ઑરેંજ વંશના વિલિઅમને ઇંગ્લૅંડની ગાદી મળ્યા પછી તો એ બંને દેશો એક બીજાના મિત્ર રાજ્ય થયાં, અને બંને ફ્રાન્સ સાથે સમુદ્ર ઉપર ટક્કર લેવા સજ્જ થયાં. સંસ્થાન સ્થાપવાની બાબતમાં પહેલ કરનાર પોર્ટુગલને સ્પેન તરફની બીકને લીધે ઇંગ્લૅંડ સાથે મૈત્રિ કરવી પડી હતી. સ્પેન અને ફ્રાન્સ વેપાર, સંસ્થાન, અને સમુદ્રમાં ઉપરીપણાની બાબતમાં ઇંગ્લૅંડની

થતી જતી ઉન્નતિ સહન કરી શકતાં નહોતાં, અને ઈંગ્લૅંડને તોડી પાડવાના લાગની રાહ જોયાં કરતાં હતાં. ૧૪મા લુઇના વખતમાં સ્પેનના અમેરિકામાંનાં સંસ્થાનો અને વેપાર હસ્તગત કરી લેવાના પ્રયત્નો ફ્રાન્સ તરફથી થયાં કરતા હતા. સ્પૅનિશ સામ્રાજ્યના અંગમાંથી ફ્રાન્સ લચકા તોડી રહ્યું હતું, અને તેમાં હૉલૅંડ અને ઇંગ્લૅંડને બીલકુલ ભાગ ન મળે તેની કાળજી રાખી રહ્યું હતું. ઇ. સ. ૧૭૦૦માં સ્પેનનો રાજા ચાર્લ્સ મરણ પામ્યો પછી સ્પેનનાં સંસ્થાનો અને વેપાર પોતાને મળે તે હેતુથી ૧૪મા લુઇએ સ્પેનના સામ્રાજ્યની વહેંચણી સંબંધે આગળ કરેલો કરાર રદ કરી સ્પેનની ગાદીપર મારા પૌત્રનોજ હક છે એમ જાહેર કર્યું. ૧૪મા લુઇના એ રાજ્યલોભને તોડવા ઈંગ્લૅંડ, હૉલૅંડ અને ઑસ્ટ્રિયાએ એકસંપી કરી. સ્પેનની ગાદીના વારસાનો જે વિગ્રહ યુરોપનાં જુદાજુદા રાજ્યો વચ્ચે ચાલ્યો હતો તેનું છેવટ યુટ્રેચની સંધિથી આવ્યા પછી ઈંગ્લૅંડને સંસ્થાન અને વેપારની બાબતમાં કલ્પનામાં ન આવેલો એટલો ફાયદો થયો. અમેરિકામાંના ફ્રાન્સના તાબાના ન્યૂફાઉન્ડલૅંડ અને હડસનના ઉપસાગરની નજીકનો મુલક અંગ્રેજોના તાબામાં આવ્યો, અને ડંકર્ક બંદરની કિલ્લેબંદી કાઢી નાંખવાનું ફ્રાન્સે કબૂલ કર્યું. સ્પેનના તાબાનાં જીબ્રૉલ્ટર અને માર્ઇનૉર્કા ઈંગ્લૅંડને મળ્યાં, અને સ્પેનના અમેરિકાનાં સંસ્થાનોને હબસી ગુલામો પૂરા પાડવાનો ઇજારો પણ મળ્યો, એ ઉપરાંત સ્પેનના દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો સાથે વેપાર કરવા એક વેપારી વહાણ દર વર્ષે મોકલવાની પરવાનગી ઈંગ્લૅંડને મળી.

યુટ્રેચની સંધિથી દક્ષિણ અમેરિકામાંના સ્પૅનિશ સંસ્થાનો સાથે વેપારની કંઇક સવળતા અંગ્રેજોને મળી હતી તોપણ એ બે દેશો વચ્ચે વેપારની હરિફાઈ હોવાથી કંઇ કંઈ નજીવાં કારણસર એ બે દેશો વચ્ચે તકરાર થયાં કરતી. ઉપલી સંધિની શરત પ્રમાણે માત્ર એકજ વહાણ દર વર્ષે મોકલવાની અંગ્રેજોને છૂટ મળી હતી ત્યારે સ્પૅનિશ લોકોની ફરીઆદ એવી હતી કે અંગ્રેજો વધારે વહાણો માલ ભરીને મોકલે છે, વળી બંદરમાં આવતાં દરેક વહાણની બારીક

તપાસ તેઓ લેતા, એટલુંજ નહિ પણ દક્ષિણ અમેરિકાને લગતા દરીઆમાં ફરતાં દરેક અંગ્રેજી વહાણની તપાસ લેવાના હકનો દાવો કરતા. આમ નજીવાં કારણસર વારંવાર તકરાર થયાં કરતી તેથી એ બે દેશો વચ્ચે વહેલીમોડી લડાઈ જાગશે કે શું એમ થયાં કરતું. આખરે ૧૭૩૯માં લડાઈ થઈ પણ ખરી, અને વચ્ચે કેટલોક વખત બંધ પડી ૧૭૬૩ સુધી ટકી હતી. આ વર્ષો દરમ્યાન ઇંગ્લૅંડને સ્પેન અને ફ્રાન્સની ટક્કર ઝીલવી પડી હતી, તેમાંથી છેવટે ઇંગ્લૅંડે દરીઆપર પોતાનું શ્રેષ્ઠત્વ સાબિત કર્યું અને સ્થાપિત કર્યું. એજ કાળ દરમ્યાન ઇંગ્લૅંડનું મુખ્ય હરીફ રાજ્ય ફ્રાન્સ હતું. અને ઉત્તર અમેરિકા અને હિંદુસ્થાનમાં ઉપરીપણા માટે તેઓ બંને લડી રહ્યાં હતાં. એ લડાઈઓનું પરિણામ ફ્રાન્સની હારમાં આવ્યું, અને ઇંગ્લૅંડનું સામ્રાજ્ય વિસ્તૃત અને બળવાન થયું.

**હિંદુસ્થાનમાં ચક્રવર્તીસત્તાનો લોપ.**—ઇ. સ. ૧૭૦૭માં હિંદુસ્થાનના ઘણાખરા ભાગપર રાજ્ય કરનાર મોગલ પાદશાહ ઔરંગઝેબ મરણ પામ્યા પછી આખાં મોગલ રાજ્યમાં સર્વત્ર અરાજકતા થઈ ગઈ. મોગલ સામ્રાજ્યના જુદાજુદા પ્રાંતોના સુબેદારો સ્વતંત્ર થઈ બેસવા લાગ્યા. દક્ષિણ હિંદુસ્થાનમાં વિસ્તાર પામતી મુસલમાન સત્તાને રોકવા માટે શિવાજીની સરદારી નીચે મરાઠા સત્તા ઉત્પન્ન થઈ હતી. શિવાજીના મરણ પછી ઉગતી મરાઠા સત્તાને દાબી દેવા માટે ઔરંગઝેબ જેવા મહાન સમ્રાટને વીસ વરસ સુધી દક્ષિણમાં પડાવ નાંખી રહેવું પડ્યું હતું, અને આખરે તે મરાઠા લોકોને જેર કરી શક્યો હતો. પણ ઉપર કહ્યા પ્રમાણે ૧૭૦૭માં ઔરંગઝેબના મરણ પછી મોગલ રાજ્યમાં સઘળે અંધાધુંધી પ્રસરેલી જોઈ એ સંધિનો લાભ લઈ પોતાનું રાજ્ય વધારવાનો પ્રયત્ન મરાઠાઓએ શાહુ રાજાના વખતમાં શરૂ કર્યો.

હિંદુસ્થાનમાં આ પ્રમાણે મધ્યવર્તી સત્તાનો લોપ થવાથી ફ્રેન્ચ, ઇંગ્લિશ, ડચ, પોર્ટુગીઝ વગેરે યુરોપી લોકોને હિંદુસ્થાનમાં પોતપોતાની સ્વતંત્રતા જાહેર કરવાનો આયતોજ પ્રસંગ મળ્યો. બ્રિટિશ ઇસ્ટ ઇંડીઆ કંપનીનો વેપાર મુંબઈ, મદ્રાસ અને કલકત્તા બંદરેથી

ધમધોકાર ચાલતો હતો. ૧૬૬૪માં અંગ્રેજોની હરીફાઈમાં ફ્રેન્ચોએ ૧૪મા લુઈની પ્રેરણાથી ફ્રેન્ચ ઈસ્ટ ઇંડીઆ કંપની ઉભી કરી મદ્રાસની પાસે પૉંડીચેરીમાં પોતાની કોઠી સ્થાપી હતી. ૧૭૦૭ પછીની અંધાધુંધીનો લાભ લઈ હિંદુસ્થાનમાં ફ્રેન્ચ સત્તા સ્થાપવાનાં સ્વપ્નાં પૉંડીચેરીના ગવર્નર ડૂપ્લેને આવવા લાગ્યાં અને તે દિશા તરફ તેણે પગલાં ભરવા માંડ્યાં. હિંદુસ્થાનને પૂર્વ કિનારે આવેલા કર્ણાટકના નવાબ સાથે સંપ કરી અંગ્રેજોની કોઠીઓ પડાવી લેવાનો તેનો વિચાર હતો. યુરોપમાં ૧૭૪૦થી


ડૂપ્લે

૧૭૪૮ સુધી ચાલેલા ઑસ્ટ્રિયાની ગાદીના વારસાના વિગ્રહમાં ઇંગ્લૅંડ અને ફ્રાન્સ સામસામી બાજુએ હતાં. એટલે એ સંજોગોનો લાભ લઈ ૧૭૪૬માં ડૂપ્લેએ અંગ્રેજોની મદ્રાસની કોઠી સર કરી લીધી. પણ ૧૭૪૮માં થયેલી એકસલાશાપેલની સલાહથી જોકે મદ્રાસ અંગ્રેજોને પાછું આપી દેવું પડ્યું, તોપણ દક્ષિણ હિંદુસ્થાનમાં ફ્રેન્ચોએ અંગ્રેજ લોકોપર જય મેળવ્યાથી હિંદુસ્થાનમાં તેમની કીર્તિમાં ઘણો વધારો થયો. ૧૭૪૮ પછી યુરોપમાં ઇંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ હોવાથી હિંદુસ્થાનમાં ઇંગ્લિશ અને ફ્રેન્ચ કંપની ઉઘાડી રીતે એક બીજાપર હુમલો કરતી નહોતી, તોપણ આડકતરી રીતે એ બંને કંપની વચ્ચે વેર તો ચાલુજ હતું. હિંદુસ્થાનમાંની રાજકીય પરિસ્થિતિનો લાભ લઈ રાજા રાજાઓને માંહોમાંહે લડાવી મારી તેમાંના એકને બીજાની વિરૂધ્ધ મદદ કરી મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરવાની બાજી ડૂપ્લેએ ખેલવા માંડી. હિંદી લોકોનું એક સૈન્ય ઉભું કરી તેને યુરોપી લશ્કરી તાલીમ અને કવાયદ શીખવી દેશી રાજાઓનાં બીનકવાયદી લશ્કરોને હરાવી હિંદુસ્થાનમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં તે જોવા લાગ્યો. હિંદુસ્થાનમાં જુદીજુદી જાતો,

ધર્મો અને ભાષા બોલનારા લોકો હોવાથી તેઓની સંસ્કૃતિ ભિન્ન-ભિન્ન પ્રકારની હતી. હિંદુસ્થાન એક દેશ નથી પણ એક ખંડ છે તે ડૂપ્લે બરાબર સમજી ગયો હતો. હિંદુસ્થાનમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાની ડૂપ્લેની આવી મહત્ત્વાકાંક્ષા હતી, પણ તે કામમાં તેને જય ન મળ્યો, ફ્રેન્ચોની હાર થઈ અને અંગ્રેજો હિંદુસ્થાનમાં પોતાનું સાર્વભૌમ સામ્રાજ્ય સ્થાપન કરી શક્યા.

**હિંદુસ્થાનમાં ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે લડાઈ.**—યુરોપમાં ૧૭૪૮માં ઇંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ બંધ પડી ત્યારે હિંદુસ્થાનમાં કર્ણાટકના નવાબની ગાદીને માટે ઉભી થયેલી લડાઈમાં ભાગ લઈ ફ્રેન્ચોએ પોતાની સત્તા વધારવાનો પ્રયત્ન ચલાવ્યો. ત્યારે ફ્રેન્ચોને તેમની મુરાદ હાંસલ કરતા અટકાવવામાં રૉબર્ટ કલાઈવ નામના એક જુવાન અંગ્રેજ બચ્ચાએ ફત્તેહ મેળવી. ડૂપ્લેના બધા પ્રયાસ વ્યર્થ ગયા, અને ૧૭૫૪માં તે ફ્રાન્સ પાછો ગયો, પછી હિંદુસ્થાનમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાની મહેચ્છા નષ્ટ થઈ.

આમ દક્ષિણમાં કર્ણાટકમાં ફ્રેન્ચ સત્તા નષ્ટ થઈ અંગ્રેજ સત્તા વધતી જતી હતી, ત્યારે બંગાળામાં પણ અંગ્રેજ સત્તા ઝામવાનો યોગ પ્રાપ્ત થયો. બંગાળાનો નવાબ સિરાજઉદ દૌલા ફ્રેન્ચોનો મિત્ર હતો, તેથી તેણે કલકત્તાની અંગ્રેજી કોઠી જીતી લીધી, અને કેટલાક અંગ્રેજોને કારાગ્રહમાં પૂરી મોત શરણ કર્યા. તેનું વેર લેવા કલાઈવ મદ્રાસથી કલકત્તે આવ્યો. નવાબના સેનાપતિ મીર જાફરને ફોડી પોતાના પક્ષમાં લીધો. પછી ૧૭૫૭ના જૂનની ૩જી તારીખે ત્રણ હજાર સૈનિકો વડે નવાબના ૫૫ હજારના સૈન્યને પ્લાસીની લડાઈમાં હરાવી દીધું, આ લડાઈના પરિણામે બંગાળા જેવો ફળદ્રુપ પ્રાંત અંગ્રેજોના તાબામાં આવ્યો. અંગ્રેજોએ મીર જાફરને બંગાળાનો ખંડિયો નવાબ બનાવ્યો. આમ હિંદુસ્થાનમાં અંગ્રેજોનું જોર વધતું જતું હતું, તેવામાં ૧૭૫૬માં યુરોપમાં ઇંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ જાગી હતી. એ લડાઈના પ્રસંગનો લાભ લઈ ડૂપ્લે પછી આવનાર ફ્રેન્ચ ગવર્નર લાલીએ ફ્રેન્ચ સત્તા પાછી સ્થાપવા પ્રયાસ ચલાવ્યો. પરંતુ લાલી ડૂપ્લેના જેવો કાર્યકુશળ અને કુનેહબાજ નહોતો, તેમજ

હિંદુસ્થાનની પરિસ્થિતિથી અપરિચિત હતો, એટલે તે ફાવ્યો નહિ, અને ૧૭૬૦માં વાંડિવૉશની લડાઇમાં અંગ્રેજ સેનાપતિ કર્નલ કૂટે તેને



રૉબર્ટ ક્લાઇવ

હરાવ્યો, અને પૉંડિચેરી જીતી લીધું. આમ હિંદુસ્થાનમાંથી ફ્રેન્ચ સત્તાનો નાશ થયો અને અંગ્રેજોનો પાયો ઉંડો પેસતો ગયો.

**ઉત્તર અમેરિકામાંનાં બ્રિટિશ સંસ્થાનો.**—જેમ હિંદુસ્થાનમાં થયું તેમ અમેરિકામાં પણ ઇંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે ઝગડો થયો. ઍટલાંટિક મહાસાગર અને ઍલીગનની પર્વતોની વચ્ચેની ચીચરવટીમાં ૧૫૦ વર્ષ થયાં અંગ્રેજોએ પોતાના સંસ્થાન સ્થાપ્યાં હતાં. ૧૮મા સૈકાની શરૂઆતમાં એકંદર ૧૩ સંસ્થાનો ત્યાં હતાં. તેમાંના છેક ઉત્તરમાં આવેલાં ચાર સંસ્થાનો મૅસેચ્યૂસેટ્સ, કૉનેક્ટિકટ, રહોડ-આઇલૅંડ અને ન્યૂ હૅમ્પશાયરનો સમુદાય ન્યૂ ઇંગ્લૅંડ કહેવાતો હતો. ત્યાંના લોકો પ્યુરિટન પંથના અનુયાયી હતા. આ સંસ્થાનને ત્યાંના રાજ્યકારભારની બાબતમાં સ્વાતંત્ર્ય મળ્યું હતું, અને ગવર્નર સુધ્ધાં નીમવાનો હક મળ્યો હતો. એ સંસ્થાનની દક્ષિણે ૧૬૬૭માં ડચ લોકો પાસેથી જીતી લીધેલાં ન્યૂ યૉર્ક અને ન્યૂ જર્સી સંસ્થાનો આવેલાં હતાં. તેની પાછળ ડૅલાવેર, મેરીલૅંડ અને પેનસિલવૅનીઆ લાગેલાં હતાં. પેનસિલવૅનીઆની રાજ્યવ્યવસ્થા જમીનદારી પધ્ધતિની હતી, અને તેના જમીનદારો ઇંગ્લૅંડમાં રહી વ્યવસ્થા ચલાવવા ગવર્નર નીમી મોકલતા હતા. તે ગવર્નરો અને સ્થાનિક ધારાસભા વચ્ચે વારંવાર કલહ ચાલ્યાં કરતો. એની પછી તંબાકુની ખેતીને માટે પ્રસિધ્ધ થયેલું વર્જિનિયા સંસ્થાન હતું. એમાં હબસી ગુલામોની સંખ્યા મોટી હતી, તેમજ એપિસ્કોપેલીઅન પંથવાળાઓની અને મોટા મોટા જાગીરદારોની સંખ્યા વધારે હતી, તેથી ન્યૂ ઇંગ્લૅંડ અને એની વચ્ચે ભિન્નતા સ્પષ્ટ દેખાઈ આવતી. વર્જિનિયાની દક્ષિણે ૧૬૬૩માં સ્થપાયલું ઉત્તર અને દક્ષિણ કૅરોલીના સંસ્થાન હતું. તેની પછી જ્યૉર્જિયા નામનું સંસ્થાન હતું. એ ૧૭૩૧માં સ્થપાયું હતું. આ પ્રમાણે ૧૬૦૬થી ૧૭૩૩ સુધીમાં જુદેજુદે સમયે સ્થપાયલાં આ તેર સંસ્થાનો ઉત્તરોત્તર આબાદ થતાં ગયાં હતાં. પણ એ બધાં સંસ્થાનો વચ્ચે એકએકની ઇર્ષ્યા પુષ્કળ હોવાથી તેઓના એકીકરણની કલ્પનાએ હજુ સુધી મૂર્તસ્વરૂપ લીધું નહોતું. પણ ત્યાંના મૂળવતની ઇંડીઅન લોકો અને પાડોશનાં ફ્રેન્ચ સંસ્થાનોથી બધાનું રક્ષણ થાય તે માટે એક સંઘ સ્થાપવાની કલ્પના ઉદ્‌ભવવા લાગી હતી. અમેરિકામાંના ફ્રેન્ચ સંસ્થાનવાસીઓએ ઇંગ્લિશ સંસ્થાન-

વાસીઓને સમુદ્ર કિનારે એક ચીચરવટીઆ મુલકમાં જાણે ગોંધી રાખ્યા નહોય એમ હતું. ફ્રેન્ચોનું મોટું સંસ્થાન કૅનેડા સેન્ટ લૉરેન્સ નદીની ખીણમાં આવેલું હતું, અને એ નદીના મુખ આગળ આવેલાં સેન્ટ જૉન અને કેપ બ્રેટન બેટોપર તેઓએ લુઇસબર્ગ નામનો એક જબરો કિલ્લો બાંધ્યો હતો. ૧૭૧૩ની યુટ્રેચની સંધિથી ઍકેડીઆ અને ન્યૂફાઉન્ડલૅંડ બેટ અંગ્રેજના તાબામાં આવ્યા હતા. અમેરિકામાં એ બંને લોકો વચ્ચે સરહદની બાબતમાં વારંવાર કલહ ઉપસ્થિત થતો હતો. ઉત્તરે કૅનેડા અને દક્ષિણે મિસિસિપી નદીની ખીણમાં લુઇસીઆના એ બે ફ્રેન્ચ સંસ્થાનો આવેલાં હતાં. આમ ઉત્તરે સેન્ટ લૉરેન્સ નદીની ખીણમાં, દક્ષિણે મિસિસિપી નદીની ખીણમાં અને પશ્ચિમે ઍલીગની પર્વતની પાછળ ફ્રેન્ચ થાણાંઓ હોવાથી અંગ્રેજોની વૃધ્ધિમાં હરકત નડતી હતી. તેથી અમેરિકામાં બંને પ્રજાઓ વચ્ચે વારંવાર ચકમક ઝર્યાં કરતી, અને સંસ્થાનવાસીઓને મદદ કરવા માટે ઇંગ્લૅંડ અને ફ્રાન્સ કુમક મોકલતાં હતાં.

૧૭૫૬માં યુરોપમાં સપ્તવાર્ષિક યુધ્ધ શરૂ થયું ત્યારે અમેરિકામાં ફ્રેન્ચ અને ઇંગ્લિશ સંસ્થાનવાસીઓએ ઉપરીપણા માટે કંઈ ને કંઈ છેવટનો નિકાલ લાવવાનો ઠરાવ કર્યો. આ વખતે ઇંગ્લૅંડમાં પ્રધાનપદે પિટ હતો, અને તેણે કાર્યકુશળતાથી અને વ્યવસ્થિત રીતે યુધ્ધને જુદેજુદે ઠેકાણે જોઈતી યોગ્ય કુમક મોકલી હતી તેને લીધે અંગ્રેજોનો જય થશે એ લગભગ નક્કી જેવુંજ હતું. ૧૭૫૮માં કૅનેડાના ફ્રેન્ચ સંસ્થાન ઉપર જુદીજુદી ત્રણ દિશાએથી ત્રણ સારા કસાયલા સરદારોની દેખરેખ નીચે હલ્લો કરવાનું ઠરાવવામાં આવ્યું. ઍમર્સ્ટ સેનાપતિએ લુઇસબર્ગ કિલ્લાપર હલ્લો કરી તે જીતી લીધો. કૅનેડાપર હલ્લો કરી તે જીતવાનું કામ તરૂણ ઉત્સાહી અને કર્તૃત્વવાન સરદાર હાઉને સોંપવામાં આવ્યું હતું. પરંતુ અધવચ હાઉનું મૃત્યુ થયાથી ઠેકાણે ઠેકાણે અંગ્રેજ લશ્કરો પરાજય થવાથી ઉત્તર અમેરિકામાંથી અંગ્રેજોનો પગ નીકળી જશે કે શું એમ દેખાવા લાગ્યું. ફ્રેન્ચ સરદાર મૉંટકામે અંગ્રેજોને હરાવ્યા. ત્યારે અંગ્રેજોએ ડૂકેન અને ફ્રૅન્ટિનૅક જીતી લીધાં. હાઉના મરણ પછી અંગ્રેજ સૈન્યનો સેનાપતિ જનરલ

વુલ્ફ થયો હતો. તે બહાદુર અને સાહસિક હતો. તેણે ૪૦૦૦ના સૈન્યથી અભેદ્ય ગણાતો કવીબેકનો કિલ્લો સર કર્યો. આ લડાઈમાં અંગ્રેજ અને ફ્રેન્ચ સેનાપતિ વુલ્ફ અને મૅાટકામ બંને માર્યા ગયા. વચ્ચે ઍમર્સ્ટ હતો. તેણે ટાયકૅાન ડેરોગાનો કિલ્લો જીતી લીધો. અને ત્રીજી તરફથી અંગ્રેજોએ નાયાગારાનો કિલ્લો લીધો. છેલ્લે છેલ્લે મૅાન્ટ્રીલ પણ પડ્યું. આમ ઠેકાણે ઠેકાણે પરાજય પામવાથી ફ્રેન્ચોને સલાહ કર્યાવિના છૂટકોજ નહોતો. પછી યુરોપમાં ૧૭૬૩માં પૅરિસની સંધિથી સપ્તવાર્ષિક વિગ્રહનો અંત આવ્યો.

**પૅરિસની સંધિ, (૧૭૬૩).**—એ સંધિની શરત પ્રમાણે અમેરિકામાં નોવાસ્કોશીઆ, કૅનેડા, કેપ બ્રેટન વગેરે ફ્રાન્સનો મુલક અંગ્રેજોને મળ્યો. તેમજ ફ્લૉરિડા અને વેસ્ટ ઇંડીઝના કેટલાક ટાપુઓ પણ અંગ્રેજોને મળ્યા. માત્ર લુઇસાનાજ એકલું ફ્રેન્ચના કબજામાં રહ્યું. આ પ્રમાણે સંસ્થાનો અને મુલકગીરીની બાબતમાં છેલ્લાં ૧૦૦ વર્ષથી અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે ચાલી રહેલી હરીફાઇનું છેવટ આવ્યું. ફ્રાન્સે પોતાની હાર કબૂલ કરી, સમુદ્રોપર ઇંગ્લૅંડની સત્તા સર્વોપરિ મનાઈ, અને સંસ્થાનો અને મુલક વિસ્તારની બાબતમાં ઇંગ્લૅંડે કલ્પનામાં નહિ જોયલી એટલી વૃદ્ધિ કરી.

**પૅરિસની સંધિ પછી અમેરિકામાંનાં ઇંગ્લિશ સંસ્થાનોનું ધોરણ.**— આમ ઉત્તર અમેરિકામાંથી ફ્રેન્ચ સત્તા નષ્ટ થવાથી હવે તેના તરફની અંગ્રેજોને કોઈ તરેહની ભીતિ રહી નહિ, તેથી સંસ્થાનવાસીઓને પોતાના રક્ષણાર્થે ઇંગ્લૅંડની મદદની આવશ્યકતા રહી નહિ. એટલે હવેપછી વેપાર અને રાજ્યકારભારની બાબતમાં માતૃભૂમિ તરફનો અંકુશ કાઢી નાંખવાની કલ્પના સંસ્થાનવાસીઓને થવા માંડી. જ્યાંસુધી ફ્રેન્ચ સત્તા ઉત્તર અમેરિકામાં પ્રબળ હતી ત્યાંસુધી તેઓને ફ્રેન્ચ સત્તાના તાબામાં જવાનો ડર રહેતો હતો, તેથી માતૃભૂમિની નિયંત્રણા કાઢી નાંખવાની તેમને ઇચ્છાજ ન થાય એ તો સ્વાભાવિક છે.

સપ્તવાર્ષિક વિગ્રહ વખતે સંસ્થાનોનું રક્ષણ કરવા માટે જે મોટો ખરચ થયો હતો તે સંસ્થાનોનાં બંદરોમાં વેપારી માલપર

આયાત જકાત મૂકી વસૂલ કરવો એવો ઈંગ્લૅંડના વડા પ્રધાન ગ્રેનવિલનો મત હતો. એ હેતુ સિદ્ધ કરવા માટે ગ્રેનવિલે આગળના નૅવિગેશન કાયદાને સખતાઇથી અમલમાં મૂકવાનો હુકમ કાઢયો, અને એમ કરી સંસ્થાનો સાથે યુરોપના અન્ય દેશો ચોરીચુપકીથી જે વેપાર ચલાવતા હતા તેનો અટકાવ કર્યો. આથી બધા સંસ્થાનોમાં અસંતોષ થવા લાગ્યો. એ અસંતોષને દાબેલો રાખવા માટે અમેરિકામાં ઈંગ્લૅંડનું લશ્કર કાયમ રાખવામાં આવ્યું, અને તેનો ખરચ સંસ્થાનવાસીઓએ આપવો એવું ઠરાવવામાં આવ્યું, ત્યારે સંસ્થાનવાસીઓના ગુસ્સાનો પાર રહ્યો નહિ. હજુ સુધી અમેરિકાનાં બધાં સંસ્થાનો એક એકથી સ્વતંત્ર હતાં, તેથી બધાને લાગુ પડતો કોઈ કાયદો કરવો હોય તો તે ઈંગ્લૅંડની પાર્લમેન્ટ કરતી હતી. ૧૭૬૫માં ગ્રેનવિલે 'સ્ટૅમ્પ ઍક્ટ' નામનો એક કાયદો પાર્લમેન્ટમાં પસાર કરાવી, એ કરની ઉપજમાંથી ઇંગ્લિશ સૈન્યનો ખરચ વસૂલ કરવો એવું ઠરાવ્યું. પણ આ પ્રમાણે ઈંગ્લૅંડની પાર્લમેન્ટને સંસ્થાનોની અંદરની વ્યવસ્થામાં હાથ ઘાલી તેઓપર કર મૂકતી જોઇને સંસ્થાન-વાસીઓનો અસંતોષ ઘણો વધી ગયો. ઈંગ્લૅંડના સ્ટૅમ્પ ચોઢેલા કાગળો નહિ વાપરવાનો તેઓએ ઠરાવ કર્યો, અને ઈંગ્લૅંડની પાર્લમેન્ટમાં અમારા તરફના પ્રતિનિધિઓ નથી, માટે અમારા ઉપર કર મૂકવાનો કે અમારા સંસ્થાનના અંદરના રાજ્યકારભારમાં હાથ ઘાલવાનો બ્રિટિશ પાર્લમેન્ટને બીલકુલ હક નથી એમ તેઓએ જાહેર કર્યું.

**અમેરિકાના બ્રિટિશ સંસ્થાનો અને માતૃભૂમિ વચ્ચે કલહ.**—આ કાયદા વિરૂદ્ધ અમેરિકામાં એવી જોસભેર ચળવળ ચાલી કે ગ્રેનવિલ પછી પ્રધાનપદે આવનાર રૉકિંગહૅમે એ કાયદો રદ કર્યો, તોપણ સંસ્થાનોની બાબતમાં કાયદો કરવાનો બ્રિટિશ પાર્લમેન્ટને હક છે એમ તેણે જાહેર કર્યું (૧૭૬૬). ત્યારપછી ટાઉનસેન્ડ નામના પ્રધાને અમેરિકામાં આયાત થતી કાચ, શીશા, રંગ, કાગળ વગેરે વેપારની જણસોપર કર મૂક્યો. સ્ટૅમ્પ ઍક્ટથી ઉભા કરવા ધારેલી ઉપજને બદલે આ જણસો ઉપર કર મૂકી પૈસા વસૂલ કરવાનો પાર્લમેન્ટનો ઈરાદો જોતાંજ સંસ્થાનવાસીઓએ

જાહેર કર્યું કે સંસ્થાનોના વેપાર સંબંધમાં દખલગીરી કરી કોઈપણ પ્રકારના બંધનો કરવાનો બ્રિટિશ પાર્લમેન્ટને હકજ નથી. સંસ્થાનો અને માતૃભૂમિ વચ્ચે આ પ્રમાણે વૈમનસ્ય ઉભું થયું. માતૃભૂમિ તરફ જે સંસ્થાનવાસીઓ આગ્રહ ધરાવતા હતા તેઓનો તિરસ્કાર થવા લાગ્યો. ટાઉનસેન્ડ પછી લૉર્ડ નૉર્થ વડો પ્રધાન થયો હતો. તેણે સંસ્થાનવાસીઓની આવી ઉશ્કેરાયલી ચળવળ જોઇને બધી જણસોપરથી કર કાઢી નાંખી માત્ર એક ચા પર કર રહેવા દીધો. આમ કર તો જોકે માત્ર એકજ ચીજપર રહ્યો, તોપણ એટલા એક કરથી પણ સંસ્થાનો માટે કાયદા ઘડવાના અને તેમનાપર કર મૂકવાના બ્રિટિશ પાર્લમેન્ટના હકનો સ્વીકાર થતો હતો, તેથી સંસ્થાનવાસીઓએ ચાનો બહિષ્કાર કરવાનું ઠરાવ્યું, અને ૧૭૭૩ના ડિસેમ્બરની ૧૬મી તારીખે ઇંડીઅન લોકોની સહાયથી બૉસ્ટન બંદરમાં ચા ભરી આવેલાં વહાણોપર જઈ તેમાંની તમામ ચા દરીઆમાં નાંખી દીધી.

સંસ્થાનનો મામલો આટલી હદે પહોંચ્યો, ત્યારે ઇંગ્લૅંડથી મુગાં બેસી રહેવાય એ અશક્ય હતું. બૉસ્ટનમાં કરેલાં કૃત્ય બદલ મૅસેચ્યૂસેટ્સની સનદ રદ કરવામાં આવી, અને બૉસ્ટન બંદર બંધ કર્યું, ગેજ નામના એક ગૃહસ્થને ત્યાંનો ગવર્નર નીમી મોકલ્યો, અને તેના બચાવને માટે એક મોટું સૈન્ય મોકલ્યું. ત્યારે જ્યૉર્જિયા શિવાયના બાકીનાં બધાં સંસ્થાનોએ મૅસેચ્યૂસેટ્સને ટેકો આપ્યો, અને માતૃભૂમિ અને સંસ્થાનો વચ્ચે ઉભા થયેલા ટંટાપર વિચાર ચલાવવા ફિલાડેલફિયામાં એક પરિષદ ભરી. દરમ્યાન લૉર્ડ નૉર્થે પતાવટ કરવાની ભાંજગડ ચલાવી, પણ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ. અને આખરે ટંટો ઘણો વધી જતાં ૧૭૭૫માં લેક્સિંગટન આગળ સંસ્થાનવાસીઓ અને બ્રિટિશ સૈન્ય વચ્ચે ચકમક ઝરી લડાઇની શરૂઆત થઈ.

**સંસ્થાનો અને માતૃભૂમિ વચ્ચે યુદ્ધ, (૧૭૭૫–૧૭૮૩).**– ૩૦૦૦ માઈલને છેટે આવેલાં સંસ્થાનો સાથે યુદ્ધ ચલાવવું ઇંગ્લૅંડને માટે બહુ અવગઢ ભરેલું હતું. પણ એક વાત ઇંગ્લૅંડના લાભમાં હતી. તે એ કે સંસ્થાનોએ એકત્ર થઈ આવું કામ કદી કર્યું નહોતું.

યુદ્ધની શરૂઆતમાં કરેલું ઐક્ય છેવટ સુધી ટકશે કે કેમ તે વિષે શંકાજ હતી. તોપણ આ યુધ્ધ આઠ વર્ષ સુધી ચાલ્યું. ૧૭૭૫માં સંસ્થાનવાસીઓએ બૉસ્ટનના બચાવનાં બાંધકામ ઉભાં કર્યાં. તેઓને ત્યાંથી હાંકી કાઢવા માટે ગેજ સૈન્ય લઈ નીકળ્યો. બંકરહિલ નામની ટેકરી આગળ યુધ્ધ થયું તેમાં ઇંગ્લિશોની જીત થઇ, અને અમેરિકનોને બૉસ્ટન છોડવું પડ્યું. ૧૭૭૬માં સંસ્થાનોએ બીજી પરિષદ ભરી, અને વર્જિનીઆના શુરવીર, સાહસિક અને કર્તૃત્વવાન શહેરી વૉશિંગટનને પોતાનો સેનાપતિ નીમ્યો. વૉશિંગટને બૉસ્ટન આગળ અંગ્રેજોને હરાવી નસાડી મૂક્યા. આ લડાઈમાં સંસ્થાનવાસીઓને માલમ પડ્યું કે અંગ્રજોએ પોતાના સૈન્યમાં જર્મન સૈનિકોની ભરતી કરી છે, ત્યારે તે કૃત્ય માટે તેઓને અંગ્રેજોપર ઘણો તિરસ્કાર આવ્યો. તેથી ૧૭૭૬ના જૂલાઈની ૪થી તારીખે સંસ્થાનોએ માતૃભૂમિ સાથનો સર્વ સંબંધ તોડી અમેરિકાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું.

૧૭૭૬માં હાઉ અંગ્રેજ સેનાપતિ થઇને આવ્યો. તેણે આવીને અમેરિકનોને બ્રુકલિનની લડાઈમાં હરાવ્યા. ૧૭૭૭માં બ્રૅંડીવાઇન આગળ પાછા હરાવી અમેરિકનોનું કેંદ્રસ્થાન ફિલાડેલફીઆ કબજે કર્યું. સેનાપતિ હાઉ આમ વિજય કરતો હતો ત્યારે કૅનેડાથી અંગ્રેજોની મદદે આવેલો સેનાપતિ બરગૉઇન સારાટોગાની લડાઈમાં હારી ગયો, અને તેના ૫૦૦૦ સૈનિકો સાથે ગેટ્સને શરણે જવાની ફરજ પડી. આ પછી લડાઈની બાજી ફરવા લાગી.

ઇંગ્લૅંડને આમ તેના સંસ્થાનો સાથે લડાઈમાં રોકાયલું જોઈ સપ્તવાર્ષિક યુધ્ધમાં થયેલી હારનું વેર લેવાની આ સંધિ ઠીક છે એમ સમજી ફ્રાન્સે અમેરિકાની સ્વતંત્રતા માન્ય કરી ૧૭૭૮માં તેમની મદદે એક લશ્કર પણ મોકલ્યું. અમેરિકનોને આમ ફ્રાન્સ તરફથી મદદ મળેલી જાણી લૉર્ડ નૉર્થે પતાવટની તોડજોડ કરવા પ્રયત્ન કર્યો, પણ તેમાં તેનું કંઈ વળ્યું નહિ, કારણ કે સંસ્થાન-વાસીઓએ ઇંગ્લૅંડથી સ્વતંત્ર થઈ રહેવાનો નિશ્ચયજ કર્યો હતો. ૧૭૭૯માં સ્પેન પણ ઇંગ્લૅંડ વિરૂધ્ધ ફ્રાન્સ સાથે જોડાયું, અને તેણે જીબ્રૉલ્ટરને ઘેરો ઘાલ્યો. પછી ૧૭૮૦માં હૉલૅંડ પણ ઇંગ્લૅંડના

શત્રુઓ સાથે જોડાયું. આમ યુરોપના ત્રણ મોટાં રાજ્યોએ ઇંગ્લૅંડ વિરૂધ્ધ જંગ જાહેર કર્યો. કૅથરાઈનનું રૂશીઆ અને ફ્રેડરિક ધી ગ્રેટનું પૃશિયા એ બે રાજ્યો જોકે તટસ્થ રહ્યાં, તોપણ તેઓએ તટસ્થ દેશોના વેપારને ઇંગ્લૅંડ તરફથી જે હરકત થતી હતી તે દૂર કરવાનો નિશ્ચય કર્યો, ત્યારે ઇંગ્લૅંડની સ્થિતિ ઘણી બારીક થઈ પડી.

આમ સમુદ્રપર યુરોપી રાજ્યો સાથે અને જમીનપર સંસ્થાનો સાથે ઇંગ્લૅંડને લડાઈ કરવી પડી. તોપણ આવી બારીક સ્થિતિમાં હિંમત ન હારતાં સ્વસ્થપણે ધીરજથી યુધ્ધ ચાલુ રાખવાનો તેણે નિશ્ચય કર્યો. ૧૭૭૮માં ઇંગ્લિશ સરદાર કિલન્ટૉનને ફિલાડેલફીઆ છોડી દઈ યૉર્કટાઉન જવું પડ્યું. ત્યારપછી દક્ષિણ સંસ્થાનોમાં લડાઈ ચલાવવાનું અંગ્રેજોએ ઠરાવ્યું. ત્યાં સાઉથ કૅરોલિનાની રાજ્યધાની તેઓએ જીતી લીધી. દરમ્યાન લૉર્ડ કૉર્નવૉલિસ અંગ્રેજ સેનાપતિ થઇને આવ્યો હતો. તેણે કૅમડન આગળ ગેટ્સને હરાવ્યો. પરંતુ ત્યારપછી ૧૭૮૧માં યૉર્કટાઉન આગલ લૉર્ડ કૉર્નવૉલિસ ૧૭મી અકટોબરે ચારે તરફથી ઘેરાઇ ગયો, અને તેને પોતાના ૭૦૦૦ના તમામ સૈન્ય સાથે શરણે જવાની ફરજ પડી, એટલે યુધ્ધની બાજી ફરી ગઈ અને ઇંગ્લૅંડને પોતાની હાર કબૂલ કરવી પડી. જો કે જમીનપર આમ પોતાનાં સંસ્થાનોને હાથે હાર ખાધી, તોપણ ઇંગ્લૅંડે દરીઆમાં સ્પેન અને ફ્રાન્સને જીબ્રૉલ્ટર જીતી લેવામાં ફાવવા દીધા નહિ.

**વરસેલ્સની સંધિ, (૧૭૮૩).**— સંસ્થાનો સાથે યુધ્ધ ૮ વર્ષ સુધી ચાલ્યા પછી ૧૭૮૩માં વરસેલ્સની સંધિથી સલાહ થઈ. ઇંગ્લૅંડને અમેરિકાની સ્વતંત્રતા કબૂલ કરવી પડી, અને માઇનૉર્કા અને ફ્લૉરિડા સ્પેનને અને ટૉબેગો, સેનેગાલ, સેન્ટ લ્યુકા અને પૉંડિચેરી ફ્રાન્સને પાછાં આપી દેવાં પડયાં.

આમ એક ઠેકાણેનાં સંસ્થાનો છૂટાં પડી સ્વતંત્ર થયાં તેજ પ્રમાણે બીજાં સંસ્થાનો પણ જો આપણે આપણું ધોરણ બદલીશું નહિ તો છૂટાં પડી સ્વતંત્ર થઇ જશે એમ ઇંગ્લૅંડ સમજી ચૂક્યું હતું.

# પ્રકરણ ૨૧ મું

## ૩જા જ્યૉર્જના વખતનું ઇંગ્લૅંડ

### પૂર્વાર્ધ

### ( ૧૭૬૦-૧૭૮૯ )

૧૭૬૧, પિટનું રાજીનામું.—૧૭૬૩, પૅરિસની સંધિ.—૧૭૬૫, અમેરિકન સંસ્થાનો પર 'સ્ટૅમ્પ ઍક્ટ'નો કર.—૧૭૬૩-૧૭૬૯, વિલ્ક્સનો ખટલો.—૧૭૭૫-૧૭૮૩, અમેરિકન સંસ્થાનોની સ્વતંત્રતા માટે લડાઈ.—૧૭૮૧, લૉર્ડ કૉર્નવૉલિસનો પરાજય.—૧૭૮૩, વરસેલ્સની સંધિ.—૧૭૮૪, પિટનું હિંદી રાજ્યકારભાર સંબંધનું બિલ.—૧૭૮૬-૧૭૯૫, વૉરન હેસ્ટિંગઝની રાજ્યદ્વારી તપાસ.

૨ જા જ્યૉર્જનો મોટો છોકરો ફ્રેડરિક ૧૭૫૧માં મરણ પામેલો હોવાથી તેનો છોકરો જ્યૉર્જ ૩જા જ્યૉર્જ તરીકે ૨૨ વર્ષની ઉમ્મરે ઇંગ્લૅંડની ગાદીપર આવ્યો. ૨જા જ્યૉર્જને તેનાપર વિશેષ પ્રેમ નહોતો, તેથી નાનપણમાં તેની કેળવણી માટે તેણે બીલકુલ દરકાર રાખી નહોતી. તેથી તેની મા ઑગસ્ટાએ તેને કેળવણી આપી હતી.

**૩જા જ્યૉર્જનો સ્વભાવ અને તેનું રાજ્યધોરણ.**—ઑગસ્ટા મહત્વાકાંક્ષી હતી, તેથી પ્રધાનોની સલાહ પ્રમાણે ન ચાલતાં પોતાની મરજી પ્રમાણેજ ચાલવું એવો ઉપદેશ તેણે છોકરાને નાનપણથીજ આપી મૂકયો હતો. જ્યૉર્જે તે ઉપદેશ પ્રમાણેજ વર્તવાનું ઠરાવ્યું. પ્રધાનો જેમ પાર્લમેન્ટને જવાબદાર હોય છે તેમ તેઓએ રાજાને પણ જવાબદાર હોવું જોઈએ એવી તેની ઇચ્છા હતી. પ્રધાનમંડળના સભાસદો રાજાએ નીમવા જોઈએ



૩જો જ્યૉર્જ

એવો તેનો મત હતો. આમ પોતાનાજ ધોરણ પ્રમાણે રાજ્યતંત્ર ચલાવવાની તેની ઈચ્છા હતી, તોપણ સ્ટુઅર્ટ રાજાઓની માફક અનિયંત્રિત અને ગેરકાયદેસર રાજ્ય કરવાની ઇચ્છા તેને નહોતી. તેની વર્તણુક સારી હતી, તેથી સર્વેને તેને માટે આદર હતો. ૧લા અને ૨જા જ્યૉર્જને ઈંગ્લૅંડ કરતાં હૅનોવર માટે સારો પ્રેમ હતો, પણ ૩જો જ્યૉર્જ ઈંગ્લૅંડમાં જનમ્યો હતો, ઈંગ્લૅંડમાંજ કેળવાયો હતો, અને તેને અંગ્રેજી ભાષા ઘણી સારી રીતે આવડતી હતી તેથી તેને ઈંગ્લૅંડ માટે ઘણું અભિમાન હતું.

જ્યૉર્જ ગાદીએ આવ્યો ત્યારે કારભાર મુખ્ય પ્રધાનો પિટ અને ન્યૂકૅસલના હાથમાં હતો. તેમના કારભારમાં ઈંગ્લૅંડને જ્યાં ત્યાં યુધ્ધમાં જય મળ્યો હતો, માટે તેઓ ઘણા લોકપ્રિય હતા. એ લોક-પ્રિય પ્રધાનોને લીધે દેશમાં વ્હિગ પક્ષનું જોર ઘણું વધી ગયું હતું. તે કમી કરી રાજ્યતંત્ર પોતાના હાથમાં લેવાના ઇરાદાથી પ્રધાન-મંડળને તોડવાનો પ્રયત્ન તેણે કરવા માંડયો. પાર્લમેન્ટમાં તેઓનું વજન ઘણું પડે છે, તેથી પિટ અને ન્યૂકૅસલને પ્રધાનપદેથી ખસેડયા વિના રાજ્યતંત્ર આપણા હાથમાં આવવાનું નથી એમ જ્યૉર્જને લાગતું હતું. છેલ્લાં પચાસ વર્ષ થયાં વ્હિગ પક્ષ પ્રધાનવટું કરતો હતો. તેથી દેશમાં તેનો લાગવગ ઘણો વધી ગયો હતો, અને ટોરી પક્ષ પાછળ પડી ગયો હતો. સ્ટુઅર્ટ પક્ષના અનુયાયી જૅકો-બાઇટોનો નાશ થયો હતો, તેથી ઘણાખરા ટોરી પક્ષવાળાઓની સ્ટુઅર્ટ વંશ તરફની સહાનુભૂતિ જોકે નષ્ટ થઈ હતી, તોપણ રાજ્યકર્તાના મોભ્ભા અને દરજ્જા માટે તેઓને સ્વાભાવિક માન હતું. તેનો લાભ લઈ વ્હિગ પક્ષ તોડી પ્રધાનવટું ટોરી પક્ષવાળાઓને આપી પોતાની મનકામના પાર પાડવાનો જ્યૉર્જે નિશ્ચય કર્યો.

જ્યોર્જની બાલ્યાવસ્થામાં લૉર્ડ બ્યૂટ નામના એક સ્કૉટિશ ઉમરાવે તેને રાજ્યકારભારની તાલીમ આપી હતી. બ્યૂટ મોટી કુનેહવાળો મુત્સદ્દી નહોતો. પણ જ્યૉર્જ આગળ તેનું વજન ઘણું પડતું હતું, તેથી જ્યૉર્જના અમલની શરૂઆતથીજ રાજ્યમાં તેનો લાગવગ ઘણો હતો. જ્યૉર્જનાજ આગ્રહથી પિટ-ન્યૂકૅસલે તેને મંત્રી-

મંડળમાં 'સેક્રેટરી ઑફ્ સ્ટેટ' નો હોદ્દો આપ્યો હતો (૧૭૬૧).

**પિટનું રાજીનામું, (૧૭૬૧).**—જ્યૉર્જ ગાદી પર આવ્યો ત્યારે સપ્તવાર્ષિક યુદ્ધ ચાલુ હતું. નેપલ્સનો રાજા ચાર્લ્સ ઈંગ્લૅંડનો શત્રુ હતો. તેને ૧૭૫૯માં સ્પેનની ગાદી મળ્યા પછી તેનીજ પ્રેરણાથી સ્પેન, ફ્રાન્સ અને સિસિલીના બુર્બોન વંશના રાજાઓએ 'ફૅમિલી કૉમ્પૅક્ટ' નામની ગુપ્ત સંધિ કરી (૧૭૬૧). પિટને આ સંધિની બાતમી મળતાંજ સ્પેન તરફથી ઈંગ્લૅંડપર હલ્લો થાય તે પૂર્વેજ ઈંગ્લૅંડે સ્પેન પર હુમલો કરવો એવી સૂચના તેણે પ્રધાન-મંડળને કરી. પણ બ્યૂટના કારસ્થાનથી એ સૂચનાને સંમતિ મળી નહિ, અને ન્યૂકૅસલ પણ તેની વિરૂદ્ધ ગયો, તેથી ૧૭૬૧માં પિટે રાજીનામું આપ્યું. ત્યારપછી ન્યૂકૅસલની રાજનીતિ વિરૂદ્ધ પણ ટીકા થવા લાગી, એટલે તેણે પણ રાજીનામું આપ્યું (૧૭૬૨).

**બ્યૂટનું પ્રધાનમંડળ, (૧૭૬૧-૧૭૬૩).**—આમ પિટ અને ન્યૂકૅસલ પદચ્યુત થયા પછી બ્યૂટ વડો પ્રધાન થયો. પણ તેણે તો પિટનું ધોરણ અખત્યાર કરી સ્પેન વિરૂદ્ધ લડાઇ જાહેર કરી. પશ્ચિમમાં હૅવાના અને પૂર્વમાં મૅનિલા અંગ્રેજોએ જીતી લીધાં, પણ સપ્તવાર્ષિક વિગ્રહ બંધ પાડવો એ બ્યૂટને ઠીક લાગવાથી ૧૭૬૩ માં પૅરિસની સંધિ કરી તેણે સપ્તવાર્ષિક વિગ્રહ બંધ પાડયો.

પૅરિસની સંધિ પછી થોડાજ દીવસમાં બ્યૂટને રાજીનામું આપવાની ફરજ પડી. પિટના પ્રતિસ્પર્ધિ ફૉક્સની સલાહથી તેણે વ્હિગ પક્ષવાળાઓ પાસેથી તમામ સત્તા છીનવી લીધી હતી. કોઇપણ વ્હિગને મંત્રીમંડળમાં કે બીજા કોઇ જોખમદારીના હોદ્દાપર નીમવો નહિ એવું જ્યૉર્જનું ધોરણ હતું. તે પ્રમાણે બ્યૂટને વર્તવું પડતું હતું. તેથી પ્રજામાં એ ઘણો અપ્રિય થઇ પડયો હતો, અને કારભાર ચલાવવામાં પણ ઘણી મુશ્કેલી પડતી હતી તેથી ૧૭૬૩માં તેણે પ્રધાનવટું છોડી દીધું.

**ગ્રેનવિલનું પ્રધાનમંડળ, (૧૭૬૩-૧૭૬૫).**—બ્યૂટે આમ એકાએક રાજીનામું આપ્યાથી જ્યૉર્જ મુઝવણમાં આવી પડયો.

વ્હિગો તરફ તો તેને તિરસ્કારજ હતો, તેમ છતાં તેઓમાંનાજ કોઇને મુખ્ય પ્રધાન પદ આપવું પડશે એમ તેને લાગવા માંડ્યું. બીજી તરફ વ્હિગ પક્ષમાં ફાટફુટ પડી નાના નાના સમૂહ થયા હતા. પિટ અને ન્યૂકૅસલનો એક સમૂહ હતો. બીજો ગ્રેનવિલનો હતો. જ્યૉર્જે ગ્રેનવિલને વડો પ્રધાન નીમ્યો. ગ્રેનવિલમાં કર્તૃત્વશક્તિ મુદ્દલ નહોતી, પણ એ કાયદાપંડિત હતો અને પાર્લમેન્ટમાં તેનો વગ સારો હતો. એના પ્રધાનમંડળમાં બેડફર્ડ, હૅલિફૅક્સ, શેલબર્ન વગેરે સભાસદો હતા.

**નૉર્થ બ્રિટન પત્રમાં વિલ્કૂસની ટીકા, (૧૭૬૩).**— ૧૭૬૩માં પૅરિસની સંધિથી સપ્તવાર્ષિક વિગ્રહ બંધ થયો તે સંબંધમાં પાર્લમેન્ટમાં ભાષણ કરતાં જ્યૉર્જે પૅરિસની સંધિ ઈંગ્લૅંડને માન લેવા લાયક અને હિતકારક છે એમ કહ્યું. પણ એલ્સબરી પરગણાના પાર્લમેન્ટમાંના પ્રતિનિધિ જૉન વિલ્કૂસે પોતાના અધિપતિપણા નીચે ચાલતાં વર્તમાનપત્ર નૉર્થ બ્રિટનના ૪૫મા અંકમાં પૅરિસની સંધિ અને રાજાના ભાષણ ઉપર ટીકા કરતાં મંત્રીમંડળે રાજા પાસે ખોટું ભાષણ કરાવ્યું છે એવી ટીકા કરી હતી. આ ટીકા વડા પ્રધાનને રૂચી નહિ, તેથી વિલ્કૂસપર કામ ચલાવવાનો હુકમ તેણે કાઢયો. આ પ્રમાણે વિલ્કૂસ અને પ્રધાનમંડળ વચ્ચે ઉભો થયેલો ઝગડો ૬ વર્ષ સુધી ચાલ્યો, તેમાં છેવટે વિલ્કૂસનો વિજય થયો. વિલ્કૂસપર કામ ચલાવવાના ઉદ્દેશથી નૉર્થ બ્રિટન પત્રના અધિપતિ અને પ્રકાશકને પકડવો એવા અર્થનું એક ગેરકાયદેસર વૉરંટ કાઢી વિલ્કૂસને પકડી કેદ કરવામાં આવ્યો. આવું ગુનેહગારનું નામઠામ લખ્યા વગરનું વૉરંટ—જનરલ વૉરન્ટ ગેરકાયદેસર છે, અને ગેરકાયદે મને કેદ કરવામાં આવ્યો છે એમ કહી જવાબદાર અધિકારીઓ સામું વિલ્કૂસે ન્યાયકોર્ટમાં ફરિયાદ નોંધાવી. કોર્ટનો ચુકાદો વિલ્કૂસની તરફેણમાં આવ્યો, અને સેક્રેટરી ઑફ સ્ટેટ પાસેથી વિલ્કૂસને ન્યાયકોર્ટે નુકશાનીના એક હજાર પાઉન્ડ અપાવ્યા. પછી થોડા દિવસ રહીને એક અશ્લીલ કવિતા પ્રગટ કરવા માટે તેનાપર બીજો ખટલો કરવામાં આવ્યો. ત્યારે વિલ્કૂસ

ફ્રાન્સ નાસી ગયો. એ નાસી ગયો એટલે એને *ન્યાયબાહ્ય (outlaw) કરવામાં આવ્યો. પણ ચાર વર્ષ બહાર રહી ૧૭૬૮માં તે પાછો ઇંગ્લૅંડ આવ્યો, ત્યારે તેને પકડી તુરંગમાં નાંખવામાં આવ્યો. આમ બીજીવાર રાજ્યદ્વારી કારણસર કેદ થવાથી તે ઘણો લોકપ્રિય થઈ પડ્યો. અને રાજા અને પ્રધાનો ઉપર પ્રજા તરફથી ટીકાઓ થવા માંડી. મિડ્લસેક્સ પરગણાંએ તો તેને પોતા તરફથી પાર્લમેન્ટમાં પ્રતિનિધિ ચુંટી કાઢયો. પણ પ્રધાનમંડળની પ્રેરણાથી પાર્લમેન્ટે તેની ચુંટણી રદ કરી. આમ ત્રણ વખત થયું. ત્રણે વખત પાર્લમેન્ટે તેની ચુંટણી રદ કરી. છેવટે તેના હરીફ કર્નલ લટ્રેલને તેના મત ઓછા હોવાં છતાં સભાસદ તરીકે પાર્લમેન્ટે બેસવા દીધો. ત્યારે લોકોએ તેનો પક્ષ લઈ તેને ઍલ્ડરમૅન, શેરીફ અને ખુદ લંડનનો લૉર્ડ મેયર નીમ્યો, એટલે આખરે પાર્લમેન્ટને તેની ચુંટણી કબૂલ કરવાની ફરજ પડી. અને તેને પાર્લમેન્ટમાં પ્રતિનિધિ તરીકે બેસવા દીધો. આમ લોકોએ વિલ્કસનો પક્ષ લીધો તે તેને માટે ખાસ માન હતું તેથી નહિ, પણ જે સિધ્ધાંતને માટે તે લડતો હતો તે સિધ્ધાંત તેમને યોગ્ય લાગતો હતો તેથી. તે સિધ્ધાંત એ કે પાર્લમેન્ટમાં કયો કયો સભાસદ કેવું કેવું કામ કરે છે, અને પ્રત્યેક સભાસદ શું ભાષણ કરે છે તેની માહિતી મતદાર મંડળોને થાય તે માટે પાર્લમેન્ટમાં ચાલતો વાદવિવાદ પ્રસિધ્ધ કરવો તે કાયદા વિરૂધ્ધ નથી. આ કાળે પાર્લમેન્ટનું બંધારણ, ચુંટાઈ આવનારા પ્રતિનિધિઓની યોગ્યતા, મતાધિકાર વિષે નિયમો, વગેરે બાબતો માટે કોઈ સામાન્ય નિયમિત વ્યવસ્થા થઈ નહોતી. પાર્લમેન્ટમાં થતાં ભાષણો અને કામકાજનું વર્ણન છાપવાની પરવાનગી નહોતી, તેથી મતદાર મંડળોનો દાબ પ્રતિનિધિઓપર નહોતો. વિલ્કસ કંઈ ખાસ લોકપ્રિય નહોતો. પણ તે જે નિયમને

---

***નોંધ**—ન્યાયબાહ્ય (outlaw).

જ્યારે કોઈ માણસ ન્યાયકોર્ટ સમક્ષ હાજર થવા ના પાડે કે ન્યાયકોર્ટ સમક્ષ ઉભા રહેવાનો પ્રસંગ ન આવે એવા હેતુથી દેશમાંથી નાસી જાય ત્યારે તે માણસને 'ન્યાયબાહ્ય' (outlaw) કહે છે.

માટે લડતો હતો તે માટે લોકોએ તેને ટેકો આપ્યો હતો. પાર્લમેન્ટની સભામાં વર્તમાનપત્રોના બાતમીદારોને જવાની મનાઈ હતી. પ્રતિનિધિઓની ચુંટણીમાં પણ લાંચ રૂશવત બહુ અપાતી. અને તે ગુપ્ત રીતે નહિ, પણ છચોક. કોઈ કોઈ વખત તો પાર્લમેન્ટની એકાદ જગાની કિંમત ચાર હજાર પાઉન્ડ જેટલી થતી. ખુદ પાર્લમેન્ટમાં પૈસા કે પદ્ધિ કે અધિકારથી સરકાર પણ મતો પોતાની બાજુમાં મેળવતી. પાર્લમેન્ટના સભ્યોને લાંચ આપવા માટે ખાસ એક ઑફિસ પણ ખોલવામાં આવી હતી. આવી પરિસ્થિતિ જોઇને પિટે એક વખત ઉદ્ગાર કાઢયો હતો કે આ પાર્લમેન્ટ દેશના બહુજન સમાજનું પ્રતિનિધિ મંડળ નથી પણ મોટાં શહેરો, જૂના સરદાર કુટુંબો, પૈસાવાળા લોકો અને પરદેશી રાજારજવાડાનું પ્રતિનિધિ મંડળ છે.

**માતૃભુમિ અને સંસ્થાનો.**—૧૭૬૩માં પૅરિસની સંધિથી સપ્તવાર્ષિક વિગ્રહ બંધ પડયા પછી થોડાજ વર્ષમાં સંસ્થાનો માતૃભૂમિ સાથે આથડી પડશે એમ લાગવા માંડ્યું. ગયા સાઠ વર્ષમાં સંસ્થાનો ઘણી પ્રગતિ કરી આબાદ થયાં હતાં, અને તેમને રાજ્યદ્વારી અધિકારની ઇચ્છા થવા માંડી હતી. બધાં સંસ્થાનો મળીને વસ્તી લગભગ ૨૫-૩૦ લાખ જેટલી થઈ હતી. કેટલાંક સંસ્થાનનું ક્ષેત્રફળતો યુરોપના કેટલાક દેશો કરતાં પણ વધારે હતું. ન્યૂ ઈંગ્લૅંડનો સંસ્થાન સમૂહ પ્યુરિટન પંથના લોકોએ સ્થાપ્યો હતો. કૅરોલીના, વર્જિનિયા, અને મેરીલૅંડ રોમન કૅથૉલિકોનાં સંસ્થાનો હતાં, અને પેનસિલ્વૅનિઆ અને ન્યૂયૉર્ક કવેકર પંથવાળાઓએ અને ડચ લોકોએ સ્થાપ્યાં હતાં. પ્રત્યેક સંસ્થાનને ઈંગ્લૅંડના રાજા તરફથી સનદ મળેલી હતી અને રાજકારભારપર દેખરેખ રાખવા માટે રાજા તરફથી એકેક ગવર્નર નીમાતો. સંસ્થાનોનાં રક્ષણ માટે થતો ખર્ચ સંસ્થાનવાસીઓએ આપવો, તે માટે સંસ્થાનવાસીઓ ઉપર કર મૂકવાનો રિવાજ પહેલેથીજ પડયો હતો. પણ હવે સંસ્થાનવાસીઓને પોતાનો રાજ્યકારભાર પોતેજ ચલાવવાની ઇચ્છા ઉત્પન્ન થવાથી ઈંગ્લૅંડની પાર્લમેન્ટમાં અમારો પ્રતિનિધિ નથી તેથી ઈંગ્લૅંડની પાર્લમેન્ટને અમારાપર કર મૂકવાનો હક નથી એમ તેઓ કહેવા લાગ્યા. એ બાબતમાં બંનેમાંથી

કોઇએ નાખતી ન કરવાથી અલ્પ સમયમાં ચકમક ઝરશે એમ સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યું.

૧૭૬૫માં ગ્રેનૂવિલ પ્રધાનમંડળે સંસ્થાનો માટે સ્ટૅમ્પ ઍક્ટનો કાયદો કરી તેઓપર કર મૂકવાની કોશિશ કરી. ત્યારે સંસ્થાનવાસીઓએ સ્ટૅમ્પના કાગળો નહિ વાપરવાનો ઠરાવ કરી જેટલા સ્ટૅમ્પના કાગળો હાથમાં આવ્યા તે બધા બાળી મૂક્યા. પછી ગ્રેનવિલને રાજા સાથે ન બન્યાથી તેણે પ્રધાનપદનું રાજીનામું આપ્યું. ત્યારે રૉકિંગહામ વડો પ્રધાન થયો અને નવું પ્રધાનમંડળ નીમાયું તેણે સ્ટૅમ્પ ઍક્ટ વિરૂધ્ધ અમેરિકન લોકમત જોઇ તે કાયદો રદ કર્યો. પણ તેને બદલે નાની નાની જણસો ઉપર આયાત જકાત મૂકી. તેની પણ વિરૂધ્ધ લોકમત ઘણો સખત જોઈ ૧૭૭૩માં બધી વસ્તુપરની જકાત કાઢી નાંખી. માત્ર એક ચા પર જકાત રાખી. આ જકાત રાખવાનો હેતુ ઉપજનો નહિ હતો, પણ માત્ર સંસ્થાનો ઉપર કર મૂકવાનો પાર્લમેન્ટને હક છે તે દર્શાવવાના હેતુથીજ એ કર રાખવામાં આવ્યો હતો. ત્યારે સંસ્થાનોના આયાત માલપર જકાત મૂકવાનો પાર્લમેન્ટનો હકજ નથી એવું સંસ્થાનવાસીઓ કહેવા લાગ્યા. અને એમ કહી બૉસ્ટન બંદરમાં લાંગરેલાં ચાથી ભરેલાં વહાણોપર જઈ તેમાંની ચા તેઓએ દરીઆમાં નાંખી દીધી. બૉસ્ટનના લોકોનું આ વર્તન જોઇ બૉસ્ટનની સનદ રદ કરવામાં આવી અને બંદર બંધ કર્યું (૧૭૭૩).

આવી રીતે માતૃભૂમિ અને સંસ્થાનો વચ્ચે તકરાર વધતી ચાલી. સંસ્થાનોની મુખ્ય અડચણ એ હતી કે તેઓથી માતૃભૂમિ શિવાય બીજા કોઈ દેશ સાથે વેપાર થાય નહિ. તેઓનો આયાત વેપાર વિશેષ હતો, અને નિકાસ વેપાર થોડો હતો. એટલે વેપાર માતૃભૂમિના લાભમાં હોવાથી વેપારની બાકી ભરપઈ કરવા માટે સંસ્થાનવાસીઓને નાણું મોકલવું પડતું હતું. આમ હોવાથી પાસે આવેલા વેસ્ટ ઈંડીઝ બેટો અને સ્પૅનિશ બેટો સાથે ચોરીથી વેપાર ચાલતો હતો; તે બંધ કરવા ઇંગ્લૅંડ તરફથી પ્રયાસ ચાલુજ હતા. એ વેપાર પણ બંધ થતાં માતૃભૂમિનું લ્હેણું પતાવવા સંસ્થાનો પાસે કંઈજ સાધન રહ્યું નહિ. અધૂરામાં પૂરૂં ચલણી નોટની કિંમત ઘણી ઓછી થઈ ગઈ હતી,

તેથી તે સ્વીકારવા જ્યારે માતૃભૂમિએ ના પાડી ત્યારે તો સંસ્થાન-વાળાઓની સ્થિતિ ઘણીજ કફોડી થઈ પડી. તેઓની આવી મુશ્કેલીઓ તરફ ઈંગ્લૅંડ તો દુર્લક્ષજ બતાવતું હતું. યુરોપનાં બીજાં રાજ્યો પોતાના સંસ્થાનવાસીઓ ઉપર કર મૂકતાં હતાં, તેમ કર મૂકવાનો ઇંગ્લૅંડને પણ હક છે, અને કરોની ઉપજ સંસ્થાનોના રક્ષણાર્થેજ વપરાય છે માટે તે કરો સંસ્થાનોએ આપવાજ જોઇએ એવું ઇંગ્લૅંડનું કહેવું હતું.

આવી રીતે ઈંગ્લૅંડ અને સંસ્થાનો વચ્ચેનો ટંટો વધતો વધતો લડાઈની હદે આવી પહોંચ્યો. આ વખતે અમેરિકામાંનાં અંગ્રેજ લશ્કરનો સેનાપતિ જનરલ ગેજ હતો. સંસ્થાનવાસીઓ-એપણ લશ્કરનો જમાવ કરવા માંડયો. બંને બાજુની તૈયારી થઇ રહેતાં ૧૭૭૫માં બંને વચ્ચે બંકર્સહિલની પહેલી લડાઈ થઈ. તેમાં જનરલ ગેજને મહા મુશ્કેલીએ જય મળ્યો તેથી સંસ્થાનવાસીઓ જોરપર આવ્યા. ત્યારપછી જનરલ ગેજના બધા પાસા અવળા પડવાથી તેની અપકીર્તિ થઇ. તેથી તેને પાછો બોલાવી લઇ તેની જગાએ જનરલ હાઉને સેનાપતિ કરીને મોકલ્યો. સંસ્થાનવાળાઓએ હૉકિન્સ નામના એક ગ્રહસ્થના હાથ નીચે એક અરમાર પણ તૈયાર કર્યો હતો. તેઓએ વર્જિનિયા સંસ્થાનના રહે-વાસી વૉશિંગટનને પોતાનો



જ્યૉર્જ વૉશિંગટન

સેનાપતિ બનાવ્યો. આવી રીતે યુધ્ધ ૧૭૭૫માં શરૂ થયું તે ૧૭૮૩ સુધી ચાલ્યું. લડાઇ કરતાં પહેલાં સંસ્થાનવાસીઓએ પોતાની મુશ્કેલીઓ




અમેરીકન વસાહતી અને માતૃદેશ વચ્ચે થયેલી લડાઈઓ બતાવતો નકશો.

(૧૭૭૫-૧૭૮૩)

એ દૂર કરવાની માતૃભૂમિને માંગણી કરી હતી. પરંતુ માતૃભૂમિએ તેઓની દાદ ફરિયાદ મુદ્દલ સાંભળી નહિ. ત્યારે અમેરિકામાંનાં સંસ્થાનો પૈકી ૧૩ સંસ્થાનોએ ફિલાડેલ્ફીઆમાં એક પરિષદ ભરી માતૃભૂમિ સાથેનો તમામ સંબંધ તૂટ્યો હોવાનું પ્રસિધ્ધ કરી પોતાની સ્વતંત્રતા જાહેર કરી (૪ જૂલાઇ ૧૭૭૬).

અમેરિકન સંસ્થાનોએ ઈંગ્લૅંડ સાથેનો સંબંધ તોડી એક સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું છે એમ ફ્રાન્સે જ્યારે જાણ્યું ત્યારે એ નવીન સ્થાપિત થયેલાં પ્રજાસત્તાક રાજ્યનું સ્વાતંત્ર્ય તેણે કબૂલ કર્યું. સ્પેન અને ફ્રાન્સ બંનેએ અમેરિકનોને મદદ કરવાનું વચન આપ્યું. ઉત્તર યુરોપનાં રૂશીઆ, પ્રૂશિયા, સ્વીડન, ડેનમાર્ક એ રાજ્યો યુધ્ધની તૈયારી કરી તટસ્થ રહ્યાં, તેથી સંસ્થાનો સાથે ઈંગ્લૅંડને એકલે હાથે લડવું પડયું.

સંસ્થાનવાળાઓએ સ્વતંત્રતા જાહેર કર્યા પછી લડાઈ પાછી ચાલી. ૧૭૭૬માં અંગ્રેજ સેનાપતિ હાઉએ બ્રુકલિન આગળ જય મેળવ્યો; પણ ત્યારપછી ઘણા મહિના ફોકટ જવા દઈ ૧૭૭૭ના માર્ચ-એપ્રિલમાં તેણે ફિલાડેલ્ફીઆ જીતી લીધું. હાઉના સૈન્યને મદદ કરવા જનરલ બરગૉઇન કૅનેડાથી નીકળ્યો. પણ ૧૭૭૭ના અકટોબર મહિનામાં અમેરિકન સેનાપતિ ગેટ્સે તેને સારાટોગાની લડાઇમાં હરાવી શરણે આવવાની ફરજ પાડી. આ જયથી અમેરિકનોને ખૂબ હિંમત આવી. અંગ્રેજ સૈન્યો આમ હાર ખાય છે એ જાણી ફ્રાન્સે અમેરિકનોને મદદ કરવાનું નક્કી કરી તેમની સાથે એક સંધિના કોલ-કરાર કર્યા. આ સંધિની શરતમાં ફ્રાન્સે એક અરમાર તૈયાર કરી ઇંગ્લૅંડથી અમેરિકા મદદે જતાં સૈન્યોને માર્ગમાં હરકત કરવાનું કબૂલ કર્યું, અને અમેરિકન સૈન્યોને હથિયાર અને દારૂગોળો પૂરો પાડવાનું કબૂલ કર્યું. પછી ૧૭૮૧માં ઈંગ્લૅંડની સરકારે લૉર્ડ કૉર્નવૉલિસને મુખ્ય સેનાપતિ તરીકે મોકલ્યો. તેણે જઇને જ્યૉર્જિઆ અને કૅરોલિના સંસ્થાનો જીતી લીધાં, પણ વર્જિનિયા સંસ્થાન લેવામાં તે ફાવ્યો નહિ અને ૧૭૮૧ના અકટોબર મહિનામાં યૉર્કટાઉન આગળ હારી જઇ તેના આખા સૈન્ય સાથે તેને અમેરિકનોને શરણે જવું પડ્યું.

આ વિગ્રહનું રણક્ષેત્ર એકલું અમેરિકામાંજ નહોતું. દરીઆમાં પણ લડાઈ થતી હતી. ૧૭૮૨–૧૭૮૫ના ત્રણ વર્ષ સુધી જનરલ ઇલિયટ નામના અંગ્રેજ સરદારે જીબ્રૉલ્ટરનું રક્ષણ કર્યું હતું. નૌકા સેનાપતિ રૉડનીએ ૧૭૮૨માં વેસ્ટ ઇંડીઝના ટાપુઓ નજીક ફ્રેન્ચ નૌકાને હરાવ્યું હતું. આમ દરીઆ ઉપર અંગ્રેજોને જય મળતો હતો. પણ ખુદ અમેરિકામાં તેઓની ઉપરાચાપરી હાર થવાથી ૧૭૮૩માં વરસેલ્સની સંધિ કરી અંગ્રેજોને અમેરિકાના સંસ્થાનોની સ્વતંત્રતા કબૂલ કરવી પડી, માઈનૉર્કા અને ફ્લૉરિડા સ્પેનને પાછાં આપી દેવાં પડયાં, સેનીગાલ, સેલ્યુકા, અને ટૉબેગો બેટો અને હિંદુસ્થાનમાં માહી ફ્રેન્ચોને આપવાં પડયાં.

**ઇંગ્લંડમાં રોમન કૅથૉલિક લોકો વિરૂધ્ધ હુલ્લડો, (૧૭૮૦).**—અમેરિકા સાથે જ્યારે લડાઈ ચાલતી હતી ત્યારે ઇંગ્લૅંડમાં રોમન કૅથૉલિક પંથને કેટલીક સવળતા કરી આપવા માટે ઠેકાણે ઠેકાણે હુલ્લડો થયાં. ૧૭૮૦માં લૉર્ડ નૉર્થના પ્રધાનમંડળે એક કાયદો કરી રોમન કૅથૉલિક પંથ વિરૂધ્ધના કેટલાક કાયદા રદ કર્યા. સ્કૉટલૅંડના જહાલ પ્રૉટેસ્ટન્ટોને આ કાયદો નાપસંદ પડવાથી તેઓએ તે વિરૂધ્ધ ચળવળ શરૂ કરી. પછી થોડા દહાડા રહી એ ચળવળ ઇંગ્લૅંડમાં પણ પસરી. લંડનમાં જૉન ગૉર્ડન નામના એક પાર્લમેન્ટના સભાસદના વડપણ નીચે સાઠ હજાર માણસની એક જંગી સભા ભરાઈ. લંડનમાં હુલ્લડો થયાં, અને કેટલેક ઠેકાણે આગ લગાડવામાં આવી. કૅથૉલિક પંથનાં કેટલાંક દેવળો પણ બાળી નાંખવામાં આવ્યાં; તેમની દુકાનો લૂંટવામાં આવી, અને કેટલાક ગુંડાઓએ ખુદ બૅંક ઑફ ઇંગ્લૅંડપર હલ્લો કર્યો. આ હુલ્લડો બેસાડી દેવા માટે સરકારને સખત પગલાં ભરવાં પડયાં. હુલ્લડખોરોપર ગોળીબાર કરવામાં આવ્યો, મહોલ્લે મહોલ્લે લડાઈઓ થઇ, ૪૦૦–૫૦૦ હુલ્લડખોરો માર્યા ગયા ત્યારેજ હુલ્લડો બંધ થયાં. ગૉર્ડનને તુરંગમાં પૂરવામાં આવ્યો. અને તેના સાથીદારોને સખત શિક્ષા કરવામાં આવી.

**૧૭૬૩–૧૮૦૧ સુધીનાં ઇંગ્લૅંડના મુખ્ય પ્રધાન.**—૧૭૬૩થી ૧૭૮૦ના સત્તર વર્ષમાં પ્રધાનમંડળમાં ઘણી ફેરબદલી

થયાં કરી હતી. ૧૭૬૩–૧૭૬૫ સુધી ગ્રેનવિલ પ્રધાનમંડળ અધિકારે હતું. રાજા સાથે ન બનવાથી ૧૭૬૫માં ગ્રેનવિલે રાજીનામું આપ્યું. ગ્રેનવિલ પછી વડો પ્રધાન કોને નીમવો એ જ્યૉર્જને સવાલ થઈ પડયો. આખરે વ્હિગ પક્ષનેજ પ્રધાનવટું આપવું પડ્યું. ન્યૂકૅસલ ઘરડો થયો હતો, તેથી જ્યૉર્જે રૉકિંગહામને મુખ્ય પ્રધાન કર્યો. રૉકિંગહામ કંઈ ખાસ કાર્યકુશળ નહોતો, પણ તે પ્રમાણિક હતો. એડમંડ બર્ક જેવા વિદ્વાન માણસને તેણે પોતાનો સેક્રેટરી નીમ્યો હતો. બર્ક કેટલો વિદ્વાન છે તેની આગળથી કોઇને કલ્પના પણ નહોતી, પણ પાછળથી રાજકીય વિષયો ઉપર લેખો લખીને તે કાળના વિદ્વાનમંડળમાં અગ્રસ્થાન તેણે મેળવ્યું. રૉકિંગ-હામના પ્રધાનમંડળમાં ન્યૂકૅસલ પણ હતો, પણ પિટે તેમાં જોડાવા ના પાડી હતી. ઘણી બાબતોમાં રાજા પ્રધાનને બનતી રાસ આવતી નહોતી, તેથી પિટને મુખ્ય પ્રધાનપદ લેવાને સમજાવવા જ્યૉર્જે કોશિશ કરી. પિટે હા પાડી ત્યારે રૉકિંગહામને અધિકારેથી દૂર કર્યો.

**પિટ, અર્લ ઑફ ચેધામનું પ્રધાનમંડળ, (૧૭૬૬–૧૭૬૮).–** રૉકિંગહામ પછી પિટનું પ્રધાનમંડળ થયું (૧૭૬૬). પણ તેનાં આગળનાં પ્રધાનમંડળ કરતાં આ વખતનું પ્રધાનમંડળ જુદા પ્રકારનું હતું. પિટ હવે વૃધ્ધ થયો હતો, અને તેની તબીયેત સારી રહેતી નહોતી, તેમજ જુવાનીનો જુસ્સો અને ઉત્સાહ પણ હવે રહ્યાં નહોતાં. આમની સભામાં વડા પ્રધાન તરીકે કામ કરવા જેટલી શક્તિ તેનામાં રહી નહોતી. તેથી રાજાએ તેને અર્લ ઑફ ચેધામ બનાવી ઉમરાવની સભામાં બેસાડી પ્રીવીસીલનું સહેલું કામ સોંપ્યું. તેણે ઉમરાવપદ સ્વીકાર્યું, તેથી તે લોકમાં અપ્રિય થયો. તેનો મત રાજકારભારના કામમાં એકજ પક્ષના માણસોને રાખવાની રાજનીતિની વિરૂધ્ધ હતો. તેથી તેણે પોતાના મંત્રીમંડળમાં ટોરી અને વ્હિગ બંને પક્ષોના પ્રધાનો નીમ્યા હતા. આ વેળાએ વિલ્કસનું પ્રકરણ ચાલતું હોવાથી વર્તમાનપત્રોમાં ચેધામના પ્રધાનમંડળ વિરૂધ્ધ કડક ટીકા થતી હતી. આ વખતે એડમંડ બર્કે "હાલના અસંતોષપર

વિચાર" (Thoughts on the Present Discontents) નામનું પુસ્તક લખ્યું. તેમાં રાજકારભાર એકજ પક્ષના માણસોના હાથમાં હોય તે ઇષ્ટ છે એ મતનું સમર્થન કર્યું હતું. વાતાવરણ આવા પ્રકારનું જોઈ ૧૭૬૮માં પિટે રાજીનામું આપ્યું. તે ૧૭૭૮માં મરણ પામ્યો.

**ડ્યૂક ઑફ ગ્રૅફ્ટનનું પ્રધાનમંડળ, (૧૭૬૮–૧૭૭૦).**—પિટ પછી ડ્યૂક ઑફ ગ્રૅફ્ટન મુખ્ય પ્રધાન થયો, તેણે પણ ૧૭૭૦માં પોતાની જગાનું રાજીનામું આપ્યું.

**લૉર્ડ નૉર્થનું પ્રધાનમંડળ, (૧૭૭૦–૧૭૮૨).**—ત્યારપછી જ્યૉર્જે ટોરી પક્ષના લૉર્ડ નૉર્થને મુખ્ય પ્રધાન નીમ્યો. લૉર્ડ નૉર્થ હોશિયાર અને કાર્યકુશળ હોવાથી પ્રધાનવટું બાર વરસ સુધી ટકાવી રાખી શક્યો. એના કારભાર દરમ્યાન અમેરિકાના સંસ્થાનો સાથે લડાઈ જાગી હતી. જોકે નૉર્થ મુખ્ય પ્રધાન હતો, તોપણ ઘણુંખરૂં કામકાજ જ્યૉર્જ જાતેજ જોતો હતો. આમ પોતાના હાથમાંથી અધિકાર ચાલ્યો ગયો છે તે જોઈ ૧૭૮૨માં તેણે રાજીનામું આપ્યું.

**રૉકિંગહામનું બીજીવારનું પ્રધાનમંડળ, (૧૭૮૨).**—નૉર્થે રાજીનામું આપ્યું ત્યારે હવે વ્હિગ પક્ષને પ્રધાનવટું આપ્યાવિના છુટકોજ નથી એમ જ્યૉર્જ કળી ચૂક્યો હતો. રૉકિંગહામને વડો પ્રધાન નીમી ફૉક્સને સેક્રેટરી ઑફ સ્ટેટ બનાવ્યો. પિટનો કોઈ અનુયાયી પ્રધાનમંડળમાં હોય તો ઠીક એમ લાગવાથી શેલબર્નને પ્રધાનમંડળમાં જગા આપી. આ પ્રધાનમંડળે રાજકારભારના કામમાં લાંચ રૂશવત લેવાતી હતી તે બંધ કરી. ૧૪૯૨ની સાલમાં પસાર થયેલો પૉઇનીંગઝનો કાયદો રદ કરી આયર્લૅંડની અશાંતિ દૂર કરી, અને અમેરિકાના સંસ્થાનો સાથે સલાહ કરવાની ભાંજગડ શરૂ કરી. આવાં અગત્યનાં કામો કરી ૧૭૮૨માં રૉકિંગહામ મરણ પામ્યો. પછી પ્રધાનમંડળમાંના ફૉક્સ અને શેલબર્ન વચ્ચે અણબનાવ થયો. હવે જ્યૉર્જ રૉકિંગહામનાં વ્હિગ પ્રધાનમંડળથી કંટાળી ગયો હતો, તેથી તેણે શેલબર્નને મુખ્ય પ્રધાન નીમ્યો.

**શેલબર્નનું પ્રધાનમંડળ, (૧૭૮૨–૧૭૮૩).**—શેલબર્નનાં

પ્રધાનમંડળમાં ચેથામને છોકરો વિલિઅમ પિટ હતો તેને 'ચૅન્સેલર ઑફ ધી એક્સચેકર'ની જગા આપવામાં આવી હતી. આ વખતે પિટ માત્ર તેવીસ વર્ષનો હતો. આ પ્રધાનમંડળના વખતમાં વરસેલ્સની સંધિ થઈ. અમેરિકન સંસ્થાનોનું સ્વતંત્રપણું કબૂલ કરવામાં આવ્યું.

શેલબર્ન પ્રધાનમંડળ સ્થપાયાને એક વર્ષ થયું નહિ, એટલામાં તેને તોડી પાડવા માટે કારસ્થાન થવા લાગ્યાં. શેલબર્ન માટે સૌને તિરસ્કાર હતો. પણ પાર્લમેન્ટમાં ફ્રૉક્સની આગેવાનીવાળા વ્હિગ પક્ષ અને નૉર્થના નેતૃત્વ નીચેના ટોરી પક્ષ વચ્ચે એકતાર ન હોવાને લીધે શેલબર્ન પોતાનું પ્રધાનવટું કંઈક દિવસ સુધી ટકાવી શક્યો. પણ ૧૭૮૩માં શેલબર્નને ખસેડવા માટે આપણે એક થઈ જવાની જરૂર છે એમ ફ્રૉક્સ અને નૉર્થ બંનેની ખાતરી થઈ હતી. એ બંનેના વિચારમાં આસ્માન જમીનનો તફાવત હતો, તેથી એ બંનેનું મિશ્ર મંત્રીમંડળ, એ વિચાર માત્ર અકલ્પનીય હતો. પણ તેમ બન્યું. ૧૭૮૩ના એપ્રિલમાં તેઓ બંનેએ ઐક્ય કર્યું, એટલે શેલબર્નને રાજીનામું આપવાની ફરજ પડી. ત્યારે ફ્રૉક્સ અને નૉર્થને પ્રધાન-મંડળ રચવાનું કહ્યા શિવાય જ્યૉર્જને બીજો રસ્તોજ નહોતો.

**ફ્રૉક્સ અને નૉર્થનું મિશ્ર પ્રધાનમંડળ, (૧૭૮૩).—** સ્થિતિ આવી ઉભી થઈ ત્યારે ડ્યૂક ઑફ પોર્ટલૅંડને નામનો મુખ્ય પ્રધાન નીમી ફ્રૉક્સ અને નૉર્થે પ્રધાનમંડળ રચ્યું. એ પ્રધાનમંડળ જ્યૉર્જને તો અપ્રિયજ હતું, તેથી તેને રૂખસત આપવાના યોગની તે રાહ જોતો હતો અને તેવો યોગ તરતજ આવી મળ્યો.

**ફ્રૉક્સનું ઇંડીઆ બિલ, (૧૭૮૩).**—૧૭૮૩માં ફ્રૉક્સ હિંદુસ્થાનની રાજ્યવ્યવસ્થા સંબંધે એક કાયદાનો ખરડો પાર્લમેન્ટ સમક્ષ લાવ્યો. હિંદુસ્થાનના રાજ્યકારભારની સત્તા જે ઇસ્ટ ઇંડીઆ કંપનીના હાથમાં હતી તે લઈ પાર્લમેન્ટના હાથમાં તે સત્તા રાખવી એ મતલબનું આ બિલ હતું. એ બિલ બર્કે તૈયાર કર્યું હતું. કંપનીનો ઉદ્દેશ વેપાર કરવાનો છે, તેથી રાજ્યકારભારનું જોખમ તેને સોંપવું નહિ એમ આ બિલમાં હતું. ફ્રૉક્સે એ બાબતમાં એવી સૂચના કરી કે પાર્લમેન્ટ

નીમે તે સાત કમિશનરોને હિંદુસ્થાનના રાજ્યકારભારની વ્યવસ્થા સોંપવી. એ બિલ સંબંધે કંપનીની તકરાર એવી હતી કે સનદથી મળેલા અમારા હક ઉપર એ બિલ તરાપ મારે છે. રાજાના પક્ષનું કહેવું એવું હતું કે એ બિલથી સર્વસત્તા રાજા પાસેથી લઈ પાર્લમેન્ટને સોંપવાનો ફૉક્સનો વિચાર છે. આમ મતભેદ હતો છતાં એ બિલ આમની સભામાં તો પસાર થયું, પણ ઉમરાવની સભામાં રાજાએ પોતાની સત્તાથી નીમેલા ઘણા ઉમરાવો હોવાથી એ બિલ ઉમરાવની સભામાંથી પસાર થયું નહિ. આમ એ બિલ પસાર ન થવાથી નૉર્થ અને ફૉક્સના મિશ્ર પ્રધાનમંડળને જ્યૉર્જે બરખાસ્ત કર્યું (૧૭૮૩).

**વિલિઅમ પિટનું પ્રધાનમંડળ, (૧૭૮૩–૧૮૦૧).**—ફૉક્સ-નૉર્થનું પ્રધાનમંડળ તૂટયા પછી જ્યૉર્જે પિટને મુખ્ય પ્રધાન થવાનું કહ્યું. આમ ઉપરાઉપરી પ્રધાનમંડળો આવન જાવન થવાથી જ્યૉર્જ ઘણો અપ્રિય થઈ પડયો હતો, અને સઘળા આગેવાન મુત્સદ્દીઓને પ્રધાનપદ સ્વીકારતાં વિચાર કરવો પડતો હતો. તેથી તરૂણ વિલિઅમ પિટને પ્રધાનમંડળ રચતાં ઘણી અડચણ પડી. તોપણ જેમતેમ કરી તેણે પ્રધાનમંડળ ઉભું કર્યું. આમ પ્રધાનમંડળ ઉભું તો કર્યું, પણ પાર્લમેન્ટમાં તેની બાજુની બહુમતિ નહોવાથી તેણે રાજીનામું આપવું કે પાર્લમેન્ટની નવી ચુંટણી કરાવવી એવી સૂચના થવા લાગી. એ એમ્નાંની એકે સૂચના કબૂલ ન કરતાં બહુમતિ આવી મળશે એમ જાણી તેણે તો કારભાર ચલાવવા માંડયો. અને તેના ધારવા પ્રમાણે તેને ફત્તેહ મળી પણ ખરી. ધીમેધીમે લોકમત તેની બાજુનો થતો ગયો.



વિલિઅમ પિટ

તેની કાર્યદક્ષતા, હિંમત અને તેના બાપ માટેનો લોકોનો આદર એ સર્વને લીધે તેની લોકપ્રિયતા વધવા લાગી, જ્યૉર્જનો અભિપ્રાય પણ

તેને માટે ઉંચો હતો. ટોરી પક્ષે લૉર્ડ નૉર્થનું નેતૃત્વ કાઢી નાંખી પિટને નેતા બનાવ્યો. વ્હિગ પક્ષના પણ ઘણા માણસ જેનો ફૉક્સ અને તેના સહકારીઓ ઉપર કોપ હતો તેઓ પિટના ધોરણને ટેકો આપવા લાગ્યા. આમ રાજા, ટોરી પક્ષ અને વ્હિગ પક્ષના ઘણાખરા માણસોનું માન સંપાદન કર્યાથી પિટની ખાતરી થઈ કે હવે નવી પાર્લમેન્ટ ચુંટાવીશ તો જરૂર બહુમતિ થશે. માટે ૧૭૮૪ના માર્ચ મહિનામાં તેણે પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી ચુંટણી કરાવી. તેના ધારવા પ્રમાણે નવી પાર્લમેન્ટમાં ફૉક્સ અને નૉર્થને બહુમતિ ન મળતાં તેનુંજ મતાધિક્ય થયું. આવી રીતે પ્રજામતનો ટેકો મળવાથી ૧૭૮૪થી ૧૮૦૧ સુધી પિટ પ્રધાનપદ ટકાવી શકયો.

**નાના પિટનો સ્વભાવ અને તેની રાજ્યનીતિ.**—પિટ મુખ્ય પ્રધાન થયો ત્યારે તેની ઉમ્મર ૨૫ વર્ષની હતી. આટલી નાની વયે ઇંગ્લૅંડમાં કોઈ વડો પ્રધાન થયો નથી. બાપના જેટલો વિદ્વાન તે નહોતો, પણ ચિવ્વટપણે અને દ્રઢતાથી કામ કરી પ્રતિકૂળ પરિસ્થિતિને અનુકૂળ કરી દેવાની હોશિયારી તેનામાં હતી. બાપના જેવો ભાષણ યોધ્ધો નહોતો, તોપણ સમયોચિત ભાષણ અને વાદવિવાદથી પ્રતિપક્ષને મ્હાત કરવાની શક્તિમાં તેની બરાબરી કરી શકે એવો કોઇ નહોતો. તેના અને રાજાના અભિપ્રાયમાં ઘણો મતફેર હતો, પણ નૉર્થની માફક રાજાના હાથમાં ન રમતાં કોઈપણ કામ સ્વતઃનાજ અધિકારથી કરતો. ટોરી પક્ષનો હતો, છતાં તેનું ધોરણ ઉદાર હતું. પાર્લમેન્ટની સુધારણા, કૅથૉલિક પક્ષને ધાર્મિક છૂટ, આયર્લૅંડ સંબંધમાં ઉદાર રાજ્યનીતિ, સંસ્થાનો, વેપાર અને ઉદ્યોગધંધાની વૃધ્ધિ, એ બધી બાબતોને તેનો મત અનુકૂળ હતો, અને તેમાં બને તેમ જલદી સુધારણા કરી દેવામાં તેણે ઘણો શ્રમ લીધે.

**પિટનું ઇંડીઆ બિલ, (૧૭૮૪).**—પાર્લમેન્ટમાં પોતાનું મતાધિક્ય થયા પછી પિટે હિંદુસ્થાનના રાજ્યકારભારમાં થયેલી અવ્યવસ્થા દૂર કરવા માટે ૧૭૮૪માં એક બિલ પાર્લમેન્ટમાં રજુ કર્યું. આ બિલમાં ઇસ્ટ ઇંડીઆ કંપનીના હિંદુસ્થાનના રાજ્ય-

કારભારપર દેખરેખ રાખવા માટે 'બોર્ડ ઑફ કન્ટ્રોલ' નામનું એક મંડળ સ્થાપવાની વ્યવસ્થા કરી હતી. પ્રધાનમંડળનો એકાદ સભાસદ એ 'બોર્ડનો પ્રમુખ રાખવાનું ઠરાવેલું હતું. આવી રીતે કંપનીના રાજકીય કામપર પાર્લમેન્ટની દેખરેખ રાખી વ્યાપાર બાબતમાં તેને સંપૂર્ણ સ્વતંત્રતા આપવાનું ઠરાવ્યું હતું. આ બિલ ગયા વર્ષના ફૉક્સના બિલ જેટલું વ્યાપક નહોતું; પણ તે પાસ થયું, અને ૧૮૫૮માં ઇસ્ટ ઇંડીઆ કુંપની બંધ કરી હિંદુસ્થાનનો રાજ્યકારભાર ઇંગ્લૅંડના રાજાએ પોતાના હાથમાં લીધો ત્યાંસુધી હિંદુસ્થાનનો કારભાર આ બિલના ધોરણ પ્રમાણે વ્યવસ્થિત રીતે ચાલ્યો હતો. આમ કંપનીના રાજકીય વહીવટમાં બ્રિટિશ સરકારે હાથ ઘાલ્યા પછી કંપનીના હિંદુસ્થાનમાંના ગવર્નર-જનરલ વૉરન હેસ્ટિંગ્ઝને કેટલીક ગેરવર્તણુક માટે રાજીનામું આપવું પડ્યું (૧૭૮૫). પણ વૉરન હેસ્ટિંગ્ઝનું પ્રકરણ રાજીનામાંથીજ બંધ થયું નહિ. વ્હિગ પક્ષના તેના કેટલાક શત્રુએ હિંદુસ્થાનમાં તેણે કરેલાં ગેરકાયદાના અને જુલમી કામો માટે પાર્લમેન્ટની સભામાં તેનાપર ખટલો ઉભો કર્યો. બર્ક, ફૉક્સ અને શેરિડન જેવા ભડ ભાષણયોધ્ધાઓએ તેની વિરૂધ્ધ પાર્લમેન્ટમાં ભાષણો કર્યાં. એ ખટલો સાત વર્ષ સુધી ચાલ્યો (૧૭૮૮–૧૭૯૫). પણ આખરે હેસ્ટિંગ્ઝ નિર્દોષ ઠરી છૂટી ગયો.

પ્રિટે પરદેશી રાજ્યોમાં પણ ઇંગ્લૅંડને ઉંચું સ્થાન પ્રાપ્ત કરી આપ્યું. ફ્રાન્સ સાથે વેપાર સંબંધે સંધિ કરી, અને પૃશિયા અને હૉલૅંડ સાથે તહનામું કરી રૂશીઆની રાણી કૅથરાઇનની મહત્વાકાંક્ષાને રોકી.

આ પ્રમાણે દેશના કારભારમાં અને પરદેશી રાજ્યનીતિની બાબતમાં પિટની સુધારણા ચાલતી હતી, તેવામાં ૧૭૮૮માં જ્યૉર્જ એકાએક માંદો પડવાથી પિટને પ્રધાનવટું છોડવું પડશે કે કેમ એવું લાગવા માંડ્યું. રાજા રાજકાજ ન કરી શકે એટલો માંદો પડ્યાથી તેની પ્રકૃતિ સુધરે ત્યાંસુધી રાજસત્તા કોને આપવી એ સવાલ પ્રધાનમંડળ આગળ આવી ઉભો. એ પ્રશ્ન માટે મતભેદ ઉઠયો હતો. રાજ્યપુત્ર જ્યૉર્જનું વળણ વ્હિગ પક્ષ તરફ ઢળેલું હોવાથી ફૉક્સ અને તેના

વ્હિગ અનુયાયીઓનું કહેવું એવું હતું કે શાહજાદો જ્યૉર્જ પાટવિકુંવર હોવાથી રાજસત્તા હાથમાં લેવાનો તેનો હક છે. પણ પિટનું કહેવું એવું હતું કે એ સંબંધે કોઇપણ વ્યવસ્થા કરવાનો હક પાર્લમેન્ટનો છે, માટે પાર્લમેન્ટના કાયદાથી રાજ્યપુત્ર જ્યૉર્જ રાજસત્તા હાથમાં લે એ ઉચિત છે. આમ મતભેદ ચાલતો હતો, તેવામાં રાજા પાછો એકદમ સારો થઈ ગયો એટલે એ સવાલનું નિરાકરણ એમનું એમજ રહ્યું. તેની માંદગી દરમ્યાન રાજસત્તા કોને અને કેવી રીતે આપવી એ બાબે પિટે યોજેલા ધોરણ માટે પિટ જ્યૉર્જને અધિક પ્રિય થઈ પડયો. આમ રાજાની મરજી અને ફૅાકસ અને તેના મુઠ્ઠીભર અનુયાયીઓ શિવાય પાર્લમેન્ટના બધા સભાસદોનો ટેકો તેને હોવાથી પિટને લાગ્યું કે દેશની અંદર સુધારા કરવાનું આપણાથી બની શકશે. પણ આ અરસામાં ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ (૧૭૮૯). એ રાજ્યક્રાંતિમાં યુરોપનાં તમામ રાજ્યોનું લક્ષ ચોંટયું હતું, અને તેમાંથી ઉભા થયેલા ઝગડામાં ઇંગ્લૅંડને ભાગ લેવો પડ્યાથી દેશમાં સુધારાનું કામ મુલતવી રાખવું પડયું.

# પ્રકરણ ૨૨ મું

## ૩જો જ્યૉર્જ—નેપોલીયન સાથે લડાઇ

### ઉત્તરાર્ધ

(૧૭૮૯–૧૮૨૦)

૧૭૮૯, ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ.—૧૭૯૨, ફ્રાન્સમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના.—૧૭૯૩–૧૮૦૨, ઇંગ્લંડની ફ્રેન્ચ પ્રજાસત્તાક રાજ્ય સાથે લડાઇ.—૧૮૦૦, ઇંગ્લિશ અને આઇરિશ પાર્લમેન્ટનું એકીકરણ.—૧૮૦૨, ઍમીન્સની સંધિ.—૧૮૦૩–૧૮૧૫, નેપોલીયન સાથે યુદ્ધ.—૧૮૦૫, ટ્રૅફાલગરનું દરીઆઈ યુદ્ધ.—૧૮૦૭, ગુલામગીરીના વેપારની બંધી.—૧૮૦૮–૧૮૧૪, 'પેનિન્શુલર' વૉર (સ્પેનના દ્વિપકલ્પમાં લડાઈ).—૧૮૧૨–૧૮૧૪, 'યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા' (અમેરિકાના સંયુક્ત સંસ્થાનો) સાથે લડાઈ.—૧૮૧૫, વૉટરલૂની લડાઈ.

૧૭૮૯માં ઇંગ્લંડમાં પિટના પ્રમુખપદ નીચે ટોરી પક્ષ અધિકારપર હતો તે વખતે ફ્રાન્સમાં થયેલી રાજ્યક્રાંતિ તરફ સર્વનું લક્ષ ખેંચાયું હતું. પિટના પ્રધાનમંડળને પણ તે તરફ લક્ષ આપવુ પડ્યું. ત્યારે ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ કયાકયા કારણથી થઈ તે આપણે તપાસીએ.

French Revolution—**ફ્રાન્સમાં રાજ્યક્રાંતિના કારણો.** યુરોપના બીજા દેશોની માફક ફ્રાન્સમાં પણ સમાજ રચનાનો પાયો સરંજામી પધ્ધતિપર રચાયો હતો. એ સરંજામી પધ્ધતિ અસ્તિત્વમાં આવી ત્યારથીજ ધર્માધિકારી અને મોટા મોટા ઉમરાવના હાથમાં સમાજવ્યવસ્થા અને દેશરક્ષણનું કામ સોંપાયું હતું. તે કામ બદલ બીજા લોકોનાં કરતાં તેમના હક કંઇક વિશિષ્ટ હતા. ખાસ કરીને કરના બોજામાંથી તેમને મુક્ત રાખવામાં આવ્યા હતા. પણ ૧૮મા સૈકામાં એ સઘળી સ્થિતિ પલટાઈ જઈ રાજ્યકારભારનું તમામ સૂત્ર રાજાના હાથમાં આવ્યું, અને પૂર્વે ધર્માધિકારીઓ અને ઉમરાવો

જે કામ કરતા હતા તે બધાં કામ રાજસત્તાથી થવા લાગ્યાં. તોપણ તે વખતે પણ આ ઉપલા વર્ગના લોકોને કર ભરવાથી મુક્ત રાખવામાં આવ્યા હતા. હવે જ્યારે સમાજરચના અને રાજ્યકારભારનું કામ તેઓ તરફથી થતું નહોતું ત્યારે તેઓને શામાટે કર ભરવામાંથી બકાદ રાખવા એ સવાલ સ્વાભાવિક રીતે ઉપસ્થિત થયો. આમ ઉપલો વર્ગ કર ભરવામાંથી બચી જતો હતો, ત્યારે નીચલા અને ગરીબ વર્ગોના ઉપર કરનો બોજો અસહ્ય હતો. અમીર ઉમરાવોને પેઢી દર પેઢી ઉતરી આવેલા કેટલાક વિશેષ હક્કો હતા ત્યારે ગરીબ વર્ગને તેવું કંઈ નહોતું. લાયક હોય કે નહોય તોપણ મોટામોટા અને માનભર્યાં હોદ્દાની જગ્યા ધર્માધિકારી અને અમીર ઉમરાવોનેજ મળતી. ગરીબ વર્ગના લોકોને લાયક હોય તોપણ એવી જગા મળતી નહિ. નીચલા વર્ગની માફકજ મધ્યમ વર્ગના લોકોને પણ માનભર્યાં અને નફાકારક હોદ્દા મળતા નહિ, તેથી તેઓને બીજી દિશા તરફ લક્ષ આપવું પડતું. એટલે મધ્યમ વર્ગ વેપાર અને ઉદ્યોગધંધામાં પરોવાયો હતો. એ વર્ગ વેપાર અને ઉદ્યોગધંધાથી આળસુ અને નિરૂદ્યોગી ધર્માધિકારીઓ અને ઉમરાવ વર્ગ કરતાં ઘણો શ્રીમંત થઈ ગયો હતો. આમ ફ્રાન્સમાં મધ્યમ વર્ગની સ્થિતિ ઘણી સુધરી ગઇ હતી ત્યારે નીચેના ગરીબ વર્ગની સ્થિતિ ઘણી દુખદાયક થઈ પડી હતી. તેઓની પાસે જમીનદારો ગણોત લેતા હતા, તેઓને ધર્મવ્યવસ્થા માટે ધર્માધિકારીઓને કર આપવા પડતા હતા, અને રાજ્યદ્વારી કરોનો બોજો પણ તેમને સહન કરવાનો હતો. આ ઉપરાંત સરંજામી પદ્ધતિના નિયમાનુસાર કર ભરવા પડતા તેતો વળી જુદા. ફ્રાન્સના નીચલા વર્ગના લોકોપર આમ પારાવાર સંકટ પડતું હતું. ત્યારે એ સ્થિતિમાંથી પોતાનો છૂટકો કેમ કરવો તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. ફ્રાન્સના બહુજનસમાજની સ્થિતિ આવી દુખમય હતી ત્યારે તેઓના આચાર વિચારને નવું વલણ આપનારો એક નવો વર્ગ ઉભો થયો, તે વર્ગ તે લેખકો અને તત્ત્વવેત્તાઓનો.

**ફ્રાન્સનો લેખક વર્ગ, વૉલ્ટેર અને રૂસો.**—૧૮મા સૈકાનાં પાછલા અર્ધ ભાગમાં યુરોપમાં નવીન વિચારનાં મોજાં ઉછળવા

લાગ્યાં. પ્રાચીન કાળથી ચાલતી આવેલી રીતભાત, ધર્મસમજુતી અને રહેણીકહેણીપર લોકો ટીકા કરવા લાગ્યા. જે બાબતો અક્કલમાં ઉતરે અથવા આધુનિક વિજ્ઞાન શાસ્ત્રની કસોટીમાંથી પસાર થાય તેનેજ માન્ય કરવી, બીજી બધીનો ત્યાગ કરવો એવો લોકમત થતો ચાલ્યો. ધર્માધિકારીઓનો બીજા વર્ગના લોકોપરનો જુલમ, તેઓનું નિંદ્ય આચરણ, ઉમરાવ વર્ગના વિશિષ્ટ હક, જુલમી રાજાઓને હાથે થતો રાજસત્તાનો દુરૂપયોગ, એ બધા વિષયોપર લેખક વર્ગ ટીકા કરવા લાગ્યો. જોકે જૂનાં રીતરિવાજ અને આચારવિચારપર યુરોપના ઘણાખરા દેશોમાં વિચારવંત પુરૂષો ટીકાપ્રહાર ચલાવતા હતા, પણ તે બધા ટીકાકારોમાં ફ્રાન્સના ટીકાકારો પહેલે નંબરે આવતા હતા. વૉલ્ટેર અને રૂસો નામના ફ્રેન્ચ લેખકોએ હલ્લો જોસથી ચલાવવા માંડયો. વૉલ્ટેરનો પ્રહાર ધર્મપર હતો. તે કાળના ધાર્મિક વિચારો, ધર્મને નામે થતી ગાંડાઇ, ધર્માધિકારીઓનાં નિંદ્ય અનીતિમાન વર્તન અને લોકોના અક્કલ રહિત આચારવિચારો એ બધી બાબતો ઉપર તેણે કડક ભાષામાં ટીકા પ્રહાર ચલાવી લોકોના ધાર્મિક વિચારોમાં ઘણી ક્રાંતિ કરી દીધી હતી. આમ વૉલ્ટેરે તેના લેખોથી જૂના ધાર્મિક વિચારને શિથિલ કરી નાખ્યો હતો, ત્યારે રૂસોએ તેના લેખોથી સામાજીક અને રાજકીય વિચારોમાં પલટો કરી નાખી રાજ્યક્રાંતિ માટે લોકોનાં મન તૈયાર કરી મૂક્યાં હતાં. રૂસોએ તેના લેખોમાં એવો મત પ્રતિપાદન કર્યો હતો કે પૂર્વે પ્રાચીન કાળમાં સર્વલોક એકજ દરજ્જાના હતા. તે વેળા શ્રીમંત કે ગરીબ, ઉંચા કે નીચા કોઈ નહોતા. શાંતતા, સમાનતા, સ્વતંત્રતા, બંધુત્વ સર્વત્ર પૂર્ણપણે વ્યાપ્ત હોઈ સકળ લોક ખરેખરા સુખી હતા. પણ પાછળથી દુષ્ટ, સ્વાર્થી અને આપમતલબી


વૉલ્ટેર

માણસોએ એ સ્થિતી ઉલટાવી નાખી ગરીબ અને તવંગર, ઉંચા અને નીચા એવા ભેદો દાખલ કરી મહાજનના જન્મસિધ્ધ હક લૂંટી લીધા. સામાજીક અને રાજકીય બાબતોમાં સ્વતંત્રતા અને હકો સુરક્ષિત રહે એ હેતુથી મહાજનોએ રાજા કહેવાતા અધિકારી નીમેલા—પરંતુ હળવે હળવે એ અધિકારીઓએ—રાજાઓએ લોકનાં સ્વાતંત્ર્ય અને રાજકીય હક લૂંટી લઈ પોતાની સત્તા અનિયંત્રિત કરી.


રૂસો

અમીર ઉમરાવ અને ધર્માધ્યક્ષ વર્ગોના વંશપરંપરાના વિશિષ્ટ હકો, નીચલા ગરીબ વર્ગના પારાવાર દુખો, વૉલ્ટેર, રૂસો વગેરે લેખકોના પ્રયત્નોથી ગરીબ વર્ગના લોકોના વિચારમાં થયેલો પલટો, ધર્મ, સમાજરચના અને રાજકીય બંધનો એ બાબતોમાં પરાપૂર્વથી ચાલી આવેલી શ્રધ્ધામાં આવેલી શિથિલતા, એ બધાં કારણોને લીધે ફ્રાન્સની સમાજરચના ક્રમે ક્રમે છિન્નભિન્ન થવા લાગી હતી. અને રાજ્યવ્યવસ્થાનાં તાબૂત ગગડી પડી તાજીઆં ઠંડા થઇ જશે એમ સૌને લાગવા માંડ્યું હતું. પણ આ વખતે ફ્રાન્સની સાંપત્તિક સ્થિતિ સારી હતી તેથી ચાલુ પરિસ્થિતિ કેટલાક વર્ષ સુધી ટકી રહી. પણ સપ્તવાર્ષિક યુધ્ધ પછી ફ્રાન્સની આર્થિક સ્થિતિ ઘણી ખરાબ થઈ પડી. ૧૪મા લુઇની મહત્ત્વાકાંક્ષાને લીધે ફ્રાન્સનું દેવું ઘણું થઈ ગયું હતું, તે ૧૫મા લુઇના વખતમાં ઘણું વધી ગયું હતું. ૧૮મા સૈકાના ઉતરાર્ધની શરૂઆતમાં ફ્રાંન્સનાં ઉપજ ખરચ એક સરખાં વધ્યાં હતાં. ૧૫મા લુઈની કારકીર્દીમાં (૧૭૧૫–૧૭૭૪) નવીન કર્જ કરી જેમતેમ ઉપજ ખરચનાં પાસાં મેળવાતાં હતાં. પણ આમ રાજ્યનું દેવું એક સરખું વધતું જવાથી કોઇ રીતની મહત્ત્વની સુધારણા કર્યાં શિવાય દેશનું ઠેકાણું પડનાર

નથી એમ સર્વ વિચારવંત માણસોને લાગતું હતું.

૧૫મા લુઈ પછી તેનો પૌત્ર ૧૬મો લુઈ (૧૭૭૪–૯૨) ગાદીપર આવ્યો. ત્યારથી તે રાજ્યક્રાંતિ થઇ તે દિવસ સુધીના ૧૫ વર્ષમાં રાજ્યના ઉપજ ખરચના ટાંટીઆ કેમ મેળવવા તે વિચારવા જેવું થઈ પડ્યું હતું. ઉપજ ખર્ચના પાસાં મેળવવા માટે માત્ર બેજ રસ્તા હતા. એકતો એ કે દરબારનો બેસુમાર વધી ગયેલો ખરચ કમી કરવો, અને બીજો એ કે ઇતર વર્ગોની માફક અમીર ઉમરાવો અને ધર્માધિકારીઓએ પણ કર ભરવા તૈયાર થવું. પરિસ્થિતિ આવી હતી ત્યારે સર્વ બાબતનો વિચાર કરી કોઈ તરેહની સુધારણા કરવા માટે લુઇએ અર્થશાસ્ત્રી ટર્ગો અને નાણાંશાસ્ત્રી નેકર, એ બે હોશિયાર માણસોને પ્રધાનમંડળમાં લીધા. પણ ઉમરાવ વર્ગના દુરાગ્રહને લીધે તેઓ કંઈ સુધારણા કરી શકયા નહિ. ત્યારે હવે બીજો કોઈ ઉપાય જડતો નથી એમ જોઇ ૧૬મા લુઇએ ૧૭૮૯ના મે મહિનામાં ૧૫૦ વર્ષ પછી દેશની આપત્તિનો વિચાર કરવા પાર્લમેન્ટ બોલાવી.

**લાફાયેટ, રોબેસપીઅર અને મિરૅબો.**—૧૭૮૯ના મેની ૫મી તારીખે પાર્લમેન્ટ મળી. તેમાં બારસો સભાસદો હતા. તેમાંથી કેટલાક નેતાઓ બહાર પડવા લાગ્યા. તેમાં લાફાયેટ, રોબેસપીઅર અને મિરૅબો મુખ્ય હતા. પહેલા બે નેતાઓના વિચાર કેવળ તાત્ત્વિક હતા. તેઓ સિદ્ધાંત અને નિયમને વળગી રહેનારા હતા. ત્યારે મિરૅબો વ્યવહારદ્રષ્ટિવાળો હતો. પ્રચલિત રાજસત્તા અને રાજ્ય-વ્યવસ્થાને ઉથલાવી પાડી અરાજકતા અને અવ્યવસ્થા કરી એટલે પ્રજાને સ્વતંત્રતા મળી ગઈ એમ તે સમજતો નહતો, પણ ચાલુ રાજ્યપદ્ધતિ કાયમ રાખી તેમાં જરૂર જોગો સુધારો કરવો એવો તેનો વિચાર હતો. પાર્લમેન્ટમાં પહેલો મહત્ત્વનો સવાલ ઉભો થયો તે રાજ્યવ્યવસ્થામાં અગત્યના સુધારા કરવાનો હતો. એ પ્રશ્ન સંબંધમાં મિરૅબો પોતાનો મત બીજા સભાસદોના મનપર ઠસાવી શકયો નહિ. કારણકે પાર્લમેન્ટમાં મગજના ફાટેલા સભાસદોનો મોટો જથ્થો હોવાથી શાંતપણે વિચાર થતો નહોતો. ધીમેધીમે સભામાં નીચલા વર્ગના

લોકો આગળ આવવા લાગ્યા. તેઓ તો માત્ર એટલુંજ સમજતા હતા કે રાજ્યનું તંત્ર તોડી ફોડી મેદાન કરી નાખી સર્વત્ર અવ્યવસ્થા કરી નાખી કે સુધારણાનો સર્વ અર્થ સર્યો. ૧૬મા લુઇ સામું જેમ આવે તેમ સભામાં બોલાતું. રાજાનો વિચાર તમામ સત્તા અનિયંત્રિતપણે પોતાના હાથમાં લઈ બેબંદશાહી સુલતાની ચલાવવાનો છે એમ પૅરિસમાં વાત ચાલતાં લોકો ઉશ્કેરાઈ ગયા, અને તેઓએ ૧૪મી જૂલાઇ (૧૭૮૯)ને રોજે* બૅસ્ટિલ તુરંગ તોડી તેમાંના સર્વ કેદીઓને મુક્ત કર્યા.

પૅરિસનો દાખલો લઈ ફ્રાન્સમાં ઠેકાણે ઠેકાણે લોકો હુલ્લડ કરવા લાગ્યા. અમીર ઉમરાવોને લૂંટવા લાગ્યા, અને ચર્ચોને લગતી અને ધર્માધિકારીઓની માલીકીની જમીન પચાવી પાડવા લાગ્યા. ત્યારપછી ૬ઠ્ઠી અકટોબરે ૫મા લુઇને વરસેલ્સથી પૅરિસ લાવી 'ટયૂલરીઝ' નામના સરકાર વાડામાં મોટા બંદોબસ્તથી કેદી તરીકે રાખવામાં આવ્યો.

આ અરસામાં ફ્રાન્સમાં નાની નાની ચોપડીઓ અને ચોપાનીઆં દ્વારા ક્રાંતિકારક વિચારો ફેલાતા જતા હતા. એ ચોપાનીઆંમાં દેશપર પડેલી બધી આફતો અને ગરીબોનાં બધાં દુખોનો ટોપલો રાજાને માથે ઢલવાતો હતો. માટે એવી જુલમી, અન્યાયી અને નવાબી રાજસત્તાને તોડી પાડવી એ દરેકની ફરજ છે એમ બધાં ચોપાનીઆંમાં લખવામાં આવતું હતું. આવાં વર્તમાનપત્રો ઉપરાંત ઠેકાણે ઠેકાણે રાજદ્વારી મંડળો સ્થપાતાં હતાં, અને તેમાં રાજ્યક્રાંતિનીજ ચર્ચા ચાલતી હતી. આવું એક મંડળ 'જૅકોબિન કલબ' નામનું હતું, તે તો જહાલપણામાં બધાને ટપી જતું હતું.

૧૭૮૯ અને ૧૭૯૦નાં બે વર્ષ પાર્લમેન્ટે ફ્રાન્સ માટે નવી રાજ્યઘટના ઘડવામાં ગાળ્યાં. તેણે મહા પ્રયાસે એક રાજ્યબંધારણ

* બૅસ્ટિલ:—પૅરિસની તુરંગને બૅસ્ટિલ કહે છે. ફ્રાન્સની અનિયંત્રિત રાજસત્તા વિરૂધ્ધ ચળવળ કરનારાઓને તેમની તપાસ કરી અપરાધ સાબિત થયા પૂર્વેજ વર્ષોના વર્ષો સુધી આ તુરંગમાં ગોંધી રાખવામાં આવતા હતા. તેથી એ તુરંગને રાજ્યદ્વારી મહત્ત્વ મળ્યું હતું.

ઘડી કાઢ્યું. તેમાં રાજા અને કારોબારીખાતાના હાથમાં ઘણી ઓછી સત્તા રાખવામાં આવી હતી. જેથી અમલબજાવણીનું કામ સારી રીતે ચાલતું નહોતું. તેથી તે ખાતાને અધિક અધિકાર આપવાનું મિરૅબોનું કહેવું હતું, પણ તેની સૂચનાને કોઈ સાંભળતું નહિ. તેથી મનમાં કષ્ટ પામી ૧૭૯૧માં તે મરણ પામ્યો.

મિરૅબોના મરણ પછી તો રાજસત્તાને કોઈનોજ ટેકો નહોતો. નવાં રાજ્યબંધારણથી રાજકારભાર ચલાવવો બહુ મુશ્કેલ થઈ પડયો હતો. તેથી ૧૬મો લુઈ ફ્રાન્સમાંથી પલાયન કરવાનો વિચાર કરતો હતો. ૧૭૯૧ના જૂનની ૨૦મી તારીખે પોતાના કુટુંબ સાથે તે નાઠો, પણ રસ્તામાં તે પકડાઈ ગયો. અને તેને પૅરિસ પાછો લાવવામાં આવ્યો. ત્યારપછી નવી રાજ્યરચના પ્રમાણે રાજકારભાર ચલાવવાના ગંભીર સોગંદ આપી રાજસત્તા તેને પાછી સોંપવામાં આવી. આ પ્રમાણે ૧૭૮૯માં બોલાવેલી પાર્લમેન્ટ અનિયંત્રિત રાજસત્તા કાઢી નાખી તેની જગાએ લોકનિયંત્રિત રાજઘટના રચી આપખુશીથી બરખાસ્ત થઈ (૩૦ સપ્ટેમ્બર, ૧૭૯૧).

છેલ્લી પાર્લમેન્ટે કરેલી રાજ્યઘટના પ્રમાણે કાયદા કરવા માટે નવી પાર્લમેન્ટની ચુંટણી થઈ તેની પહેલી બેઠક બોલાવવામાં આવી. નવી રાજ્યઘટના રચવામાં દેશદાઝ શિવાય અમારો અંગત સ્વાર્થ છેજ નહિ એમ સાબિત કરવા જૂના, કસાયલા અને અનુભવિ સભાસદોએ નવી પાર્લમેન્ટની ચુંટણીમાં ઉમેદવારી કરી નહોતી. સ્વાર્થત્યાગની કલ્પનાની આ રીત ઘણી ભૂલ ભરેલી હતી. દેશને હિતકારક થવાને બદલે તેઓની સ્વાર્થત્યાગ દર્શાવવાની રીત ઉલટી દેશહિતવિનાશક નીવડી. કેમકે નવી પાર્લમેન્ટમાં (અકટોબર, ૧૭૯૧) જે ૭૪૫ સભાસદો ચુંટાઈ આવ્યા હતા તે રાજકાજથી તદ્દન બિનઅનુભવિ હતા. રાજ્યકારભાર સારી રીતે ચલાવવા શું શું કરવું જોઇએ તેની તેઓને બીલકુલ માહિતી નહોતી. 'જૅકોબિન કલબમાં' જેઓએ માત્ર ભાષણશકિત બતાવી હતી, પણ વાસ્તવિકરીતે જોતાં જેઓને રાજકાજનું કંઈ જ્ઞાન નહોતું એવાજ માણસોની આ નવી પાર્લમેન્ટમાં ભરતી થઈ હતી.

પાર્લમેન્ટ મળ્યા પછી થોડાજ દિવસમાં તેમાં માઉંટેન અને જિરૉંડિસ્ટ નામના બે પક્ષ પડી ગયા. જો કે આ બે પક્ષ વચ્ચે મતભેદ હતો, તોપણ દેશમાં રાજસત્તા નષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્યપધ્ધતિ સ્થાપન કરવાની બાબતમાં બંને એકમત હતા. તેથી પાર્લમેન્ટમાં તે પ્રકારની સૂચના જોસભેર થવા લાગી.

ફ્રાન્સમાં આમ ભાંગફોડ ચાલી રહી હતી, ત્યારે તે રાજ્યક્રાંતિને અટકાવી દબાવી દેવા માટે ઑસ્ટ્રિયાના શહેનશાહ લીઓપોલ્ડે પૃશિયાના રાજાની સંમતિથી પિલનિટ્ઝનું જાહેરનામું કાઢ્યું. ઑસ્ટ્રિયા અને પૃશિયાના રાજા ફ્રાન્સની અંદરની ખટપટમાં આમ વચ્ચે પડ્યાથી રાજ્યક્રાંતિની ચળવળ કરનારાઓ તેઓ ઉપર ઘણા ગુસ્સે થયા.

**ફ્રાન્સ, ઑસ્ટ્રિયા અને પૃશિયા વિરૂદ્ધ લડાઈ જાહેર કરે છે.**—ફ્રાન્સમાં રાજ્યપરિવર્તનની ચળવળ શરૂ થવા માંડી કે તરતજ ઘણા અમીર ઉમરાવો ફ્રાન્સ છોડી રહાઈન નદીની પેલી તરફ જઈ રહ્યા, અને તેઓએ ૧૬મા લુઈના ભાઈ અર્ટાસની સરદારી નીચે ત્યાં એક મોટું લશ્કર એકઠું કર્યું, અને રાજ્યક્રાંતિ કરનારા લોકોપર વેર લેવાનું તેઓએ જાહેર કર્યું. તેથી ઑસ્ટ્રિયા અને પૃશિયા સામે લડાઈ જાહેર કરવી અને સાથેસાથે આ ઉમરાવોની પણ ખબર લેવી એ આવશ્યક છે એમ પ્રજાસત્તાવાદી સભાસદોને લાગ્યું. અને ૧૬મા લુઈની ઈચ્છા નહોતી તોપણ ૧૭૯૨ના એપ્રિલની ૨૦મી તારીખે પાર્લમેન્ટે ઑસ્ટ્રિયા અને પૃશિયા વિરૂધ્ધ લડાઈ જાહેર કરી.

**ફ્રાન્સની પહેલી હાર.**—ઑસ્ટ્રિયા અને પૃશિયા સામે લડાઈ જાહેર કરવામાં જિરૉંડિસ્ટ પક્ષે એક ગંભીર ખોટી ગણત્રી કરી હતી. તેણે માની લીધું હતું કે ઑસ્ટ્રિયા સામે યુધ્ધ જાહેર કરીશું કે તરતજ ફ્રાન્સની રાજ્યક્રાંતિનું અનુકરણ કરી યુરોપના બધા દેશોના લોક પોતપોતાના જુલમી રાજાઓને સિંહાસનપરથી પદચ્યુત કરી પોતાના દેશમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપશે. તેઓની એ કલ્પના તરતજ ખોટી ઠરી. બીજું તેઓ એમ માનતા હતા કે ઑસ્ટ્રિયા સામેના યુધ્ધમાં સહેલાઈથી આપણને જય મળશે. એ માન્યતામાં પણ તેઓ ઠગાયા. કેમ કે ઑસ્ટ્રિયા સાથે જે પહેલીજ ચકમક ઝરી

તેમાં બિનકવાયદી જેમતેમ ઉભા કરેલા ફ્રેન્ચ લશ્કરનો સત્વર પરાજય થયો. ત્યારપછી ફ્રાન્સપર સ્વારી લાવવા ઑસ્ટ્રિયા અને પૃશિયાના રાજાઓ વિચાર ચલાવે છે એ સાંભળતાંજ ફ્રાન્સમાં બધા લોક બ્હાવરા થઈ ગયા. ફ્રાન્સની હારને માટે ભળતીજ વાતો ચાલવા લાગી. એક અફવા એવી ઉડી કે કેટલાક દેશદ્રોહીઓ ઑસ્ટ્રિયા સાથે મળી ગયેલા છે. કેટલાક તો હારના અપયશનો ટોપલો ૧૬મા લુઇને માથેજ ઢાલવવા લાગ્યા. લુઈના હેતુ વિષે ફાવે તેમ અફવાઓ ઉડવા લાગી.

રોજ રોજ પૃશિયન લશ્કર પૅરિસની પાસેને પાસે આવતું જાય છે એ સાંભળીને ફ્રાન્સના લોકનો પિત્તો ઘણો ઉછળ્યો. "૧૬મા લુઇનો એક વાળપણ વાંકો થયો તો આખાં પૅરિસ શહેરને બાળીને ભસ્મ કરી નાખીશ" એવી ધમકી જ્યારે પૃશિયન સેનાપતિ બ્રન્સવિકે આપી ત્યારે લુઈપર લોકોના ગુસ્સાનો પાર રહ્યો નહિ. લુઈ દેશદ્રોહી થઈ શત્રુ સાથે મળી ગયેલો હોવોજ જોઇએ, નહિ તો બ્રન્સવિક તેની તરફ સહાનુભૂતિ દર્શાવી આવી ધમકીના ઉદ્ગાર કાઢે નહિ એમ લોકો સમજવા લાગ્યા. તેથી ક્રાંતિ કરનારા લોકો લુઇને ગાદીપરથી પદ્ભ્રષ્ટ કરવા માટે સરકારવાડા ઉપર હલ્લો કરવા નીકળ્યા.

આ હલ્લાને પાર્લમેન્ટની સંમતિ મળેલી હતી. રાજાને પદ્ભ્રષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્યઘટના ઘડી કાઢવા એક પ્રધાનમંડળ નીમવામાં આવ્યું હતું (૧૦ ઑગસ્ટ ૧૭૯૨).

રાજસત્તા નષ્ટ થયા પછી રાજ્યવ્યવસ્થા પાર્લમેન્ટ અને તેણે નીમેલા પ્રધાનમંડળનાં હાથમાં જવી જોઇતી હતી. પણ એ વખતે પૅરિસ શહેર ખળભળી ઉઠેલી પ્રજાના હાથમાં ગયેલું હોવાથી સુવ્યવસ્થા અને શાંતતા જાળવી રાખવાનું કામ ઘણું મુશ્કેલ થઈ પડ્યું હતું. આ વખતે ક્રાંતિકારક વિચારોને પ્રોત્સાહન આપનારા રૉબેસપીઅર ડૅન્ટન, મૅરા વગેરે નેતાઓ આગળ આવ્યા હતા. તેઓ પાર્લમેન્ટના સભ્યો હતો. પાર્લમેન્ટમાં 'માઉંટેન' નામના જહાલ પક્ષના તેઓ નેતા હતા. ૧૦મી ઑગસ્ટ એટલે જે દિવસે રાજા પદ્ભ્રષ્ટ થયો

ત્યારથી ૨૧મી સપ્ટેમ્બર સુધી રાજ્યની લગામ આ જહાલ પક્ષના નેતાઓના હાથમાં હતી.

તેઓનું મુખ્ય કામ ફ્રાન્સપર ચઢી આવતાં ઑસ્ટ્રિયન લશ્કરને પાછાં હઠાવવાનું હતું. માઉંટેન પક્ષે એ કામ હાથમાં લીધું. દેશપર આફત આવી પડી છે, માટે સર્વે લોકોએ પોતાનો ધંધો રોજગાર છોડી દઈ દેશ રક્ષણાર્થે બહાર પડવું જોઇએ એવું જાહેરનામું તેઓએ પ્રગટ કર્યું. જિંદગીને જરૂરની વસ્તુઓ શિવાય બીજી બધી વસ્તુઓ બનાવવાનાં કારખાનાં બંધ કરવામાં આવ્યાં, અને શસ્ત્રો અને બીજી યુધ્ધ સામગ્રી ઉત્પન્ન કરનારાં કારખાનાં તડામાર ચાલવા લાગ્યાં. સૈન્યમાં નહિ જોડાનારા સશક્ત લોકોને જોર જુલમથી લશ્કરમાં ઘાલવામાં આવ્યા. આવી રીતે અણીને વખતે શત્રુને મારી હઠાવવા માટે માઉંટેન પક્ષે બનતો પ્રયત્ન કરી સર્વ સામગ્રી તૈયાર કરી એક મોટું સૈન્ય ઉભું કર્યું. આમ જીવપર આવી લડવા માટે તૈયાર થઇ ફ્રેન્ચ સૈન્યે પૃશિયન ફોજને વાલ્મીની લડાઇમાં હરાવી તેને પૅરિસ તરફ આગળ વધતું અટકાવ્યું (સપ્ટેમ્બર, ૧૭૯૨).

**પૅરિસમાં કત્લેઆમ, ૨, ૩, ૪ સપ્ટેમ્બર, (૧૭૯૨).**— ચઢી આવતા શત્રુને પ્પાળ્યા પછી રાજ્યક્રાંતિ કરનારા નેતાઓએ અંતસ્થ સ્થિતિપર ધ્યાન આપવા માડયું. એ કામમાં જે દુષ્ટ અત્યાચારનાં કૃત્યો તેઓને હાથે થયાં તે બરાબર સમજવા માટે દેશની તે વખતની સ્થિતિ તરફ આપણે નજર કરવી જોઇએ. આખા દેશમાં અરાજકતા અને અવ્યવસ્થા થઇ ગયાં હતાં. સર્વ સત્તા થોડા માણસોના હાથમાં ગઈ હતી. સૈન્યની ભરતી વખતે રાજસત્તાવાદીઓએ ઘણી હરકત કરી હતી. તેમની સખત ખબર લેવાના પ્રયત્નો ડૅન્ટન અને મૅરાના અનુયાયીઓ કરવા લાગ્યા. રાજાના પક્ષમાં હોવાના વ્હેમ ઉપરથી સંખ્યાબંધ માણસોને તુરંગમાં પૂરવામાં આવ્યા. તુરંગો કેદીઓથી ચિકાર ભરાઇ ગઇ. વધારે કેદીઓ માટે તુરંગોમાં જગા નહોતી. ત્યારે તેઓ માટે જગા કરવા સારૂ આગળના કેદીઓની કતલ કરવામાં આવતી. આ લોકોએ

૨જી, ૩જી અને ૪થી સપ્ટેમ્બરે જે અઘોર કૃત્યો કર્યાં તેનું વર્ણન વાંચતાં આપણા શરીરમાં કંપારિ છૂટે છે. એ ત્રણ દિવસમાં બે હજાર નિર્દોષોનાં ખુન કરવામાં આવ્યાં હતાં. ટુંકમાં કહીએ તો ફ્રાન્સમાં સઘળી સત્તા હથિયારબંધ ખુની ટોળીના હાથમાં ગઇ હતી.

પણ સારે નસીબે ૧૭૯૨ના સપ્ટેમ્બરની ૨૧મીએ નવી પાર્લમેન્ટ ભરાઇ તેમાં ખુની ટોળીની સંખ્યા ઓછી હતી. એ નવી પાર્લમેન્ટે પહેલીજ બેઠકમાં ફ્રાન્સને પ્રજાસત્તાક રાજ્ય તરીકે જાહેર કર્યું. આજ અરસામાં પૃશિયાનો વાલ્મી આગળ પરાજય થયો હતો. ઑસ્ટ્રિયાને પણ લીય આગળ હરાવવામાં આવ્યું એટલે હાલતુરત તો પરદેશી હુમલાની બીકમાંથી ફ્રાન્સ મુકત થયું. ત્યારપછી ફ્રેન્ચ સૈન્યે સૅક્સનીપર હુમલો કરી રહાઇન નદીની આસપાસનો મુલક જીતી લીધો, અને નવેમ્બરમાં ઑસ્ટ્રિયાના તાબાના નેધર્લૅંડ દેશમાં પણ ઘણો મુલક કબજે કર્યો.

**૧૬મા લુઇને ફાંસી, ૨૧મી જાનેવારી, (૧૭૯૩).**—નવી પાર્લમેન્ટનો પ્રત્યેક સભાસદ જોકે પ્રજાસત્તાવાદી હતો તોપણ તેઓમાં થોડો ઘણો મતભેદ હતો, તેથી પાર્લમેન્ટમાં જિરૉંડિસ્ટ, માઉંટેન અને પ્લેન એ નામના ત્રણ પક્ષ ઉભા થયા. માઉંટેન અને જિરૉંડિસ્ટ પક્ષો વચ્ચે ૧૬મા લુઇની તપાસ વખતે મતભેદ ઉભો થયો. ૧૦મી ઑગસ્ટ ૧૭૯૨ના રોજથી રાજા અને રાજકુટુંબ કેદમાં હતાં. ડિસેંબર મહિનામાં પદભ્રષ્ટ રાજાને તપાસ માટે ન્યાયાસન સમક્ષ ખડો કરવામાં આવ્યો. જિરૉંડિસ્ટ પક્ષે રાજાને બચાવી લેવાની ખટપટ ચલાવી હતી. પણ લોકમત પ્રમાણે ચાલતા માઉંટેન પક્ષને રાજાની તપાસ ચલાવવી આવશ્યક લાગતી હતી. અને રાજસભામાં તે પક્ષનું મતાધિકય હોવાથી ૧૬મા લુઇપર ન્યાયાસન આગળ કામ ચલાવવામાં આવ્યું, તેનાપર દેશદ્રોહનો આરોપ સાબિત થયો, અને તેને ફાંસીની શિક્ષા કરવામાં આવી. ૧૭૯૩ના જાનેવારીની ૨૧મી તારીખે ૧૬મા લુઇને શૂળીપર લટકાવવામાં આવ્યો.

**ફ્રાન્સની રાજ્યક્રાંતિ વિષે ઇંગ્લૅંડનો લોકમત.**—ફ્રાન્સમાં

ચાલી રહેલી ભાંગફોડ તરફ ઇંગ્લિશ પ્રજાનું લક્ષ સ્વાભવિક રીતે ખેંચાયું હતું. પહેલપ્રથમ તો જુલમી રાજસત્તા વિરૂધ્ધ ઉભી થયેલી ચળવળ તરફ ઇંગ્લિશ પ્રજાની સહાનુભૂતી હતી. કેમકે ફ્રાન્સના બુર્બોન વંશના રાજાઓના રાજ્યલોભને લીધે ઇંગ્લૅંડને વારંવાર લડાઇઓમાં ઉતરવું પડતું હતું. ત્યાં ઉભી થયેલી ચળવળથી ફ્રાન્સમાં અનિયંત્રિત રાજસત્તા નષ્ટ થઈ તેની જગાએ ઇંગ્લૅંડની માફક લોકનિયંત્રિત સત્તા સ્થાપિત થશે એમ અંગ્રેજ પ્રજાને શરૂઆતમાં લાગ્યું હતું. આ કારણોસર ઇંગ્લિશ પ્રજામત ફ્રેન્ચ લોકમત તરફ હતો. પણ ધીમેધીમે જેમ જેમ ક્રાંતિકારોને હાથે થતા અત્યાચારોની ખબર પડતી ગઇ, તેમ તેમ ઇંગ્લિશ પ્રજામત બદલાતો ગયો. મોટા મોટા રાજ્યદ્વારી પુરૂષોમાં બે મત હતા. ઇંગ્લૅંડનો મુખ્ય પ્રધાન પિટતો શરૂઆતથીજ સાવધપણે પોતાનો વિરૂધ્ધ મત દર્શાવતો હતો. ત્યારે તેનો પ્રતિસ્પર્ધિ ફૉક્સ તો ફ્રાન્સના ક્રાંતિકારોનાં ગુણ ગાઇ રહ્યો હતો. બૅસ્ટિલ તોડી કેદીઓને છૂટા કરવાના દિવસને તેણે અર્વાચીન કાળના ઇતિહાસમાં સોનાના અક્ષરે કોતરી રાખવા જેવો દિવસ ગણ્યો હતો. વ્હિગ પક્ષવાળાઓ પણ ક્રાંતિકારોના ગુણાનુવાદ ગાતા હતા. કેટલાકોએ તો ફ્રાન્સમાં ઉદ્‌ભવેલા સમાનતા, સ્વતંત્રતા અને ભ્રાતૃતાના વિચારોનો ઇંગ્લૅંડની પ્રજામાં પ્રચાર કરવા માટે ઠેકાણે ઠેકાણે રાજ્યદ્વારી મંડળો સ્થાપન કર્યાં હતાં. પણ ક્રાંતિકાર મંડળીઓએ કરેલા અત્યાચારો, પાર્લમેન્ટના સખત જુલમી કાયદા, ૧૭૯૨ના સપ્ટેમ્બરમાં પૅરિસમાં ન્યાયને નામે થયેલાં નિર્દોષ માણસોનાં ખુન, અને છેવટે ૧૭૯૩ના જાનેવારીમાં ૧૬મા લુઇને દીધેલી ફાંસી વીગેરે બાબતોની ખબર જેમ જેમ પડતી ગઈ, તેમ તેમ અંગ્રેજી પ્રજામત ફ્રાન્સની રાજ્યક્રાંતિની વિરૂદ્ધ થતો ગયો. પરંતુ ફૅાક્સ અને તેના અનુયાયીઓને ફ્રેન્ચ લોકનાં ઉપર વર્ણવેલાં કૃત્યોમાં ગેરવર્તણુંક જેવું કંઈ લાગતું નહોતું. પણ વ્હિગ પક્ષના એક આગેવાન માણસ એડમન્ડ બર્કે "ફ્રાન્સમાંની રાજ્યક્રાંતિ વિષે કેટલાક વિચારો" (Reflections on the French Revolution) નામના પુસ્તકમાં ફ્રાન્સની ક્રાંતિ વિરૂદ્ધમાં પોતાનો

મત એવી સરસ દલીલોથી દર્શાવ્યો કે સઘળાનું ધ્યાન તે તરફ ખેંચાયું. આ ગ્રંથમાં તેણે એવો મત પ્રતિપાદન કર્યો હતો કે ૧૬૮૮માં ઇંગ્લૅંડે કરેલી રાજ્યક્રાંતિ પ્રમાણે પરાપૂર્વથી ચાલતી આવેલી રૂઢીને યોગ્ય માન આપી જૂના પાયાપરજ જે નવીન રચના કરવામાં આવે તેજ ચિરકાળ ટકે છે. ફ્રેન્ચ રાજ્યક્રાંતિની વિરૂદ્ધ લોકમત કેળવવામાં આ પુસ્તક ઘણું ઉપયોગનું થઈ પડ્યું.

પોતાના દેશમાં આ રાજ્યક્રાંતિનો પવન પેસે નહિ તે હેતુથી ઑસ્ટ્રિયા અને પૃશિયાએ રહાઈન નદીની બાજુમાં પોતાનાં લશ્કરો તૈયાર રાખ્યાં હતાં (૧૭૯૨). ફ્રેન્ચ વિચારો જો ઇંગ્લૅંડમાં પસરશે તો ઇંગ્લૅંડમાં પણ ફ્રાન્સની માફકજ અનર્થ થશે એમ ઘણાખરા વ્હિગ પક્ષવાળાઓને પણ લાગવા માંડ્યું હતું. વ્હિગ પક્ષનું ધોરણ સુધારાનું ખરૂં, અને તેથી સ્વતંત્રતા, સમાનતા અને બંધુત્વના વિચારો તરફ તેમની સહાનુભૂતિ પણ ખરી, તોપણ ફ્રાન્સમાં ચાલી રહેલા અત્યાચારો જોઈ તે તોફાનનાં મોજાં ઇંગ્લૅંડમાં ઉછળે નહિ તે હેતુથી પિટના ધોરણને તેઓએ ટેકો આપવાનું ઠરાવ્યું.

૧૬મા લુઇને ફાંસી દેવામાં આવી પછી પિટે પૅરિસમાંના અંગ્રેજ એળચીને પાછો બોલાવી લીધો. પછી ફ્રેન્ચ લશ્કરે બેલજીઅમ જીતી લીધું, અને હૉલૅંડપર મોરચો માંડ્યો. હવે પરદેશી હુમલાથી હૉલૅંડનું રક્ષણ કરવાનું સંધિથી ઇંગ્લૅંડે વચન આપ્યું હતું, તેથી ઇંગ્લૅંડે ફ્રેન્ચોના હૉલૅંડપરના આ હુમલાની સામું હરકત લીધી. પણ ફ્રાન્સે તેની હરકતપર દુર્લક્ષ આપ્યાથી ઇંગ્લૅંડે ૧૭૯૩ના ફેબ્રુઆરીમાં ફ્રાન્સ સાથે લડાઈ જાહેર કરી. એ લડાઈ ૧૭૯૩ના ફેબ્રુઆરીથી ૧૮૧૫ના જુલાઈ સુધી ચાલી હતી. વચમાં વચમાં થોડો વખત બંધ રહેતી. ઇંગ્લૅંડનું જોર દરીઆપર હતું. ફ્રાન્સ જમીનપર બળવાન હતું. ફ્રાન્સનું લશ્કર ૫ લાખનું હતું. ત્યારે ઇંગ્લૅંડનું માત્ર ૩૦ હજારનું હતું. એથી ઉલટું ઇંગ્લૅંડ પાસે ૧૫૩ લડાયક વહાણો હતાં, ત્યારે ફ્રાન્સ પાસે ફકત ૮૩જ હતાં. ફ્રાન્સ દેશમાં હુમલો લઇ જવા ઇંગ્લૅંડ અસમર્થ હતું. તેમ કરવા માટે તેને યુરોપનાં બીજાં રાજ્યોની મદદની જરૂર હતી. આ વખતે યુરોપમાં પૃશિયા,

રૂશીઆ, અને જર્મન રાજ્યો પાસે બળવાન લશ્કરો હતા. પણ તે રાજ્યોની આર્થિકસ્થિતિ સારી નહોતી, તેથી તેમને પૈસાની મદદની જરૂર હતી. તે મદદ ઇંગ્લૅંડ આપી શકે તેમ હતું. નાણાંની મદદ આપી તેમની મારફત ફ્રાન્સને શેહ આપી શકાય એમ હતું. તેથી ઇંગ્લૅંડે મદદ કરવાનો ઠરાવ કર્યો.

પિટે લડાઈ જાહેર કરી ઑસ્ટ્રિયા, પૃશિયા, સ્પેન, હૉલૅંડ અને સાર્ડિનીઆ સાથે એકસંપી કરી. પછી તાબડતોબ જો મિત્ર રાજ્યો પૅરિસપર ધસી ગયાં હોત તો તેઓને જય મળવાની સંધિ ઘણી સારી હતી. કેમકે ફ્રાન્સમાં જિરૉંડિસ્ટ અને જૅકોબિન પક્ષો વચ્ચે રાજ્યાધિકાર સંબંધે માંહોમાંહે ટંટો ચાલતો હતો. પણ પોલૅંડની વહેંચણી બાબતમાં પૃશિયા અને ઑસ્ટ્રિયા વચ્ચે ચરસ ચાલતો હતો તેથી ફ્રાન્સ તરફ તેઓએ પૂરેપૂરૂં લક્ષ આપ્યું નહિ, અને ઇંગ્લિશ સૈન્યને મદદ કરવા પણ ઑસ્ટ્રિયાએ સંમતિ આપી નહિ, એટલે ઘણો વખત નકામો નીકળી ગયો.

આમ મિત્રરાજ્યો ઢીલ કરતાં હતાં ત્યારે ફ્રાન્સ તડામાર તૈયાર થઈ જતું હતું. જિરૉંડિસ્ટ પક્ષની હાર થઇ સત્તા જૅકોબિન પક્ષના હાથમાં આવી હતી. તેઓએ દેશમાં સુવ્યવસ્થા રાખવા માટે અને પરદેશી હુમલાઓ સામું દેશનું રક્ષણ કરવા માટે મહામથન કર્યું. સર્વ તૈયારી કરી રહી તેઓએ ૧૭૯૪ના વર્ષનાં બેસતાં પહેલાંજ શત્રુની ફોજને પાછી વાળી. નેપોલીઅન બોનાપાર્ટ નામના એક તરૂણ સરદારે ટૂલોન બંદર અંગ્રેજ પાસેથી ઝુંટવી લીધું. ફ્રાન્સે એજ વરસમાં ડ્યૂક ઑફ યૉર્કની સરદારી નીચેના ઇંગ્લિશ લશ્કરને હરાવી દઈ હૉલૅંડપર સ્વારી કરી, પાટનગર ઍમ્સ્ટડૅામ જીતી લઈ આખા હૉલૅંડ દેશને તાબામાં લીધો. આમ ફ્રાન્સને વિજયી થતું જોઈ પૃશિયા, સ્પેન અને હૉલૅંડ બાઝેલ આગળ ફ્રાન્સ સાથે સલાહ કરી મિત્રરાજ્યના સંઘમાંથી નીકળી ગયાં. એટલે ઇંગ્લૅંડ, ઑસ્ટ્રિયા અને સાર્ડિનીઆજ ફ્રાન્સ સામે લડનારા રહ્યાં. આણી તરફ ફ્રાન્સના અંદરના રાજ્ય પ્રકરણમાં પણ ઘણા મહત્વના ફેરફાર થયા હતા. રૉબેસપીઅરના નેતૃત્વ નીચેની સુલતાની વ્યવસ્થા

નષ્ટ થઈ તેને બદલે ફ્રાન્સમાં એક ડિરેક્ટરી—પાંચ સભાસદોની પંચ—૧૭૯૫માં નીમાઇ હતી. આ ડિરેક્ટરીએ ૧૭૯૬માં નેપોલીઅન બોનાપાર્ટને ઇટલીમાંના ફ્રેન્ચ લશ્કરનો સેનાપતિ નીમીને મોકલ્યો. તેણે ત્યાં જઈ ઑસ્ટ્રિયા અને સાર્ડિનીઆના તાબાનો ઇટલીમાંનો મુલક જીતી લીધો. અને પછી આલ્પ્સ પર્વત ઓળંગી જોતજોતામાં ઠેઠ વિએના પહોંચી જઈ શહેરમાં દાખલ થયો. આમ નેપોલીઅનને અચાનક આવી પહોંચેલો જોઈ શહેનશાહ બીજો ફ્રાન્સિસ તો સડકજ થઈ ગયો, અને સલાહ કર્યા વગર છુટકોજ નથી એમ સમજી જઈ ૧૭૯૭ના અકટોબર મહિનામાં કૅમ્પોફૉર્મિયોની સલાહ તેણે કબૂલ કરી. મિત્રરાજ્યોના સંઘમાંથી આમ ઑસ્ટ્રિયા પણ નીકળી ગયુ. ત્યારે પિટે સલાહ કરવાનું કહેણ ડિરેક્ટરીપર મોકલ્યું. પણ ઉપરાઉપરી મળેલી ફત્તેહથી ફુલાઈ જઈ ડિરેક્ટરીએ સલાહ કરવા ના પાડી. સ્પેને પણ સંઘમાંથી નીકળી જઈ ફ્રાન્સ સાથે મળી જઈ ઇંગ્લૅંડ સામે લડાઇ જાહેર કરી હતી. એટલે હવે હૉલૅંડના અરમારને ઉપયોગમાં લઈ ખુદ ઇંગ્લૅંડપર સ્વારી લઇ જવાનાં ફ્રાન્સને સ્વપ્નાં આવવા લાગ્યાં.

**ઇંગ્લૅંડના નૌકાસૈન્યે કરેલો વિજય.**—ઇંગ્લૅંડના આ અણીના વખતે ઇંગ્લિશ અરમારે કલ્પનામાં ન આવે એવાં પરાક્રમ કરી બતાવ્યાં. ૧૭૯૪ના જૂનની ૧લી તારીખે લૉર્ડ હાઉએ ફ્રેન્ચ નૌકાસૈન્યને ઑશૅન્ટી આગળ હરાવ્યું. પછી ૧૭૯૫માં દક્ષિણ આફ્રિકાને છેડે કેપ ઑફ ગુડ હોપ, અને ૧૭૯૬માં વેસ્ટ ઇંડીઝના કેટલાક બેટો અંગ્રેજી અરમારે જીતી લીધાં. ૧૭૯૭ના ફેબ્રુઆરીમાં નૌકાપતિ જર્વિસ અને કોમોડોર નેલ્સને સેન્ટ વિન્સેન્ટની ભૂશિર નજીક સ્પેનના અરમારનો પરાજય કર્યો. પછી તેજ વર્ષે નૌકાપતિ ડંકને કૅમ્પર-ડાઉન નજીક ડચ અરમારના ફુરચે ફુરચા ઉડાવી દીધા. એટલે ઇંગ્લૅંડપર સ્વારી લઈ જવાનાં સ્વપ્નાં જોતા ફ્રાન્સની આંખ ઉઘડી ગઈ, અને ઇંગ્લૅંડને ફ્રાન્સ તરફથી હુમલાની બીક રહી નહિ.

સેન્ટ વિન્સેન્ટની જીત પછી થોડે દિવસે સ્પિટહેડ અને નોર આગળ ખલાસીઓએ પગારના વધારા અને નોકરીમાં કંઈ વિશેષ

સગવડ મેળવવા માટે બંડ કર્યું, પણ તેઓને તેઓની માગણી પ્રમાણે આપવાનું કબૂલ કરી બંડ શમાવી દેવામાં આવ્યું.

## જમીન અને સમુદ્ર ઉપરની લડાઓ વખતનું નેપોલિયનના વખતનું યુરોપ.




**નેપોલીઅનની ઇજીપ્ટપર ચઢાઇ, (૧૭૯૮).**—ફ્રાન્સ જોકે દરીઆમાં હાર ખાતું હતું તોપણ જમીનપર ઉપરાચાપરી જીત મેળવતું હતું. ૧૭૯૭માં ઑસ્ટ્રિયાને હરાવી તેને કૅમ્પોફૉર્મિયોની સલાહ કરવાની ફરજ પાડી હતી. પછી સાર્ડિનીઆનો પરાજય કર્યો. એટલે ૧૭૯૭ પછી ફ્રાન્સ સાથે લડનાર ઇંગ્લૅંડ એકલુંજ રહ્યું. ઇંગ્લૅંડપર સ્વારી લઈ જવા માટે જોઇએ તેટલું બળવાન નૌકાસૈન્ય ફ્રાન્સ

પાસે નહોતું. ત્યારે ઇંગ્લૅંડના તાબાના એશીઆમાંના મુલકપર હુમલા કરી તે હાથ કરી હિંદુસ્થાનમાં ઇંગ્લૅંડને ફટકો મારવાનું ડિરેકટરીએ ઠરાવ્યું. તે માટે એક નૌકાસૈન્ય ઉભું કર્યું. અને તેની સરદારી નેપોલીઅનને આપી. નેપોલીઅન એ નૌકાસૈન્ય લઈ ઇજીપ્ટ જવા ઉપડયો. માર્ગમાં માલ્ટા જીતી લીધું. ત્યાંથી એલેકઝાંડ્રિઆ ગયો અને ઇજીપ્ટમાં દાખલ થયો. નેપોલીઅનના ઉપડવાની ખબર નૌકા-સેનાપતિ નેલ્સનને પડી કે તરતજ તેણે નેપોલીઅનની પૂઠ પકડી. નેલ્સને વિચાર્યું કે જો નેપોલીઅનના અરમારનો નાશ કરૂં તો નેપોલીઅન તેના આખા સૈન્ય સાથે ફ્રાન્સથી છૂટો પડી જાય અને ઇજીપ્ટમાં ગોંધાઇ રહે. એ વિચારથી તેણે ૧લી ઑગસ્ટ ૧૭૯૮ને દિવસે અબુકરના ઉપસાગરમાં ફ્રેન્ચ અરમાર પર હુમલો કરી તેનો નાશ કર્યો. આમ નૌકાનો નાશ થવાથી નેપોલીઅન ફ્રાન્સથી બહુ છેટે રહી ગયો. પણ તેથી હિંમત ન હારતાં તેણે ૧૭૯૮માં પીરૅમિડની લડાઇમાં ઇજીપ્ટના લશકરને હરાવ્યું, અને ત્યાંથી ઉપડી સીરીઆ પર ચઢી ગયો. ત્યાં દરીઆ કિનારો મેળવવા માટે એકર બંદરપર હલ્લો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ.

આમ નેપોલીઅન યુરોપમાંથી ઇજીપ્ટ ગયો એટલે ઇંગ્લૅંડ, ઑસ્ટ્રિયા રૂશીઆ અને ટર્કીએ ફ્રાન્સ સામું બીજીવાર એકસંપી કરી, ૧૭૯૯માં મિત્રરાજ્યોએ જર્મની, ઇટલી અને હૉલૅંડમાંથી ફ્રેન્ચ સૈન્યોને હાંકી કાઢયાં. આમ યુરોપમાં બધે ઠેકાણે ફ્રેન્ચ સૈન્યોની હારની ખબર નેપોલીઅનને પડી ત્યારે તે પોતાના સૈન્યને ઇજીપ્ટમાંજ રહેવા દઈ ફક્ત થોડા માણસોને સાથે લઈ ઇંગ્લિશ નૌકાસૈન્યની નજર ચૂકવી ઇજીપ્ટથી નીકળ્યો અને ૧૭૯૯ના અકટોબરની ૯મી તારીખે ફ્રાન્સમાં પાછો દાખલ થયો.

નેપોલીઅનની ગેરહાજરીમાં ઉપરાઉપરી ફ્રાન્સની હાર થવાથી ડિરેકટરી અપ્રિય થઇ પડી હતી. દેશનો વિશ્વાસ મારાપર છે એમ નેપોલીઅન જાણતો હતો. તેથી આ સંધિનો લાભ લઈ ૧૭૯૯ના નવેમ્બરની ૮મી તારીખે ડિરેકટરીને વિસરજન કરી તમામ સત્તા નેપોલીઅને પોતાના હાથમાં લીધી.

ડિરેક્ટરીની સત્તા ઉથલાવી પાડ્યા પછી પોતાને અગ્રસ્થાન મળે એવી રાજ્યઘટના રચવા નેપોલીઅને વિચાર કર્યો. પ્રાચીન કાળના રોમન સામ્રાજ્યની રાજ્યઘટનાનું અનુકરણ કરવા તેણે ઠરાવ્યું. છેલ્લાં દસ વરસની અંધાધુંધીથી લોકો કંટાળી ગયા હતા. અવ્યવસ્થા કરતાં બળવાન કેંદ્રીભૂત થયેલી રાજ્યવ્યવસ્થા પાછી સ્થાપન થાય તે ઘણું સારૂં એવો લોકોનો મત થયો હતો. તેથી નેપોલીઅનની યોજનાને તેઓએ વધાવી લીધી. અને ફ્રાન્સમાં પ્રાચીન રોમન રાજ્યપધ્ધતિ—સેનેટ એટલે લોકપ્રતિનિધિસભા અને તેનો વડો કામદાર કૉન્સલ— સ્થાપિત થઈ. આ પ્રજાસત્તાક રાજ્યનો પહેલો કૉન્સલ નેપોલીઅન પોતેજ થયો.

**ઑસ્ટ્રિયા અને રૂશીઆ એકસંપીમાંથી નીકળી ગયાં.**—દેશની આંતર વ્યવસ્થા કરતાં પરદેશી શત્રુઓને મારી હઠાવવાની ફ્રાન્સને વધારે જરૂર હતી. તેથી જર્મની અને ઇટલીમાંથી ઑસ્ટ્રિયાનો પગ કાઢવાનો નેપોલીઅને કિસ્સો કર્યો. મોરો નામના સેનાપતિને જર્મની મોકલ્યો, અને પોતે ઇટલીપર ચઢી ગયો. ૧૮૦૦ના જૂનની ૨૪મી તારીખે મેરેન્ગોની લડાઈમાં ઑસ્ટ્રિયનોને હરાવી ઇટલીપર પોતાની આણ વર્તાવી. મોરોએ એજ વર્ષના ડિસેમ્બરમાં હોહેનલીંડનના યુધ્ધમાં ઑસ્ટ્રિયન સૈન્યનો પરાજય કર્યો. આમ બંને દેશોમાં હાર થવાથી ઑસ્ટ્રિયાએ ફ્રાન્સ સાથે લ્યૂનેવીયની સલાહ કરી. આ પૂર્વે થોડા દિવસ અગાઉ રૂશીઆ તો મિત્રરાજ્યના સંઘમાંથી નીકળીજ ગયું હતું. આવી રીતે યુરોપમાં ફ્રાન્સનો જય થતો હતો ત્યારે ૧૮૦૧માં ઇજીપ્ટમાં ઍલૅકઝાંડ્રીઆ આગળ અંગ્રેજોએ ફ્રેન્ચ સૈન્યને હરાવ્યું.

**આમીન્સની સંધિ, ૧૮૦૨.**—ઑસ્ટ્રિયા અને રૂશીઆ સંઘમાંથી નીકળી ગયાં એટલે પાછું ફ્રાન્સ સાથે લડનાર એકલું ઇંગ્લૅંડજ મેદાને રહ્યું. ઇંગ્લૅંડ ટાપુ હોવાથી અને ઇંગ્લૅંડનો અરમાર બળિષ્ઠ હોવાથી તેને કેમ મ્હાત કરવું તેની નેપોલીઅનને સમજ પડતી નહોતી. તુરતાતુરત ઇંગ્લૅંડ જીતી શકાય એમ તો હતુંજ નહિ, તેથી તેની સાથે સલાહ કરી અંતસ્થ સ્થિતિ સુધારવી એવો ફ્રાન્સનો અભિપ્રાય થયો. ઇંગ્લૅંડમાં પણ રાજ્યકારભારમાં ફેરફાર થયો હતો. આયર્લૅંડની

બાબતમાં ૩જા જ્યૉર્જે પિટની મરજી માફક ચાલવાની ના પાડી, તેથી પિટે પ્રધાનપદનું રાજીનામું આપ્યું (૧૮૦૧). એટલે ૧૮૦૨માં ઇંગ્લૅંડે ફ્રાન્સ સાથે આમીન્સની સંધિ કરી. એ સંધિની શરતમાં સૌ સૌનો જીતેલો મુલક પાછો આપે એવું ઠર્યું હતું.

**પિટનું અંતસ્થ બાબતો સંબંધનું ધોરણ.**—યુરોપમાં લડાઈ ચાલતી હતી ત્યારે પણ દેશના કારભારપર પિટનું દુર્લક્ષ નહોતું. પિટના મનમાં તો ઘણા ઘણા સુધારા કરવાનું હતું, પણ ફ્રાન્સ સાથે ૨૦–૨૨ વર્ષ સુધી ચાલેલા યુધ્ધને લીધે સુધારાનું કામ તેને મુલતવી રાખવું પડ્યું હતું. આયર્લૅંડમાં ક્રાંતિકારક વિચાર પ્રસર્યા હતા, તે દાબી દેવા કેટલાક કડક જાપ્તાના કાયદા તેને કરવા પડ્યા. એ કામમાં તેને બર્ક, ડ્યૂક ઑફ પોર્ટલૅંડ વિગેરે આગેવાન વ્હિગોનો ટેકો હતો. તેના પ્રતિસ્પર્ધિ ફૉક્સનો પક્ષ નાનો હતો, તેથી પિટ સામું તેનું કંઇ ચાલતું નહિ. ૧૭૯૩માં પિટ પ્રધાનમંડળે પરદેશીઓ વિરૂધ્ધ 'એલિયન બિલ' નામનો કાયદો પસાર કરાવી જૅકોબિન પક્ષની ચળવળને દાબી દીધી, પછી 'ટ્રેટર્સ કૉરસ્પંડન્સ બિલ'—રાજ્યદ્રોહીઓના પત્રવ્યવહાર સંબંધે બિલ અને સભાબંધીનો કાયદો એવા બે કાયદા રચ્યા. પછી ૧૭૯૪માં થોડા વખત માટે હેબીઅસ કૉર્પસ ઍક્ટની અમલબજામણી બંધ કરી. દેશની આર્થિકસ્થિતિ સુધારવાને માટે પણ કેટલાક કાયદા પિટને કરવા પડ્યા. ૧૭૯૭માં ફ્રાન્સ ઇંગ્લૅંડપર ચઢી આવશે એવી બીક રહેતી હતી, તેથી તે વખતે ખરચને પહોંચી વળવા માટે સરકારી તિજોરીમાં સોનાનો જથ્થો જમા રાખવા માટે સારો બંદોબસ્ત કર્યો. તેથી શરાફ બજારમાં સોનાના નાણાંની ભીડ પડવા લાગી. લોકો રોકડ માંગવા લાગ્યા. સરકારી તિજોરીપર પણ રોકડ નાણાં માટે દરોડો પડ્યો. ત્યારે પિટે રોકડ આપવું બંધ કરવા માટે કાયદો ઘડ્યો. આવી રીતે આર્થિક મૂશ્કેલી પણ પિટે દૂર કરી.

આ પ્રમાણે પિટ ઇંગ્લંડની અંદરની વ્યવસ્થામાં ગુંથાયો હતો, ત્યારે તેને આયર્લૅંડની બાબતમાં પણ લક્ષ આપવું પડ્યું હતું. ત્યાં ઉપરાઉપરી બંડો થયાં કરતાં હતાં, તેનો સમાધાનકારક નિકાલ લાવવા માટે બંને દેશોની પાર્લમેન્ટ જોડી દેવા પિટે ઠરાવ્યું. રોમન

કૅથૉલિકો વિરૂધ્ધના કેટલાક કાયદા કાઢી નાખવાનું વચન આપી બંને પાર્લમેન્ટના એકીકરણ માટે તેણે આઇરિશોની સંમતિ મેળવી. અને ૧૮૦૦ની સાલમાં બંને દેશની પાર્લમેન્ટના એકીકરણનો કાયદો કર્યો, અને ૧૮૦૧માં સંયુકત પાર્લમેન્ટની બેઠક પણ ભરી. પણ આઇરિશ લોકોને આપેલા વચન પ્રમાણે (Roman Catholic Emancipation Bill)—રોમન કૅથૉલિકો ઉપરના ધાર્મિક પ્રતિબંધ નિષેધક બિલ માટે જ્યૉર્જે સંમતિ આપી નહિ, ત્યારે પિટે ૧૮૦૧માં મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપ્યું.

**આમીન્સની સંધિની શરતો, (૧૮૦૨).**—પિટ પછી ઍડિંગટન મુખ્ય પ્રધાન થયો. તેણે ૧૮૦૨માં ફ્રાન્સ સાથે ઍમીન્સની સંધિ કરી લડાઈ બંધ પાડી. આ સલાહની શરતોથી આફ્રિકાની દક્ષિણ ભૂશિર કેપ ઑફ ગુડહોપ ઇંગ્લૅંડે ડચ લોકને પાછી આપી. સીલોન અને ટ્રિનિદાદ બેટો ઇંગ્લૅંડને મળ્યા. ઇટલીમાંથી ફ્રેન્ચ લશ્કર ખેંચી લેવાનું નેપોલીઅને કબૂલ કર્યું. ઇંગ્લૅંડે માલ્ટાનો ટાપુ સેન્ટ જૉનના સરદારોને પાછો આપ્યો, અને ફ્રાન્સનું પ્રજાસત્તાક રાજ્ય કબૂલ કર્યું.

ઉપર પ્રમાણે ઍમીન્સની સંધિથી જોકે લડાઈ બંધ પડી, તોપણ તેથી કાયમનો કંઈ નિકાલ થયો નહોતો. પાછી લડાઈ ક્યારે જાગશે તે કોઇ કહી શકે એમ નહોતું. તેથી બંને પક્ષે લડાઈની તૈયારી ચાલુજ રાખી હતી. નેપોલીઅને પીડમૉંટ, પાર્મા અને એલ્બા કબજે કર્યાં. ફ્રેન્ચ સૈન્યની સારી રીતે વ્યવસ્થા કરી સ્વિટ્ઝર્લૅંડપર પોતાની હાક વર્તાવી. હૉલૅંડ અને ઇટલીમાં આવતો અંગ્રેજી માલ અટકાવ્યો. અને હૉલૅંડમાંથી ફ્રેન્ચ સૈન્ય બોલાવી લેવાની ના પાડી. નેપોલીઅનનાં આ કામો જોઇને ભૂમધ્ય સમુદ્રનો કાબૂ રાખવા માટે ઇંગ્લૅંડે માલ્ટાનો ટાપુ સેન્ટ જૉનના સરદારોને સોંપવાની આનાકાની કરી.

એટલે યુધ્ધ પાછું ૧૮૦૩માં શરૂ થયું તે ૧૮૧૫ સુધી ચાલ્યું. આ વખતે મિત્રરાજ્યોનું ધોરણ આગળનાં ધોરણ કરતાં જુદું હતું. લડાઈના પહેલા તબક્કામાં એટલે ૧૭૯૩થી ૧૮૦૨ સુધી મિત્રરાજ્યોનો

હેતુ ફ્રાન્સમાં સ્થાપિત થયેલું પ્રજાસત્તાક રાજ્ય તોડી પાછું રાજાસત્તાક રાજ્ય સ્થાપવું, અને પોતાના મુલકમાં ક્રાંતિકારક વિચારને પ્રસરવા ન દેવા એ હતો. ત્યારે તે તબક્કામાં ફ્રાન્સનો હેતુ એવો હતો કે પરદેશી શત્રુઓથી દેશનું રક્ષણ કરવું અને યુરોપના બધા દેશોમાં ક્રાંતિકારક વિચાર ફેલાવવા. યુધ્ધના પહેલા વિભાગથી યુરોપને ફાયદો જ થયો એમ કહેવું જોઇએ. કારણ કે યુરોપનાં જુદાં જુદાં રાજ્યોને અનિયંત્રિત સત્તા તોડી લોકનિયંત્રિત સત્તા પોતાના દેશોમાં સ્થાપવાની ફરજ પડી. પરંતુ યુધ્ધના બીજા તબક્કામાં (૧૮૦૩–૧૮૧૫) નેપોલીઅનનો હેતુ આખા યુરોપને ફ્રાન્સના તાબામાં લાવવાનો હતો. એટલે મિત્રરાજ્યોનો હેતુ નેપોલીઅનની એ મહત્ત્વાકાંક્ષાને તોડવાનો હતો.

એ હેતુ પાર પાડવામાં ઇંગ્લૅંડે મુખ્ય ભાગ લીધો હતો. નેપોલીઅનનું બધું લક્ષ કોઇપણ રીતે ઇંગ્લૅંડનો પરાજય કરવા તરફ હતું. તેની ઉશ્કેરણીથી આઇરિશ લોકોએ બંડ ઉઠાવ્યું, પણ તાબડતોબ તે બંડ શમાવી દેવામાં આવ્યું. પછી ઇંગ્લૅંડપર સ્વારી લઇ જવાના ઇરાદાથી ફ્રાન્સને ઉત્તર કિનારે ડંકર્ક અને બ્રેસ્ટ વચ્ચે એક મોટી ફોજ તેણે તૈયાર રાખી, અને ફ્રેન્ચ આરમાર ઇંગ્લિશ ચૅનલપર કાબૂ મેળવે તેની રાહ જોતો ઉભો. પણ ઇંગ્લિશ નૌકાસૈન્ય તો હંમેશ જાગતું અને તૈયારજ હતું; તોપણ જો નેપોલીઅન સૈન્ય સાથે કિનારે ઉતરી શકે તો દેશનું રક્ષણ કરવા માટે અને નેપોલીઅનને મારી હઠાવવા માટે ૩ લાખ માણસોનું સ્વયંસેવક સૈન્ય (Volunteer Army) એકદમ ઉભું થઇ ઇંગ્લૅંડને આખે દક્ષિણ કિનારે ગોઠવાઇ ગયું. તેમજ નૌકામાં પણ નવાં વહાણોની ભરતી કરવામાં આવી.

**પિટ બીજીવાર પ્રધાનપદે, (૧૮૦૪).**—આ વખતે ઍડિંગટન વડો પ્રધાન હતો. પણ પિટ વગર પત્તો ખાવાનો નથી એવી સર્વની સમજ હતી, તેથી મુખ્ય પ્રધાનપદ સ્વીકારવાને પિટને વિનંતી કરવામાં આવી. તેણે કબૂલ કરી નવું પ્રધાનમંડળ રચ્યું.

દરમ્યાન ફ્રાન્સની રાજ્યઘટનામાં પણ ઘણો ફેરફાર થઇ ગયો

હતો. ૧૭૯૯માં ડિરેક્ટરીને ઉથલાવી નાખી પોતે કૉન્સલ નીમાઈ નેપોલીઅને સર્વસત્તા હસ્તગત કરી હતી. પણ માત્ર 'કૉન્સલ' નામથી તેને સંતોષ થયો નહિ. વસ્તુતઃતો તે ફ્રાન્સનો પાદશાહજ હતો. પણ ખિતાબ વગર તેને સંતોષ થતો નહોતો. તેથી ૧૮૦૪ના મે મહિનામાં તેણે ફ્રેન્ચોનો પાદશાહ (Emperor of the French) એ ખિતાબ ધારણ કર્યો. આ પ્રમાણે છેલ્લાં પાંચ વર્ષની નામની લોકસત્તાક રાજ્યપધ્ધતિ નષ્ટ થઇ પાછી કેંદ્રીભૂત રાજસત્તા સ્થાપિત થઇ.

નેપોલીઅને પાદશાહપદ ધારણ કર્યાં પછી સ્પેન અને ફ્રાન્સનાં નૌકાસૈન્યો એક કરી ઇંગ્લૅંડપર સ્વારી કરવાનો પ્રયત્ન કર્યો. પણ ૧૮૦૫માં નૌકાસેનાપતિ નેલ્સને ટ્રૅફાલગર આગળ એ બંને કાફલાનો નાશ કરી નેપોલીઅનને આશા ભંગ કરી દીધો. પરંતુ નેલ્સન એ લડાઇમાં ગોળી લાગવાથી મરણ પામ્યો. ટ્રેફાલગરના વિજયથી ઇગ્લૅંડનું દરીઆપર ઉપરીપણું સિધ્ધ થયું.


નેલ્સન

વળી ૧૮૦૫માં પિટે રૂશીઆ અને ઑસ્ટ્રિયા સાથે કરાર કરી ફ્રાન્સ વિરૂધ્ધ ત્રીજીવાર એકસંપી કરી. આ વાતની નેપોલીઅનને ખબર પડી કે તરત તેણે મોરૅવીઆ પ્રાંતપર સ્વારી કરી ઑસ્ટરલિટ્ઝની લડાઇમાં રૂશીઆ અને ઑસ્ટ્રિયાના સંયુક્ત સૈન્યને હરાવ્યું (ડીસેમ્બર, ૧૮૦૫). તેથી ઑસ્ટ્રિયાને પ્રૅસબર્ગની સંધિથી સલાહ કરવાની ફરજ પડી. ત્યારપછી ૧૮૦૬માં રહાઇન નદીની આસપાસનાં નાનાં નાનાં જર્મન રાજ્યોના એક સંઘ કરી નેપોલીઅન તેનો પ્રમુખ થયો. આ સંઘ થવાથી એક હજાર વર્ષ સુધી જર્મનીપર હકૂમત ચલાવનાર 'ધી હોલી

રોમન એમપાયર—પવિત્ર રોમન શહેનશાહતનો અંત આવ્યો, અને રજા ફ્રાન્સિસ રાજાએ 'પવિત્ર રોમન સામ્રાજ્યનો શહેનશાહ'નો નામધારી ખિતાબ છોડી દઇ ફક્ત 'ઑસ્ટ્રિયાનો શહેનશાહ' એ ખિતાબ રાખ્યો.

આ વખતે ઇંગ્લૅંડના કારભારમાં ઘણા ફેરફાર થયા. ૧૮૦૬ના જાનેવારીમાં પિટ મરણ પામ્યો. પિટ મહાન મુત્સદ્દી હતો. તેણે મુખ્ય પ્રધાનપદેથી ઘણાં મહત્ત્વનાં કામો કર્યાં હતા. ફ્રાન્સમાંની રાજ્યક્રાંતિને પહોંચી વળવા માટે જુદે જુદે વખતે યુરોપનાં જુદાં જુદાં રાજ્યો સાથે એકસંપી કરી હતી. તે લડાઇને દરેક મોરચે યોગ્ય માણસોને મોકલતો હતો. રાજ્યક્રાંતિનો પવન ઇંગ્લૅંડમાં વાય નહિ તે માટે તેણે ખબરદારી રાખી હતી, અને ઇંગ્લૅંડની આર્થિકસ્થિતિ ટકાવી રાખી હતી. પિટ પછી ૧૮૦૬માં ગ્રેનવિલની સરદારી નીચે મિશ્ર પ્રધાનમંડળ રચાયું હતું એ પ્રધાનમંડળમાં પરદેશ ખાતાનો પ્રધાન ફૉકસ હતો. તેણે ફ્રાન્સ સાથે સલાહ કરવાની કોશિશ કરી, પણ તેમાં તે ફાવ્યો નહિ, અને ૧૮૦૬ના સપ્ટેમ્બરમાં તે મરણ પામ્યો.

યુરોપમાં ઑસ્ટ્રિયાને હરાવ્યા પછી નેપોલીઅનને લાગ્યું કે પ્રૃશિયાને હલકું કરવાનો લાગ ઠીક છે. તેથી ૧૮૦૬માં તેણે પૃશિયાપર હુમલો કર્યો. જીનાની લડાઇમાં પૃશિયન સૈન્યને હરાવી ફ્રેડરિક વિલિઅમને બર્લિનમાંથી નસાડી મૂક્યો. ફ્રેડરિક થોડાક માણસો સાથે રૂશીઆને આશ્રયે જઇ રહ્યો. પછી રૂશીઆની ખબર લેવા નેપોલીઅને રૂશીઆપર સ્વારી કરી શહેનશાહ એલેકઝાંડરને ફ્રીડલૅંડ આગળ હરાવ્યો, અને તેને ટિલ્સિટની સંધિ કરવાની ફરજ પાડી (૧૮૦૭).

ટિલ્સિટની સંધિ નેપોલીઅનની કીર્તિની ટોચ હતી. આખું યુરોપ તેના પગતળે રગડોળાયું હતું. આખા ખંડપર તેણે હાક વર્તાવી હતી. પણ હજુ એક વાત તેના મનમાં ખટક્યાં કરતી હતી. તે એકે આવડાં નાનાંશાં ઇંગ્લૅંડે તેનું ઉપરીપણું સ્વીકાર્યું નહોતું. ટ્રૅફાલગર આગળ સ્પેન અને ફ્રાન્સના સંયુક્ત અરમારનો ખુડદો થયા પછી કોઇપણ અરમાર ઇંગ્લૅંડપર સ્વારી લઇ જવા સમર્થ નહોતો. આજ વિયેના

તો કાલ સેંટપીટર્સબર્ગ એમ જમીનપર દોડાદોડી કરી નેપોલીઅન આખા યુરોપને થરથરાવી રહ્યો હતો. પણ તેનું જોર જમીનપરજ હતું. કૂચ કરતાં કરતાં જ્યાં દરીઆ કિનારો આવ્યો કે તેને થડકીને ઉભા રહેવું પડતું. ઇંગ્લૅંડને મ્હાત કરવા માટે તેની પાસે બળવાન નૌકાસૈન્ય નહોતું. એટલે આ ડબુકડા દેશને કેમ જેર કરવો તેની નેપોલીઅનને બીલકુલ સમજ પડતી નહોતી.



નેપોલીઅન બોનાપાર્ટ

**ઇંગ્લૅંડને મ્હાત કરવાની નેપોલીઅનની યુક્તિ અને તેને ઇંગ્લૅંડનો પ્રત્યુત્તર.**—બહુ વિચારતાં નેપોલીઅનને એક યુક્તી સુઝી. ઇંગ્લૅંડનું મહત્વ વેપારપર છે. અને તેનું નૌકાસૈન્ય વેપારથીજ પોશાય છે. જો ઇંગ્લૅંડનો વેપાર બંધ થાય તો ઇંગ્લૅંડ જેર થાય. માટે તેનો વેપાર બંધ પાડવા નેપોલીઅને કોશીશ કરી. ૧૮૦૬માં જ્યારે તે બર્લિનમાં હતો ત્યારે ત્યાંથી ફ્રાન્સના કે ફ્રાન્સના તાબાના કોઇ દેશના કોઇપણ બંદરમાં ઇંગ્લૅંડનો માલ આવે નહિ એવું ફરમાન તેણે કાઢ્યું. એ ફરમાન 'બર્લિન ડીક્રી'ના નામથી ઇતિહાસમાં પ્રસિધ્ધ છે 'જૈસેકુ તૈસે મીલે' એ ન્યાયાનુસાર 'બર્લિન ડીક્રી'ની સામા ઇંગ્લૅંડે 'ઑર્ડર્સ ઇન કાઉન્સિલ' નામની રાજ્યનીતિ અખત્યાર કરી. એટલે ઇંગ્લૅંડે આખા યુરોપનાં તમામ બંદરોની નાકેદારી કરવા માંડી. યુરોપની એકપણ વેપારી જણસ યુરોપ બહાર જાય નહિ, કે પરદેશથી એક પણ જણસ યુરોપમાં દાખલ થાય નહિ એ હેતુથી ઇંગ્લૅંડે આખા યુરોપપર દરીઆઇ ઘેરો ઘાલ્યો. એટલે નેપોલીઅનના ટાંટીઆ નેપોલીઅનનાંજ ગળામાં આવ્યા. નેપોલીઅનનાં ફરમાનનું

પરિણામ તો એવું આવ્યું કે ઈંગ્લૅંડની નાકેદારીને લીધે યુરોપનો પરદેશ સાથેનો વેપાર બંધ પડયો, અને તેથી સઘળે દુકાળનાં ચિન્હ દેખાવા લાગ્યાં. લોકો હાલહવાલ થવા લાગ્યા તેથી બધા દેશોને નેપોલીઅનનું ફરમાન નહિ પાળવાનો વિચાર આવ્યો. બર્લિન ડીક્રી નહિ માનવાની હિંમત પહેલ પ્રથમ ટીચકુડા પોર્ટુગલે કરી. નેપોલીઅનને આ વાતની ખબર પડતાંજ પોર્ટુગલનાં બંદરોનો કબજો લેવા તેણે સૈન્ય રવાના કરી દીધું. આ સૈન્યની ટક્કર ઝીલવા જેટલું નાનકડા પોર્ટુગલનું સામર્થ્ય નહોતું, તેથી ત્યાંનો રાજા બ્રાઝિલ નાસી ગયો. અને પોર્ટુગલ નેપોલીઅનના કબજામાં આવ્યું.

તેજ પ્રમાણે સ્પેનને તાબામાં લેવાનો નેપોલીઅનને વિચાર થયો. સ્પેનમાં બાપ દીકરા વચ્ચે ટંટો ચાલતો હતો. તે ટંટો પતાવવા માટે તેણે સ્પેનના રાજા અને રાજ્યપુત્રને ૧૮૦૮માં ફ્રાન્સ બોલાવ્યા. દમદાટી આપી તેઓ પાસે રાજ્યગાદી છોડાવી, અને પોતાના ભાઇ જોસફને સ્પેનની ગાદીપર બેસાડયો.

**પેનિન્શુલર વૉર—દ્વિપકલ્પની લડાઈ, (૧૮૦૮-૧૮૧૪).—** નેપોલીઅનનું આ જુલમી કૃત્ય જોઇને સ્પેનની પ્રજાએ તેની સામે થવાનો ઠરાવ કર્યો (૧૮૦૮). દરમ્યાન ઇંગ્લિશ આરમારે ફ્રાન્સનાં સંસ્થાનો અને બીજા તાબાના મુલકો જીતી લીધાં. ૧૮૦૬માં કેપ ઑફ ગુડહોપ, ૧૮૦૭માં સીલોન, જાવા, અને હેલિગોલૅંડ, અને ૧૮૧૦માં મોરિસ્યસ ટાપુ એમ એક પછી એક કબજે કરી લીધાં. આટલું કર્યાં પછી સ્પૅનિશ દ્વિપકલ્પમાં, ફ્રાન્સને હરાવવાની તૈયારી કરી. સેનાપતિ સર જોન મૂરને એક સૈન્ય આપી પોર્ટુગલ મોકલ્યો. આમ સ્પેન, પોર્ટુગલ, ઈંગ્લૅંડ વગેરે યુરોપનાં રાજ્યો એક પછી એક સામા ઉઠવાથી નેપોલીઅનને રૂશીઆ સાથે સલાહ રાખવાની જરૂર માલમ પડી. તેથી ૧૮૦૮માં એલૅકઝાંડર સાથે સલાહ કરી તેને મેળવી લીધો. રૂશીઆ તરફથી ધોકો આવનાર નથી એવી ખાત્રી થઈ એટલે નેપોલીઅન સ્પેનપર જાતે ચઢયો. ત્યાં જઈ સ્પૅનિશ સૈન્યને ડુંગરોમાં નસાડી મૂકયું. અને સર જૉન મૂરને કોરૂન્યા બંદરે પાછા જવાની ફરજ પાડી. પણ એટલામાં ફ્રાન્સમાં તેની વિરૂધ્ધ કાવત્રું થયું. તેની

ખબર પડતાંજ સેનાપતિ સૂલ્ટને સ્પેનમાંના લશ્કરની સરદારી આપી પોતે ફ્રાન્સ પાછો ગયો (૧લી જાનેવારી ૧૮૦૯). ત્યારપછી પંદર દિવસે સૂલ્ટ અને મૂર વચ્ચે કોરૂન્યા આગળ લડાઈ થઈ તેમાં સૂલ્ટ હાર્યો. પણ લડાઈમાં સેનાપતિ મૂર માર્યો ગયો. તેની જગાએ સર આર્થર વેલેસ્લી જે પાછળથી ડ્યૂક ઑફ વેલિંગટન થયો તેને સેનાપતિ નીમી સ્પેન મોકલ્યો.

આખા યુરોપની સ્વતંત્રતા લૂટી લેનાર નેપોલીઅનની સામે સ્પેન બહાદુરીથી લડી રહ્યું છે તે સાંભળીને યુરોપના બીજાં રાજ્યોને પણ નેપોલીઅન વિરૂધ્ધ માથું ઉંચકવાનું શૂર ચઢ્યું, અને તેમ કરવાનો લાગ તેઓ જોવા લાગ્યા. ફ્રાન્સનાં લશ્કરો સ્પેનમાં હાર ખાય છે એ સાંભળી ઑસ્ટ્રિયાએ જર્મન રાજ્યોને નેપોલીઅન વિરૂધ્ધ ઉશ્કેર્યાં. પણ નેપોલીઅનને તેની ખબર પડતાં તે તાબડતોડ ઑસ્ટ્રિયા ઉપડી ગયો અને ૧૮૦૯ના અકટોબરમાં વાગ્રામની લડાઈમાં ઑસ્ટ્રિયાને હરાવી સંધિ કરવા ફરજ પાડી.

આ વખતે ઇંગ્લૅંડમાં પ્રધાનમંડળમાં ફેરફાર થયો. ૧૮૦૭માં રચાયલા પોર્ટલૅંડ પ્રધાનમંડળે રાજીનામું આપ્યું તેની જગાએ પરસીવલનું પ્રધાનમંડળ થયું. આ પ્રધાનમંડળ તરફથી વેલિંગટનને જોઇએ તેવી મદદ મળી નહિ તોપણ તેણે સ્પેન પોર્ટુગલમાં યુધ્ધ ચાલુ રાખી ૧૮૧૦ના સપ્ટેમ્બરમાં બુસૅકો આગળ ફ્રેન્ચોને હરાવ્યા, અને ફ્રેન્ચ લશ્કરને પોર્ટુગલમાંથી હાંકી કાઢ્યું. પણ હજુ સુધી સ્પૅનીઆર્ડો ફ્રેન્ચોને સ્પેનમાંથી કાઢી મૂકી શકયા નહોતા.

**નેપોલીઅનની રૂશીઆપર સ્વારી, (૧૮૧૨).**—એક તરફ પોર્ટુગલમાં વેલિંગટન વિજય કરતો જતો હતો ત્યારે બીજી તરફ ઉત્તર યુરોપમાં રૂશીઆ પાછું ફ્રાન્સ સામું કમ્મર કસતું હતું. ટિલ્સિટની સંધિમાં ઝાર એલેકઝાંડરે 'બર્લિન ડીક્રી' કબૂલ કરી ઇંગ્લૅંડના માલનો રૂશીઆમાંથી બહિષ્કાર કરવાનું કબૂલ્યું હતું. પણ એથી તો રૂશીઆને ઘણી હાડમારી ભોગવવી પડી. તેથી એલેકઝાંડરે નેપોલીઅનનું ફરમાન તોડવાનો વિચાર કર્યો. ઓલ્ડનબર્ગ સંસ્થાનનો રાજા એલેકઝાંડરનો પાસેનો સગો થતો હતો, તેનું રાજ્ય નેપોલીઅને

ખાલસા કર્યું હતું. તેથી પણ ઝાર રોષે ભરાયો હતો. તેણે ૩૧મી ડિસેમ્બર ૧૮૧૦ને દિવસે નેપોલીઅનના ફરમાનના ધોરણ વિરૂધ્ધ જાહેરનામું કાઢ્યું. એ વાત સાંભળી નેપોલીઅનને ઘણો ગુસ્સો ચઢયો, અને ઝારની ખો ભૂલાવવા માટે પાંચ લાખનું જબરૂં સૈન્ય લઈ તે મૉસ્કોપર ચઢાઈ લઈ ગયો. રસ્તામાં રૂશીઅનો પણ સ્પૅનિઆર્ડોની માફક જીવપર આવીને લડયા. પણ તેઓનું કંઈ ચાલ્યું નહિ, અને નેપોલીઅન મૉસ્કો તરફ વધ્યો જતો હતો, પણ મૉસ્કો શહેરની નજીક આવે તે પહેલાં રૂશીઅનો શહેરમાંનો ખોરાકનો જથ્થો બાળી મૂકી આખાં શહેરને આગ લગાડી શહેર છોડી ચાલી ગયા. નેપોલીઅને આવીને બળતાં ખંડીએર શહેરનો કબજો લીધો. શહેરમાં ખોરાકનું નામ ન મળે, કે લશ્કરને આરામ માટે કોઈ સુરક્ષિત જગા ન મળે. ઉત્તરનો કડકડતો શિયાળો હતો. ટાઢ તો કહેકે મારૂં કામ. આવા સંજોગો હોવાને લીધે નેપોલીઅને લાઇલાજે લશ્કરને પાછા ફરવાનો હુકમ આપ્યો. ટાઢ અને બરફને લીધે પાંચ લાખના સૈન્યમાંથી ચાર લાખ મરણને શરણ થયા, અને એક લાખ જેમતેમ કરી ફ્રાન્સ પાછા પહોંચ્યા. નેપોલીઅનને આ ફટકો જેવોતેવો નહોતો.

**સ્પેનમાં અંગ્રેજોની ફત્તેહ.**—૧૮૧૨માં સ્પેનમાંથી પણ ફ્રેન્ચ લશ્કરોને પાછા જવું પડયું. ત્યાં ઇંગ્લિશ સેનાપતિ વેલિંગટને સ્યૂડૅડ રૉડ્રીગો અને બૅડૅજૉઝના કિલ્લા જીતી લીધા, અને ૨૨મી જૂલાઇને દિવસે ફ્રેન્ચ સેનાપતિ મારમૅાટને સાલામાંકાની લડાઈમાં હરાવ્યો, અને ઑગસ્ટમાં મૅડ્રિડ કબજે કર્યું. ત્યારપછી ૧૮૧૩ના જૂનમાં વિટોરીઆ લીધું અને ફ્રેન્ચોને પીરીનીઝની પેલી તરફ ધકેલી દીધા. પછી ૧૮૧૪ના એપ્રિલમાં વેલિંગટને ફ્રાન્સમાં ધસી જઈ મારશલ સૂલ્ટના લશ્કરને ટુલૂઝ આગળ હરાવ્યું.

સ્પેન માફક યુરોપમાં પણ મિત્રરાજ્યોને જય મળતો ગયો. રૂશીઆના હુમલામાં નેપોલીઅનના લશ્કરોની થયેલી ખાનાખરાબી જોઈ યુરોપનાં રાજ્યો તેનાપર વેર લેવાનો લાગ આવ્યો જાણી તૈયાર થઈ ગયાં. પૃશિયા અને રૂશીઆએ એકત્ર થઈ ૧૮૧૩ના ફેબ્રુઆરીમાં નેપોલીઅન સામું લડાઈ જાહેર કરી. આ વાતની નેપોલી-

અનને ખબર પડતાં જેમતેમ કરી નવું લશ્કર ઉભું કરી એ બંને દેશોની ખબર લેવા જર્મનીમાં દાખલ થયો. તા. ૩જી મેને દિવસે લૅટઝેનની લડાઈમાં અને તા. ૨૦મી મેએ બૅટઝેન આગળ પૃશિયન અને રૂશીઅન લશ્કરોને. શિકસ્ત આપી. તોપણ પૃશિયન લશ્કર વ્યવસ્થાપૂર્વક સિલિશીઆમાં દાખલ થઈ શકયું. પછી ઑસ્ટ્રિયાને પૃશિયાએ પોતાના પક્ષમાં સમજાવી લીધું. આથી લડાઈની બાજી ફરી ગઈ. રૂશીઆ, ઑસ્ટ્રિયા અને પૃશિયાએ નેપોલીઅનને ચારે બાજુએથી ઘેરી લેવાની બાજી રચી. તેઓ પાસે અઢી લાખનું લશ્કર હતું અને નેપોલીઅનનું દોઢ લાખનું હતું. ત્રણ દિવસ સુધી લીપઝિક આગળ દારૂણ-યુધ્ધ ચાલ્યું. છેવટે ૧૯મી અકટોબરે નેપોલીઅનને હાર ખાઈ રહાઈન નદીની પેલી તરફ નાસી જવું પડ્યું. લીપઝિકની લડાઈથી જર્મની છૂટયું એટલુંજ નહિ, પણ હવે ખુદ ફ્રાન્સનું રક્ષણ નેપોલીઅન કરી શકે છે કે કેમ તે જોવાનું રહ્યું.

**નેપોલીઅને રાજ્યપદ છોડયું, ૬ઠ્ઠી એપ્રિલ (૧૮૧૪).—** નવેમ્બરની ૯મી તારીખે મિત્રરાજ્યોએ નેપોલીઅનને સલાહનું કહેણ મોકલ્યું. પણ નેપોલીઅને તે માન્ય રાખ્યું નહિ. ત્યારે મિત્રરાજ્યોએ તેને પદ્ભ્રષ્ટ કરવાનું ઠરાવ્યું. આટલી હદે વાત આવી તોપણ નેપોલીઅને ધૈર્ય છોડ્યું નહિ. દુશ્મનોને જવાબ આપવા તેણે લશ્કર એકઠું કરવા માંડ્યું. પરંતુ દુશ્મનોનું સૈન્ય ઘણું મોટું હોવાથી તેનું કંઈ ચાલ્યું નહિ. ૧૮૧૪ના માર્ચની ૩૧મીએ મિત્રરાજ્યો પૅરિસ નજીક આવી પહોંચ્યાં, અને સૂલ્ટનો સ્પેનમાં પરાજય કરી વેલિંગટન પણ દક્ષિણ તરફથી પૅરિસ તરફ ચાલ્યો આવતો હતો. આવી રીતે સર્વ રીતે પોતાના હાથ હેઠે પડતા અને દુશ્મનોને પૅરિસ નજીક આવી પહોંચેલા જોઈ ૧૮૧૪ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખે નેપોલીઅને રાજ્યપદ છોડયાનું જાહેર કર્યું. મિત્રરાજ્યોએ લાગલોજ નેપોલીઅનને કેદ કરી એલ્બાના ટાપુમાં મોકલાવી દીધો. પછી ફ્રાન્સમાં શું વ્યવસ્થા કરવી તે સંબંધે વિચાર કરવા બેઠા. વિચારને અંતે બૂર્બોન વંશના ૧૮મા લુઇને ફ્રાન્સની ગાદીપર બેસાડ્યો, અને ૧૭૯૨માં જેટલો મુલક ફ્રાન્સના તાબામાં હતો તેટલો તેને પાછો આપ્યો.

ત્યારપછી મિત્રરાજ્યોએ ગયાં વીસ વર્ષની ધમાચકડીમાં ખેદાન-મેદાન થઈ ગયેલાં યુરોપી રાજ્યોને પાછાં સુવ્યવસ્થિત કરવા માટે વિયેનામાં કૉંગ્રેસ ભરી. કૉંગ્રેસ તો હજુ ચાલુ હતી, એટલામાં ખબર આવી કે નેપોલીઅન એલ્બામાંથી નાઠો અને ફ્રાન્સને કિનારે ઉતર્યો પણ ખરો.

મિત્રરાજ્યોની એકવાર ફરીથી ટક્કર લેવાના વિચારે નેપોલીઅન એલ્બાથી નીકળ્યો હતો. નેપોલીઅન ફ્રાન્સને કિનારે ઉતર્યો છે એ સાંભળતાંજ કેટલાક જૂના સૈનિકો તેને આવી મળ્યા. લશ્કર એકઠું થતાં તે પૅરિસ જવા ઉપડયો. અહીં પૅરિસમાં ૧૮મા લુઈ પાસે નેપોલીઅનને મારી હઠાવવા જેટલું સૈન્ય નહોતું. તેથી તેણે ફ્રાન્સ-માંથી પલાયન કરી દીધું. ફ્રેન્ચોની ભારે ખુશાલી વચ્ચે નેપોલીઅન પૅરિસમાં દાખલ થયો. આવી રીતે નેપોલીઅને આવી પૅરિસ પાછું લઈ લીધું છે એ સાંભળતાંજ મિત્રરાજ્યોએ પોતપોતાનાં લશ્કર ચોગરદમથી ફ્રાન્સ તરફ રવાના કરી દીધાં. બેલજીઅમમાં ડ્યૂક ઑફ વેલિંગટનની સરદારી નીચે ઇંગ્લિશ લશ્કર અને જર્મન લશ્કર તૈયાર થઈ ઉભાં. તેમની મદદે પૃશિયન લશ્કર લઈ બ્લૂચર ધસ્યો આવતો હતો. આમ ફ્રાન્સની ઉત્તર સરહદપર જમા થતાં સંયુક્ત રાજ્યોનાં લશ્કરોને મ્હાત કરવા નેપોલીઅને તેની હંમેશની રીત પ્રમાણે ચપ-ળાઈથી ૧૮૧૫ના જૂનની ૧૬મી તારીખે બ્લૂચરની સરદારી નીચેના પૃશિયન લશ્કરને લિગ્નીની લડાઈમાં હરાવ્યું. પૃશિયનોની પૂઠે પકડવા સરદાર ગ્રાઉશીને ૩૦,૦૦૦ સૈનિકો આપી પોતે વેલિંગટનની સામું થવા નીકળી પડયો.

**વૉટરલૂની લડાઈ, (૧૮મી જૂન ૧૮૧૫).**—એક સુરક્ષિત જગાએ વેલિંગટન નેપોલીઅનની રાહ જોતો તૈયાર થઈ ઉભો રહ્યો હતો. નેપોલીઅને વેલિંગટનને હાંકી કાઢવાને ઉપરાઉપરી જોસભેર હલ્લા કર્યા, પણ તેનું કંઈ વળ્યું નહિ. આખો દિવસ ખુનખાર લડાઈ ચાલી પણ કોઈ પક્ષ નમણું આપે નહિ. પછી સાંજ પડતાં વેલિંગટનને ખબર મળી કે સામી બાજુએથી પૃશીયન લશ્કર મદદે આવી પહોંચ્યું છે; અને પાછળથી ફ્રેન્ચોપર હુમલો કરે છે. આવી રીતે



ડ્યૂક ઑફ વેલિંગટન

આગળ બ્રિટિશ લશ્કર અને પાછળ પૃશિયન સૈન્ય વચ્ચે ફ્રેન્ચ સૈન્ય સપડાઈ ગયું અને તેની પૂરેપૂરી હાર થઈ. એટલે રણસંગ્રામમાંથી નેપોલીઅન નાઠો. નાસી પૅરિસ જઈ તેણે રાજ્યપદનો ત્યાગ કર્યો, અને ફ્રાન્સમાંથી નાસી જવાની કોશિશ કરી. પણ પકડાઈ ગયો અને મિત્રરાજ્યોએ તેને કેદ કરી બરાબર બંદોબસ્ત કરી ઍટલૅંટિક મહાસાગરમાં સેન્ટ હેલીનાના ટાપુમાં રાખ્યો. ત્યાં તે ૧૮૨૧માં મરણ પામ્યો.

મિત્રરાજ્યોએ ૧૮મા લુઇને પાછો ફ્રાન્સનો રાજા બનાવ્યો. નેપોલીઅન સાથે યુધ્ધ ચાલતું હતું ત્યારે ૧૮૧૨–૧૮૧૪ સુધી ઈંગ્લૅંડ અને અમેરિકાના સંયુકત સંસ્થાનો—United States of America—વચ્ચે લડાઈ થઈ હતી. એ લડાઈ ઉપસ્થિત થવાનું કારણ નેપોલીઅનની બર્લિન ડીક્રીની સામે અંગ્રેજોએ યુરોપના બંદરોની જે નાકેદારી કરી હતી તે હતું. અંગ્રેજ કાફલો અમેરિકન વહાણોની જડતી લેતો હતો, તે સામે અમેરિકનોએ વાંધો લીધો, પણ ઈંગ્લૅંડે ગણકાર્યું નહિ, ત્યારે અમેરિકાએ લડાઈ જાહેર કરી કૅનેડા જીતી લેવા પ્રયત્ન કર્યો. પણ તેમાં તેઓ ફાવ્યા નહિ, અને ૧૮૧૪માં બંને દેશો વચ્ચે સલાહ થઈ.

નેપોલીઅન સાથેના યુધ્ધ દરમ્યાન ઈંગ્લૅંડના પ્રધાનમંડળની વારંવાર ફેરબદલી થયાં કરતી હતી. ૧૮૦૬માં ગ્રેનવિલનું પ્રધાન-મંડળ થયું હતું. તેણે ૧૮૦૭માં ગુલામોનો વેપાર બંધ કરનારૂં બિલ પસાર કર્યું હતું. એ કાયદો વિલિઅમ વિલ્બરફોર્સ નામના ગૃહસ્થની મહેનતથી થયો હતો. જોકે કાયદાથી એ વેપારની બંદી કરવામાં આવી હતી તોપણ ગુલામગીરીની પધ્ધતિ એ કાયદાએ બંદ કરી નહોતી. એ રિવાજ ૧૮૩૩માં બંધ કરવામાં આવ્યો અને સઘળા ગુલામોને મુકત કરવામાં આવ્યા. ૧૮૦૭માં ગ્રેનવિલ પછી પોર્ટલૅંડ પ્રધાનમંડળ થયું. તે બે વર્ષ ચાલ્યું. પછી ૧૮૦૯માં પરસિવલનું પ્રધાનમંડળ થયું. એના કારભારમાં ૩જા જ્યૉર્જ રાજાનું મગજ ખસી જવાથી ૧૮૧૧માં 'રીજેન્સી બિલ' પસાર કરી રાજસત્તા તેના જ્યેષ્ઠપુત્ર જ્યૉર્જના હાથમાં સોંપવામાં આવી. પછી ૧૮૧૨માં

પરસિવલનું ખુન થયું અને લૉર્ડ લિવરપૂલનું પ્રધાનમંડળ થયું તે ૧૮૨૭ સુધી ટક્યું. આ પ્રધાનમંડળની કારકીર્દીમાં નેપોલીઅન સાથેનું યુધ્ધ સમાપ્ત થયું હતું.

આ મહાન યુધ્ધ બંધ પડ્યા પછી ઇંગ્લૅંડની સ્થિતિ ઘણી દુઃખદાયક થઈ પડી હતી. પ્રજાકીય દેવું ત્રણ ગણું થઈ ગયું હતું. અધુરામાં પૂરૂં ૧૮૧૬માં વરસાદ ન થયો, એટલે દેશમાં દુકાળ પડ્યો. ઘંઉનો ભાવ એક ક્વાર્ટરના ૮૦ શિલિંગ થઈ ગયો હતો અને પરદેશથી ઘંઉની આયાત કરવાની કાયદાથી બંધી હતી. યુધ્ધ બંધ પડ્યાથી હજારો સૈનિકો અને ખલાસીઓ ફારગ થઈ કામધંધાવિના-ના થઈ પડ્યા, એટલે સર્વત્ર બેકારી ઘણી વધી પડી. આવી રીતે દેશના મોટા ભાગના લોકને ઘણી હાડમારી ભોગવવી પડી. વળી આ વખતે યંત્રકળાની શોધો થવાથી યંત્રોની મદદ વડે થોડા વખતમાં પુષ્કળ કામ થવાથી મજુર અને કારીગર વર્ગને કામ મળવાની મુશ્કેલી પડવા લાગી. આવી દુઃખમય સ્થિતિ થઈ પડી હતી, ત્યારે કંઈ ઇલાજ કર્યા વગર છૂટકો નથી એમ સૌ કોઇને લાગતું હતું. આ પરિસ્થિતિની અંદર ૧૮૨૦ના જાનેવારીની ૨૯મી તારીખે ૩જો જ્યૉર્જ મરણ પામ્યો.

# પ્રકરણ ૨૩ મું

---

## ઇંગ્લૅંડ અને હિંદુસ્થાન

### (૧૭૫૭–૧૯૨૦)

૧૭૭૩, 'રેગ્યુલેટિંગ ઍક્ટ' નામનો કાયદો થયો.—૧૭૭૫–૧૭૮૨, અંગ્રેજ અને મરાઠા વચ્ચે પહેલો વિગ્રહ.—૧૭૮૪, પિટનું બિલ.—૧૮૦૨–૧૮૦૫, બીજો મરાઠા વિગ્રહ.—૧૮૧૭–૧૮૧૮, ત્રીજો મરાઠા વિગ્રહ.—૧૮૨૪–૧૮૨૬, પહેલો બ્રહ્મી વિગ્રહ.—૧૮૪૬–૧૮૪૯, શીખ વિગ્રહ.—૧૮૫૭–૧૮૫૮, સિપાઇઓનો બળવો.—૧૮૫૮ રાણીનો ઢંઢેરો.—૧૮૭૭, વિકટોરીઆએ મહારાણીનો ખિતાબ ધારણ કર્યો.—૧૮૮૫, 'ઇંડીઅન નૅશનલ કૉંગ્રેસ'—હિંદી રાષ્ટ્રીયસભાની સ્થાપના.—૧૯૦૯, હિંદી ધારાસભાની સુધારણાનો કાયદો.—૧૯૧૯, રાજ્યઘટનાની સુધારણાનો બીજો કાયદો.

૧૭૫૭માં પ્લાસી અને ૧૭૬૦માં વૉંડિવૉાશની લડાઇઓમાં જીત મેળવ્યાથી ઇસ્ટ ઇંડીઆ કંપનીને ઘણો ફાયદો થયો. હૈદ્રાબાદનો નિઝામ અને કર્ણાટકનો નવાબ અંગ્રેજોના મિત્ર થયા. ઉત્તર સરકારનો પ્રદેશ કંપનીને મળ્યો. મુંબઈ અને મદ્રાસની આસપાસનો મુલક તો કંપનીનો હતોજ. બંગાળામાં પણ કંપનીની સ્થિતિ ઘણી સારી હતી. કલકત્તાની નજીકનો પ્રદેશ તેના તાબામાં હતો. તે ઉપરાંત બંગાળાના નવાબપર તેની દેખરેખ હતી. બંગાળાની મેહસૂલ ઉઘરાવવાનો હક કંપનીને મળ્યો હતો. એટલે એ ફળદ્રુપ પ્રાંત પણ કંપનીના કાબૂમાં આવ્યો હતો. બંગાળામાં નવાબ અને કંપનીની સંયુક્ત સત્તા ચાલતી હોવાથી વારંવાર વાંધા પડતા. મિરજાફર પછી જે બંગાળાનો નવાબ થયો તેણે કેટલાક અંગ્રેજોની કતલ કરી હતી. અંગ્રેજોએ તેનાપર હુમલો કર્યો ત્યારે મિરકાસમ નવાબ અયોધ્યાના નવાબના રક્ષણમાં નાસી ગયો. અંગ્રેજો અયોધ્યા ગયા અને ૧૭૬૪માં બકસારની લડાઈમાં બંને નવાબોને હરાવ્યા આમ આખો બંગાળા અંગ્રેજોના

તાબામાં આવ્યો અને કંપનીએ કલાઇવને બંગાળાનો ગવર્નર નીમ્યો. ૧૭૬૫થી ૧૭૬૭ના બે વર્ષમાં કલાઇવે બંગાળામાં ઘણા સુધારા કર્યાં. મોગલ પાદશાહ પાસેથી બંગાળા, બહાર અને ઓરિસાની દિવાની—મેહસૂલ ઉઘરાવવાની સત્તા—કલાઇવે મેળવી. એટલે કાયદેસર અંગ્રેજો બંગાળાના સુબેદાર થયા. કલાઇવે અયોધ્યાના નવાબ સાથે સંધિ કરી. પછી બંગાળાના અંતસ્થ કારભારમાં સુધારા કર્યાં. કંપનીના નોકરોના પગાર વધારી તેમને ખાનગી વેપાર કરતા અને લાંચ રૂશવત લેતા બંધ કર્યા. એમ સુધારા કરી રહ્યા પછી કલાઇવ પાછો ઇંગ્લૅંડ ગયો. ઇંગ્લૅંડમાં પાર્લમેન્ટમાં લાંચ રૂશવત લેવાનું તહોમત તેનાપર મૂકવામાં આવ્યું, તેથી દુખી થઈ ૧૭૭૪માં તેણે આત્મહત્યા કરી. આટલો વખત ઈસ્ટ ઇંડીઆ કંપની માત્ર વેપારજ કરતી હતી તેથી ભાગીદારોને વધારે નફો આપવો એજ કંપનીનો ધ્યેય હતો. એટલે બ્રિટિશ સરકારને તેના કામકાજમાં હાથ ઘાલવાનું પ્રયોજન નહોતું. પણ હવે પ્લાસી અને બકસારની લડાઇઓ પછી બંગાળા, બહાર અને ઓરિસાની રાજ્યવ્યવસ્થા પણ કંપની કરતી હતી. અને કલાઇવના ગયા પછી કંપનીના કારભારમાં ઘણો ઘોંટાળો અને અવ્યવસ્થા થઈ ગયાં હતાં. તેથી તે સુધારવા પાર્લમેન્ટને લક્ષ આપવાની જરૂર લાગી. તેથી ૧૭૭૩માં પાર્લમેન્ટે 'રેગ્યુલેટિંગ ઍક્ટ' નામનો કાયદો રચ્યો. એ કાયદાઅન્વયે કંપનીના રાજ્યકારભાર પર દેખરેખ રાખવા માટે એક ગવર્નર જનરલ નીમ્યો. અને તેને મદદ કરવા માટે ચાર સભાસદોનું એક સલાહકાર મંડળ નીમ્યું. કલકત્તામાં એક હાઈકોર્ટ સ્થાપવામાં આવી. અને તેના ન્યાયાધીશોને ગવર્નર જનરલની સત્તાથી સ્વતંત્ર રાખ્યા.

૧૭૭૩ના રેગ્યુલેટિંગ ઍક્ટથી વૉરન હેસ્ટિંગ્ઝ ગવર્નર જનરલ નીમાઈ હિંદુસ્થાન આવ્યો. તેણે ૧૭૭૪થી ૧૭૮૫ સુધી રાજ્યકારભાર કરી હિંદુસ્થાનમાં અંગ્રેજોનો મોભ્ભો ઘણો વધાર્યો. વૉરન હેસ્ટિંગ્ઝ ગવર્નર જનરલ થઈ આવ્યા પછી એક વર્ષમાં ઇંગ્લૅંડને અમેરિકામાંના સંસ્થાનો સાથે યુધ્ધ થયું. તેને પરિણામે અમેરિકા ઇંગ્લૅંડથી સ્વતંત્ર થઈ ગયું. ફ્રાન્સે અંગ્રેજોપર વેર લેવા માટે સંસ્થાનવાસીઓને મદદ કરી હતી. તેમજ હિંદુસ્થાનમાં હેસ્ટિંગ્ઝ વિરૂધ્ધ

મરાઠાઓ સાથે તેઓએ ખટપટ ચલાવી. ૧૭૭૫માં મરાઠાઓએ મુંબઈ સરકાર સામે લડાઈ જાહેર કરી. આ વખતે મૈસુરનો નવાબ હૈદરઅલ્લી હતો. તેને પણ ફ્રેન્ચોએ અંગ્રજો સામે ઉશ્કેર્યો. એટલે અંગ્રેજોને મરાઠા વિગ્રહમાં ગુંચવાયલા જોઈ ફ્રેન્ચોના ટેકાથી હૈદરઅલ્લીએ ૧૭૮૦માં કર્ણાટક પર હુમલો કર્યો. દક્ષિણની આ પરિસ્થિતીની ખબર મળતાંજ વૉરન હેસ્ટિંગ્ઝે બંગાળાથી સૈન્ય અને દારૂગોળો આપી સર આયર કૂટને સેનાપતિ નીમી મોકલ્યો. સર આયર કૂટે ૧૭૮૧માં પોર્ટોનોવોની લડાઈમાં હૈદરનો પરાજય કર્યો. પછી બીજે વર્ષે હૈદરઅલ્લી મરણ પામ્યો, એટલે તેણી તરફનો ઉપદ્રવ કમી થયો. સમુદ્ર ઉપર પણ અંગ્રેજ નૌકાપતિ હ્યૂઝે ફ્રેન્ચ અરમારને હરાવી દીધો હતો. એટલે ફ્રેન્ચોનું ત્યાંપણ કંઈ ચાલ્યું નહિ. મરાઠા વિગ્રહમાં વડગામની લડાઈમાં હાર ખાઈ અંગ્રેજ સરદારને મરાઠાને શરણે જવું પડ્યું. પણ કલકત્તા અને ગુજરાતથી લશ્કરી મદદ આવી મળવાથી અંગ્રેજો વિજયી થયા. પછી ૧૭૮૨માં મહાદજી સિંધિયાના વચ્ચે પડવાથી મરાઠા અને હૈદરના છોકરા ટિપુ સુલતાન સાથે અંગ્રેજોને સલાહ થઈ. એટલે હિંદુસ્થાનમાં અંગ્રેજોપર આવી પડેલા સંકટનું નિવારણ થયું.

આવી રીતે હિંદુસ્થાનના રાજારજવાડા સાથે લડી ઇંગ્લિશ મુલક વધારવો એટલુંજ વૉરન હેસ્ટિંગ્ઝનું કામ નહોતું. સાથે સાથે કંપનીના ભાગીદારોને વધારે ફાયદો કેમ મળે તેપણ તેને જોવાનું હતું. લડાઈનો ખર્ચપણ કરવો અને ભાગીદારોને નફો પણ આપવો તે માટે કરકસર કરવાની જરૂર હતી. એ બંને હેતુ સાધ્ય કરવા માટે તેની ૧૧ વર્ષની કારકીર્દીમાં તેને હાથે કેટલાંક અન્યાયી અને જુલમી કાર્યો થયાં હતાં. ૧૭૮૫માં ઈંગ્લૅંડ પાછા ગયા પછી એ જુલમી કર્ત્યો માટે તેને જવાબ આપવો પડ્યો હતો. પાર્લમેન્ટમાં નંદકુમાર નામના બંગાળી ગ્રહસ્થને ફાંસી દેવાનું અને બનારસના રાજા અને અયોધ્યાની બેગમો પાસેથી જુલમથી મોટી નાણાંની રકમો કઢાવવાનું તહોમત તેનાપર મૂકવામાં આવ્યું હતું. એ ખટલો (૧૭૮૮–૧૭૯૫) સાત વર્ષ સુધી ચાલ્યો હતો. પણ આખરે તે નિર્દોષ ઠરી છૂટી જવા પામ્યો હતો.

હિંદુસ્થાનમાંના બ્રિટિશ તાબાના મુલકોનો વ્યવસ્થિત રીતે કારભાર ચલાવવા માટે ૧૭૭૩માં લૉર્ડ નૉર્થના પ્રધાનમંડળે 'રેગ્યુલેટિંગ ઍક્ટ' પસાર કર્યો હતો. પછી વધારે સારી વ્યવસ્થા કરવા માટે ૧૭૮૪માં પિટે બીજો કાયદો ઘડયો હતો. આ કાયદાથી ગવર્નર જનરલને અધિક સત્તા મળી. હિંદુસ્થાનના રાજ્યકારભાર માટે તેને જવાબદાર ગણવામાં આવ્યો. તેના કારભાર ઉપર દેખરેખ રાખવા માટે લંડનમાં 'બોર્ડ ઑફ કન્ટ્રોલ' નિયામક સભા નામનું એક મંડળ રચવામાં આવ્યું. આ બોર્ડના સભાસદોની અને ગવર્નર જનરલની નીમણુક પ્રધાનોની સલાહથી ઇંગ્લૅંડનો રાજા પોતે કરતો હતો. એ શિવાયના બીજા અધિકારીઓ કંપની નીમતી હતી અને વેપારી બાબતમાં સર્વ અધિકાર કંપનીના હાથમાં રાખ્યો હતો.

**લૉર્ડ કૉર્નવૉલિસ.**—હેસ્ટિંગ્ઝ પછી લાર્ડ કૉર્નવૉલિસ નામનો ઉમરાવ ગવર્નર જનરલ થઈને આવ્યો (૧૭૮૬–૧૭૯૩). તેણે અનુકરણ કરવા જેવી રીતે રાજ્યકારભાર ચલાવ્યો, સારા સારા કાયદા ઘડી કારભારની પધ્ધતિમાં ઘણો સુધારો કર્યો. તેણે મહેસૂલની બાબતમાં કાયમની જમાબંદિની પધ્ધતિ બંગાળામાં દાખલ કરી. એ પધ્ધતિથી જમીનદારો જમીનના માલીક ગણાયા. અને તેમણે સરકાર-માં ભરવાની રકમ હંમેશને માટે ઠરાવવામાં આવી. ભવિષ્યમાં એ રકમમાં સરકારથી ફેરફાર થઈ શકે નહિ; માટે એને કાયમની જમાબંદિ કહે છે. તેણે સલાહશાંતિનું ધોરણ સ્વીકાર્યું હતું, તોપણ તેને ટિપુ સાથે લડાઈમાં ઉતરવું પડ્યું હતું. લડાઈમાં ટિપુની હાર થઇ અને તેને પોતાનો અર્ધો મુલક અંગ્રેજોને આપવો પડયો. સાત વર્ષ કારભાર કરી કૉર્નવૉલિસ ઇંગ્લૅંડ પાછો ગયો.

ત્યારપછી સર જૉન શોર ગવર્નર જનરલ થઈ આવ્યો. એના વખતમાં દેશી રાજાઓના કજીઆની વચમાં ન પડવાની તટસ્થ રહેવાની રાજ્યનીતિ (Non-intervention Policy) બ્રિટિશ સરકારે સ્વીકારેલી હોવાથી કંઈ અગત્યની બીના બની નહોતી. તેના પછી ૧૭૯૮માં માર્ક્વિસ ઑફ વેલેસ્લી ગવર્નર જનરલ થઇને આવ્યો.

**માર્કિવસ ઑફ વેલેસ્લી, (૧૭૯૮થી ૧૮૦૫).**— એ આવ્યો ત્યારે હિંદુસ્થાનમાં અંગ્રેજોની સ્થિતિ ડામકડોળ હતી. તેઓ વિરૂધ્ધ દેશી રાજાઓ સાથે ફ્રેન્ચોનાં કાવત્રાં ચાલુ હતાં. ઘણા રાજારજવાડાઓનાં લશ્કર ફ્રેન્ચોએ કવાયદ શીખવી તૈયાર કર્યાં હતાં. મૈસૂરનો ટિપુ હિંદુસ્થાનમાંથી અંગ્રેજોને કાઢી મૂકવા માટે ફ્રાન્સનો મળતીઓ થયો હતો. એ પરિસ્થિતિ સુધારવા માટે અને ફ્રેન્ચોનો ટાંટીઓ હિંદુસ્થાનમાંથી સદંતર કાઢવા માટે વેલેસ્લીએ સહાયભૂત યોજના (Subsidiary System) દાખલ કરી. એ સહાયભૂત યોજનાનું ધોરણ જે દેશી રાજા સ્વીકારે તેણે ફ્રેન્ચોને અને તેમનાં સૈન્યને પોતાના રાજ્યમાંથી રૂખસત આપવી જોઈએ. તેને બદલે અંગ્રેજી સહાયભૂત સૈન્ય સ્વીકારવું જોઈએ, અને તેનો ખર્ચ તે દેશી રાજાએ આપવો. અંગ્રેજ સરકારની સંમત્તિવિના અન્યદેશી કે પરદેશી રાજ્યો સાથે સીધો વ્યવહાર રાખવો નહિ, અને તેના પાટનગરમાં અંગ્રેજોનો એળચી રાખવો. આ બધી શરતોના બદલામાં તે રાજ્યનું રક્ષણ કરવાનું અંગ્રેજોએ માથે લીધું. આવા પ્રકારની તેની સહાયભૂત યોજના હતી. પહેલપ્રથમ હૈદ્રાબાદના નિઝામે એ યોજના સ્વીકારી. ત્યારપછી નિઝામની મદદ લઈ વેલેસ્લીએ ટિપુપર સ્વારી કરી, તેને હરાવ્યો. ટિપુ લડાઇમાં મરણ પામ્યો. પછી અંગ્રેજોએ તેની રાજધાની શ્રીરંગપટ્ટણ લીધું. મૈસૂરના રાજ્યનો થોડો ભાગ નિઝામને આપ્યો, થોડો પોતે રાખ્યો, બાકીનો જૂના હિંદુ રાજાના વારસને આપી તેને મૈસૂરનો રાજા બનાવ્યો. આવી રીતે દક્ષિણમાં બ્રિટિશ મુલકમાં વધારો કરી તેજ માફક ઉત્તર હિંદમાં પણ વેલેસ્લીએ સારો મુલક મેળવ્યો. નિઝામની માફક અયોધ્યાના નવાબે સહાયભૂત યોજના કબૂલ કરી રોહિલખંડનો કેટલોક ભાગ અંગ્રેજોને આપ્યો. આમ ઉત્તર હિંદના દેશી રાજ્યોમાં હાથ ઘાલવાથી વેલેસ્લીને મરાઠા સાથે લડવું પડ્યું. ઉત્તરમાં સિંધિયા અને હોલકરનાં બે મરાઠી રાજ્યો સ્થપાયાં હતાં. સિંધિયાનું લશ્કર ફ્રેન્ચ સરદારોએ યુરોપીઅન પધ્ધત્તિ ઉપર કવાયદ શીખવી તૈયાર કર્યું હતું. ગવર્નર જનરલે પોતાના ભાઈ આર્થર વેલેસ્લીને સેનાપતિ બનાવી સિંધિયા સામે

લડવા મોકલ્યો. તેણે ૧૮૦૩માં અસાઈ અને આગ્રાની લડાઇમાં સિંધિયાનો પરાજય કર્યો. જનરલ લેક નામના બીજા અંગ્રેજ સરદારે લાસ્વારીની લડાઇમાં મરાઠાઓને હરાવી દિલ્હી જીતી લીધું. ત્યાં મોગલ શહેનશાહ મરાઠાના કબજામાં કેદી હતો, તેને મુક્ત કરી અંગ્રેજોએ પોતાના રક્ષણમાં લીધો. ત્યારપછી મરાઠા સરદાર હોલકર સાથે અંગ્રેજોને લડવું પડ્યું. હોલકરે તો અંગ્રેજી સૈન્યને હરાવ્યું. આવી રીતે વેલેસ્લીના વખતમાં જ્યાંત્યાં લડાઈઓ ચાલવાથી કંપનીને ઘણો ખર્ચ થઈ ગયો હતો. અને હોલકર જોડે લડતાં અંગ્રેજોની હાર થઈ, એટલે બોર્ડ ઑફ કંટ્રોલે વેલેસ્લીને પાછો બોલાવી લીધો (૧૮૦૫).

વેલેસ્લીએ તેની સાત વર્ષની કારકીર્દીમાં હિંદુસ્થાનમાં બ્રિટિશ મુલક ઘણો વધારી દીધો હતો. ઇંગ્લૅંડના શત્રુઓને જેર કર્યા હતા, અને ફ્રેન્ચોનો હિંદુસ્થાનમાંથી પગ કાઢયો. આ પ્રમાણે તેણે બ્રિટિશોને હિંદુસ્થાનમાં મહત્ત્વનું સ્થાન મેળવી આપ્યું હતું. માર્કિવસ વેલેસ્લીના ગયા પછીના દશ વર્ષમાં કંઈ મહત્ત્વની બીના બની નહોતી. આ વખતે અંગ્રેજોએ શાંતિનું ધોરણ રાખી દેશી રાજ્યોના અંતસ્થ રાજ્યકારભારમાં હાથ નહિ ઘાલવાનું ઠરાવ્યું હતું. તેનું પરિણામ એવું આવ્યું કે આખા મધ્ય હિંદુસ્થાનમાં અવ્યવસ્થા અને અંધાધુંધી પ્રસરી લૂટારા અને ધાડપાડુઓનાં ટોળેટોળાં આખા દેશપર ફરી લોકોને રંજાડવા લાગ્યાં. એ લોકોને પિંઢારા અને ઠગ કહે છે. ૧૮૧૪માં લૉર્ડ હેસ્ટિંગ્ઝ ગવર્નર જનરલ થઈ આવ્યો ત્યારે મધ્ય હિંદમાં આમ અંધાધુંધી ચાલી રહી હતી. તેની કારકીર્દીમાં (૧૮૧૪–૧૮૨૩) અંગ્રેજોએ પાછું પોતાનું ધોરણ બદલ્યું. અસ્વસ્થતા અને અવ્યવસ્થા દૂર કરી પાછી શાંતતા સ્થાપવા તેઓએ ઠરાવ્યું. હેસ્ટિંગ્ઝે પ્રથમ નેપાલના ગુરખા લોકો સાથે યુધ્ધ કરી તેમને હરાવી સરહદપરના કેટલાક ટંટાની બાબતનો નિકાલ આણ્યો. પછી ૧૮૧૭માં પિંઢારાનો નાશ કરવાનો તેણે ઠરાવ કર્યો. પિંઢારાઓને મરાઠાઓની મદદ હતી, તેથી મરાઠાઓ સાથે પણ લડવું પડ્યું. આ યુધ્ધમાં પિંઢારાઓનો જડમૂળથી નાશ થયો અને મરાઠાઓનો પણ પરાભવ

થયો. પુણાના પેશ્વાનો મુલક ખાલસા કરી બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધો, અને મધ્ય હિંદમાં મરાઠા સરદારોનો પણ કેટલોક મુલક ખાલસા કર્યો (૧૮૧૮).

હેસ્ટિંગ્ઝ પછી લૉર્ડ ઍમહર્સ્ટ અને પછી લૉર્ડ વિલિઅમ બૅંટિંક એમ એક પછી એક ગવર્નર જનરલ થયા. અત્યાર સુધીમાં દક્ષિણે કેપ કૉમોરિનથી ઉત્તરે સિંધિયાના મુલક અને સતલજ નદી સુધીનો તમામ ભાગ બ્રિટિશ સત્તા નીચે આવ્યો હતો. ત્યારે બ્રિટિશ મુલકની સરહદ ઉપર કંઈ કંઈ રાજ્યો નવીન સ્થાપન થયાં હતાં. પૂર્વમાં બ્રહ્મદેશ તરફથી પૂર્વ બંગાળાને જોખમ હતું. અફગાનિસ્તાનમાં નાના નાના તાયફાઓ એક થઈ જઈ એક સંઘટિત રાજ્ય થયું હતું. અને પંજાબમાં રણજીતસિંગે એક બળવાન સીખ રાજ્ય સ્થાપ્યું હતું.

૧૮૨૪–૨૬માં બ્રહ્મદેશ સાથે લડાઈ થઈ. તેમાં બ્રહ્મદેશનો રાજા હાર્યો, અને તેને કેટલોક મુલક અંગ્રેજોને આપવો પડયો. પછી ૧૮૩૯માં અફગાનિસ્તાન સાથે પહેલો અફગાન વિગ્રહ થયો. ૧૯મા સૈકામાં મધ્ય એશિઆમાં રૂશીઆએ ઘણો રાજ્યવિસ્તાર કરી મૂકયો હતો. કોઈ કોઈ જગાએ તો રૂશીઅન અને બ્રિટિશ સરહદ વચ્ચે માત્ર પંદર માઇલનું અંતર હતું. એટલે રૂશીઆ તરફથી હિંદુસ્થાનપર સ્વારી આવવાની અંગ્રેજોને ભીતિ રહેતી હતી. એ બે યુરોપી રાજ્યોની સરહદ વચ્ચે નાનકડું અફગાનિસ્તાન હતું. એ નાના રાજ્યને પોતાની બાજુમાં મેળવી લેવાને રૂશીઆ અને ઈંગ્લૅંડ બંનેના પ્રયાસ ચાલી રહ્યા હતા. ૧૮૩૭માં અફગાનીસ્તાનના અમીર શાહસુજાને પદભ્રષ્ટ કરી દોસ્તમહંમદ નામનો અમીર થયો હતો. ૧૮૩૮માં રૂશીઆએ તેની સાથે અંગ્રેજો વિરૂધ્ધ કારસ્થાન કરવા માંડ્યું. ત્યારે અંગ્રેજોએ શાહસુજાનો પક્ષ લઇ તેને ગાદીપર પાછો બેસાડવા માટે અફગાનસ્તાપર સ્વારી મોકલી. બ્રિટિશ લશ્કરે કાબુલ અને કંદહાર જીતી લીધાં અને શાહસુજાને ગાદીપર બેસાડયો. દોસ્તમહંમદ શરણે આવ્યો. તેને હિંદુસ્થાનમાં કેદી તરીકે રાખવામાં આવ્યો (૧૮૩૯). અફગાનિસ્તાનમાં આ પ્રમાણે

વ્યવસ્થા થયા પછી બે વર્ષમાં દોસ્તમહંમદના છોકરાએ લશ્કર જમા કરી બ્રિટિશ એળચીને અને શાહસુજાને ઠાર કર્યાં, અને અંગ્રેજોના દારૂગોળો અને યુધ્ધસામગ્રી લૂટી લીધાં. ૪,૦૦૦નું બ્રિટિશ સૈન્ય અફગાનોને તાબે થયું. મોટે ભાગે બધા સૈનિકોની વચન ભંગ કરી કતલ કરવામાં આવી. આ કૃત્યનું વેર લેવા માટે જનરલ નૉટ અને જનરલ પોલૉકને સૈન્ય આપી અફગાનિસ્તાન મોકલ્યા. તેઓએ અફગાનોને હરાવ્યા. પછી દોસ્તમહંમદને મુકત કરી અફગાનિસ્તાનની ગાદીપર બેસાડયો.

**સીખ વિગ્રહો, ૧૮૪૬, અને (૧૮૪૮–૪૯).**—અફગાન વિગ્રહ પછી પંજાબમાં સીખ લોકો સાથે બે વિગ્રહો થયા. પંજાબના સિંહ રણજીતસીંગના મરણ પછી ત્યાં ઘણી અવ્યવસ્થા થઈ ગઈ હતી. રાજ્યકારભારની લગામ સૈન્યના સરદારોના હાથમાં ગઇ હતી. તેઓએ પાસેના બ્રિટિશ મુલકપર ચઢાઇ કરવાનો ઠરાવ કર્યો. રણજીતસિંગે લશ્કરને કવાયદ શીખવી ઘણું બળવાન કર્યું હતું. સીખ લશ્કરોને હરાવતાં અંગ્રેજોને ઘણું મુશ્કેલ પડયું હતું. સીખ લોકો સાથે થયેલા પહેલા વિગ્રહમાં (ઈ. સ. ૧૮૪૫–૪૬) બંને પક્ષો બરાબર ઉતર્યાં હતા. બીજી વખત ૧૮૪૮માં પાછો વિગ્રહ થયો. આ વખતે ચિલિયનવાલા અને ગુજરાતની લડાઇઓમાં અંગ્રેજોએ સીખ લોકોને હરાવ્યા અને પંજાબ પ્રાંત ખાલસા કર્યો.

**લૉર્ડ ડેલહાઉસી, (૧૮૪૮ થી ૧૮૫૬).**—એની કારકીર્દીમાં પંજાબ પ્રાંત ખાલસા કરવામાં આવ્યો. તેના કારભારપર દેખરેખ રાખવા માટે સર જૉન લૉરેન્સ અને હેન્રી લૉરેન્સને મોકલવામાં આવ્યા હતા. તેઓએ પંજાબમાં સૂવ્યવસ્થા કરી. ત્યારપછી બ્રહ્મદેશ સાથે બીજીવાર વિગ્રહ થયો (૧૮૫૨). આ વિગ્રહમાં પણ અંગ્રેજો વિજયી થયા અને દક્ષિણ બ્રહ્મદેશ બ્રિટિશ હિંદુસ્થાન સાથે જોડી દેવામાં આવ્યો. પછી અયોધ્યા પ્રાંતમાં નવાબનો ઘણો જુલમ ચાલી રહ્યો હતો, તેથી તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી ઇ. સ. ૧૮૫૬માં અયોધ્યા પ્રાંત ખાલસા કરવામાં આવ્યો. લૉર્ડ ડેલહાઉસીએ દેશી રાજાઓને દત્તક છોકરો લેવાની પરવાનગી ન આપવાથી નાગપૂર

અને ઝાંસીના રાજ્યકર્તાઓ વારસ વગર મરણ પામ્યા, ત્યારે તે રાજ્યો પણ ડેલહાઉસીએ ખાલસા કર્યાં. આ પ્રમાણે તેણે તેની આઠ વર્ષની કારકીર્દીમાં હિંદુસ્થાનમાં બ્રિટિશ રાજ્યનો વિસ્તાર ઘણો વધારી મૂક્યો. આમ રાજ્યના વધારા સાથે અંતસ્થ સુધારા પણ થતા હતા. ૧૮૨૮ થી ૧૮૩૫ સુધીમાં લૉર્ડ વિલિઅમ બેન્ટિંકે અને ૧૮૪૮ થી ૧૮૫૬ સુધીમાં લૉર્ડ ડેલહાઉસીએ હિંદુસ્થાનમાં ઘણા મહત્વના સુધારા કર્યાં હતા, બેન્ટિંકે સતી થવાનો ચાલ બંધ પાડ્યો હતો, ઠગ લોકોનો જડમૂળથી નાશ કર્યો હતો અને સુશિક્ષિત હિંદી લોકોને રાજ્યકારભારની નોકરીએ નીમવા માંડ્યા હતા. લૉર્ડ ડેલહાઉસીના વખતમાં પણ ઘણા સુધારા કરવામાં આવ્યા હતા. તાર, રેલ્વે, અને સોંઘા ટપાલની વ્યવસ્થા ડેલહાઉસીના વખતમાં થઇ હતી. તેણે કેળવણી તથા ખેતીને ઘણું ઉત્તેજન આપ્યું હતું.

લૉર્ડ ડેલહાઉસી પછી ૧૮૫૬માં લૉર્ડ કૅનિંગ ગવર્નર જનરલ થઇને આવ્યો. એની કારકીર્દીમાં દેશી સિપાઇઓએ બળવો કર્યો હતો. લૉર્ડ ડેલહાઉસીની રાજ્યનીતિથી અસંતોષ ઘણો ફેલાયો હતો. રેલ્વે અને તારની શરૂઆત થવાથી અભણ અને અજ્ઞાન લોકો એવું સમજવા લાગ્યા કે અંગ્રેજોનો વિચાર આપણને ધર્મભ્રષ્ટ કરવાનો છે. એ સિવાય ડેલહાઉસીની દેશી રાજાઓને દત્તક લેવાની પરવાનગી નહિ આપી રાજ્ય ખાલસા કરવાની રાજ્યનીતિ જોશભેર ચાલવાથી દેશી રાજાઓ પણ ઉશ્કેરાઇ રહ્યા હતા. વળી અયોધ્યા પ્રાંતમાં જમીન સંબંધે નવીન સુધારા દાખલ કરવાથી ત્યાંના જમીનદારો પણ અંગ્રેજોની વિરૂધ્ધ થયા હતા. જેમ સામાન્ય લોકોમાં અસંતોષની લાગણી પેદા થઇ હતી તેમ દેશી સૈન્યમાં પણ અસ્વસ્થતા થઈ રહી હતી. આ વખતે બંદુકને માટે નવી કારતુસો દાખલ કરવામાં આવી હતી. તે કારતુસો મોં વડે તોડવાની હતી. એ કારતુસો માટે એવી અફવા ઉડાવી હતી કે એ કારતુસો બનાવવામાં ગાય અને ડુક્કરની ચરબીનો ઉપયોગ થાય છે. એ અફવાથી હિંદુ અને મુસલમાન બન્ને ધર્મના સૈનિકો ઉશ્કેરાયા. એ સંબંધે તેઓને એવું સમજાવવામાં આવ્યું હતું કે હિંદુ અને મુસલમાન બંનેને વટળાવી અંગ્રેજો ખ્રિસ્તી

કરવા માંગે છે. તેથી તેઓએ ઉશ્કેરાઈ જઈ બળવો શરૂ કર્યો.

પ્રથમ મીરતમાં બંડ શરૂ થયું, ત્યાંથી તરતજ ઉત્તર અને મધ્ય હિંદુસ્થાનમાં પ્રસર્યું. બંગાળાના લશ્કરનો મોટો ભાગ પણ આ બંડમાં સામેલ થયો. દિલ્હીમાં બળવાનું જોર વિશેષ હતું. બ્રિટિશ રાજ્ય ઉથલાવી પાડી પાછું મોગલ સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપનાં છેલ્લા મોગલ પાદશાહ શાહઆલમના છોકરા બહાદુરશાહને આવવા માંડયાં હતાં. અયોધ્યામાં જમીનદારોએ બંડ કર્યું હતું. કાનેપૂરની ઈંગ્લિશ પલટણને બળવાખોરોએ કાપી નાંખી (૧૮૫૭).

પણ બળવાનો પવન મુંબઇ અને મદ્રાસમાં પ્રસર્યો નહોતો. સિંધિયા, હોલ્કર, નિઝામ વગેરે મોટા મોટા દેશી રાજકર્તાઓ વફાદાર રહ્યા હતા. પંજાબમાં પણ બળવાની આગ લાગી નહોતી. ત્યાંનાં સીખ લશ્કરે તો બળવો બેસાડી દેવામાં બ્રિટિશોને ઘણી કિંમતી મદદ કરી હતી. પંજાબના સીખ અને બ્રિટિશ લશ્કરે બળવાખોરોને હરાવી દિલ્હી પાછું જીતી લીધું. લકનૌમાં બ્રિટિશ સૈન્ય ઘેરાઈ પડયું હતું તેનો જનરલ હૅવલૉકે છૂટકો કર્યો. અંતે બળવાખોરોને હરાવી દઈ બળવો શમાવી દેવામાં આવ્યો. મહારાષ્ટ્રમાં પણ બળવાના કંઇક છમકલાં થયાં હતાં. ત્યાં પણ શાંતિ કરવામાં આવી (૧૮૫૮).

આ બળવાના પરિણામે હિંદુસ્થાનના રાજયકારભારની સર્વે વ્યવસ્થા ઈસ્ટ ઇંડીઆ કંપની પાસેથી લઇ લેવામાં આવી. હવેથી સર્વ કારભાર ઇંગ્લૅંડના રાજ્યકર્તાએ પોતેજ ચલાવવા માંડયો. ૧૮૫૮માં વડા પ્રધાન લૉર્ડ ડર્બીએ હિંદુસ્થાનની રાજ્યવ્યવસ્થા સંબંધે એક કાયદો પાર્લમેન્ટમાં પસાર કરાવ્યો. આ કાયદાથી ઈસ્ટ ઇંડીઆ કંપની વિસરજન કરવામાં આવી. હિંદુસ્થાનનો કારભાર ઇંગ્લૅંડના રાજાના હાથમાં સોંપવામાં આવ્યો. હિંદુસ્થાન ખાતાનો એક સેક્રેટરી નીમાયો. તેને સલાહ આપવાને એક કાઉન્સિલ નીમાઈ, અને તે મારફત હિંદુસ્થાનનો કારભાર ચલાવવાની વ્યવસ્થા થઈ. રાજાના પ્રતિનિધિ તરીકે ગવર્નર જનરલને વાઇસરૉયનો ઇલકાબ આપવામાં આવ્યો.

**વિક્ટોરીઆ રાણીનો ઢંઢેરો (૧૮૫૮).**—ઉપર પ્રમાણે કાયદો કરી હિંદુસ્થાનનો કારભાર ઇંગ્લૅંડના રાજા અને પાર્લમેન્ટે પોતાના

હાથમાં લીધો. પછી રાણી વિકટોરીઆએ એક જાહેરનામું હિંદુસ્થાનમાં પ્રસિધ્ધ કર્યું, ૧૮૫૮ની ૧લી નવેમ્બરે અલ્હાબાદમાં એક દરબાર ભરવામાં આવ્યો. તેમાં લૉર્ડ કૅનિંગને પહેલો વાઈસરૉય જાહેર કરવામાં આવ્યો. અને રાણીનો ઢંઢેરો ત્યાં વાંચી સંભળાવવામાં આવ્યો. તેજ વખતે હિંદુસ્થાનના મોટાં મોટાં શહેરોમાં પણ એ ઢંઢેરો વાંચી સંભળાવવામાં આવ્યો. તેમાં રાણી તરફથી એવું વચન આપવામાં આવ્યું હતું કે રાજારજવાડા અને રૈયતના હક ઉપર સરકાર તરફથી યોગ્ય લક્ષ આપવામાં આવશે. દેશી રાજાઓ સાથે થયેલા કરાર યોગ્ય રીતે પાળવામાં આવશે. દેશી રાજાઓને દત્તક લેવામાં હરકત કરવામાં આવશે નહિ. દેશી પ્રજાના ધર્મમાં સરકાર હાથ ઘાલશે નહિ. યોગ્યતા પ્રમાણે સર્વ કારભારી હોદ્દા દેશીઓ માટે ખુલ્લા રહેશે. હિંદુસ્થાનનો વહીવટ હિંદના હિતની દ્રષ્ટિએ ચલાવવામાં આવશે. વગેરે અભય વચનો આ ઢંઢેરામાં અપાયાં હતાં. ૧૮૫૮નો રાણીનો ઢંઢેરો હિંદુસ્થાનનો 'મૅગ્ના ચાર્ટા' કહેવાય છે, ત્યારપછી ૧૮૭૭માં દિલ્હીમાં એક દરબાર ભરી રાણી વિકટોરીઆએ 'હિંદુસ્થાનની મહારાણી' એવો ખિતાબ ધારણ કર્યો.

બળવો શમી ગયા પછી અફગાનિસ્તાન અને બર્મા સાથે બીજીવાર વિગ્રહ થયા. તેમાં બ્રિટિશોની જીત થઈ વાયવ્ય સરહદનો મુલક અને ઉત્તર બ્રહ્મદેશ અંગ્રેજોને મળ્યા.

Indian National Congress–**હિંદી રાષ્ટ્રીય મહાસભા.**–૧૮૫૮માં આપેલાં વચનોનો પૂર્ણપણે અમલ કરાવવા માટે અને હિંદી લોકોની આકાંક્ષા શું છે તે જણાવવા માટે ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભા (Indian National Congress) સ્થાપવામાં આવી. છેલ્લાં ચાળીસ વરસ થયાં રાષ્ટ્રિય મહાસભા પ્રજાની માંગણી અને પ્રજાનાં દુઃખો સરકારને કાયદેસર રીતે જણાવતી રહી છે, અને તેની ચળવળને પરિણામે ૧૯૦૯માં સેક્રેટરી ઑફ સ્ટેટ લૉર્ડ મોર્લી અને વાઈસરૉય લૉર્ડ મિંટોની કારકીર્દીમાં મધ્યવર્તી અને પ્રાંતિક ધારાસભા—Council માં સુધારા થઈ વિશેષ હકો પ્રજાને આપવામાં આવ્યા

હતા. ત્યારપછી ૧૯૧૨માં રાજા પમા જ્યૉર્જે હિંદુસ્થાન આવી રાજ્યધાની કલકત્તેથી ખસેડી દિલ્હીને હિંદુસ્થાનનું પાટનગર જાહેર કર્યું, અને ત્યાં એક મોટો દરબાર ભરી હિંદુસ્થાનના શહેનશાહ તરીકે રાજ્યાભિષેક કરાવ્યો. પછી ૧૯૧૪માં યુરોપમાં જર્મની અને ઑસ્ટ્રિયા વિરૂધ્ધ મહાયુધ્ધ ચાલ્યું, તે સાડાચાર વર્ષ સુધી પહોંચ્યું હતું. તેમાં હિંદુસ્થાનના લશ્કરે ભાગ લઈ બહુ બહાદુરી બતાવી ઘણાં પરાક્રમો કર્યાં હતાં. તેનો બદલો વાળવા માટે અને હિંદી પ્રજાની આકાંક્ષા પૂર્ણ કરવા માટે ૧૯૧૭ના ઑગસ્ટની ૨૦મી તારીખે બ્રિટિશ પ્રધાન-મંડળે હિંદુસ્થાનમાં ક્રમે ક્રમે જવાબદાર રાજ્યપધ્ધિતિ સ્થાપન કરવાનું ધોરણ જાહેર કર્યું, અને હિંદુસ્થાન વિષે પ્રત્યક્ષ માહિતી મેળવવા સારૂ હિંદી સેક્રેટરી ઑફ સ્ટેટ મૉંટેગ્યૂને ખાસ હિંદુસ્થાન મોકલ્યો. અહીં આવી મૉંટેગ્યૂએ આગેવાનો અને જાહેર સંસ્થાઓનું કહેવું સાંભળી લઈ રાજ્યઘટનાના સુધારાની એક યોજના ઘડી કાઢી. તે યોજનાના ધોરણ ઉપર બ્રિટિશ પાર્લમેન્ટે ૧૯૧૯માં હિંદી પ્રજાને વધુ રાજ્યદ્વારી હકો આપતું રાજ્યઘટનાના સુધારાનું બીજું બિલ પસાર કર્યું. નવીન સુધારાથી કેટલાંક સરકારી કારભારનાં ખાતામાં જવાબદાર રાજ્યપધ્ધતિની શરૂઆત થઈ છે, અને આશા રહે છે કે થોડા વર્ષમાં કૅનેડા ઑસ્ટ્રેલીઆ વગેરે સંસ્થાનો માફક હિંદુસ્થાનમાં પણ સંપૂર્ણ જવાબદાર રાજ્યપધ્ધતિ સ્થાપન થશે.

# પ્રકરણ ૨૪ મું

## ઇંગ્લૅંડ અને બ્રિટિશ સંસ્થાનો

[ કૅનેડા, ઑસ્ટ્રેલીઆ, ન્યૂઝીલૅંડ અને વેસ્ટ ઇંડીઝ ]

( ૧૭૬૩–૧૯૦૦ )

૧૭૬૮, ટૉમસ કૂકે ઑસ્ટ્રેલીઆ શોધી કાઢ્યો.—૧૭૭૪, કૅનેડા સંસ્થાનની વ્યવસ્થા માટે કવીબેક ઍક્ટ પાસ થયો.—૧૭૮૮, ઑસ્ટ્રેલીઆમાં સિડનીમાં સંસ્થાન સ્થપાયું.—૧૮૨૯, ગિબન વેકફીલ્ડે સંસ્થાનો વિષે પુસ્તક પ્રગટ કર્યું.—૧૮૩૭, કૅનેડામાં બંડ.—૧૮૩૮, લૉર્ડ ડરહૅમનો કૅનેડાના રાજ્યબંધારણ વિષે રીપોર્ટ.—૧૮૫૫, ઑસ્ટ્રેલીઆ અને ન્યૂઝીલૅંડમાં જવાબદાર રાજ્યપધ્ધતિ અમલમાં આવી.—૧૮૬૭, ઉત્તર દક્ષિણ કૅનેડાનું એકીકરણ અને ત્યાંના રાજ્યકારભાર સંબંધનો કાયદો થયો.—૧૯૦૦, ઑસ્ટ્રેલીઆનાં બધાં સંસ્થાનો સંયુક્ત થયાં.

૧૭૮૩ની વરસેલ્સની સંધિથી અમેરિકાનાં બ્રિટિશ સંસ્થાનો સ્વતંત્ર થયાં ત્યારપછી સંસ્થાનો બાબતનું બ્રિટિશ ધોરણ બદલાયું હતું. મૂળ સમજણ એવી હતી કે સંસ્થાનો એટલે માતૃભૂમિના ફાયદા માટે વસાયેલી જગાઓ. એ સમજણ પ્રમાણે સંસ્થાનોના વેપારઉદ્યોગ ઉપર સખત કર મૂકવામાં આવતા હતા અને માતૃભૂમિના લાભના કાયદા રચવામાં આવતા હતા. આથી સંસ્થાનોની ઉન્નતિ થતી નહિ, અને લાભ માતૃભૂમિને મળતો તેથી સંસ્થાનો અને માતૃભૂમિ વચ્ચે કલહનાં બીજ રોપાયાં. ૧૭૬૩માં પૅરિસની સંધિથી અમેરિકામાંથી ફ્રેન્ચ સત્તા નષ્ટ થયા પછી સંસ્થાનોના રક્ષણ માટે કરવી પડેલી લડાઇઓનો ખર્ચ વસૂલ કરવા માટે સંસ્થાનોપર ભારે કરના બોજા લાદવામાં આવ્યા હતા. એ લડાઇઓ માતૃભૂમિના લાભાર્થે થઈ હતી અને અમારા પ્રતિનિધિ વિનાની પાર્લમેન્ટે મૂકેલા કરો અમે આપવા

બંધાયા નથી એમ કહી ૧૭૭૫માં અમેરિકાનાં ઈંગ્લિશ સંસ્થાનોએ માતૃભૂમિ વિરૂધ્ધ યુધ્ધ કેવી રીતે જાહેર કર્યું. અને તેનું પરિણામ શું આવ્યું તે આપણે પાછળ જોઈ ગયા છીએ. પરિણામે સંસ્થાનો સ્વતંત્ર થઈ અમેરિકાનાં સંયુકત સંસ્થાનો (United States of America) અસ્તિત્વમાં આવ્યાં. અમેરિકાના દાખલા ઉપરથી ઈંગ્લૅંડ માત્ર એટલુંજ સમજ્યું હતું કે સંસ્થાનો આબાદ અને બળવાન થતાં તેઓ માતૃભૂમિથી સ્વતંત્ર થવાનાંજ. પણ તે કાળે ખરા અનુમાનપર ઈંગ્લૅંડમાં કોઇનું લક્ષ ગયું નહોતું. સંસ્થાનો ઉપર વેપાર અને ઉદ્યોગધંધાની બાબતમાં મૂકવામાં આવેલા પ્રતિબંધ ઉઠાવી લઈ તે માટે સર્વ વ્યવસ્થા કરવા સંપૂર્ણ સત્તા સંસ્થાનોને હોય તો માતૃભૂમિથી વિભકત થવાની ખટપટ તેઓ કરશે નહિ એમ તે વખતે કોઈના સમજવામાં આવ્યું નહોતું. સંસ્થાનો સ્થપાયાથી માતૃભુમિને કંઈજ ફાયદો થતો નથી, એટલુંજ નહિ પણ તેના રક્ષણ માટે સામો ખર્ચ વેઠવો પડે છે એવો તે કાળના રાજ્યનેતાઓનો અભિપ્રાય હતો. તેથી નવાં સંસ્થાનો સ્થાપવાનો ઉત્સાહ ઈંગ્લૅંડમાં ઓછો થઈ ગયો. સંસ્થાનોના સેક્રેટરીની જગાની કંઈ જરૂર નથી એમ કહી તે જગા કાઢી નાખવામાં આવી, અને તેનું કામ લશ્કરી ખાતાને સોંપવામાં આવ્યું. સંયુકત સંસ્થાનો સ્વતંત્ર થયા પછી કૅનેડા, નોવાસ્કોશીઆ, ન્યૂબ્રન્સ્વિક, કેપ બ્રેટન, પ્રિન્સ એડ્વર્ડ ટાપુ, અને ન્યૂફાઉન્ડલૅંડ એટલાં અંગ્રેજોના સંસ્થાન રહ્યાં હતાં તેમાં કૅનેડા ફ્રેન્ચોથી વસાયલું હતું. સંયુકત સંસ્થાનો સ્વતંત્ર થયા પછી જે સંસ્થાનવાસીઓને માતૃભૂમિથી છૂટા નહિ પડવું હતું તેઓ કૅનેડા અને નોવાસ્કોશીઆમાં જઈ વસ્યા. એટલે ૧૭૮૩ પછી ધીમેધીમે કૅનેડામાં અંગ્રેજોની વસ્તી વધવા લાગી. કૅનેડા ફ્રેન્ચો પાસેથી જીતી લીધા પછી ૧૭૭૪માં લૉર્ડ નૉર્થે કવીબેક ઍક્ટ નામનો કાયદો કરી કૅનેડાના ફ્રેન્ચ લોકોને તેમનો રોમન કૅથૉલિક ધર્મ, તેમના કાયદા અને તેમની રાજ્યઘટના પૂર્વપ્રમાણેજ કાયમ ઠરાવી આપ્યાં હતાં. તેથી જ્યાંસુધી ત્યાં એકલા ફ્રેન્ચોનીજ વસ્તી હતી ત્યાંસુધી તો સઘળું ઠીકઠાક ચાલ્યું. પણ ૧૭૮૩ પછી દક્ષિણમાંથી અંગ્રેજો આવી વસવા લાગ્યા ત્યારપછી બંને પ્રજા વચ્ચે

અથડાઅથડી થવા માંડી હતી. એવી સ્થિતિ ટાળવા માટે ૧૭૯૧માં પિટ પ્રધાનમંડળે નવો કાયદો કરી કૅનેડાના બે ભાગ પાડવા ઠરાવ્યું. ઉત્તર કૅનેડામાં મુખ્યત્વે કરીને ઇંગ્લિશ લોકોની વસ્તી હતી, અને દક્ષિણ કૅનેડામાં મોટી વસ્તી ફ્રેન્ચોની હતી. બંને કૅનેડાને તેમની પસંદગીના પ્રતિનિધિઓની જુદીજુદી ધારાસભા–'કાઉન્સીલ' રચી આપી હતી. પણ એ ધારા સભાને કૅનેડાનો ગવર્નર કે તેની સલાહકારી કાઉન્સિલ જવાબદાર નહોતી. તેથી વારંવાર તેઓ વચ્ચે ટંટા બખેડા થયાં કરતા. આ પ્રમાણે કૅનેડામાં પ્રતિનિધિતત્વવાળી રાજ્યપધ્ધતિ દાખલ થયા પછી ઉત્તરના અંગ્રેજ સંસ્થાનવાસીઓ ઘણા આબાદ થવા લાગ્યા, પણ દક્ષિણના ફ્રેન્ચ સંસ્થાનવાસીઓને આ રાજ્ય-પધ્ધતિ પરિચિત ન હોવાથી તેઓ જોઈએ તેવી પોતાની ઉન્નતિ કરી શક્યા નહિ. એજ પ્રમાણે પ્રતિનિધિતત્વવાળી રાજ્યઘટના ઉત્તર અમેરિકાનાં બીજા અંગ્રેજી સંસ્થાનોમાં પણ સ્થાપન કરવામાં આવી.

કૅનેડા અને તેની પાસેના બેટો ઉપરાંત મધ્ય અમેરિકાની પાસેના વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાંના કેટલાક ટાપુઓ ઇંગ્લિશ સંસ્થાનો હતાં. બારબેડોઝ (૧૬૨૫), નેવિસ (૧૬૨૮), બહામા (૧૬૨૯), મૉંટ સેરેટ (૧૬૩૨) વગેરે નાના નાના બેટો શિવાય જમૈકા (૧૭૫૫), અને ગ્રેનેડા (૧૭૬૩), વગેરે જીતી લીધેલા ટાપુઓ હતા. આ બેટો ઉષ્ણ કટિબંધમાં આવેલા હોવાથી ગરમ દેશોમાં પાકતી ચીજોની ખેતી ત્યાં સારી થતી હતી, અને યુરોપનાં બજારોમાં તે ચીજોની કિંમત સારી મળતી હતી. તેથી તે બેટો ઘણા આબાદ થયા હતા. ઘણા અંગ્રેજ મુડીવાળાઓએ પોતાનું નાણું ત્યાં ખેતીમાં રોક્યું હતું. આફ્રિકાના સીધીઓને ગુલામ તરીકે પકડી લાવી ત્યાં ખેતીનાં કામમાં લેવામાં આવતા હતા, તેથી ખેતી ઘણી સોંઘી પડતી હતી. ૧૭૧૩ પછી ગુલામોનો વેપાર અંગ્રેજોના હાથમાં આવ્યા પછી એ બેટોમાં ગુલામોની સંખ્યા ઘણી વધી પડી. અને એ બેટોના જમીનદારોને અંતસ્થ રાજ્ય-વ્યવસ્થા અને કાયદા કરવાની સંપૂર્ણ સત્તા મળેલી હોવાથી ગુલામોની સ્થિતિ બહુ દયાજનક થઈ પડી હતી. આ બેટોના હવાપાણી યુરોપીઅનોને માફક આવે એવાં નહોતાં, તેથી ત્યાં અંગ્રેજોની વસ્તી

ઘણી થઈ નહિ. તેથી ઉત્તરના સંસ્થાનો માફક આ સંસ્થાનો માતૃભૂમિથી સ્વતંત્ર થાય એ સંભવ નહોતો. આ બેટોની પેદાશ શેરડી અને મસાલાના પદાર્થોની હતી. યુરોપમાં તેના ભાવ સારા આવતા હોવાથી એ બેટોની ઉત્તરોત્તર ચઢતી થતી ગઈ.

અમેરિકા સ્વતંત્ર થયા પછી નવાં સંસ્થાનો સ્થાપવાનો ઉત્સાહ જતો રહ્યો, ત્યારે સાહસિક ઇંગ્લિશ ખલાસીઓ નવા નવા દેશોની શોધ કરવા દરીઆપર ભટકવા લાગ્યા.

**જેમ્સ કુક, પૅસિફિક સમુદ્રમાં બેટોની શોધ.**—જેમ્સ કુક નામનો એક વહાણવટી ૧૭૬૮માં પોતાનું વહાણ પૅસિફિક મહાસાગરમાં લઈ ગયો. ત્યાં તેણે ઑસ્ટ્રેલીઆનો પૂર્વ કિનારો અને ન્યૂઝીલૅંડ બેટની શોધ કરી. ૧૭૭૧માં તે પાછો આવ્યો. બીજે વર્ષે તેણે પૅસિફિક મહાસાગરમાં બીજી સફર કરી. પછી ૧૭૭૬ની ત્રીજી સફરમાં તેણે સૅંડવિચ ટાપુની શોધ કરી. પણ તે ત્યાં દેશીઓને હાથે માર્યો ગયો.

**આફ્રિકાના અજાણ્યા ભાગોની શોધ.**—૧૭૭૦ પછી આફ્રિકાના અજાણ્યા ભાગોની શોધ કરવાના પ્રયત્નો થયા. જેમ્સ બ્રુસ (૧૭૭૦–૭૪) અને મંગોપાર્ક (૧૭૯૫–૯૭), એ બે જણા નાઇજર નદીની શોધ લાવ્યા. તેઓ પછી મિશનરી-પાદરીઓ, વેપારીઓ, વિજ્ઞાન શાસ્ત્રીઓ અને સાહસિક પ્રવાસીઓએ આફ્રિકાના અજ્ઞાત મુલકોની શોધખોળ ચલાવી. ડૅવિડ લિવિંગસ્ટોન નામના એક સાહસિક પાદરીએ તો દક્ષિણ અને મધ્ય આફ્રિકામાં શોધખોળ કરવા પાછળ ૩૦ વર્ષ ગાળ્યાં. ત્યારપછી ૧૮૫૭માં બર્ટન અને સ્પેક નામના ગ્રહસ્થોએ નીલ નદીનું મૂળ શોધી કાઢ્યું. આ પ્રમાણે આફ્રિકાખંડમાં શોધખોળ ચાલી રહ્યાથી આગળ જતાં ત્યાં સંસ્થાનો સ્થાપવાનું સુલભ થઈ પડ્યું.

**ઉત્તર અને દક્ષિણ ધ્રુવના પ્રદેશોની શોધ પાછળ પ્રયત્નો.**—૧૭૭૩માં ફિપ્સ નામના માણસે ઉત્તર ધ્રુવના પ્રદેશોની શોધખોળ કરવાની પહેલ કરી. ત્યારપછી ૧૮૦૬માં સ્ટોર્સબી નામનો શાસ્ત્રવેત્તા ઉત્તર ધ્રુવ તરફ ઘણો આઘે સફર કરી આવ્યો. તે ઉત્તર ધ્રુવ બિંદુથી લગભગ ૫૭૦ માઇલના અંતર સુધી ગયો હતો. ૧૮૨૭માં

કૅપ્ટન પેરી નામના ગ્રહસ્થે ઈંગ્લૅંડના વાયવ્ય ખુણાને રસ્તેથી ઉત્તર ધ્રુવ જવાની કોશિશ કરી હતી. ૧૮૪૫માં સર જૉન ફ્રૅંકલિને પણ ઉત્તર ધ્રુવ તરફ જવાનો પ્રયત્ન કર્યો, પણ તે મુસાફરીમાંજ મરણ પામ્યો. ઉત્તર ધ્રુવ પ્રમાણે દક્ષિણ ધ્રુવ તરફ પણ શોધખોળના પ્રયાસો થવા માંડયા હતા. તેણી તરફ રૉસ નામનો એક સંશોધક ૧૮૪૧–૧૮૪૩માં સફર કરી આવ્યો.

આવી રીતે ખ્રિસ્તી ધર્મ પ્રચારક મિશનરીઓ, અજાણ્યા મુલકોની શોધ કરનારા સહાસિકો અને જ્ઞાન સંપાદન કરવા માટે પ્રયાણ કરનારા વિદ્વાનોના પ્રયત્નોથી આફ્રિકા, ઑસ્ટ્રેલીઆ અને ન્યૂઝીલૅંડ વગેરે દૂરદૂરના મુલકોપર અંગ્રેજ લોકની સત્તા સ્થાપવામાં ઘણી મદદ થઈ.

**ઑસ્ટ્રેલીઆનાં સંસ્થાનોની સ્થાપના.**—કૅપ્ટન કુક ઑસ્ટ્રેલીઆની શોધ લાવ્યો ત્યાર પછી તે તરફ ઘણા લોકોનું લક્ષ ખેંચાયું. તેણે ઑસ્ટ્રેલીઆ ખંડનો જે ભાગ શોધ્યો હતો તેનું નામ ન્યૂ સાઉથ વેલ્સ પાડ્યું હતું. તેણે ત્યાં એક સંસ્થાન સ્થાપવાનું ઇંગ્લિશ લોકોને સમજાવ્યું, પણ અમેરિકાનાં સંસ્થાનો માતૃભૂમિથી સ્વતંત્ર થયા પછી નવાં સંસ્થાન સ્થાપવાનું કોઈને મન થતું નહિ. તેથી ત્યાં વસવાટનું સંસ્થાન તો તે વખતે થયું નહિ. પણ દેશ નિકાલની સજા પામેલા કેદીઓને રાખવાનું સ્થાન ઑસ્ટ્રેલીઆ થયું. પહેલાં એવા કેદીઓને અમેરિકા મોકલતા હતા, પણ અમેરિકા સ્વતંત્ર થયા પછી દેશનિકાલની સજા થયેલા કેદીઓને રાખવાની ઘણી અડચણ પડતી હતી તે ઑસ્ટ્રેલીઆની શોધથી દૂર થઈ. ૧૭૮૮ના જાનેવારીની પહેલી તારીખે કૅપ્ટન ફિલિપ કેદીઓનું એક વહાણ લઇને બૉટની બે નામના ઉપસાગરમાં એક બંદરે ઉતર્યો. ત્યાં એક ગામ વસાવવામાં આવ્યું, તે ગામ તે હાલનું માતબર સિડની શહેર છે.

ન્યૂ સાઉથ વેલ્સમાં ફક્ત કેદીઓજ આવતા હતા. યુરોપમાં નેપોલીઅન સાથે મહા યુધ્ધ ચાલ્યું તે દરમ્યાન સંસ્થાનો વસાવવાનો સવાલ ખોરંભે પડયો હતો. પણ એ યુધ્ધ બંધ પડયા પછી એ સવાલ તરફ પાછું ધ્યાન ખેંચાયું. ફક્ત કેદીઓજ મોકલવાને બદલે ઇંગ્લૅંડમાં જે લોકોને રોજી ન મળતી હોય એવા ગરીબ લોકો જો

ત્યાં જઈ ખેતી વગેરે કામકાજ કરે તો તેઓને ઘણો ફાયદો થાય એમ સૌને લાગવા માંડ્યું. એ પ્રયોગ અજમાવવા માટે ગરીબ લોકોને ત્યાં જવા લલચાવવા સારૂ બ્રિટિશ સરકારે ઑસ્ટ્રેલીઆમાં ખેતી કરવા સારૂ જમીન મફત આપવાનું જાહેર કર્યું. પણ એટલે આઘે જઈ જંગલો કાપી ખેડાણ જમીન કરી તેમાં ખેતી કરવાનું મુશ્કેલ કામ કરવા મફત જમીન આપતાં પણ કોઈ તૈયાર થયું નહિ.

એ અરસામાં ગિબન વેકફીલ્ડ નામના માણસે સંસ્થાનો વસાવવા વિષે એક પુસ્તક પ્રગટ કર્યું. તેમાં તેણે સંસ્થાનો સ્થાપવાની યોજના બતાવી હતી. તેનું કહેવું એવું હતું કે ઇંગ્લૅંડ જેવીજ સમાજ જો ઑસ્ટ્રેલીઆમાં સ્થાપવી હોય તો જમીન મફત ન આપતાં નાના નાના ટુકડા પાડી વેચવી, અને તેમ કરતાં જે ઉપજ થાય તે સંસ્થાનમાં જવા આવવાના સારા રસ્તા, ખેતીને ઉત્તેજન, નવા વસવા જનારા લોકોને નાણાંની મદદ, વગેરે કામમાં વાપરવી, જેથી વધુ લોકો ત્યાં જઈ વસવાટ કરવા માટે લલચાશે. આ યોજના સેક્રેટરી ઑફ સ્ટેટને પસંદ પડી. તે યોજના અમલમાં મૂકવા માટે ૧૮૩૦માં 'સંસ્થાનો વસાવનારૂં મંડળ' એ નામની એક સંસ્થા પણ ઉભી કરી. દરમ્યાન ઑસ્ટ્રેલીઆમાં કેટલેક ઠેકાણે સોનાની ખાણની ભાળ લાગી. એટલે તો ઇંગ્લૅંડમાંથી ત્યાં જઈ વસનારાઓનાં ટોળે ટોળાં નીકળી પડયાં, અને જોતજોતામાં ઑસ્ટ્રેલીઆમાં માણસોની ભારે ગર્દી થઈ ગઈ. અને નવાં નવાં સંસ્થાનો થવા લાગ્યાં, જેવાં કે પશ્ચિમ ઑસ્ટ્રેલીઆ, વિકટોરીઆ, ટૅસમૅનીઆ, કવીન્સલૅંડ વગેરે. ઑસ્ટ્રેલીઆમાં બ્લૂરિવર-નીલ નદીની પેલી તરફ એક ફળદ્રુપ પ્રદેશની શોધ થઈ. ત્યાં ઘેટાં ઉછેરવાનો ધંધો થવા માંડ્યો અને ધમધોકાર ઉનનો વેપાર ચાલવા લાગ્યો. શરૂઆતના સંસ્થાનવાસીઓને તો જમીન મફત મળી હતી. તેઓ તો ઘણા ગબ્બર થઈ ગયા હતા. ત્યારપછી વેકફીલ્ડની યોજના અમલમાં મૂકવાનું ઠરાવવામાં આવ્યું. જમીન મફત મળતી બંધ થઈ, તોપણ માફક હવાપાણી, રસાળ જમીન અને સોનાની શોધને લીધે પુષ્કળ માળસોનો એકસરખો પ્રવાહ ત્યાં વસવા જવા ચાલુ રહ્યો. ત્યારે ન્યૂ સાઉથ વેલ્સમાં

કેદીઓ મોકલવાનું બંધ કર્યું. તેને બદલે ઉત્તર તરફના પ્રદેશમાં કેદીઓને રાખવા માંડ્યા (૧૮૨૬). આ ઠેકાણે કેદીઓની મજૂરીથી શેરડી, તંબાકુ, કપાસ વગેરેની ખેતી કરવામાં આવી. અને ૧૮૫૯માં એ પ્રદેશ જુદો પાડી તેને કવીન્સલૅંડ નામ આપવામાં આવ્યું.

૧૮૨૯માં પશ્ચિમ બાજુએ સ્વૅન નદી પાસે એક સંસ્થાન સ્થપાયું. આ ઠેકાણે પહેલાં પહેલાં કેદીઓ મોકલવામાં આવતા હતા, અને તેમની મદદથી ત્યાં ખેતી કરવામાં આવતી. પછી ત્યાં સોનાની ખાણો હાથ લાગી, એટલે ત્યાં સહેજે અંગ્રેજ લોકોની ભરતી થઈ ગઈ, અને એ સંસ્થાન પણ આબાદ થયું. ૧૮૯૦માં તેને સ્વરાજ્યનો હક મળ્યો હતો. એ સંસ્થાનનું નામ વેસ્ટ ઑસ્ટ્રેલીઆ.

**વિકટોરીઆ.**—૧૮૩૫માં દક્ષિણ કિનારાપર કેદીઓ મોકલવા એક સ્થાન પસંદ કરવામાં આવ્યું. ત્યાં મેલબોર્ન નામે એક ગામ સ્થાપ્યું. ખેતીના ધંધાથી એ સંસ્થાનની ઉન્નતિ થવા લાગી. ૧૮૫૧માં તેને વિકટોરીઆ નામ આપી અલગ સંસ્થાન કરવામાં આવ્યું.

**ટૅસ્મૅનીઆ.**—ઑસ્ટ્રેલીઆની દક્ષિણે ટૅસ્મૅનીઆ નામનો એક મોટો બેટ આવેલો છે. ૧૮૦૪થી ત્યાં કેદીઓ મોકલાતા હતા. ૧૮૧૬ પછી ત્યાં બીજા લોકો પણ આવીને વસવા લાગ્યા. એટલે ૧૮૩૬માં તેને જુદું સંસ્થાન કરી સ્વરાજ્યનો હક આપવામાં આવ્યો.

**દક્ષિણ ઑસ્ટ્રેલીઆ.**—૧૮૩૬માં વેકફીલ્ડે દક્ષિણ ઑસ્ટ્રેલીઆનું સંસ્થાન સ્થાપ્યું. ઍડિલેડ નામનું ગામ એ સંસ્થાનની રાજ્યધાની થયું. પણ ૧૮૪૦ની સાલ સુધી આ સંસ્થાન સારી સ્થિતિમાં આવ્યું નહોતું. પણ પછી ત્યાં તાંબાંની ખાણ જડ્યાથી એ સંસ્થાન પણ આબાદ થતું ચાલ્યું.

ઉપર પ્રમાણે ઑસ્ટ્રેલીઆ પ્રથમ દેશનિકાલ થયેલા કેદીઓને રાખવાનું ઠેકાણું હતું. તેથી ત્યાં પ્રથમ રાજ્યવ્યવસ્થા લશ્કરી પધ્ધત્તિ ઉપર રાખી હતી. પણ ત્યાં નફાકારક ખેતી થવાથી અને સોનાની ખાણો નીકળવાથી સામાન્ય લોકોની ભરતી પણ જોતજોતામાં થઈ ગઈ. તેઓને લશ્કરી રાજ્યવ્યવસ્થા પધ્ધત્તિ ગમી નહિ. રાજ્યવ્યવસ્થા પોતાના હાથમાં જોઇએ એમ તેઓને સ્વાભાવિકપણે લાગવા માંડ્યું.

અમેરિકાના દાખલા ઉપરથી ઇંગ્લૅંડે ધડો લીધો હતો. તે પ્રમાણે સંસ્થાનોના સંબંધમાં પોતાની રાજ્યનીતિ તેણે બદલી હતી. સંસ્થાનોના અંતસ્થ રાજ્યકારભારમાં હાથ ઘાલવો નહિ એવું ધોરણ ઇંગ્લૅંડે રાખ્યું હતું. તેથી ૧૮૫૦માં ઘણાંખરાં સંસ્થાનોમાં કાયદા કાઉન્સિલો સ્થાપવામાં આવી અને અંતસ્થ વહીવટ એ ધારાસભાઓને સોંપવામાં આવ્યો. પછી ૧૮૫૫માં બધાં સંસ્થાનોને સ્વરાજ્ય આપી જવાબદાર રાજ્યપધ્ધતિ દાખલ કરી. છેવટે ઇ. સ. ૧૯૦૦ની સાલમાં ઑસ્ટ્રેલીઆનાં બધાં સંસ્થાનો એકત્ર થઈ ગયાં, અને તેઓએ પોતાના દેશનું નામ કૉમનવેલ્થ ઑફ ઑસ્ટ્રેલીઆ (Commonwealth of Australia) રાખ્યું.

**વેસ્ટ ઇંડીઝ ટાપુઓ.**—નેપોલીઅન સામે લડાઈમાં યુરોપનાં જે રાજ્યોએ ભાગ લીધો હતો તે બધામાં ઇંગ્લૅંડને એ લડાઈનાં પરિણામે સૌથી વધારે લાભ થયો. ફ્રાન્સના તાબાના વેસ્ટ ઇંડીઝ ટાપુઓ તેના તાબામાં આવ્યા. ડચ લોકનાં ડેમીરેરા, એસ્કિવબો, બેરબિસ વગેરે ઠેકાણાં ૧૮૦૪માં ઇંગ્લૅંડે લઈ લીધાં. ૧૮૦૬માં ડચ લોકો પાસેથી કેપ કૉલોની જીતી લીધું, તે ૧૮૧૪ પછી સંપૂર્ણપણે અંગ્રેજોના તાબામાં આવ્યું. સ્પેન પાસેથી ટ્રિનિદાદ બેટ જીતી લીધો હતો. ૧૮૧૦માં મોરિશ્યસ બેટ તેઓને મળ્યો. ૧૮૦૨માં સીલોનનો કંઈક ભાગ, પછી ૧૮૧૫ આખો ટાપુ તેમના તાબામાં આવ્યો. આ પ્રમાણે ફ્રાન્સ, સ્પેન અને હૉલૅંડનાં ઘણાખરાં સંસ્થાનો અને થાણાંઓ ઇંગ્લૅંડે મેળવી લઈ પોતાનું સામ્રાજ્ય ઘણું વિસ્તૃત કરી મૂક્યું હતું.

કેપ કૉલોની શિવાયનાં બધાં ઠેકાણાં ઉષ્ણકટિબંધમાં આવેલાં હોવાથી ત્યાં કાયમનાં સંસ્થાનો સ્થાપવાં અંગ્રેજો માટે અશક્ય હતું. તેથી તે મુલકોમાં ખેતી હબસી ગુલામો પાસે કરાવતા, અને અંગ્રેજ લોકો ત્યાંના જમીનદાર તરીકે પ્રસંગોપાત જતા. તેથી વેસ્ટ ઇંડીઝ ટાપુઓમાં ગોરા કરતાં કાળા લોકની વસ્તી ઘણી હતી. એ ટાપુઓની આબાદીનો આધાર હબસી ગુલામોની મજૂરીપર હતો, તેથી ગુલામનો વેપાર કાયદેસર ઠરાવવામાં આવ્યો હતો. પણ પાછળથી જ્યારે ગુલામોપર અસહ્ય અને અમાનુષિ જુલમ ગુજરવા

માંડયો ત્યારે ગુલામગીરીનો ધંધો ગેરકાયદેસર ઠેરવી બંધ કરવામાં આવ્યો. ત્યારથી એ બેટોની આર્થિક સ્થિતિ નબળી પડવા લાગી. આ અરસામાં યુરોપમાં ખાંડ અને કૉફી બનાવવાની સુધરેલી ઢબ શોધી કાઢવામાં આવ્યાથી વેસ્ટ ઇંડીઝ ટાપુઓનો વેપાર મંદ પડવા લાગ્યો. ત્યારપછી જ્યારે ૧૮૩૪માં ગુલામગીરી સદંતર બંધ કરવામાં આવી ત્યારે એ બેટોના માલીકોની સ્થિતિ ઘણી માઠી થઈ પડી. જોકે ગુલામોને મુકત કરવાથી થયેલા નુકસાન પેટે તેમને દોઢ કરોડ પાઉન્ડની રકમ આપવામાં આવી હતી, તોપણ તે કરતાં વધારે નુકસાન તેઓને થયું હતું. વેસ્ટ ઇંડીઝ ટાપુઓની માફક ગીઆના અને ટ્રિનિદાદની પણ તેવીજ માઠી સ્થિતિ થઈ પડી હતી. માત્ર બારબેડોઝ ટાપુમાં ગોરાઓની વસ્તી વધારે હોવાથી તેની સ્થિતિ એવી માઠી થઈ નહોતી. ઉપજ સાધન ઓછાં થઈ જવાથી એ બેટોમાં શાંતિ રાખવાનું અને રાજ્યવ્યવસ્થાનું કામ ઘણું મુશ્કેલ થયાથી એ ટાપુવાળાઓએ પોતાને મળેલી સનદો રદ કરાવી વ્યવસ્થાનો સર્વ અધિકાર પાછો માતૃભૂમિને સોંપી દીધો.

**કૅનેડા સંસ્થાન**—૧૭૯૧માં પિટના કાયદાથી કૅનેડાના બે વિભાગ થઈ અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે ત્યાં ટંટા બખેડા ચાલ્યાં કરતા હતા. ત્યાં સ્થાપવામાં આવેલી રાજ્યઘટનામાં કારોબારી મંડળ ધારાસભાને જવાબદાર રાખવામાં આવ્યું નહોતું તેથી કૅનેડામાં અસંતોષ ઘણો પ્રસરી રહ્યો હતો. છેવટે ૧૮૩૭માં દક્ષિણ કૅનેડામાં પેપીનો નામના માણસની સરદારી નીચે અને ઉત્તર કૅનેડામાં મૅકેન્ઝી નામના ગૃહસ્થની સરદારી નીચે બંડ થયાં. તે બંડ તાબડતોબ શમાવી દેવામાં આવ્યાં, અને થોડા વખત સુધી ત્યાં લશ્કરી કાયદો અમલમાં રહ્યો. પણ પછી ૧૮૩૮માં કૅનેડાની પરિસ્થિતિની પ્રત્યક્ષ તપાસ કરવા અને તે તપાસને આધારે રાજ્ય-ઘટનાની એક યોજના સૂચવવા બ્રિટિશ સરકારે લૉર્ડ ડરહૅમ નામના એક ઉદારમત વાદી મુત્સદ્દીને કૅનેડા મોકલ્યો. તેણે કૅનેડા જઇ બધી તપાસ કરી એક રીપોર્ટ રજુ કર્યો. તે રીપોર્ટ બ્રિટિશ ઇતિહાસમાં ઘણો પ્રસિધ્ધ છે. તે રીપોર્ટમાં તેણે કરેલી સૂચના પ્રમાણે કૅનેડાના બે ભાગ

૨૬ કરી આખા દેશને એક બનાવવામાં આવ્યો, અને ઉપલી અને નીચલી એમ બે ધારાસભા રચવામાં આવી. નીચલી સભાના સભ્યો પ્રજા પસંદગીથી ચુંટાયલા હોવા જોઇએ એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી. અને અધિકારી કારોબારી મંડળ ધારાસભાને જવાબદાર રહે એવું ઠરાવવામાં આવ્યું હતું. આ પ્રમાણે ઈંગ્લૅંડના નમુના ઉપર કૅનેડાનું રાજ્યબંધારણ રચવામાં આવ્યું. ત્યારપછી ૧૮૪૭–૧૮૫૪ની ગવર્નર લૉર્ડ એલજિનની કારકીર્દીમાં સરંજામી પધ્ધતિ બંધ કરી સરકાર અને ચર્ચના તાબાની જમીન ખેડુતોને આપવામાં આવી.


લૉર્ડ ડરહૅમ

જવા આવવાના વેપારી માર્ગો, જળ માર્ગો વગેરેપર ધ્યાન અપાવા લાગ્યું. રેલવે, તાર, ટપાલ વગેરેની સગવડો કૅનેડીઅનોને મળી, તેથી કૅનેડાની ઉન્નતિ ઝપાટાબંધ થતી ચાલી. ત્યારપછી ૧૮૬૭માં ક્વીબેક, નોવાસ્કોશીઆ, ન્યૂબ્રનસ્વિક વગેરે સંસ્થાનોનું કૅનેડા સાથે એકીકરણ થયું. ૧૮૭૦માં મૅનિટોબા, ૧૮૭૧માં બ્રિટિશ કોલંબીઆ, ૧૮૭૨માં પ્રિન્સ એડવર્ડ ટાપુ, એમ એક પછી એક કૅનેડામાં જોડાઈ જઈ 'ડુમિનિયન ઑફ કૅનેડા' નામનું સ્વરાજ્ય ભોગવતું બળવાન અને સમૃધ્ધ બ્રિટિશ સંસ્થાન ઉત્તર અમેરિકામાં ઉભું થયું છે.

**ન્યૂઝીલૅંડ.**—૧૮૩૭માં એડવર્ડ ગિબન વેકફીલ્ડે ન્યૂઝીલૅંડમાં એક સંસ્થાન સ્થાપવાના ઉદ્દેશથી 'ન્યૂઝીલૅંડ ઍસોસીએશને' પાછળ વર્ણવેલા વેકફીલ્ડના ધોરણ ઉપર આ સંસ્થાન સ્થાપવાનું ઠરાવ્યું હતું. સંસ્થાનવાસીઓનું એક વહાણ કુકની સામુદ્રધુનિ નજીક ઉત્તર તરફના બેટના પોર્ટ નિકલસન નામની જગાએ લંગાર્યું અને ત્યાં પહેલા સંસ્થાનની સ્થાપના કરી. ધીમેધીમે સંસ્થાનવાસીઓના પ્રવાહ પાસેના વેલિંગટન પ્રાંતપર પણ પ્રસરવા લાગ્યો. ૧૮૩૯માં

આ નવા સંસ્થાનને 'ક્રાઉન કૉલોની'—રાજ્યસંસ્થાન તરીકે જાહેર કરવામાં આવ્યું. પછી ૧૮૪૦માં ન્યૂઝીલૅંડના મૂળવતનીઓ માઓરી લોકો સાથે કરાર કરી તેઓનો જમીન ઉપરનો હક કબૂલ રાખી બીજી બધી બાબતોમાં બ્રિટિશોનું ઉપરીપણું તેઓ પાસે સ્વીકારાવ્યું. પછી ઉત્તર તરફ ઑકલૅંડનું સંસ્થાન થયું. દક્ષિણ ભાગના બેટમાં ૧૮૪૧માં નેલ્સન, ૧૮૪૮માં ઓટૅગો અને ૧૮૫૦માં કૅન્ટરબરી એમ બીજાં સંસ્થાનો થયાં. આ સંસ્થાનો વેકફીલ્ડની યોજના પ્રમાણે સ્થપાયાં હતાં તેથી ત્યાં જમીન મફત અપાતી નહોતી, પણ વેચાતી અપાતી હતી. અને વેચાણની ઉપજ રસ્તા, પુલ વગેરે બનાવવા પાછળ ખર્ચવામાં આવતી હતી. ૧૮૫૨માં ન્યૂઝીલૅંડ સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન થયું; ત્યાં જવાબદાર રાજ્યપધ્ધતિ દાખલ કરવામાં આવી. ૧૮૬૧થી ૧૮૬૮ સુધી ત્યાંના માઓરી લોકો સાથે કેટલીક લડાઇઓ થઈ હતી. પણ પછી ઇંગ્લિશો અને માઓરી લોકો સમજુતી પર આવી જઈ હળીમળીને રહેવા લાગ્યા. ન્યૂઝીલૅંડની પાર્લમેન્ટમાં માઓરીના પ્રતિનિધિઓ પણ બેસવાનો હક ધરાવે છે. આ પ્રમાણે ન્યૂઝીલૅંડનું સંસ્થાન પણ ક્રમેક્રમે આબાદ થતું ગયું છે.

# પ્રકરણ ૨૫ મું

## ઈંગ્લૅંડ અને બ્રિટિશ સંસ્થાનો

### દક્ષિણ આફ્રિકા, (૧૮૦૬–૧૯૧૦)

૧૮૧૪, કેપ કૉલોની અંગ્રેજોના તાબામાં આવ્યું.—૧૮૩૩, બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરીનો ધંધો બંધ કરવામાં આવ્યો.—૧૮૩૬, બોર લોકોએ કેપ કૉલોની છોડ્યું.—૧૮૫૨–૫૪, ઑરેન્જ ફ્રીસ્ટેટ અને ટ્રાન્સવાલનું સ્વતંત્રપણું અંગ્રેજોએ સ્વીકાર્યું.—૧૮૯૯–૧૯૦૨ અંગ્રેજો અને બોર લોકો વચ્ચે લડાઈ.—૧૯૦૬, દક્ષિણ આફ્રિકાના સંસ્થાનોને સ્વરાજ્ય મળ્યું.—૧૯૧૦, 'સાઉથ આફ્રિકન યુનીઅન'–દક્ષિણ આફ્રિકાના સંસ્થાનોનું એકીકરણ.

આફ્રિકાના દક્ષિણ છેડા કેપ ઑફ ગુડહોપની શોધ સૌથી પહેલાં પોર્ટુગીઝોએ કરી હતી. પરંતુ તેઓએ ત્યાં કોઈ થાણું કર્યું નહિ. પોર્ટુગીઝો પછી ડચ લોકો બહાર પડયા હતા. તેઓએ હિંદી મહાસાગરમાં મસાલાના ટાપુઓમાં ઠેકાણે ઠેકાણે પોતાનાં થાણાં કર્યાં હતાં, અને તે ટાપુઓ અને યુરોપ વચ્ચે ધમધોકાર વેપાર ચલાવતા હતા. હૉલૅંડ અને મસાલાના ટાપુઓ વચ્ચે ઘણો અંતર હોવાથી એ લાંબા દરીઆઇ રસ્તામાં કોઇ વિશ્રામસ્થાન મધ્યસ્થ હોય તો ઠીક થાય. એ વિચારથી ૧૬૫૨માં કેપ ઑફ ગુડહોપમાં એક થાણું કર્યું. પછી ધીમેધીમે ડચ લોકો ત્યાં વસવા લાગ્યા. પછી ૧૭મા સૈકાના છેવટમાં ફ્રાન્સમાંથી દેશનિકાલ થયેલા ઘણા ફ્રેન્ચ પ્રૉટેસ્ટન્ટો—હ્યુગેનૉ ત્યાં આવી વસવા લાગ્યા. પછી ૧૮મા સૈકાની આખરે નેપોલીઅને હૉલૅંડ દેશ જીતી લીધો ત્યારે કેપ કૉલોની ફ્રાન્સના તાબામાં ગયું. પછી એજ વિગ્રહ દરમ્યાન અંગ્રેજોએ એ થાણું જીતી લીધું. અને આખરે ૧૮૧૪માં તે પૂર્ણપણે અંગ્રેજોના તાબામાં હંમેશ માટે આવ્યું.

આવી રીતે કેપ કૉલોની અંગ્રેજોના તાબામાં આવ્યા પછી ત્યાં ઇંગ્લિશોની વસ્તી થતાં વાર લાગી નહિ. આ પૂર્વે અંગ્રેજોએ

હિંદુસ્તાનમાં વેપાર માટે કોઠીઓ સ્થાપી હતી. ત્યાં જવા આવવાના લાંબા રસ્તમાં મધ્યવર્તી વિશ્રામસ્થાન તરીકે કેપ કૉલોની અંગ્રેજોને પણ ઘણું અનુકુળ સંસ્થાન થઇ પડ્યું. આફ્રિકામાંના બ્રિટિશ સંસ્થાનોનો ઇતિહાસ ઘણો ગુંચવાડા ભરેલો છે. તે બરાબર સમજવા માટે ત્યાંની પરિસ્થિતિ આપણે બરાબર જાણવી જોઇએ. ઈંગ્લૅંડ માત્ર સમુદ્ર કિનારાપર થાણું રાખવા ખુશી હતું. પણ આફ્રિકાના અંદરના દૂરના ભાગોમાં જઇ વસવાટ કરી પોતાની જવાબદારી વધારવા તે રાજી નહોતું. તેથી જોકે કેપ કૉલોની ઈંગ્લૅંડના તાબામાં આવ્યું, તો-પણ વસ્તીનો મોટો ભાગ તો ડચ લોકોનોજ રહ્યો હતો. ઘણા કાળથી તેઓ ત્યાં આવી રહેલા હતા. સુધરેલા મુલકોથી ઘણે દૂર જંગલી લોકોની વચ્ચે ઘણાં વર્ષો થયાં આવી રહેલા હોવાથી તેઓની આવ્યા ત્યારની સ્થિતિ અને હાલની સ્થિતિમાં બહુ ફરક પડયો નહોતો. તેઓનો સંબંધ અને વ્યવહાર ઘણોખરો હૉટેન્ટૉટ, કાફર, બાસુટો, ઝુલુ વગેરે જંગલી આફ્રિકન જાતો સાથે હોવાથી યુરોપની માફક તેઓની સંસ્કૃતિમાં ઘણો ફેરફાર થવા પામ્યો નહોતો. તેઓ પૂર્વ સંસ્કૃતિને ચિવ્વટપણે વળગી રહેનારા હતા. પણ જંગલી લોકો સાથે કામ લેવાનું હોવાથી તેઓ સાહસિક, હિંમતવાન અને લઢુ થયા હતા.

આમ જૂના ડચ લોકો અને નવા આવેલા અંગ્રેજોના આચાર વિચાર અને રહેણીકરણીમાં ઘણો તફાવત હોવાથી તેઓને એકએક સાથે હળશે નહિ એમ શરૂઆતથીજ લાગવા માંડ્યું હતું. ૧૯મી સદીની શરૂઆતથી સ્વતંત્રતા, સમાનતા અને વિશ્વ બંધુત્વના વિચારો આખી દુનીઆમાં ફેલાયાથી બધી જાતના લોકોના આચારવિચારમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. તેવા કાળમાં ગુલામગીરીનો અમાનુષિધંધો સંસ્કારી લોકો ચાલવા દેજ નહિ. એ ધંધો બંધ પાડવામાં બ્રિટને અગ્રેસર ભાગ લીધો. પ્રથમ ૧૮૦૭માં ગુલામોનો વેપાર બંધ કરવાનો સવાલ વિલિઅમ વિલબરફોર્સ નામના દયાળુ ગૃહસ્થે ઉપાડી લીધો. અને તે બ્રિટિશ રાજ્યમાં એ વેપાર બંધ કરાવી શકયો. પછી ૧૮૧૪ની વિયેનાની સંધિ વખતે યુરોપના બીજાં રાજ્યોને પોતાના મતના કરવા ઈંગ્લૅંડે ઘણી ખટપટ કરી.

-

પછી ૧૮૩૩માં આખા બ્રિટિશ સામ્રાજ્યમાંથી ગુલામગીરીનો રિવાજજ બંધ કરવામાં આવ્યો. ૧૮૩૮માં બ્રિટિશ સામ્રાજ્યમાં એક પણ ગુલામ રહ્યો નહિ

ઉપર વર્ણવ્યા પ્રમાણે તમામ બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરી બંધ થવાથી કેપ કૉલોનીના બોર લોકોને પણ પોતાના તાબાના ગુલામોને મુક્ત કરવા પડ્યા. એમ કરવા બદલ થયેલા નુકસાન પેટે તેમને કંઇક બદલાની રકમ મળી હતી એ ખરૂં, પણ તે રકમ ગુલામોની કિંમતના એક તૃતીયાંશ જેટલીજ હતી. તેથી ડચ લોકોને પોતાપર જુલમ થતો લાગ્યો. તેથી તેઓ અંગ્રેજો ઉપર ઘણા રોષે ભરાયા. વળી આ પૂર્વે ૧૮૨૮માં એક કાયદો પસાર થયો હતો, તેમાં આફ્રિકાના દેશીઓને સમાન ગણી યુરોપીઅનોના જેટલાજ રાજ્યદ્વારી હક્કો આપવામાં આવ્યા હતા. તે રાજ્યનીતિ પણ ડચ લોકોને પસંદ નહોતી. તેઓ દેશીઓને ઘણા નીચ, હલકા અને પોતાને ઘણા ઉંચા ગણતા હતા. તેથી તે બાબત સંબંધે પણ બોર લોકોને અંગ્રેજોપર ઘણી ચીડ ચડતી હતી. બોર લોકોને કાફર, ઝુલુ વગેરે દેશી જાતો ટંટાફિસાદ કરનારી લાગતી હતી, ત્યારે અંગ્રેજોને તે લોકો શાંતિ અને સલાહસંપથી રહેનારા લાગતા હતા.

**બોર લોકો કેપ કૉલોની છોડી જાય છે, (૧૮૩૬).**—દેશી જાતો પ્રત્યેની રાજ્યનીતિ અને ગુલામગીરીની પદ્ધત્તિ એ બે પ્રશ્નોની બાબતમાં મતભેદ પડ્યાથી બોર લોકોને લાગવા માંડ્યું કે આપણાથી બ્રિટિશ તાબાના મુલકમાં રહી શકાશે નહિ, માટે કોઈ બીજી જગાએ જઈ આપણું સ્વતંત્ર રાજ્ય સ્થાપવું. એ વિચારથી ૧૮૩૬ની સાલમાં પોતાનાં બૈરાં છોકરાંઓને લઇ તેઓએ કેપ કૉલોનીમાંથી ઉચાળા ભર્યા. તેઓમાંના ઘણાખરાએ પૂર્વ કિનારે આવેલા નાતાલમાં જઈ વસવા ઠરાવ કર્યો. આ ઠેકાણે કેટલાક વખત થયાં થોડાક અંગ્રેજોએ એક સંસ્થાન કીધું હતું. પણ બ્રિટિશ સરકારે હજુ સુધી તેને સંસ્થાન તરીકે સ્વીકાર્યું નહોતું. પણ હવે સમુદ્ર કિનારાપરનો બીજો પ્રાંત બોર લોકો પટકાવી પડવાના બેતમાં છે એ જાણતાંજ ૧૮૪૩માં બ્રિટિશ સરકારે નાતાલને બ્રિટિશ સંસ્થાન તરીકે જાહેર કર્યું. આ

પ્રમાણે નાતાલમાં પણ સ્વતંત્ર સંસ્થાન સ્થાપી શકાશે નહિ એમ જોઇ બોર લોકો ત્યાંથી પણ ચાલી નીકળ્યા, અને ઑરેન્જ અને વાલ નદીના પ્રદેશમાં જઇ વસ્યા. તેઓ પૈકી કેટલાક વાલ નદી ઓળંગી પેલી તરફ ગયા અને ત્યાં એક બીજું સંસ્થાન સ્થાપ્યું. આ બે બોર સંસ્થાન ઑરેન્જ અને ટ્રાન્સવાલ કહેવાયાં. પ્રથમ બ્રિટિશોએ તેને બ્રિટિશ સામ્રાજ્યના ભાગ તરીકે ગણ્યાં, પણ પાછળથી ૧૮૫૨માં થયેલા 'સૅંડ રિવર કન્વેન્શન'થી ટ્રાન્સવાલને અને ૧૮૫૪માં ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટને સ્વતંત્ર રાજ્યો તરીકે બ્રિટિશોએ કબૂલ કર્યાં.

દક્ષિણ આફ્રિકામાં બ્રિટિશો પોતાની જવાબદારી વધારવા રાજી નહોતા, તેથી આ નવા બોર સંસ્થાનોના રાજ્યકારભારમાં હાથ ઘાલવાથી તેઓ દૂર રહ્યા. પણ થોડાં વરસમાં ત્યાં એક નિરાળીજ પરિસ્થિતિ ઉત્પન્ન થયાથી અંગ્રેજોને પોતાનું ધોરણ બદલવું પડ્યું.

ઑરેન્જ ફ્રી સ્ટેટની પૂર્વે બાસુટો જાતના આફ્રિકન લોકોનો દેશ હતો. તેમની સાથે બોર લોકોને વારંવાર ટંટા ફિસાદ થયાં કરતા. તેથી નાતાલની શાંતિમાં ખલલ થતી. તેથી ૧૮૬૮માં બાસુટોલૅંડ અંગ્રેજોએ પોતાની દેખરેખ નીચે લીધો. આમ થવાથી પૂર્વ તરફ ઑરેન્જ રિવર ફ્રી સ્ટેટને દરીઆ કિનારો રહ્યો નહિ. પશ્ચિમ તરફ પણ તેમજ થયું. તે તરફ કિંબર્લી નામના પ્રાંતમાં હીરાની ખાણ મળી. તેથી ત્યાં ઘણા યુરોપીઅનો આવી વસવા લાગ્યા. તેમાં અંગ્રેજોની ભરતી ઘણી થઈ. ત્યાં વ્યવસ્થા અને શાંતિ કરવા માટે ૧૮૭૧માં કિંબર્લીને બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યું. આ પ્રમાણે પૂર્વ પશ્ચિમ બંને બાજુએથી ઑરેન્જ સ્ટેટ બ્રિટિશોથી ઘેરાયલું રહ્યું, અને તેનો વિસ્તાર થતો અટક્યો.

**કેપ કૉલોનીની ચઢતી.**—આમ દક્ષિણ આફ્રિકાના જુદાજુદા ભાગોમાં બ્રિટિશ સત્તા ઝામવાથી કેપ કૉલોનીની વસ્તી વધતી ચાલી. ૧૮૨૦ સુધીમાં ત્યાં ઘણા અંગ્રેજો થઈ ગયા હતા. ૧૮૧૫–૧૮૭૮ સુધીમાં ત્યાંના કાફર જાતના લોકો સાથે ઘણાં યુધ્ધો થયાં હતાં. અંતે ૧૮૭૮ સુધીમાં બ્રિટિશ અમલ ઉત્તરમાં ઑરેન્જ નદી સુધી જઈ પહોંચ્યો હતો. ત્યાં વસ્તી ભરચક થઇ જવાથી અંગ્રેજ અને ડચ

લોકોને પોતાના સ્થાનિક રાજ્યકારભારમાં અધિક ભાગ લેવાની ઇચ્છા થઈ, ત્યારે ૧૮૫૦ના અરસામાં તેઓને કેટલાક રાજ્યદ્વારી હકો આપવામાં આવ્યા. પછી ૧૮૭૨માં ત્યાં જવાબદાર રાજ્યપધ્ધતિ દાખલ કરવામાં આવી.

૧૮૭૭થી ૧૯૦૯ સુધીના અરસામાં બ્રિટિશ સરકારની દક્ષિણ આફ્રિકા સંબંધની રાજ્યનીતિમાં વારંવાર પલટો થતો રહ્યાથી ઘણો ઘોટાળો થઈ રહ્યો હતો. ૧૮૫૨ના સૅંડ રિવર કન્વેન્શનથી ટ્રાન્સવાલ સ્વતંત્ર થયું હતું. તેમ છતાં તેની ઉન્નતિ થઇ શકી નહિ. ત્યાંના રાજ્યદ્વારી આગેવાનો વચ્ચે મતભેદ હોવાથી વારંવાર ટંટા બખેડા થતા. તેમજ બોર લોકોને દેશી લોકો સામે પણ લડાઇઓ ઘણીવાર થતી. તેથી ઉપજ કરતાં રાજ્યકારભારનો ખર્ચ વધારે હોવાથી ટ્રાન્સવાલને દેવાળું કાઢવાનો વખત આવ્યો હતો. ગોરા લોકો સામું દેશીઓ ક્યારે ઉઠશે તેનો કંઈ નિયમ નહોતો. આવી પરિસ્થિતિ હતી ત્યારે અંગ્રેજ સરકારને વિચાર થવા લાગ્યો કે ટ્રાન્સવાલના અંતસ્થ કારભારમાં હાથ ન ઘાલવો એટલે બીજાં સંસ્થાનોપર સંકટ વ્હોરી લેવા બરાબર છે. માટે સર્વ પરિસ્થિતિનો વિચાર કરી ધોરણ કેવું રાખવું તે નક્કી કરવા માટે બ્રિટિશ સરકારે એક કમિશન નીમ્યું. આ કમિશને ટ્રાન્સવાલને ખાલસા કરવાની ભલામણ કરી.

**ટ્રાન્સવાલ ખાલસા.**—આ કમિશનની સૂચના પ્રમાણે ટ્રાન્સવાલ ખાલસા કરવામાં આવ્યું. એટલે તેની સરહદ પર રહેતા ઝુલુ લોકો સાથે બ્રિટિશો વધારે સંબંધમાં આવવા લાગ્યા. અત્યાર સુધી બ્રિટિશો અને ઝુલુઓ વચ્ચે એખલાસ સારો હતો. પણ ટ્રાન્સવાલ બ્રિટિશ સામ્રાજ્યમાં આવ્યા પછી ઝુલુ લોકો સાથે ઘણા ખટલા ઉભા થવા લાગ્યા. છેવટે ૧૮૭૯માં તેઓ લડાઇની હદ સુધી આવી પહોંચ્યા. ઝુલુ લોકોના સરદાર કૅટેવાયોએ ટ્રાન્સવાલ પર સ્વારી કરવાના ઇરાદાથી ૪૦,૦૦૦નું સૈન્ય એકઠું કર્યું. તેની અને અંગ્રેજોની વચ્ચે ઇસિન્ડવાના આગળ લડાઈ થઇ. તેમાં બ્રિટિશોની હાર થઇ, પણ પછી પુલૅંડીની બીજી લડાઇમાં અંગ્રેજોની જીત થઇ. કૅટેવાયો કેદ પકડાયો અને તેનું સૈન્ય અંગ્રેજોને શરણે આવ્યું.

**બોર વિગ્રહ.**—ટ્રાન્સવાલ સંસ્થાન ખાલસા થયાથી બોર લોકો બ્રિટિશ સરકાર તરફ બેદિલ રહેતા હતા. આ વખતે જો કેપ કૉલોની પ્રમાણે તેને પણ સ્વરાજ્ય આપ્યું હોત તો કદાચ અસંતોષ કમી થાત. પણ ગ્લૅડસ્ટન અને ડિઝરાયલી એ બે ઇંગ્લૅંડના રાજ્યદ્વારી નેતાઓની રાજ્યનીતિ સામસામી હોવાથી ટ્રાન્સવાલને સ્વરાજ્ય મળ્યું નહિ, અને અસંતોષ ઘણો વધી જતાં ૧૮૮૧માં બોર લોકોએ બંડ કર્યું. આ વેળા સર જ્યાર્જ કોલ નામના બ્રિટિશ સેનાપતિ પાસે ૧૨૦૦ સૈનિકોનું નાનું સૈન્ય હતું. તેને બોર લોકના શુરાતનની કંઈ ખબર નહોતી. તેથી લૈંગ્સનેકની લડાઈમાં તેનો પરાજય થયો. અને ત્યારપછી માજુબાની ટેકરીની લડાઈમાં પણ તે હાર્યો અને લડતાં માર્યો ગયો, અને તેના હાથ નીચેની ટુકડીને બોર લોકોને શરણે જવું પડ્યું. ૧૮૮૧માં ઇંગ્લૅંડમાં ગ્લૅડસ્ટન પ્રધાનમંડળ અધિકારે હતું. તેણે તોડજોડ કરી ટ્રાન્સવાલ સાથે સલાહ કરી. એ સલાહથી બ્રિટિશ સરકારે ટ્રાન્સવાલની સ્વતંત્રતા કબૂલ કરી. પણ તેનાપર કેટલીક બાબતમાં અંકુશ મૂકયા. તેમાં એક અંકુશ એવો હતો કે ટ્રાન્સવાલથી કોઈ પરદેશી રાજ્ય સાથે અંગ્રેજોની કબૂલાત વગર કોઇ તહ થઈ શકે નહિ. બીજો એકે ટ્રાન્સવાલમાં સર્વ યુરોપીઅન લોકોને વસવાની પરવાનગી આપવી. આ પ્રમાણે ટ્રાન્સવાલ સ્વતંત્ર થયું અને ત્યાર પછી 'ટ્રાન્સવાલ રીપબ્લિક' કહેવાયું (૧૮૮૪).

આમ ટ્રાન્સવાલ સ્વતંત્ર થયા પછી ત્યાં લોકનિયંત્રિત રાજ્યપધ્ધત્તિ દાખલ કરવામાં આવી, અને પૉલ ક્રૂગર પ્રમુખ થયો. ૧૮૩૬માં જ્યારે બોર લોકોને કેપ કૉલોનીમાંથી ઉચાળા ભરવા પડ્યા હતા, ત્યારે પૉલ ક્રૂગર નવ વર્ષનો હતો. ત્યારથીજ અંગ્રેજો તરફ તેને ધિક્કાર ઉત્પન્ન થયો હતો. જેમજેમ તે મોટો થતો ગયો તેમતેમ તેનો તિરસ્કાર પણ વધારે થતો ગયો હતો. હવે તો તે ટ્રાન્સવાલનાં સ્વતંત્ર રાજ્યનો અધ્યક્ષ થયો હતો, એટલે ટ્રાન્સવાલની હદ ચોગરદમ વધારી ટ્રાન્સવાલને એક બળવાન રાજ્ય બનાવવાની ઇચ્છા તેને થઇ. પણ તે વખતે સેસીલ રહોડ્ઝ નામનો એક સાહસિક અને કર્તૃત્વવાન અંગ્રેજ દક્ષિણ આફ્રિકામાં વસતો હતો. તેની મહત્ત્વાકાંક્ષા દક્ષિણ આફ્રિકાનો ઘણો-

ખરો મુલક બ્રિટિશ તાબામાં લાવવાની હતી. તેની તરફથી ક્રૂગરને ઘણી અડચણો થઈ. પશ્ચિમ દિશામાં રાજ્ય વિસ્તારવા જ્યારે ક્રૂગરે પ્રયત્ન કર્યો, ત્યારે તે તરફનો બેચુઆનાલૅંડ બ્રિટિશ દેખરેખ તળેના મુલક તરીકે જાહેર કરવામાં આવ્યો (૧૮૮૫). તેજ પ્રમાણે ટ્રાન્સવાલની પૂર્વ તરફ આવેલા ઝુલુલૅંડપર પણ બ્રિટિશ ઉપરીપણું સ્થાપિત કરવામાં આવ્યું, એટલે પૂર્વ તરફ પણ ટ્રાન્સવાલની વૃધ્ધિ થતી અટકી (૧૮૮૭). ત્યારપછી ૧૮૮૯માં દક્ષિણ આફ્રિકા કંપની નામની એક કંપની થઈ, તેણે ટ્રાન્સવાલની ઉત્તરે આવેલો રહોડેશીઆનો વિશાળ મુલક પોતાના તાબામાં લીધો. એટલે ઉત્તર તરફ પણ ટ્રાન્સવાલની વૃધ્ધિ થતી અટકી. આવી રીતે ટ્રાન્સવાલ ચોગરદમથી બ્રિટિશ સંસ્થાનોથી ઘેરાઈ ગયું. દરમ્યાન ૧૮૮૬માં ત્યાં સોનાની ખાણો હાથ લાગી. તેથી યુરોપના ઘણા દેશોના લોકો ટ્રાન્સવાલમાં આવવા લાગ્યા. અને જોતજોતામાં તેઓની વસ્તી બોર લોકોના કરતાં પણ વધી ગઈ. જોહાન્સબર્ગ નામનું એક શહેર અસ્તિત્વમાં આવ્યું. ટુંક મુદ્દતમાં તે શહેર દક્ષિણ આફ્રિકામાં સૌથી મોટું શહેર થઇ પડ્યું. ટ્રાન્સવાલમાં આ નવા આવી વસનારા લોક તરફ પૉલ ક્રૂગરનું ધોરણ વિચિત્ર હતું. ખાણની ઉપજ ઉપર તેણે ભારે કર મૂક્યા. કરનો દર એટલો બધો ભારે રાખ્યો હતો કે તેની ઉપજમાંથીજ ટ્રાન્સવાલના રાજ્યકારભારનો સઘળો ખર્ચ નીકળતો. તે ઉપરાંત આ પરદેશી યુરોપીઅનોનો રાજ્યકારભારમાં હાથ રહે નહિ એ હેતુથી ક્રૂગરે તેમને કોઈપણ રાજ્યદ્વારી હક આપ્યા નહોતા, એટલુંજ નહિ પણ તેમને મતાધિકાર પણ આપ્યો નહોતો.

એકતરફ આપણી સત્તા ચાલી જશે અને નવા આવેલા યુરોપીઅનોની સત્તા આપણા મુલકમાં થશે કે શું એવી સ્વાભાવિક ભીતિ બોર લોકોને રહેતી હતી. ત્યારે બીજી તરફ સોનાની ખાણો માટે આવેલા યુરોપીઅનોની સંખ્યા બોરોની સંખ્યા કરતાં વધારે હતી, અને તેઓ પોતાને વેપાર, સંપત્તિ અને સંસ્કૃતિની બાબતમાં બોર લોકોના કરતાં ઘણા આગળ વધેલા સમજતા હતા, તેમ છતાં

રાજ્યકારભારમાં તેઓનો બીલકુલ હાથ નહિ, એટલુંજ નહિ પણ તેમને મતાધિકાર પણ નહિ એ તેમને ઘણું લાંછન ભરેલું લાગતું હતું.

**ડૉક્ટર જેમસનનો ટ્રાન્સવાલપર હુમલો, (૧૮૯૫).—** ટ્રાન્સવાલના પ્રજાસત્તાક રાજ્ય અને તેમાં વસતા બીજા યુરોપીઅનોની વચ્ચેની કડવાસ ભરેલી લાગણીનું પરિણામ બંડ કરવાનાં કાવત્રાંમાં આવ્યું. આ વખતે કેપ કૉલોનીમાં મુખ્ય પ્રધાન સેસિલ રહોડ્ઝ હતો. તેની ઇચ્છા દક્ષિણ આફ્રિકાના બધાં સંસ્થાંનોનું એકીકરણ કરવાની હતી. પણ ટ્રાન્સવાલ પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ પૉલ ક્રૂગર હતો તે અંગ્રેજોને બચપણથીજ ધિક્કારતો હતો, તેથી તેણે આખા દક્ષિણ આફ્રિકાનું ઐક્ય થવા દીધું નહિ. બ્રિટિશોને ટ્રાન્સવાલના વેપારથી ફાયદો થાય નહિ એવા હેતુથી તેણે આફ્રિકાને પૂર્વ કિનારે આવેલી ડેલાગોઆના ઉપસાગર મારફત વેપાર કરવાનું ઠરાવ્યું હતું. અને તેમ કરવા દેવા માટે તેણે ડેલાગોઆના માલીક પોર્ટુગીઝોને ઘણી વેપારની સગવડ આપી હતી. ક્રૂગરની આવી રાજનીતિ માટે કેપ અને નાતાલના અંગ્રેજો તેને ઘણો ધિક્કારતા હતા. તેઓએ ટ્રાન્સવાલ વિરૂધ્ધ એક કાવત્રું રચ્યું. પણ કાવત્રું પરીપકવ થાય તે પહેલાં તો ડા. જેમસન નામના એક અંગ્રેજની ઉતાવળથી તે પડી ભાંગ્યું. ડા. જેમસન બીજા બંડખોરોને આવવાની રાહ જોયાવિના ઉતાવળીઓ થઈ પોતાના હાથ નીચેના ૬૦૦ ઘોડેસ્વારોને લઈ ટ્રાન્સવાલપર હુમલો લઈ ગયો. પણ તે હારીને પકડાઈ ગયો. જેમસનના આ પ્રયત્નથી અંગ્રેજો અને બોર લોકો વચ્ચેનો સંબંધ ઘણી કડવાસ ભરેલો થઈ ગયો. તેથી સેસિલ રહોડ્ઝે મુખ્ય પ્રધાન-પદનું રાજીનામું આપ્યું. જર્મનીના કૈસર વિલિઅમ બીજાએ ક્રૂગરને મુબારકબાદીનો તાર કર્યો. આ બધી હકીકતથી ગ્રેટબ્રિટનમાં પણ બોર લોકો માટે તિરસ્કારની લાગણી ઉત્પન્ન થઈ. ટ્રાન્સવાલમાં 'આઉટલૅંડરો'—પરદેશી યુરોપીઅનોની સ્થિતિ ઘણી માઠી થઈ હતી. આવી પરિસ્થિતિમાં બોર લોકો અને બીજા યુરોપીઅનો વચ્ચે વૈમનસ્ય વધતું જતું હોવાથી બધી બાબતનું સમાધાનકારક પરિણામ લાવવા માટે ઇંગ્લૅંડના સંસ્થાનખાતના સેક્રેટરી ચેંબરલેન અને કેપ કૉલોનીના

હાઈકમિશનર લૉર્ડ મિલ્નરે ઘણા પ્રયત્ન કર્યા. પણ પૉલ ક્રૂગરના દુરાગ્રહને લીધે તેઓના પ્રયાસ નિષ્ફળ ગયા. ત્યારે આફ્રિકાના અંગ્રેજો અને બોર લોકો વચ્ચે યુધ્ધ થશે એમ નક્કી લાગવા માંડ્યું.

**સાઉથ આફ્રિકન વૉર—બોર લોકો સાથે વિગ્રહ, (૧૮૯૯–૧૯૦૨.)**—આજ નહિ તો કાલ આપણને બ્રિટિશો સાથે લડાઈ થશેજ એમ ક્રૂગર જાણતો હતો, તેથી તેણે વર્ષો થયાં તૈયારી કરવા માંડીજ હતી. સઘળી તૈયારી થઈ રહ્યા પછી ૧૮૯૯માં તેણે લડાઈ જાહેર કરી. એ વિગ્રહમાં ઑરેન્જ ફ્રી સ્ટેટ ટ્રાન્સવાલની બાજુએ ઉભું રહ્યું. બોર લોકો દક્ષિણ આફ્રિકાનાજ વતની હતા. તેથી તેઓને આખા પ્રદેશની સારી માહિતી હતી. તેઓ શરીરે મજબુત અને સ્વભાવે શૂરા અને સાહસિક હતા. દક્ષિણ આફ્રિકામાં ઈંગ્લિશોની તૈયારી નહોતી. તેથી શરૂઆતમાં બોર લોકોની જીત થઈ હતી. તેઓની એક ટોળીએ નાતાલપર હલ્લો કરી બ્રિટિશ સેનાપતિ સર જ્યૉર્જ વ્હાઈટને તેના સૈન્ય સાથે લેડીસ્મિથમાં ઘેરી લીધો. બીજી એક ટોળીએ કિંબર્લીની આસપાસનો મુલક જીતી લઈ તે શેહેરને ઘેરો ઘાલ્યો. એક ત્રીજી ટોળી ઑરેન્જ નદી ઓળંગી કેપ કૉલોની ઉપર હુમલો લઈ ગઈ. ૧૮૯૯ના ડિસેમ્બરમાં બ્રિટિશ સૈન્યોનો ત્રણ ઠેકાણે પરાજય થયો. સર રેડવર્સ બુલર નામનો ઈંગ્લિશ સેનાપતિ લેડીસ્મિથને છોડવવા ગયો, પણ તેમાં તે ફાવ્યો નહિ. પશ્ચિમ તરફ લૉર્ડ મેથ્યૂન કિંબર્લીનો છૂટકો કરવા ગયો હતો, તે પણ નિષ્ફળ ગયો, અને બોર લોકોને કેપ કૉલોનીપર હુમલો લઈ જતાં તે અટકાવી શક્યો નહિ.

બોર લોકોના આ વિજયો ઝાઝી વાર ટક્યા નહિ. બ્રિટન સામે લડાઈ જાહેર કરીશું તો કેપ કૉલોનીના બોર લોકો બંડ કરી આપણને મદદ કરશે એવી ક્રૂગરની ગણત્રી ખોટી પડી. તેમજ યુરોપનાં રાજ્યોની આપણને મદદ મળશે એ કલ્પનામાં પણ તે છેતરાયો. ઘણાં યુરોપીઅન રાજ્યોએ ક્રૂગરને સહાનુભૂતિના સંદેશા મોકલ્યા. પણ તે ઉપરાંતબીજી કંઈ મદદ કરી નહિ. દક્ષિણ આફ્રિકાને કિનારે બ્રિટિશ આરમાર પહેરો ભરી રહ્યો હતો. એટલે દરીઆ માર્ગે યુરોપીઅન રાજ્યો તરફથી

મદદ આવવી અશક્ય હતી. શરૂઆતની લડાઈઓમાં બોર લોકોની જીત થઈ હતી તેથી અંગ્રેજોનાં બળ વિષે તેઓનો અભિપ્રાય ઘણો હલકો થયો હતો. એમાં પણ તેઓ ઠગાયા. બ્રિટિશ સૈન્યોની શરૂઆતની હાર પછી ગ્રેટબ્રિટને આ વિગ્રહ ઉપર પૂર્ણ લક્ષ આપવા માંડ્યું. માતૃભૂમિને મદદ કરવા માટે ઑસ્ટ્રેલીઆ, કૅનેડા અને ન્યૂઝીલૅંડના બ્રિટિશ સંસ્થાનોએ સૈન્યો મોકલ્યાં. આ વિગ્રહમાં હિંદુસ્થાને પણ બનતી મદદ કરી હતી. ૧૯૦૦ની સાલમાં ઇંગ્લૅંડે દક્ષિણ આફ્રિકામાં અઢી લાખ સૈનિકો જમા કર્યા. તે સૈન્યની લૉર્ડ રૉબર્ટ્સને આપી, અને તેની મદદમાં લૉર્ડ કિચનરને મોકલ્યો. ત્યારપછી લડાઈની બાજી ફરવા લાગી.

લૉર્ડ રૉબર્ટ્સે પહેલપ્રથમ કિંબર્લી મુક્ત કર્યું. અને બોર સરદાર ક્રૉન્જેપર હુમલો કરી ક્રૂડર્સબર્ગની લડાઇમાં તેને હરાવ્યો. ક્રૉન્જે તેના આખા સૈન્ય સાથે કેદ પકડાયો. ત્યારપછી રેડવર્સ બ્યૂલરે લેડીસ્મિથને છોડવ્યું. પછી માર્ચ મહિનામાં લૉર્ડ રૉબર્ટ્સે ઑરેન્જ ફ્રી સ્ટેટની રાજ્યધાની બ્લોમફૉન્ટીન જીતી લીધું, અને ત્યારપછી જૂન માસમાં ટ્રાન્સવાલની રાજ્યધાની પ્રીટોરીઆ જીતી લીધું તોપણ બોર લોકોએ પાછી પાની કરી નહિ. અને યુધ્ધ તેવુંને તેવુંજ ચાલુ રાખ્યું. ખુલ્લા મેદાનોમાં બ્રિટિશ લશ્કરો સામે ટકી શકાતું નથી એ જોઈ તેઓ નાસભાગની લડાઈની પધ્ધત્તિથી લડવા લાગ્યા. તેઓ સીધી લડાઈઓ આપવાને બદલે બ્રિટિશ સૈન્યોના જવા આવવાના માર્ગોમાં હરકત નાખવા લાગ્યા. દારૂગોળો, ખોરાકી, પોશાકી વગેરે યુધ્ધ સામગ્રી લૂટવા લાગ્યા. આવી રીતે છૂટા છવાયા છાના છાપા મારી બ્રિટિશોને હેરાન કરી કાયર કરી



લૉર્ડ રૉબર્ટ્સ

નાખવાની યુધ્ધ પધ્ધતિ તેઓએ અખત્યાર કરી. ઑરેન્જ ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલનાં પાટનગરો કબજે કરી લૉર્ડ રૉબર્ટ્સ, લૉર્ડ કિચનરને લડાઈ ચાલુ રાખવાનું સોંપી કેપ ટાઉન ગયો. લૉર્ડ કિચનરે લડાઈ ચાલુ રાખી બોઅર જનરલ બોથા અને જનરલ ડીવેટને હરાવી ૧૯૦૨માં સલાહ કરવાની તેમને ફરજ પાડી. આ સલાહથી બંને બોઅર રાજ્યો બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યાં. પછી ત્યાં અંતરસ્થ રાજ્યકારભાર સંબંધે વ્યવસ્થા કરવામાં આવી. શાળાઓ અને કચેરીમાં ડચ ભાષા દેશીભાષા તરીકે રાખવામાં આવી. અને સંસ્થાનમાં રહેતા કાળા દેશીઓને મતાધિકાર આપવો કે નહિ તે પ્રશ્નનો નિકાલ સંસ્થાનવાસીઓનેજ સોંપ્યો. આ પ્રમાણે બોઅર વિગ્રહ સમાપ્ત થયા પછી ત્યાં સઘળું ઠરીઠામ કરવા માટે લૉર્ડ મિલનરને મોકલવામાં આવ્યો. તે ત્યાં ત્રણ વર્ષ રહ્યો. પછી ટ્રાન્સવાલ અને ઑરેન્જ રિવર કૉલોનીમાં પ્રતિનિધિતત્ત્વની રાજ્યપધ્ધતિ સ્થાપવામાં આવી, અને પછી ૧૯૦૬માં તેમને સ્વરાજ્ય આપી ત્યાં જવાબદાર રાજ્યઘટના દાખલ કરવામાં આવી.

આવી રીતે નાતાલ અને કેપ કૉલોની ઉપરાંત ઑરેન્જ ફ્રીસ્ટેટ અને ટ્રાન્સવાલ રીપબ્લિક પણ બ્રિટિશ સામ્રાજ્યનાં અંગ બન્યાં. પછી ધીમેધીમે એ ચારે સંસ્થાનોને એકત્ર કરવાના વિચાર થવા લાગ્યા. ૧૯૦૮માં ચારે સંસ્થાનોના મુખ્ય ગૃહસ્થોની પરિષદ ભરવામાં આવી, તેમાં બધાં સંસ્થાનને સંયુકત કરવાની એક યોજના ઘડવામાં આવી. તે યોજનાને બ્રિટિશ પાર્લમેન્ટે સંમતિ આપી. એટલે 'સાઉથ આફ્રિકન યુનીઅન' નામનું બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતું રાજ્ય અસ્તિત્ત્વમાં આવ્યું, અને તેની પહેલી પાર્લમેન્ટ ઉઘાડવાનો સમારંભ ડ્યૂક ઑફ કૉનૉટને હાથે કરાવવામાં આવ્યો.

# પ્રકરણ ૨૬ મું

## ૪થો જ્યૉર્જ

### (૧૮૨૦–૧૮૩૦)

૧૮૨૦, કેટોસ્ટ્રીટનું કાવત્રું.—૧૮૨૧–૧૮૨૭, ગ્રીસ ટર્કીથી સ્વતંત્ર થયું.—૧૮૨૯, આયર્લૅંડના રોમન કૅથૉલિકો વિરૂધ્ધના કાયદા રદ થયા.

૩જા જ્યૉર્જ પછી તેનો વડીલ પુત્ર ૪થો જ્યૉર્જ ગાદીપર આવ્યો. ગાદીપર આવ્યા પૂર્વે નવ વર્ષ સુધી ૩જા જ્યૉર્જની માંદગી દરમ્યાન રાજ્યકારભાર એણે તપાસ્યો હતો. તે આળસુ, સ્વચ્છંદી, લહેરી અને મોજમઝાનો શોકીન હતો, તેથી તે પ્રજામાં અપ્રિય હતો એટલુંજ નહિ પણ લોકો તેને ધિક્કારતા હતા. તોપણ ગાદીપર બેઠા પછી સ્કૉટલૅંડ, આયર્લૅંડ અને હૅનોવરની તેણે મુલાકાત લીધી ત્યારે લોકોએ તેનો ઘણો સત્કાર કર્યો હતો.



૪થો જ્યૉર્જ

૧૭૯૫માં જ્યૉર્જે કૅરોલાઇન ઑફ બ્રન્સ્વિક સાથે લગ્ન કર્યું હતું, પણ ધણીધણીઆણીને ન બનવાથી ઘણાં વર્ષ થયાં બંને જુદાં રહેતાં હતાં. તેઓને શાર્લોટ નામની એક છોકરી થઇ હતી, પણ તે ૧૮૧૭માં મરણ પામી હતી. ૪થો જ્યૉર્જ રાજા થયા પછી રાણીના હક અને સુખ ભોગવવા કૅરોલાઇન ઇંગ્લૅંડ આવી. જ્યૉર્જે તેને ધિક્કારતો હતો, તેથી રાણી તરીકે તેનો રાજ્યાભિષેક થવા ન દેવો એટલુંજ નહિ પણ તેને ફારગતી આપવાનું જ્યૉર્જે ઠરાવ્યું.

તે ઈરાદાથી રાજાના મોભ્ભા મરતબાની દરકાર નહિ કરી ફારગતી આપવાનું એક બિલ પાર્લમેન્ટમાં રજુ કરાવ્યું. બિલના સમર્થનમાં રજુ કરવામાં આવેલા પુરાવાથી જોકે કૅરોલાઇનની ચાલ વાંધાભરેલી ઠરતી હતી, તોમણ જ્યૉર્જની ચાલ તેનાં કરતાં પણ વધારે વાંધાભરેલી હતી, તેથી મહામુસીબતે પ્રધાનમંડળ ઉમરાવની સભામાં બિલ પસાર કરાવી શક્યું. પણ આમની સભામાં તે પાસ થશે નહિ એમ નક્કી લાગવાથી તે બિલ તેમણે પાછું ખેંચી લીધું. પછી ૧૮૨૧ના જૂલાઈમાં જ્યૉર્જે એકલાએ રાજ્યાભિષેક કરાવ્યો. રાજ્યાભિષેક વખતે રાણી આવી ન શકે તે માટે તેણે હુકમ છોડી પહેરો રખાવ્યો હતો. આ વાત જાણી દુઃખ પામી એક મહિનામાં કૅરોલાઇન રાણી મરણ પામી.

**કેટોસ્ટ્રીટનું કાવત્રું, (૧૮૨૦).**—રાજ્યકારભાર ૩જા જ્યૉર્જનાં છેલ્લાં ટોરી પ્રધાનમંડળના હાથમાં ૪થા જ્યૉર્જે રહેવા દીધો હતો. એ પ્રધાનમંડળની વિરૂધ્ધ એક કાવત્રું લંડનમાં કરવામાં આવ્યું હતું. બધા પ્રધાનોનાં ખુન કરવાનો કાવત્રાંખોરોનો બેત હતો. તેઓનો નાયક થિસલવુડ નામનો એક માણસ હતો. કારસ્થાનનું સ્થળ લંડનમાં કેટોસ્ટ્રીટના એક ઘરમાં હતું, તે ઉપરથી તેને કેટોસ્ટ્રીટનું કાવત્રું કહે છે. બધા પ્રધાનોને એક મીજબાનીમાં બોલાવી મારી નાખવા, લંડનની બધી તુરંગો ફોડી કેદીઓને છોડી મૂકવા, બૅંક આફ ઇંગ્લૅંડ પર દરોડો પાડી સરકારી તિજોરી હાથ કરી લેવી અને નવી રાજ્યવ્યવસ્થા કરવી એ આ તરકટીઆઓની ધારણા હતી. પણ પોલીસનો એક માણસ એ મંડળીમાં દાખલ થઇ શકયો હતો, તેથી કાવત્રું પકડાઇ ગયું, અને થિસલવુડ અને તેના સાથીદારોને ફાંસી દેવામાં આવી. આ વેળાએ ટોરી પ્રધાનમંડળ દેશમાં લોકપ્રિય નહોતું, પણ તેમની સામું આવું ભયંકર તરકટ થવાથી પ્રજા લાગણી તેમના તરફ ઢળી હતી.

**ટોરી પ્રધાનમંડળમાં ફેરફાર.**—સત્તારૂઢ થયેલાં ટોરી પ્રધાનમંડળમાં ફેરફાર થયાં કરતો હતો. લિવરપૂલ મુખ્ય પ્રધાન હતો ત્યારે પાર્લમેન્ટની સુધારણા, રોમન કૅથૉલિકને છૂટ, અને પરદેશી

રાજ્યનીતિ એ પ્રશ્નોના સંબંધમાં મુખ્ય મુખ્ય પ્રધાનોમાં ઘણો તીવ્ર મતભેદ હોવાથી ટોરી પક્ષ તૂટી વ્હિગ પક્ષ પ્રધાનપદે આવશે કે શું એમ લાગતું હતું. પણ આ વખતે વ્હિગ પક્ષની સંખ્યા પાર્લમેન્ટમાં થોડી હતી અને પ્રજામાં પણ તેમની તરફ સહાનુભૂતિ થોડી હતી તેથી તે પક્ષ અધિકારે આવે એમ નહોતું. તેથી ટોરીઓજ પ્રધાન-પદે રહ્યા. પણ કૅરોલાઇનની ફારગતીના પ્રશ્નમાં મતફેર થવાથી પરદેશ ખાતાના પ્રધાન કૅનિંગે રાજીનામું આપ્યું (૧૮૨૦). લૉર્ડ કૅસલરે એ ૧૮૨૨માં આત્મહત્યા કરી તેથી લિવરપૂલનું પ્રધાન-મંડળ નબળું પડી ગયું, તેથી તેને ફરીથી રચવાની જરૂર જણાઈ. લિવરપૂલ સમજી ચૂક્યો હતો કે કૅનિંગ અને તેના અનુયાયીઓને અગત્યની જગા પ્રધાનમંડળમાં આપ્યાવિના છૂટકોજ નથી. તેથી તેણે નવું પ્રધાનમંડળ રચ્યું તેમાં કૅનિંગને પરદેશ ખતાનો પ્રધાન બનાવ્યો, તેનો અનુયાયી હસ્કીસન 'બોર્ડ ઑફ ટ્રેડ'—વેપારી વિષય ખાતાનો પ્રમુખ હતો, ડ્યૂક ઑફ વેલિંગટનનો મોટો ભાઇ માર્ક્વિસ વેલેસ્લી આયર્લૅંડનો લૉર્ડ લેફ્ટેનન્ટ હતો, અને રોબર્ટ પીલ નામનો તરૂણ રાજ્યદ્વારી સ્વદેશ ખાતનો સેક્રેટરી હતો. આ પ્રમાણે રચના થયા પછી એ પ્રધાનમંડળ ૧૮૨૨–૧૮૨૭ સુધી અધિકારે રહ્યું અને તેણે ઘણા સુધારા કર્યા.

**રાજ્યકર્તાઓના પ્રતિગામી ધોરણ વિરૂધ્ધ યુરોપમાં ચળવળ (૧૮૨૦).**—આ વખતે યુરોપમાં રૂશીઆ, ઑસ્ટ્રિયા અને પૃશિયા એ ત્રણ પ્રતિગામી ધોરણના રાજ્યોએ 'હોલી એલાયન્સ' નામનો સંઘ સ્થાપ્યો, અને ફ્રેન્ચ રાજ્યક્રાંતિથી ઉત્પન્ન થયેલા સ્વતંત્રતા, સમાનતા, બંધુત્વ અને એક રાષ્ટ્રીયત્વના વિચારોને દાબી દેવા પ્રયત્ન કર્યો. પણ એ પ્રતિગામી ધોરણ વિરૂધ્ધ સ્પેન, પોર્ટુગલ અને નેપલ્સની પ્રજાઓએ ૧૮૨૦ની સાલમાં પોતાના જુલમી રાજ્યકર્તાઓની સત્તા તોડવાના પ્રયત્ન કર્યા. તેજ પ્રમાણે અમેરીકામાં સ્પૅનિશ અને પોર્ટુગીઝ સંસ્થાનવાળાઓએ પોતાની માતૃભૂમિ વિરૂધ્ધ અને ગ્રીસે ટર્કીની વિરૂધ્ધ બંડ કર્યાં. યુરોપમાં પ્રતિગામી ધોરણ વિરૂધ્ધની ચળવળ દાબી દેવા માટે 'હોલી એલાયન્સ'વાળાં એકસંપી રાજ્યોએ એક ઑસ્ટ્રિયન સૈન્ય

નેપલ્સમાં મોકલ્યું, અને એક ફ્રેન્ચ સૈન્ય સ્પેનમાં મોકલ્યું. પણ આ પ્રતિગામી ધોરણ ઇંગ્લૅંડના પરદેશ ખાતાના પ્રધાન કૅનિંગને પસંદ નહોતું, અને કૅનિંગ પછી આવનારા પરદેશ ખાતાના પ્રધાન લૉર્ડ કૅસલરેએ પણ તેજ ધોરણ ચાલુ રાખ્યું હતું (૧૮૨૧--૨૨). ૧૮૨૨માં કૅનિંગ પાછો પરદેશ ખાતાનો પ્રધાન થયો ત્યારે એક રાજ્યે બીજાં રાજ્યાના અંતસ્થ કારભારમાં હાથ ઘાલવો નહિ જોઇએ એવો પોતાનો મત જાહેર રીતે બહાર પાડયો. તેણે નેપલ્સ અને સ્પેનની પ્રજાઓને ઑસ્ટ્રિયા અને ફ્રાન્સ વિરૂધ્ધ મદદ કરી નહિ, તોપણ સ્પૅનિશ અને પોર્ટુગીઝ સંસ્થાનવાસીઓએ સ્પેનની અને પોર્ટુગલની ઝુંસરી ઉતારી નાખી ત્યારે તેઓને સ્વતંત્ર રાજ્ય તરીકે ઇંગ્લૅંડે કબૂલ રાખ્યાં અને અમેરિકાના સંયુક્ત સંસ્થાનોના પ્રમુખ મનરોના સિધ્ધાંતને ટેકો આપ્યો. મનરોનો સિધ્ધાંત એવો હતો કે દક્ષિણ અમેરિકાનાં સ્વતંત્ર થયેલાં રાજ્યોની બાબતમાં કોઇપણ યુરોપી રાજ્ય હાથ ઘાલી તેમને પાછાં પોતાની ઝુંસરી નીચે લાવવા પ્રયત્ન કરશે તો અમેરિકા તેનો પ્રતિબંધ કરશે (૧૮૨૩). આ તરફ યુરોપમાં સ્પેનના જુલમી રાજ્યકર્તાએ પોર્ટુગલમાં સ્થાપિત થયેલી સનદશીર રાજ્યપધ્ધત્તિ તોડવા વિચાર કર્યો, પણ પોર્ટુગલના અંતસ્થ રાજ્યકારભારમાં હાથ ઘાલવાનો પ્રયત્ન જો આપણે કરીશું તો ઇંગ્લૅંડ સાથે આપણે લડાઇમાં ઉતરવું પડશે એમ તેણે જાણ્યું ત્યારે પોતાનો વિચાર માંડી વાળ્યો. આજ વખતે એટલે ૧૮૨૧માં ગ્રીસે ટર્કીની ઝુંસરી નાખી દેવા બંડ કર્યું, ત્યારે એ બંડ શમાવી દેવા ટર્કીના સુલતાને ઇજીપ્ટના પાદશાહ મહંમદઅલીને મદદે બોલાવ્યો. આ લડાઇમાં પ્રતિગામી ઑસ્ટ્રિયા, પ્રૂશિયા અને રૂશીઆએ ટર્કી અને ઇજીપ્ટના ઇસ્લામી રાજ્યો સામે સ્વધર્મી ખ્રિસ્તી ગ્રીસને મદદ કરવા ઠરાવ્યું. ઇંગ્લૅંડે પણ ગ્રીસનેજ મદદ કરી. ફ્રાન્સ, ઇંગ્લૅંડ અને રૂશીઆના સંયુક્ત અરમારે નાવારેનોના અખાતમાં ટર્કીના અરમારનો પરાજય કર્યો (૧૮૨૭). આ બંડને પરિણામે ગ્રીસ ટર્કીથી સ્વતંત્ર થઇ ગયું.

**અંતસ્થ સુધારા.**—લિવરપૂલના પ્રધાનમંડળે અંતસ્થ રાજ્યકારભારમાં ઘણા સુધારા કર્યા. આ વખતે સ્વદેશ ખાતાનો પ્રધાન

રૉબર્ટ પીલ હતો. તેણે ૧૮૧૯માં એક કાયદો કરી બૅંક ઑફ ઈંગ્લૅંડ માટે કેટલાક સુધારા કર્યા. પછી ફોજદારી કાયદામાં લગભગ બસો ગુનાહ માટે ફાંસીની શિક્ષા રાખી હતી. તેમાંના કેટલાક ગુનાહ તો ઘણા નજીવા હતા. જેવા કે કાળું મોં કરી રસ્તાપર ફરવું, કે વેસ્ટમિન્સ્ટર પુલને ખરાબ કરવો વગેરે. આવા ગુનાહ માટે ફાંસીની શિક્ષા ! તે કાળની જુરીને પણ એ ઘણું અમાનુષિ લાગતું તેથી કોઇ માણસપર એવો આરોપ મૂકાયો હોય ત્યારે તેણે ગુનોહ કર્યો હોય તોપણ નિર્દોષ ઠરાવી તેને છોડી મૂકતી. પીલને એવા કાયદામાં સુધારા કરવાની જરૂર જણાયાથી એક સુધારાનો કાયદો પસાર કરી લગભગ સો જેટલા નજીવા ગુનાહ માટેની ફાંસીની શિક્ષા રદ કરી. આમ ફોજદારી કાયદામાં સુધારા કર્યા પછી પીલે રાજ્યકારભારની પદ્ધત્તિમાં સુધારા કર્યા.

બોર્ડ ઑફ ટ્રેડ—વેપાર વિષયના ખાતાના અધ્યક્ષ હસ્કિસને વ્યાપાર અને ઉદ્યોગધંધાની બાબતમાં ઘણા સુધારા કર્યા. ઘણી ચીજોપરના કર કમી કર્યા. ટ્રેડ્ઝયુનીઅન—કામદાર વર્ગના સંઘ સ્થાપવાની મના હતી તે રદ કરી. તેથી કામદારો પોતપોતાના સંઘો સ્થાપી પોતાની સ્થિતિ સુધારવા શક્તિવાન થયા. હસ્કિસને નૌકાયાનના ( Navigation Act ) કાયદામાં પણ સુધારા કર્યા. એ કાયદાઓ ક્રૉમ્વેલ અને ૨ જા ચાર્લ્સના વખતમાં થયા હતા. તે કાયદાથી ઈંગ્લૅંડને ઘણો ફાયદો થયો હતો. પણ હવે તે કાયદાની જરૂર નહોતી. ઉલટું, હવે તે કાયદાથી તો નુકશાન થતું હતું. કેમકે ઈંગ્લૅંડના એ કાયદાના જવાબમાં યુરોપનાં બીજાં રાજ્યોએ ઈંગ્લૅંડ સામું એવાજ પ્રતિબંધક કાયદા કર્યા હતા. તેથી તે દેશો સાથેના ઈંગ્લિશ વેપારને નુકશાન થતું હતું. એ નુકશાન અટકાવવાના હેતુથી હસ્કિસને નૅવિગેશન કાયદામાં સુધારા કરી બીજા રાજ્યો સાથે પ્રતિયોગી વેપાર વિષયક સંધિ કરવાની પરવાનગી મેળવી.

લિવરપૂલના પ્રધાનમંડળે આમ મહત્ત્વના સુધારા કર્યા પછી ૧૮૨૭માં લિવરપૂલ માંદો પડયો તેથી તેણે મુખ્ય પ્રધાનના હોદ્દાનું રાજીનામું આપ્યું. તેણે પ્રધાનમંડળમાં અંતસ્થ કલહ હોવા છતાં

કાર્યદક્ષતાથી પાંચ વર્ષ સુધી પ્રધાનવટું ટકાવી રાખ્યું હતું. એના પછી ૪થા જ્યોર્જે કૅનિંગને મુખ્ય પ્રધાન નીમ્યો. ત્યારે પ્રતિગામી ધોરણવાળા વેલિંગટન, પીલ વગેરે નેતાઓએ તેના પ્રધાનમંડળમાંથી રાજીનામાં આપ્યાં. કૅનિંગ વડો પ્રધાન થયા પછી થોડા મહિનામાં મરણ પામ્યો. પછી લૉર્ડ ગૉડરિચ મુખ્ય પ્રધાન થયો. લૉર્ડ ગૉડરિચ પ્રધાનગીરીને માટે લાયક નહોતો. તેથી ૧૮૨૮ના જાનેવારીમાં તેણે રાજીનામું આપ્યું.

**વેલિંગટનનું પ્રધાનમંડળ, (૧૮૨૮–૧૮૩૦).**— પછી વેલિંગટને પ્રધાનમંડળ રચ્યું. તેમાં પીલે પાછો સ્વદેશ ખાતાનો અધિકાર લીધો હતો. આ પ્રધાનમંડળમાં હસ્કિસન વગેરે કૅનિંગના અનુયાયીઓ જોડાયા હતા. પણ થોડા દિવસમાં તેઓએ રાજીનામાં આપ્યાં, એટલે વેલિંગટને પોતાના અનુયાયીઓને તેમની જગાએ નીમ્યા.

**કૅથૉલિક પંથ વિરૂદ્ધના કાયદા રદ કરવાનો પ્રશ્ન, (૧૮૨૫–૨૯).**—વેલિંગટનના કારભાર દરમ્યાન આયર્લૅંડના રોમન કૅથૉલિક લોકો વિરૂદ્ધના કાયદા રદ કરવાનો સવાલ નીકળ્યો હતો. પાર્લમેન્ટમાં પ્રધાનમંડળના થોડાક અનુયાયીઓ શિવાય ઘણાખરા સભ્યોનો વિચાર કૅથૉલિક પંથવાળાઓને છૂટ આપવાનો હતો. એ પ્રમાણે કરવાના કાયદાના બિલ—ખરડા ઘણીવાર આમની સભામાં પસાર પણ થયા હતા. પણ દરેક વેળા ઉમરાવોની સભામાં તે ઉડી જવાથી કૅથૉલિકોને રાજ્યદ્વારી હકો હજુ સુધી મળ્યા નહોતા. ૧૮૨૩ પછી આઇરિશ લોકોએ ઓકોનેલના નેતૃત્વ નીચે એ બાબત ચળવળ શરૂ કરી હતી. કૅથૉલિક ઍસોસીએશન નામની એક સંસ્થા સ્થાપવામાં આવી હતી. એ સંસ્થાના સંઘો આયર્લૅંડમાં ઠેકાણે ઠેકાણે સ્થપાયા. પછી તેમની ચળવળને પરિણામે હુલ્લડો થવા લાગ્યાં, ત્યારે ૧૮૨૫માં પાર્લમેન્ટે કાયદો કરી એ સંસ્થાઓ ગેરકાયદેસર ઠરાવી. એ સંસ્થાઓ કાયદાએ દાબી દીધી ત્યારે ઓકોનેલે બીજી રીતે ચળવળ ચાલુ રાખી. ભાષણો કરી આઇરિશ પ્રજાના મોટા ભાગને પોતાના મતનો કરી પાર્લમેન્ટમાં આયર્લૅંડના પ્રતિનિધિઓ તરીકે પોતાનાજ મતના માણસો ચુંટાય એવી ગોઠવણ તેણે કરી. ૧૮૨૮ની ચુંટણીમાં

ક્લેર પરગણા તરફથી ઓકોનેલ પોતે ઉભો રહ્યો. ફિટ્ઝજેરલ્ડ નામનો લોકપ્રિય ઉમરાવ તેનો પ્રતિસ્પર્ધી હતો, તોપણ મોટી બહુમતીથી ઓકોનેલ ચુંટાયો. પણ તે કૅથૉલિક પંથનો હતો, એટલે કાયદા પ્રમાણે તેનાથી પાર્લમેન્ટના સભાસદ તરીકે બેઠક લેવાય નહિ એવો તેની ચુંટણી સામું વાંધો લેવામાં આવ્યો. ત્યારે આયર્લૅંડમાં ઘણી ખળભળ થઈ રહી, અને રોમન કૅથૉલિક અને પ્રૉટેસ્ટન્ટો વચ્ચે આયર્લૅંડમાં અંતસ્થ યુદ્ધ થશે કે શું એમ લાગવા માંડ્યું.

**કૅથૉલિકોપરના રાજ્યદ્વારી પ્રતિબંધોનું દૂર થવું, (૧૮૨૯).**—વેલિંગટન અને પીલનો મત રોમન કૅથૉલિકોને પાર્લમેન્ટના સભાસદ થવા દેવાની વિરૂદ્ધ હતો. પણ જો કૅથૉલિકો વિરૂદ્ધના પ્રતિબંધો રદ નહિ થાય તો આયર્લૅંડમાં બળવો થશે એમ લાગવાથી તેઓએ ૧૮૨૮માં 'ટેસ્ટ ઍક્ટ' અને 'કૉરપોરેશન એક્ટ' રદ કરવાનો કાયદો પાર્લમેન્ટમાં પસાર કરાવ્યો, અને પછી ૧૮૨૯માં બીજો કાયદો કરી પાર્લમેન્ટના સભ્ય થવા બાબતનો પ્રતિબંધ પણ દૂર કર્યો. આ કાયદો પસાર થયા પછી ક્લેર પરગણાની પાછી ચુંટણી થઈ, અને તેમાં ઓકોનેલ પાછો ચુંટાઈ પાર્લમેન્ટનો સભાસદ થયો. આમ ઓકોનેલને તેના પહેલાજ પ્રયત્નમાં ફત્તેહ મળી, એટલે ૧૮૦૦માં થયેલાં પાર્લમેન્ટોનાં એકીકરણને રદ કરાવી જુદી સ્વતંત્ર આઇરિશ પાર્લમેન્ટ સ્થાપવાની ચળવળ તેણે શરૂ કરી (૧૮૨૯).

ત્યારપછી ૧૮૩૦ના જૂનમાં ૪થો જ્યૉર્જ મરણ પામ્યો.

# પ્રકરણ ૨૭ મું

## ૪થો વિલિઅમ

(૧૮૩૦–૧૮૩૭)

૧૮૩૦–૧૮૩૪, ગ્રેનું પ્રધાનમંડળ.—૧૮૩૨, પાર્લમેન્ટની સુધારણાનો કાયદો.—૧૮૩૩, બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામગીરી બંધ.—૧૮૩૫, સ્થાનિક સ્વરાજ્ય સભાનો કાયદો.

૪થા જ્યૉર્જ પછી તેનો ભાઈ ૪થો વિલિઅમ રાજા થયો. તેણે નૌકાશાસ્ત્રનું શિક્ષણ લઈ જિંદગીનો ઘણોખરો ભાગ વહાણોપર ગાળ્યો હતો. તેનો સ્વભાવ સારો હતો, અંતઃકરણ દયાળુ હતું અને આચરણ સદ્ગુણી હતું તેથી તે લોકપ્રિય હતો.



૪થો વિલિઅમ

વિલિઅમ ગાદીપર આવ્યો ત્યારે વેલિંગટન અને પીલનું ટોરી પ્રધાન-મંડળ અધિકારે હતું. આ અરસામાં યુરોપમાં અંકુશિત રાજ્યપધ્ધતિ અને એક રાષ્ટ્રીયભાવના સ્થાપવાની ચળવળો ચાલી રહી હતી. ફ્રાન્સમાં જુલમી ૧૦મા ચાર્લ્સને પદભ્રષ્ટ કરી લુઈ ફિલિપીને ગાદી આપી અંકુશિત રાજ્યપધ્ધતિ સ્થાપિત થઈ હતી. જર્મની અને ઈટલીમાં સનદશીર રાજ્યપધ્ધતિ સ્થાપવાની કોશિશો નિષ્ફળ ગઈ. દક્ષિણ નેધર્લૅંડના રોમન કૅથૉલિકોએ લિઓપોલ્ડની સરદારી નીચે બેલજીઅમ નામનું એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. યુરોપમાં આવી ક્રાંતિકારક ચળવળો ચાલી રહી હતી ત્યારે ઇંગ્લૅંડમાં પાર્લમેન્ટની ઘટનાની સુધારણાની ચળવળ થઈ રહી હતી. ચાળીસ વર્ષ પૂર્વે પિટે પાર્લમેન્ટના સુધારાનું કામ હાથ ધર્યું હતું, પણ તે વખતે તરતજ નેપોલીઅન

સાથે યુધ્ધ શરૂ થયાથી પાર્લમેન્ટના સુધારાનો સવાલ ખોરંભે પડયો હતો. ૪થો વિલિઅમ ગાદીપર આવ્યા પછી વ્હિગ પક્ષના નેતાઓએ એ સુધારાનો સવાલ પાછો હાથ ધર્યો. આ વખતે વેલિંગટન મુખ્ય પ્રધાન હતો. તે સુધારાની વિરૂધ્ધ હતો. એટલે વ્હિગ પક્ષ તો તેની વિરૂધ્ધ હતોજ. પણ રોમન કૅથૉલિકોને છૂટાપણું આપવાથી ઘણા ટોરી પક્ષવાળાઓ પણ તેની વિરૂધ્ધ થઈ ગયા હતા. પછી નવી પાર્લમેન્ટની ચુંટણીમાં તેનું મતાધિક્ય નષ્ટ થવાથી તેણે મુખ્ય પ્રધાનની જગાનું રાજીનામું આપ્યું.

**અર્લ ગ્રેનું પ્રધાનમંડળ, (૧૮૩૦–૧૮૩૪).**—આવી રીતે વેલિંગટન-પીલનું પ્રધાનમંડળ ભાંગી પડવાથી વિલિઅમે વ્હિગ પક્ષના નેતા અર્લ ગ્રેને પ્રધાનપદે બોલાવ્યો. ગ્રેએ પોતાના અને કૅનિંગના અનુયાયીઓને તેના પ્રધાનમંડળમાં જગા આપી નવું પ્રધાનમંડળ રચ્યું. એ પ્રધાનમંડળમાં વ્હિગ પક્ષના બ્રુહૅમ અને લૉર્ડ ઑલથ્રૉપ અને ટોરી પક્ષના વાઈકાઉન્ટ પામર્સ્ટન અને લૉર્ડ મેલબોર્ન સભાસદો હતા. આમ વીસ વર્ષે ટોરી પક્ષના આગળ વધેલા વિચારવાળા નેતાઓ સાથે મળી જઈ વ્હિગ પક્ષ પાછો અધિકારે આવ્યો, કે તરત પહેલ વહેલો પાર્લમેન્ટના સુધારાનો પ્રશ્ન તેણે હાથ ધર્યો.

**પાર્લમેન્ટની રચનામાં સુધારાની આવશ્યકતા.**—પાર્લમેન્ટના સભાસદોની સંખ્યા કેટલી હોવી જોઇએ, સભાસદ થવા યોગ્ય કોણ કોણ, ચુંટણી માટે મતાધિકાર કોને કોને વગેરે બાબતોની પધ્ધત્તિમાં ફેરફાર કરવાનો વખત આવી પહોંચ્યો હતો. પાર્લમેન્ટની ઘટના ત્રણસો ચારસો વર્ષ ઉપર કરવામાં આવી હતી, અને તેમાં સમયાનુસાર ફેરફાર ન થવાથી તેમાં ઘણી ખામીઓ રહી ગઈ હતી. ત્રણસો ચારસો વર્ષ ઉપર મોટાં ગણાતાં શહેરો હાલ ખંડીએર થઈ ગયાં હતાં, તોપણ તેમના તરફથી પાર્લમેન્ટમાં પ્રતિનિધિઓ ચુંટાઇ આવતા હતા, ત્યારે વેપારધંધામાં આગળ વધેલાં કેટલાંક નવાં મોટાં શહેરોને પ્રતિનિધિઓ મોકલવાનો હક નહોતો. શહેરો પ્રમાણે જિલ્લાઓની સ્થિતિપણ તેવીજ હતી. વેપાર અને ઉદ્યોગનાં કેંદ્રસ્થાન બદલાઈ ગયાં હતાં. યૉર્કશાયર, લૅંકેશાયર જેવા જિલ્લા વેપારઉદ્યોગમાં ઘણા

આગળ વધેલા હોઈ તેમાં વસ્તી રટલૅંડ, વેસ્ટમોરલૅંડ વગેરે જિલ્લાઓ કરતાં ઘણી વધી ગઈ હતી. તેમ છતાં તેમને વધારે પ્રતિનિધિ મોકલવાનો હક નહોતો. તેથી કયાકયા જિલ્લાઓ અને શહેરો તરફથી કેટલા કેટલા પ્રતિનિધિઓ આવવા જોઇએ તે હવે નક્કી કરવાની આવશ્યકતા હતીજ. તેમજ ચુંટણીનો મતાધિકાર કોનેકોને હોવો જોઇએ તે બાબતનો પણ નિશ્ચય કરવાની જરૂર હતી. પૂર્વથી પ્રચલિત પધ્ધત્તિથી ઘણા થોડા માણસને મતાધિકાર હતો. જિલ્લાઓમાં જમીનદારોનેજ મતાધિકાર હતો, અને શહેરોમાંથી નગરમંડળોનેજ પ્રતિનિધિઓ મોકલવાનો હક હતો. આમ હોવાથી પાર્લમેન્ટમાં જમીનદાર વર્ગનાજ પ્રતિનિધિઓ મુખ્યત્વે કરીને આવતા હતા, અને વેપારધંધામાં આગળ વધેલા લોક અને ગરીબ મજૂર વર્ગ એ બંનેના પ્રતિનિધિઓ નહોવાથી અસંતોષ ઘણો થઈ ગયો હતો, તેથી પાર્લમેન્ટની રચનામાં સુધારણા કરવાની ઘણી આવશ્યકતા હતી.

આવી પરિસ્થિતિ હોવાથી ૪થા જ્યૉર્જની કારકીર્દીમાં વ્હિગ પક્ષના નેતાઓએ એ બાબત ચળવળ ચલાવવા માંડેલી, તેને પરિણામે કંઈ નજીવા સુધારા થયેલા. પણ પછી ૪થા વિલિઅમના રાજ્યમાં અર્લ ગ્રેના પ્રધાનમંડળે પાર્લમેન્ટની સુધારણાનો આખો પ્રશ્ન હાથમાં લીધો. ૧૮૩૧ના માર્ચ મહિનામાં ગ્રે પ્રધાનમંડળમાંના લૉર્ડ જૉન રસેલે પાર્લમેન્ટના સુધારાના કાયદાનો ખરડો આમની સભામાં રજુ કર્યો. પણ તે બિલ નાપાસ થયું, એટલે ગ્રેએ પાર્લમેન્ટ બરખાસ્ત કરાવી નવી ચુંટણી કરાવી. આ ચુંટણીમાં પાર્લમેન્ટના સુધારાનોજ સવાલ આગળ ધરવામાં આવ્યો હતો અને તે સવાલપર ચુંટણી થઈ હતી. પરિણામે સુધારાની તરફેણવાળાઓનું મતાધિક્ય આમની સભામાં થયું. એટલે આ પાર્લમેન્ટમાં ઘણી મોટી બહુમતિથી સુધારાનું બિલ આમની સભામાં પસાર થયું, પણ ઉમરાવોની સભામાં તે પસાર થયું નહિ (૧૮૩૧). ત્યારે ઉમરાવોના આ વર્તનનો નિષેધ કરવા માટે દેશમાં ઠેકાણે ઠેકાણે સભાઓ ભરાઈ અને કેટલેક સ્થળે હુલ્લડો પણ થયાં. પછી ત્રીજીવાર ૧૮૩૨માં એ બિલ પાછું રજુ થયું. આ વખતે ઉમરાવોની સભાએ ઘણી થોડી બહુમતિથી મે મહિનામાં આ બિલ પસાર કર્યું.

પણ કેટલાંક શહેરો અને જિલ્લાઓના પ્રતિનિધિઓની સંખ્યા કમી કરવાની જે કલમો હતી તેપર વધુ વિચાર કરવા માટે આમની સભાપર એ બિલ પાછું ધકેલ્યું. ત્યારે ઉમરાવો વિરૂધ્ધ લોકમત ઘણો ઉશ્કેરાયો. આ બિલમાં કંઈપણ ફેરફાર કર્યાં વિના જેમ હતું તેમનું તેમ પસાર કરાવવા માટે નવા ઉમરાવો નીમવાની સલાહ અર્લ ગ્રેએ રાજાને આપી. પણ વિલિઅમે તે સલાહ માન્ય કરી નહિ, ત્યારે ગ્રેએ રાજીનામું આપ્યું. રાજાએ વેલિંગટનને વડો પ્રધાન બનાવ્યો. વેલિંગટને પ્રધાનમંડળ રચવા પ્રયત્ન કર્યો, પણ આમની સભામાં તેનું મતાધિક્ય હતું નહિ. ઉલટું, આમની સભાએ ધમકી આપી કે 'સુધારાનું બિલ કંઈપણ ફેરફાર કર્યાવિના ઉમરાવની સભામાં જો પાસ થશે નહિ, તો રાજ્યકારભાર માટે જોઈતો ખર્ચ મંજૂર નહિ કરીને રાજ્યકારભારનું ગાડું અમે અટકાવી દઈશું,' ત્યારે વેલિંગટને પ્રધાનમંડળ રચવાનો પ્રયત્ન છોડી દીધો, અને એ બિલ પસાર કરવાને ઉમરાવની સભાને સમજાવી. એટલે ૧૮૩૨ના જૂન મહિનામાં પાર્લમેન્ટના સુધારાનું બિલ ઉમરાવોની સભામાં પાસ થયું.

આ સુધારાના કાયદા માટે વ્હિગ પક્ષવાળાઓનું માનવું એવું હતું કે એ કાયદાથી સર્વ અન્યાય દૂર થયો અને ટોરી પક્ષવાળાઓનું કહેવું એવું હતું કે એથી તો ગ્રેટબ્રિટનની હાંસીનો પ્રારંભ થયો છે. લૉર્ડ વેલિંગટને તો એવો ઉદ્દગાર કાઢ્યો કે હવે પછી ઈંગ્લૅંડના રાજ્યકારભારમાં સભ્યગૃહસ્થો ભાગ લેશે નહિ. ત્યારે વાસ્તવિક હકીકત એવી હતી કે એ સુધારાથી કંઈ બહુ મોટી ક્રાંતિ થઈ જતી નહોતી. આ કાયદાથી ૨,૦૦૦ કરતાં ઓછી વસ્તીવાળાં શહેરોને પ્રતિનિધિ મોકલવાનો હક રહેતો નહોતો. બેથી ચાર હજારની વસ્તીવાળાં શહેરોને એકેક પ્રતિનિધિ મોકલવાનો હક મળ્યો હતો. આમ ૧૪૩ જગાઓ પાસેથી હક લઈ લેવામાં આવી વેપારઉદ્યોગમાં વધી મોટાં થયેલાં શહેરો અને જિલ્લાઓમાં એ ૧૪૩ બેઠકો વહેંચી આપવામાં આવી હતી. આવી રીતે પ્રતિનિધિ મોકલવા સંબંધે વ્યવસ્થા કરી મતાધિકાર કોનેકોને હોય તે બાબત આ કાયદામાં ઠરાવવામાં આવી હતી. પરગણાંમાં જેઓ વરસ દહાડે

૧૦ પાઉન્ડના ગણોતની જમીનના માલીક હોય કે વર્ષે ૫૦ પાઉન્ડ ભરતા ગણોતીઆ હોય તેમને, અને શહેરોમાં મકાનના માલીક કે વાર્ષિક ૧૦ પાઉન્ડનું ભાડું ભરતા ભાડુતોને મતાધિકાર આપવામાં આવ્યો હતો. આમ થવાથી મતદારોની સંખ્યામાં પહેલાં કરતાં ઘણો વધારો થયો હતો, તોપણ ગણત્રી કરતાં ૨૨ માણસે એક માણસને મતધિકાર મળ્યો હતો.

**સુધારાના કાયદાથી પલટાયલી સ્થિતિ.**—આમ આ કાયદાથી કંઈ બહુ મહત્ત્વની ક્રાંતિ થઈ જતી નહોતી, તોપણ તે વડે જમીનદાર અને અમીર ઉમરાવોનુંજ જોર જે અદ્યાપિપર્યંત પાર્લમેન્ટમાં હતું તે કમી થઈ મધ્યમ વર્ગના લોકને મતાધિકાર મળવાથી પાર્લમેન્ટમાં થતાં કામકાજનું વલણ પલટાઈ મધ્યમ વર્ગનું હિત સચવાય એ ધોરણે કારભાર ચલાવવાનું શક્ય થયું. ૧૮૩૨માં મતદાર મંડળને આમ વિસ્તૃત કર્યાં પછી ૧૮૬૭માં તેને એથી પણ વિસ્તૃત કરવા તે વખતના 'કૉન્ઝરવેટિવ' પ્રધાનમંડળે શહેરોમાં રહેતા કામગાર વર્ગને મતાધિકાર આપતું બીજું સુધારાનું બિલ પસાર કર્યું. ત્યારપછી ૧૮૮૪માં ત્રીજું સુધારાનું બિલ પસાર થયું તેમાં મજૂર વર્ગને પણ મતાધિકાર આપવામાં આવ્યો હતો. આ ૧૮૮૪નો કાયદો થયા પછી ઇંગ્લૅંડમાં લગભગ દરેક માણસને મત આપવાનો હક મળ્યો છે એમ કહીએ તો તેમાં ખોટું કંઈ નથી.

આ પ્રમાણે મતદાર વર્ગ ઘણો વિશાળ થવાથી પાર્લમેન્ટમાં એકલા ઉમરાવ વર્ગનુંજ જે જોર હતું તે કમી થઈ મધ્યમ વર્ગ અને કામગાર મજૂર વર્ગનું જોર વધવા લાગ્યું. તેથી પાર્લમેન્ટ સમક્ષ આવતા કામકાજનો પ્રકાર પણ બદલાવા લાગ્યો. બિલોની સંખ્યા પણ વધવા લાગી. કારખાનાં, મિલો, ગરીબ લોકોને રહેવાની ચાલો વગેરે બાબતોમાં યોગ્ય સુધારા કરવાનાં બિલો પણ આવવા લાગ્યાં. પાર્લમેન્ટના મેમ્બર થવાની ચુંટણીમાં પણ ઘણી રસાકસી થવા લાગી. જનહિતનાં કામો પાર્લમેન્ટમાં કરવાનાં વચન અપાવા લાગ્યાં. આમ થવાથી દેશના રાજ્યકારભારમાં લોકો વધારે રસ લેતા થયા. પાર્લમેન્ટમાં થતું કામકાજ અને તે પરનાં ભાષણો જાહેર

છાપાઓમાં છપાવા લાગ્યાં, લોકો જાહેરમાં તેપર ચર્ચા કરતા થયા, પ્રજામતનું પ્રાબલ્ય વધી તેની અસર પ્રધાનમંડળ ઉપર ઘણી થવા લાગી, અને હવેથી પ્રજામતને માન આપી તેઓને ચાલવું પડતું.

**ગુલામગીરીના રિવાજનું બંધ થવું, (૧૮૩૩).**—૧૮૩૦થી ૧૮૩૪ સુધી લૉર્ડ ગ્રેનું પ્રધાનમંડળ અધિકારે હતું. એ ચાર વર્ષમાં તેણે ઘણાં મહત્ત્વનાં કામો કર્યાં. ૧૮૩૨માં પાર્લમેન્ટના સુધારાનો કાયદો કર્યા પછી ૧૮૩૩ના ફ્રેબ્રુઆરીમાં નવીન ઘટના પ્રમાણેની પાર્લમેન્ટની બેઠક થઈ. તેણે બ્રિટિશ સામ્રાજ્યમાંથી ગુલામગીરીનો રિવાજ કાઢી નાખવાનું કામ પહેલું હાથ ધર્યું. એ બાબતની ચળવળ તો ૧૭૮૮ની સાલથી ચાલુજ હતી. ૧૮૦૭ના કાયદાથી ગુલામગીરીનો વેપાર બંધ કરવામાં આવ્યો હતો, પણ ચોરીચુપકીથી તે હજુ ચાલતો હતો. તેથી ૧૮૩૩માં પાર્લમેન્ટે એ ધંધો અને રિવાજ સદંતર બંધ કરવા માટે નવો કાયદો ઘડ્યો. ગુલામોને છૂટા કરવાથી તેમના માલીકોને થતા નુકશાન પેટે તેમને બે કરોડ પાઉન્ડ આપવાનું આ કાયદામાં ઠરાવ્યું હતું. ત્યારપછી ભિખારી વર્ગ માટે એક કાયદો થયો, તેમાં તેમના નિભાવની વ્યવસ્થા કરવા માટે સ્થાનિક શહેરી સમાજો ઉપર ફરજ નાખવામાં આવી. પછી ૧૮૩૫માં મ્યુનિસિપૅલિટી—સ્થાનિક સ્વરાજ સભાનાં બંધારણના સુધારાનો કાયદો થયો. એ કાયદામાં બધા ભાડુતોને મતાધિકાર આપવામાં આવ્યો હતો. ત્યારપછી આઇરિશ પ્રશ્ન સંબંધે મતભેદ થવાથી લાર્ડ સ્ટૅનલીએ ગ્રેના પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું. થોડા દિવસ રહીને લૉર્ડ ઑલથ્રૉપ પણ પ્રધાનમંડળમાંથી નીકળી ગયો ત્યારે ગ્રેએ મુખ્ય પ્રધાનપદ છોડ્યું. તેના પછી લૉર્ડ મેલબોર્ન વડો પ્રધાન થયો. તેનું પ્રધાનવટું લગભગ સાત વર્ષ સુધી ચાલ્યું. પણ તેનું કારભારી ધોરણ રાજાને પસંદ નહી પડવાથી તેણે તેને રજા આપી અને ટોરી પક્ષના નેતા પીલને પ્રધાનમંડળ રચવાનો હુકમ કર્યો (નવેમ્બર ૧૮૩૪).

**'કૉન્ઝરવેટિવ' પક્ષ સંજ્ઞાની ઉત્પત્તિ.**—વ્હિગ 'પક્ષમાં કલહને લીધે આમની સભામાં આપણને ટેકો મળશે એમ લાગવાથી

પીલે પ્રધાનમંડળ રચવાનો પ્રયત્ન કર્યો. હમણાં ટોરી પક્ષના ધોરણમાં અગાઉ કરતાં ઘણો ફરક પડી ગયો હતો. કૅસલરે અને વેલિંગટનનું ધોરણ છોડી દઈ ઘણા ટોરીઓએ પ્રગતિમય ધોરણ સ્વીકાર્યું હતું. તેથી પોતાના પક્ષનું નામ બદલી નવા ધ્યેયને અનુસરતું નામ રાખવાનું પીલે ઠરાવ્યું. ઇંગ્લૅંડની રાજ્યઘટનામાં ઉદ્દામપણે ઉતાવળથી ફેરફાર ન કરતાં બહુ વિચાર કર્યા પછીજ ક્રમેક્રમે સુધારા કરી આર્થિક અને વ્યાપારી બાબતોનો પાયો મજબુત કરી દેશની ઉન્નતિ કરવી એવું અમારૂં ધોરણ છે એમ કહી તેણે પોતાના પક્ષનું ટોરી નામ બદલી 'કૉન્ઝરવેટિવ' નામ રાખ્યાનું જાહેર કર્યું. પીલની ઉદાર રાજનીતિ અને ઉંચી કર્તૃત્વ શક્તિને લીધે તેને પ્રજાનો ટેકો સારો હતો. તેથી તેણે નવું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ રચ્યું. પણ પાર્લમેન્ટમાં તેના પક્ષની બહુમતિ નહોતી, તેથી તે પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી ચુંટણી કરાવી. નવી ચુંટણીમાં તેના પક્ષની સંખ્યા ઘણી વધી તોપણ આમની સભામાં બહુમતિ થઈ શકી નહિ, તેથી તેણે ૧૮૩૫ ના એપ્રિલમાં પ્રધાનવટું છોડી દીધું. તેના પછી લૉર્ડ મેલબોર્ન વડો પ્રધાન થયો એટલે વ્હિગ પ્રધાનમંડળ થયું. આ પ્રધનામંડળને આયર્લૅંડમાં ઓકોનેલના વડપણ હેઠે ધાર્મિક બાબતના કરો (Tithe) વિષે ઉભી થયેલી ચળવળ પર ધ્યાન આપવું પડ્યું. આયર્લૅંડમાં રાજ્યધર્મ પ્રૉટેસ્ટન્ટ પંથ હોવાથી ચર્ચની વ્યવસ્થા માટેના ખર્ચના કર આઇરિશ રોમન કૅથૉલિકોને આપવા પડતા હતા, તેની વિરૂદ્ધ ઓકોનેલે ચળવળ શરૂ કરી હતી. તે સંબંધે ઠેકાણે ઠેકાણે તોફાન થવા લાગ્યાં. ત્યારે મેલબોર્ને કડક ઉપાયો લઈ તે બંડો શમાવી દીધાં. અને ટંટાનું સમાધાનકારક છેવટ લાવવા માટે તેણે 'આઇરિશ ટાઇથ કૉમ્યૂટેશન ઍક્ટ' નામનો કાયદો કર્યો (૧૮૩૬). પછી ૧૮૩૭ના જૂન માસમાં ૪થો વિલિઅમ મરણ પામ્યો.

# પ્રકરણ ૨૮મું

## વિકટોરીઆ રાણીના વખતનું ઇંગ્લૅંડ
## (૧૮૩૭-૧૯૦૧)

### અંતસ્થ રાજ્યકારભાર

૧૮૩૯, પેની પોસ્ટેજનો કાયદો.—૧૮૪૧, પીલનું પ્રધાનમંડળ. ૧૮૪૬, રસેલના પ્રધાનમંડળે અનાજપરનો કર રદ કર્યો.—૧૮૪૭, આયર્લૅંડમાં દુકાળ.—૧૮૪૮, 'ચાર્ટિસ્ટ' મંડળની ચળવળ.—૧૮૫૨, ડર્બી–ડીઝરાયલીનું પ્રધાનમંડળ.–૧૮૫૨–૫૫, ઍબરડીનનું પ્રધાનમંડળ.– ૧૮૫૫–૫૮, પામર્સ્ટનનું પ્રધાનમંડળ.—૧૮૫૮–૫૯, ડર્બી ડીઝરાયલીનું બીજું પ્રધાનમંડળ.—૧૮૫૯–૬૫, પામર્સ્ટનનું બીજું પ્રધાનમંડળ.— ૧૮૬૬–૬૮, ડર્બી-ડીઝરાયલીનું ૩જું પ્રધાનમંડળ.—૧૮૬૭, પાર્લમેન્ટના સુધારાનો બીજો કાયદો.—૧૮૬૮–૭૪, ગ્લૅડસ્ટનનું પ્રધાનમંડળ.— ૧૮૭૪–૮૦, ડીઝરાયલીનું પ્રધાનમંડળ.—૧૮૮૦ થી ૮૫, ગ્લૅડસ્ટનનું બીજું પ્રધાનમંડળ,—૧૮૮૪, સુધારાનો ત્રીજો કાયદો.—૧૮૮૫-૮૬, સૅાલ્સબરીનું પ્રધાનમંડળ.—૧૮૮૬–૧૮૯૨, સૅાલ્સબરીનું યુનીઅનિસ્ટ પ્રધાનમંડળ.—૧૮૮૭,વિકટોરીઆ રાણીની જૂબીલી.—૧૮૯૨–૧૮૯૪, ગ્લૅડસ્ટનનું ૪થું પ્રધાનમંડળ.—૧૮૯૪–૧૮૯૫, રોઝબરીનું પ્રધાનમંડળ.—૧૮૯૫–૧૯૦૨, સૅાલ્સબરીનું પ્રધાનમંડળ.

૪થા વિલિઅમને છોકરો નહિ હોવાથી તેના પછી તેની ભત્રિજી વિકટોરીઆ ગાદીપર આવી. ત્યારે તેની ઉમ્મર ૧૮ વર્ષની હતી. તે વખતે વડો પ્રધાન મેલબોર્ન હતો. પછી ૧૮૪૦માં વિકટોરીઆ રાણીએ તેના દૂરના સગા સૅક્સકોબર્ગ ગોથાના ડ્યૂકના છોકરા પ્રિન્સ ઑલ્બર્ટ સાથે લગ્ન કર્યું. પ્રિન્સ ઑલ્બર્ટનો સ્વભાવ ઘણો મિલનસાર હતો તેથી એ લગ્ન પ્રજાપ્રિય થયું હતું. વિકટોરીઆના ઇંગ્લંડની ગાદીપર આવવાથી ઇંગ્લૅંડનો હૅનોવર સાથનો સંબંધ તૂટયો. કારણકે હૅનોવરમાં એવો કાયદો હતો કે સ્ત્રીને હૅનોવરની ગાદી મળે નહિ. ૧લા જ્યૉર્જથી ૪થા વિલિઅમ સુધીના બધા રાજા ઇંગ્લૅંડ અને હૅનોવર

બંનેના રાજા હતા. પણ વિકટોરીઆ સ્ત્રી હોવાથી હૅનોવરની ગાદી ૩જા જ્યૉર્જના સૌથી કનિષ્ટ પુત્ર અર્નેસ્ટ ડ્યૂક ઑફ કુંબરલૅંડને મળી.

**વિકટોરીઆએ રાજ્યકારભાર સંબંધમાં ફેરવેલું દ્રષ્ટિબિંદુ.**—આગળના રાજ્યકર્તાઓ ઇંગ્લૅંડના બે રાજ્યદ્વારી પક્ષમાંથી એકને ટેકો આપતા હતા, તેથી વિરૂધ્ધ પક્ષને તેઓ અપ્રિય થતા હતા. વિકટોરીઆએ પોતાનું ધોરણ જુદુંજ રાખ્યું તેથી તે બંને પક્ષોને અને આખા દેશને પ્રિય થઇ પડી. તેનું ધોરણ એવું હતું કે રાજ્યકર્તાએ કોઇપણ પક્ષમાં જોડાવું નહિ, પક્ષાભિમાન રાખવું નહિ, તટસ્થ રહેવું અને રાજ્યકારભાર વ્યવસ્થિત રીતે ચલાવવામાં મદદ કરવી. આ ધ્યેય રાખી તેણે તે પ્રમાણે આચરણ કર્યું તેથી તે ઘણી લોકપ્રિય થઈ. એથી ઇંગ્લિશ પ્રજા પણ સમજવા લાગી કે રાજ્યકર્તાની સંસ્થા એટલે દેશની ઉન્નતી અને સામ્રાજ્યનું સંગઠ્ઠન કરનારી સંસ્થા. આમ તટસ્થપણાની રાજ્યનીતિ રાખવા છતાં પ્રસંગ આવે પ્રધાનોનો મત બાજુએ મૂકી પોતાના અભિપ્રાય પ્રમાણે ચાલવાની દ્રઢતા વિકટોરીઆ બતાવતી.



મહારાણી વિકટોરીઆ

જુવાન રાણી ગાદીપર આવી ત્યારે દેશમાં સર્વત્ર અસ્વસ્થતા હતી. આયર્લૅંડ પોતાની પાર્લમેન્ટ પાછી છૂટી કરવા માંગતું હતું. આઇરિશોનો સરદાર ઓકોનેલ હતો. તેને વ્હિગ પક્ષનો ટેકો હતો. તેમજ ઇંગ્લૅંડમાં પણ અસંતોષ હતો. સુધારાના કાયદાથી જે ફાયદાની આશા કામગાર વર્ગે રાખી હતી તે ફળી નહોતી. મજૂરીનો દર ઓછો હતો. અનાજની આયાતપર કર ભારે હતો, તેથી મોંઘ-

વારી ઘણી હતી અને ગુજરાન ચલાવવું મુશ્કેલ થઈ પડયું હતું. ૧૮૩૮માં વિલિઅમ લોવેટ નામના ગૃહસ્થે 'ચારટિસ્ટ મૂવમેન્ટ' નામની સંસ્થા સ્થાપી. આ સંસ્થાના સભાસદો 'ધી ચારટિસ્ટ્સ' કહેવાતા હતા. તેઓએ એક ખરડો તૈયાર કર્યો, તેમાં પાંચ માંગણી હતી, (૧) પાર્લમેન્ટની ચુંટણી માટે દરેક ઉમ્મરે આવેલા માણસને મતાધિકાર, (૨) મત આપવાની ગુપ્ત પધ્ધત્તિ (Ballot), (૩) દર વર્ષે નવી પાર્લમેન્ટની ચુંટણી, (૪) પ્રતિનિધિની લાયકાતમાં ફેરફાર, (૫) અને પાર્લમેન્ટના મેમ્બરોને પગાર. આ સુધારાની માંગણીઓ રીતસરની હતી અને ચળવળ કાયદેસર રીતે ચલાવવાની યોજના હતી. પણ ૧૮૩૯માં તેમાંના કેટલાક મગજના ફાટેલા માણસોએ નવી સંસ્થા કાઢી દમદાટી આપી અને ટંટાફિસાદ કરી સુધારા કરાવવાનો નિશ્ચય કર્યો. ત્યારે સરકારે કડક ઉપાયો લઇને સંસ્થા દાબી દીધી.

હવેથી રાજ્યદ્વારી પક્ષો વ્હિગ અને ટોરીને બદલે લિબરલ અને કૉન્ઝરવેટિવ એ નામે ઓળખાવા લાગ્યા. મેલબોર્નના લિબરલ પ્રધાન મંડળે મ્યુનિસિપલ ઍક્ટ (૧૮૩૫), આઇરિશ ટાઇધ કૉમ્યુટેશન ઍક્ટ (૧૮૩૬), પેની પોસ્ટેજ ઍક્ટ (૧૮૩૯), એ મહત્ત્વના કાયદાઓ ઘડયા. આ પ્રધાનમંડળને અફગાનિસ્તાન સાથે લડાઇમાં અને કૅનેડામાં ઇંગ્લિશ અને ફ્રેન્ચ સંસ્થાનવાસીઓની લડાઇમાં લક્ષ આપવું પડયું. ગુલામોને સ્વતંત્ર કરવાની બાબતમાં પાર્લમેન્ટમાં ભારે તકરાર મચી રહી હતી. તેને પરિણામે લિબરલોનું મતાધિક્ય કમી થઇ ગયું હતું. ૧૮૪૧માં નવી ચુંટણી થઈ તેમાં કૉન્ઝરવેટિવોનું મતાધિક્ય થયું.


મેલબોર્ન

**પીલ.**—ત્યારે વિક્ટોરીઆએ પીલને પ્રધાનમંડળ રચવાનું કહ્યું. પીલને પાર્લમેન્ટના વહીવટનો સારો અનુભવ હતો. ૧૮૦૯માં પ્રથમ

આયર્લૅંડ તરફથી પાર્લમેન્ટમાં નીમાઈ ૧૮૪૧ સુધીમાં ઉંચા હોદ્દાઓ ભોગવી પ્રધાનમંડળના મંત્રી તરીકે પણ સારો અનુભવ મેળવ્યો હતો. ડીઝરાયલી અને ગ્લૅડસ્ટન જેવા રાજ્યનીતિજ્ઞ પુરૂષો એનાજ શાગિર્દો હતા. એનું પ્રધાનમંડળ ૧૮૪૧થી ૧૮૪૬ સુધી ચાલ્યું હતું. ડ્યૂક ઑફ વેલિંગટન, લૉર્ડ સ્ટૅન્લી, લૉર્ડ પામર્સ્ટન, અને ગ્લૅડસ્ટન જેવા મુત્સદ્દીઓ એના મંત્રીમંડળમાં હતા. આ પ્રધાનમંડળની કારકીર્દીમાં ઘણી મહત્વની બીનાઓ બની હતી. અમેરિકાના સંયુક્ત સંસ્થાન અને કૅનેડા વચ્ચે સરહદ બાબત ટંટો ચાલતો હતો. અફગાનિસ્તાન સાથે લડાઇ થવાની વકી હતી. ખુદ ઇંગ્લૅંડની સ્થિતી પણ ચિંતાજનક હતી. વેપારધંધો મંદ હતો. દિવસે દિવસે રાજ્યની ઉપજ ખર્ચનો મેળ મળતો નહોતો. ઉપજ વધારવા માટે પીલે ૧ પાઉન્ડે ૭ પેન્સ કર મૂક્યો. એ કરથી ઉપજ એટલી સારી થઈ કે લગભગ ૧૦૦૦ જણસો ઉપરનો કર કમી કરી શકાયો, અને આશરે ૬૦૦ ચીજ ઉપરનો કર કાઢી નાખી શકાયો. આથી કારખાનાનો માલ સોંઘો ઉત્પન્ન થવા લાગ્યો. અને બીજી રીતે પણ સોંઘવારી થઈ. પૈસાની લેવડદેવડ સહેલી કરવા માટે ૧૮૪૪માં બૅંક માટે ચાર્ટર ઍક્ટ પાસ કરી બૅંકની ચલણી નોટ બાબે વ્યવસ્થા કરી.



પીલ

**'ઍન્ટી કૉર્ન-લૉ લીગ'–અનાજપરના કર વિરૂધ્ધ મંડળ.**—આ વખતે ઇંગ્લૅંડમાં ઘણો ખળભળાટ ચાલી રહ્યો હતો. પરદેશથી આવતા અનાજ ઉપરના કરથી ગરીબ લોકોને ગુજરાન કરવું ઘણું મુસ્કેલ પડતું હતું. તેથી મૅંચેસ્ટરના કેટલાક વેપારીઓએ એ કર વિરૂધ્ધ ચળવળ ચલાવવા એક મંડળ ઉભું કર્યું. તેનું નામ 'ઍન્ટી કૉર્ન-લૉ લીગ'. આ ચળવળના નેતાઓમાં કૉબ્ડન અને બ્રાઇટ નામના બે પ્રસિધ્ધ વક્તાઓ હતા. એ બંનેએ દેશને એક છેડેથી

બીજા છેડા સુધી ફરી વળી સંરક્ષિત વેપારી રાજનીતિ વિરૂધ્ધ અને ખુલ્લા વેપારની તરફ લોકમત કેળવવા પ્રયત્ન કર્યા. ૧૮૪૧માં કૉબ્ડન અને ૧૮૪૬માં બ્રાઇટ પાર્લમેન્ટમાં ચુંટાઇ આવ્યા, ત્યાં તેઓએ એ બાબતસંબંધે જોસથી ચળવળ શરૂ કરી.

**આયર્લૅંડમાં દુકાળ, (૧૮૪૫).**—અનાજ ઉપરનો કર કાયમ રાખવાની શરતે પીલે પ્રધાનમંડળ રચ્યું હતું. પણ ૧૮૪૪માં કેટલાક પ્રધાનોના મતવિરૂધ્ધ તેણે કર કમી કર્યો, અને એ કર તદ્દન કાઢી નાખવાથી દેશનું હિત થશે એવી તેની ખાત્રી થઈ હતી. ૧૮૪૫માં આયર્લૅંડમાં મોટો દુકાળ પડયો. બટાટાનો પાક નિષ્ફળ ગયો હતો, અને બટાટા એ આયર્લૅંડની અરધી વસ્તીનો મુખ્ય ખોરાક હતો. ઈંગ્લૅંડમાંજ પુરતું અનાજ ન હોવાથી ત્યાંથી અનાજ મોકલી શકાય એમ નહોતું માટે પરદેશથી આવતા ધાન્ય ઉપરનો કર કમી કરી તે મંગાવવાનો પીલનો વિચાર હતો, પણ તેના અનુયાયીઓ તેની વિરૂધ્ધ હતા. તેથી પીલે રાજીનામું આપ્યું. ત્યારે લૉર્ડ જૉન રસેલે લિબરલ પ્રધાનમંડળ રચવા કોશિશ કરી. પણ તેનો મત પણ અનાજ ઉપરનો કર તદ્દન કાઢી નાખવાની તરફેણમાં હતો, તેથી તે પ્રધાનમંડળ ગોઠવી શકયો નહિ, તેથી પીલ પાછો અધિકારે આવ્યો. અનાજ ઉપરનો કર સમૂળગો કાઢી નાખવાનો પીલનો મત હતો. તેના પક્ષના મોટા ભાગનો મત તે વિરૂધ્ધ હતો. ત્યારે ૧૮૪૬માં લિબરલ પક્ષની મદદથી તેણે તે કર રદ કર્યો. તે માટે તેનાજ પક્ષવાળાઓએ આયર્લૅંડમાં ચાલી રહેલા ટંટાબખેડા દાબી દેવા માટે જ્યારે પીલે જાપ્તાનો એક કાયદો ઘડયો ત્યારે લિબરલોની સાથે મળી જઈ તે બિલ ઉરાડી દીધું, એટલે ૧૮૪૬માં પીલે રાજીનામું આપ્યું.

આ પ્રમાણે વેપારની રાજ્યનીતિની બાબતમાં કૉન્ઝરવેટિવ પક્ષમાં બે તડ પડયાં. બૅંટિંક, સ્ટૅન્લી, અને ડીઝરાયલી સંરક્ષિત વ્યાપારની બાજુમાં હતા, ત્યારે વેલિંગટન, લૉર્ડ ઍબર્ડીન, ગ્લૅડસ્ટન વગેરે ખુલ્લા વેપારની તરફ હતા. તેથી ૧૮૪૬માં લિબરલ પક્ષ અધિકારે આવ્યો અને લૉર્ડ જૉન રસેલ વડો પ્રધાન થયો.

ત્યાર પછીના વીસ વર્ષમાં ઈંગ્લૅંડના રાજ્ય પ્રકરણમાં બંને

મોટા પક્ષોમાં પેટાપક્ષો પડી ગયા હતા. કૉન્ઝરવેટિવોમાં એક પક્ષ 'પીલાઇટ' કહેવાયો. આ પક્ષ અનાજપરનો કર સમૂળગો કાઢી નાખવા તરફ હતો. આ પેટાપક્ષમાં ઍબર્ડીન અને ગ્લેડસ્ટન મુખ્ય હતા. ૧૮૫૦માં પીલના મૃત્યુ પછી લૉર્ડ ઍબર્ડીન પીલાઇટ પક્ષનો વડો થયો. ત્યારપછી પોતાની હોશીઆરીથી ગ્લૅડસ્ટન વડો થયો હતો. કૉન્ઝરવેટિવના બીજા પેટાપક્ષમાં બેંટિક, સ્ટૅનલી, ડીઝરાયલી વગેરે હતા. તેમજ લિબરલ પક્ષમાં પણ ફાટફુટ હતી. તેઓમાં 'રૅડિકલ' નામનો એક જહાલપક્ષ કૉબ્ડન અને બ્રાઈટનો હતો. એ શિવાય આઇરિશ પક્ષ હતો. આ પક્ષ કોઈવાર એકની સાથે જોડાઈ તો કોઈ વખત બીજા સાથે જોડાઈ પોતાનું કામ કાઢી લેવાની રાજ્યનીતિ રાખતો હતો.

પીલ પછી રસેલનું લિબરલ પ્રધાનમંડળ થયું તે ૧૮૪૭થી૧૮૫૨ સુધી ચાલ્યું. એની કારકીર્દીની મુખ્ય બીનાઓમાં એક ૧૮૪૬–૪૭માં આયર્લૅંડમાં દુકાળ પડયો તે હતી. એ દુકાળમાં ખાવા અન્ન ન મળવાથી હજારો આઇરિશો મરણ પામ્યા. તેથી વધારે રોગોના ભોગ થઈ મરણ પામ્યા. કૉબ્ડન અને બ્રાઈટના અર્થશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે અનાજના ભાવો નીચા રાખવા સરકાર વચ્ચે પડે તો તે છૂટાપણાના વેપારના સિદ્ધાંતની વિરૂદ્ધ ગણાતું હતું. તેથી તે બાબતમાં સરકારે હાથ ઘાલ્યો નહિ. પણ દુકાળીઆઓના નિભાવ અર્થે બચાવનાં બાંધકામો ઉઘાડયાં. પણ તેથી કંઈ ઝાઝો બચાવ થયો નહિ. આમ આયર્લૅંડમાં ઉપરાઉપરી દુકાળ પડવાથી દેશ-ઘણો કંગાલ હાલતમાં આવી ગયો અને ખેતીની સ્થિતિ બગડી ગઈ. હજારો આઇરિશો ભુખમરા અને રોગથી મરણ પામ્યા. અને હજારો લોક દેશ છોડી અમેરિકા વગેરે પરદેશમાં જઈ વસ્યા. આમ આયર્લૅંડમાં ત્રીજા ભાગ જેટલી વસ્તી કમી થઈ ગઈ.

ત્યારપછી આ પ્રધાનમંડળને 'ચાર્ટિસ્ટ' લોકના મંડળ તરફ લક્ષ આપવું પડયું. આ મંડળ કેવી રીતે ઉદ્ભવ્યું અને તેની માગણીઓ શું હતી તે આપણે પાછળ વર્ણવી ગયા છીએ. એ મંડળની ચળવળ ૧૮૩૯માં દાબી દેવામાં આવી હતી. ૧૮૪૮માં ચાર્ટિસ્ટ મંડળ

પાછું જાગી ઉઠયું. તે વખતે આખા યુરોપમાં ક્રાંતિકારક ચળવળ ચાલી રહી હતી. તેનો પવન ઇંગ્લૅંડમાં પણ વાવા લાગ્યો. ચાર્ટિસ્ટ મંડળે એક અરજી તૈયાર કરી તેપર ૭૫ લાખ માણસોની સહીઓ લીધી. આ અરજી તરફ જેઓની સહાનુભૂતિ હોય તે બધાનું એક સરઘસ કાઢી પાર્લૅમેન્ટને અરજી હાથોહાથ આપવાની ઓકોનેરની ઇચ્છા હતી. આવા મોટા સરઘસથી હુલ્લડો થવાની બીક રહેતી હતી. તેથી વડા સેનાપતિ ડયૂક ઑફ વેલિંગટને શાંતિ અને બંદોબસ્ત રાખવા માટે દોઢ લાખની નવી પોલીસ ફોજ ઉભી કરી. અને એવો હુકમ કાઢયો કે વેસ્ટમીન્સ્ટર પુલની બીજી તરફ સરઘસના રૂપમાં કોઇએ જવું નહિ. તેથી એ અરજી સરઘસથી હાથોહાથ આપવાનું બન્યું નહિ, અને તે ગાડી મારફત મોકલવી પડી. આ અરજી બાબત તપાસ ચલાવતાં લગભગ અરધી કરતાં વધારે સહીઓ બનાવટી માલમ પડી. પછી એ ચળવળ દાબી દેવામાં આવી (૧૮૪૮).

લૉર્ડ જૉન રસેલના પ્રધાનમંડળમાં પામર્સ્ટન એ એક હોશિયાર મુત્સદ્દી પરદેશ ખાતાનો સેક્રેટરી હતો. પરદેશ ખાતાનું કામકાજ તેનાજ વિચાર પ્રમાણે ચાલતું. ૧૮૪૮માં યુરોપમાં જે ક્રાંતિકારક ચળવળનો પવન ચાલ્યો તે જર્મની, ઇટલી, ફ્રાન્સ, હંગરી વગેરે દેશોમાં પ્રસર્યો. આ ક્રાંતિકારોનો ઉદ્દેશ પોતાના દેશમાં બિનજવાબદાર રાજ્યસત્તાને બદલે સનદશીર રાજ્યપદ્ધતિ સ્થાપવાનો હતો. તેથી શરૂઆતમાં તે લોકો તરફ પામર્સ્ટનની સહાનુભૂતિ હતી. પણ પછી તેઓને હાથે ઘણા અત્યાચાર થવા લાગ્યા અને સઘળે અરાજકતા થવા લાગી ત્યારે તે તેની વિરૂદ્ધ થયો. ફ્રાન્સના પ્રજાસત્તાક રાજ્યના અધ્યક્ષ લુઈ નેપોલીઅને પાછી રાજસત્તા સ્થાપવા કોશિશ કરી ત્યારે પામર્સ્ટને તેને ટેકો આપ્યો અને લુઇને શહેનશાહ ૩જા નેપોલીઅન તરીકે કબૂલ રાખ્યો. આમ કરવામાં તેણે રાણીની કે બીજા પ્રધાનોની સંમતિ લીધી નહોતી. આ પૂર્વે એક બાબત પ્રસંગે રાણી વિકટોરીઆએ તેને સૂચના આપી હતી કે હવે પછી કોઈપણ બાબતમાં કંઈપણ કરતાં પહેલાં તમારે મને પૂછવું. આ વેળાએ પણ

તેજ ભૂલ કરવા માટે રાણીએ તેને પ્રધાનમંડળમાંથી બરતરફ કર્યો. પછી ફ્રાન્સ ઈંગ્લૅંડપર કદાચ હુમલો લાવે એવી બીક રહેતી હતી, તેથી લશ્કરમાં વધારો કરવા માટે રસેલે એક બિલ પાર્લમેન્ટમાં રજુ કર્યું. પાર્લમેન્ટમાં મોટો ભાગ તેની વિરૂદ્ધ હતો તે જોઈ પામર્સ્ટન એ બિલની વિરૂદ્ધ પડયો. પ્રધાનમંડળની હાર થઈ અને રસેલને રાજીનામું આપવું પડ્યું (૧૮૫૨).

**ડર્બી–ડીઝરાયલીનું પ્રધાનમંડળ.**—આવી રીતે પામર્સ્ટને પ્રધાનમંડળને ઉથલાવી નાંખ્યું, પણ તેના અનુયાયીઓ મોટી સંખ્યામાં ન હોવાથી તે પ્રધાનપદે આવી શકયો નહિ. ત્યારે ડર્બી અને ડીઝરાયલીનું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ અધિકારે આવ્યું. આ વખતે કૉન્ઝરવેટિવ પક્ષે સંરક્ષિત જકાતની રાજ્યનીતિ તજી દીધી હતી. તોપણ પીલાઇટ પક્ષવાળાઓ તેમને મદદ આપવાને બદલે લિબરલો સાથે મળી ગયા, તેથી ૧૮૫૨ના ડીસેમ્બરમાં ડર્બી–ડીઝરાયલીને પ્રધાનવટું છોડવું પડ્યું.

**લૉર્ડ ઍબર્ડીનનું મિશ્ર પ્રધાનમંડળ, (૧૮૫૨–૫૫).**—આ વખતે કૉન્ઝરવેટિવ અને લિબરલ પક્ષના જૂના નેતાઓ મરણ પામ્યા હતા અને નવા પ્રસિદ્ધિમાં આવ્યા હતા. રાણી વિકટોરીઆએ લિબરલોને પોતાનો અંતસ્થ મતભેદ દૂર કરી પ્રધાનપદે આવવાનું આમંત્રણ કર્યું. ત્યારે તેઓએ કૉન્ઝરવેટિવ પક્ષમાંથી ફૂટેલા પીલાઇટો જોડે ઐક્ય કરી એક મિશ્ર પ્રધાનમંડળ રચ્યું. તેમાં પીલનો અનુયાયી લૉર્ડ ઍબર્ડીન વડો પ્રધાન થયો. આ પ્રધાનમંડળમાં ગ્લૅડસ્ટન પાસે તીજોરી ખાતું હતું. રસેલ આમની સભાનો નેતા હતો. પામર્સ્ટન સ્વદેશ ખાતાનો પ્રધાન હતો. લૉર્ડ કલૅરેનડન પરદેશ ખાતાનો પ્રધાન હતો. આમ આ પ્રધાનમંડળમાં કસાયલા મુત્સદ્દીઓ હતા. ગ્લૅડસ્ટને સંરક્ષિત જકાતના કાયદા કાઢી નાખી ઈંગ્લૅંડને ખુલ્લા વેપારનો દેશ બનાવી દીધો. પરદેશી રાજ્યનીતિમાં પૂર્વ અને દક્ષિણ યુરોપમાં રૂશીઆ ફાલતું જતું હતું તે તરફ ઈંગ્લૅંડને લક્ષ આપવું પડ્યું અને ટર્કીને મદદ કરવાનું પ્રધાનમંડળે ઠરાવ્યું. આ વખતે ફ્રાન્સ પણ ટર્કીની મદદમાં ઈંગ્લૅંડ સાથે જોડાયું, અને ક્રીમીઅન વિગ્રહ ૧૮૫૪–૧૮૫૬ના બે વર્ષ સુધી ચાલ્યો. આ

વિગ્રહના બંદોબસ્તમાં કેટલીક ગેરવ્યવસ્થા થવાથી પ્રધાનમંડળપર ટીકા થઈ તેથી ઍબર્ડીન અને પીલના પેટાપક્ષવાળાઓને રાજીનામાં આપવાની ફરજ પડી (૧૮૫૫).

**પામર્સ્ટનનું પહેલું પ્રધાનમંડળ, (૧૮૫૫-૧૮૫૮).—** લૉર્ડ ઍબર્ડીન પછી પામર્સ્ટન વડો પ્રધાન થયો. ૧૮૫૫થી ૧૮૬૫ સુધીના દશ વર્ષમાં રાજ્યમાં પામર્સ્ટન જે કહે તે થાય એવી સ્થિતિ હતી. આગળનો વડો પ્રધાન લૉર્ડ રસેલ આ પ્રધાનમંડળમાં હતો. પણ તેને પામર્સ્ટન સાથે બન્યું નહિ માટે તેણે રાજીનામું આપ્યું. ૧૮૫૭માં પામર્સ્ટને ચીન સાથે વિગ્રહ ચલાવ્યો. પણ એ વિગ્રહના પ્રશ્ન ઉપર કૉબ્ડનની દરખાસ્તથી આમની સભામાં તેની હાર થઈ ત્યારે પામર્સ્ટને પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી ચુંટણી કરાવી. એ નવી ચુંટણીમાં તેનું મતાધિક્ય થયું, એટલે તે પ્રધાનપદે ચાલુ રહ્યો. પણ ઑર્સિની નામના એક માણસે ૩જા નેપોલીઅનને ઠાર કરવાનું એક કાવત્રું ઇંગ્લૅંડમાં રચ્યું હતું. ફ્રેન્ચ સરકારની સૂચના ઉપરથી એ કાવત્રાંમાં ભાગ લેનારા બધા માણસોને જન્મકેદની શિક્ષા કરવા માટે તેણે પાર્લમેન્ટમાં એક બિલ આણ્યું. પણ કૉન્ઝરવેટિવો, પીલાઇટો અને લિબરલોએ મળી જઈ તે બિલ ઉરાડી દીધું. ત્યારે ૧૮૫૮માં પામર્સ્ટને રાજીનામું આપ્યું, એટલે ડર્બી-ડીઝરાયલીનું પ્રધાનમંડળ થયું. પણ આમની સભામાં તેઓનું સ્વતંત્ર મતાધિક્ય નહોવાથી તેઓથી પ્રધાનપદે ઝાઝી વાર ટકી શકાયું નહિ. તેઓએ ૧૮૫૯માં રાજીનામું આપ્યું.

**પામર્સ્ટનનું બીજું પ્રધાનવટું, (૧૮૫૯–૧૮૬૫).—** હવે ૧૮૫૯માં પામર્સ્ટનનું બીજી વાર લિબરલ પ્રધાનમંડળ થયું. પામર્સ્ટનની કારકીર્દીમાં ગ્લૅડસ્ટન ઘણો પ્રસિધ્ધિમાં આવ્યો. આ વખતે યુરોપમાં મહત્ત્વના ફેરફાર ચાલી રહ્યા હતા. સાર્ડિનીઆના રાજા વિક્ટર ઈમૅન્યુઅલે ઇટલીને એકત્ર કર્યું હતું (૧૮૬૧). અને જર્મનીનાં જુદાંજુદાં રાજ્યો એક થઈ જવા લાગ્યાં હતાં. ગુલામગીરીના સવાલ માટે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં ૧૮૬૧થી ૧૮૬૫ સુધી આંતર મુલ્કી વિગ્રહ થયો હતો. આ બધી બાબતોપર

પામર્સ્ટનના પ્રધાનમંડળને લક્ષ આપવું પડ્યું હતું. પણ આ બધા પરદેશી ટંટાઓમાં પામર્સ્ટને તટસ્થપણાનું ધોરણ રાખ્યું હતું.

**પામર્સ્ટનનું ચરિત્ર, (૧૮૦૭-૧૮૬૫).**—પામર્સ્ટન ૧૮૦૭માં પહેલી વાર પાર્લમેન્ટમાં ચુંટાઈ આવ્યો ત્યારથી એની રાજ્યદ્વારી જિંદગી શરૂ થઈ તે ૧૮૬૫માં તેના મૃત્યુ પર્યંત ટકી હતી. અને



લૉર્ડ પામર્સ્ટન

લગભગ સાઠ વર્ષ સુધી રાજકાજમાં એણે ભાગ લીધો હતો. દશ પ્રધાનમંડળમાં એ મંત્રી હતો. સ્વદેશ ખાતાંનાં, પરદેશ ખાતાંનાં વગેરે જોખમદારીનાં કામો તેણે કર્યાં હતાં. તેનો સ્વભાવ ઉમદા હોવાથી બધાપર તે પોતાની છાપ પાડી શકતો હતો. ગમે તેવી મુશ્કેલ સ્થિતિમાં તે ડગમગતો નહિ. ધડડ કરીને હિંમત અને ઉત્સાહથી રસ્તો કાઢતો, તેથી તેના પ્રતિપક્ષીઓ પણ તેનાં વખાણ કરતા. ૧૮૩૨ના સુધારાના કાયદા પછી પાર્લમેન્ટમાં વધુ સુધારણાની જરૂર નથી એમ તે પ્રમાણિકપણે માનતો હતો.

**રસેલનું મંત્રીમંડળ અને પાર્લમેન્ટના સુધારાની ચળવળ, (૧૮૬૫-૬૬).**—પામર્સ્ટન પછી લૉર્ડ રસેલે લિબરલ પ્રધાનમંડળ રચ્યું. તે ઉમરાવોની સભાનો સભાસદ હોવાથી આમની સભામાં નેતાપણું ગ્લૅડસ્ટનને મળ્યું. પાર્લમેન્ટની સુધારણાની ચળવળ તરફ ગ્લૅડસ્ટનની સહાનુભૂતિ હતી. ૧૮૩૨ના કાયદાથી વ્હિગો સંતોષ પામ્યા હતા. પણ રૅડિકલો તેને પૂરતો ગણતા નહોતા. વધુ સુધારાની તેઓ તરફથી જોસભેર ચળવળ ચાલી. ગ્લૅડસ્ટને એ સવાલ ખાસ હાથપર લીધો. અને ૧૮૬૬માં તેણે એક સુધારાનું બિલ આમની સભામાં રજુ કર્યું. પણ પામર્સ્ટનવાળાઓ અને કૉન્ઝરવેટિવો જોડાઈ જવાથી તેની હાર થઈ, તેથી પ્રધાનમંડળને રાજીનામું આપવું પડ્યું.

**ડર્બી-ડીઝરાયલીનું પ્રધાનમંડળ, (૧૮૬૬-૬૮).**—પછી ડર્બી-ડીઝરાયલીનું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ થયું. એ બંને નેતાઓને સુધારાની જરૂર લાગતી હતી અને તેઓ સુધારો કરવા માગતા હતા. તેથી લૉર્ડ સૉલ્સબરી વગેરે આગેવાનો પ્રધાનમંડળમાંથી નીકળી ગયા. તેઓના નીકળી ગયા પછી ડર્બી-ડીઝરાયલીએ બીજું રીફૉર્મ બિલ પાર્લમેન્ટમાં રજુ કર્યું, અને લિબરલોના ટેકાથી ૧૮૬૭માં તે પસાર કરાવ્યું.

**બીજો સુધારાનો કાયદો, (૧૮૬૭).**—આ કાયદાથી પાર્લમેન્ટની ઘટનામાં મહત્ત્વના સુધારા થયા. આ કાયદાથી શહેરોમાં ઘરોના માલીકો ઉપરાંત વરસ દહાડે ૧૦ પાઉન્ડ જેટલું ભાડું ભરનારાને મતાધિકાર મળ્યો. તેજ પ્રમાણે પરગણાંમાં ગણોતીઆઓને પણ મતાધિકાર મળ્યો હતો. આમ મતદાર સંઘ વિસ્તૃત થવાથી કામગાર વર્ગના પ્રતિનિધિઓ પણ પાર્લમેન્ટમાં આવવા લાગ્યા; તેથી પાર્લમેન્ટ સમક્ષ આવતા સવાલોમાં પણ ઘણો ફેર થવા લાગ્યો. આમ પાર્લમેન્ટમાં નવું તત્વ અને ઉત્સાહ આવ્યાં. આગળના નેતાઓ મરી પરવાર્યા હતા, અને કેટલાક રાજકાજમાંથી ખસી ગયા હતા, એટલે ડીઝરાયલી અને ગ્લૅડસ્ટન જેવા તરૂણ રાજ્યદ્વારીઓના હાથમાં રાજ્યની લગામ આવી. તેઓએ પૂર્વપરંપરાનુંસાર રાજ્યકારભાર ઘણી દક્ષતા અને મુત્સદ્દીપણાથી ચલાવ્યો હતો.

**ગ્લૅડસ્ટન અને ડીઝરાયલી.**—ગ્લૅડસ્ટન જન્મે સ્કૉચ હતો. તેણે ઈટન અને ઑક્સફર્ડમાં કેળવણી લીધી હતી. ૨૩ વરસની નાની ઉમ્મરે ટોરી પક્ષ તરફથી પાર્લમેન્ટમાં દાખલ થયો હતો. પોતાની હોશીઆરીથી તેણે પીલનું ધ્યાન ખેંચ્યું. પીલે તેને પ્રધાનમંડળમાં લીધો. પછી અનાજ ઉપરની જકાતની રાજ્યનીતિની બાબતમાં મતભેદ થવાથી પીલની સાથે તેણે પણ કૉન્ઝરવેટિવ પક્ષ છોડયો, ને 'પીલાઈટ' થયો. પછી લિબરલ પાર્ટીમાં જોડાયો.



ગ્લૅડસ્ટન

લૉર્ડ ઍબર્ડીન અને લૉર્ડ પામર્સ્ટનના પ્રધાનમંડળમાં તેણે ચૅન્સેલર ઑફ ધી એક્સચેકર તરીકે બહુ સારી નામના મેળવી હતી. ડીઝરાયલી જાતનો યાહુદિ હતો. અને ઘણો વખત ઈટલીમાં રહ્યો હતો. તેણે નાનપણમાં કંઈ શિક્ષણ લીધું નહોતું. નાનપણમાં રસીલા છેલબટાઉ તરીકેજ તેની ખ્યાતિ હતી. તે ઈંગ્લૅંડની પાર્લમેન્ટમાં દાખલ થવાના ચાર પાંચ પ્રયત્નોમાં નિષ્ફળ નીવડયો હતો. પણ છેવટે ૧૮૩૭માં ચુંટાયો. તે પક્ષે ટોરી હતો. છેવટ સુધી કૉન્ઝરવેટિવજ રહ્યો હતો. પાર્લમેન્ટમાં તેનું પ્રથમ ભાષણ હાંસીને પાત્ર થયું હતું પણ ધીમેધીમે તે પોતાની છાપ પાડી શક્યો હતો. લૉર્ડ ડર્બીની સંરક્ષિત વેપારની રાજ્યનીતિને તેણે મજબુત ટેકો આપ્યો હતો. ૧૮૪૬થી ૧૮૬૬ સુધીમાં લિબરલ પક્ષની સાથે



ડીઝરાયલી

બાથ ભીડવામાં તે બૅંટિંક અને ડર્બીને ઘણો કામ લાગ્યો હતો. પહેલાંના વૃધ્ધ મુત્સદ્દીઓ અને નેતાઓના મરણ પામવા પછી ૧૮૬૩થી ગ્લૅડસ્ટન અને ડીઝરાયલી લિબરલ અને કૉન્ઝરવેટિવ પક્ષોના નેતા થયા. ત્યારપછીના વીસ વર્ષ આ બે નિપૂણ રાજ્યદ્વારી-ઓના દ્વંદ યુધ્ધનાં વર્ષો હતાં એમ કહીએ તો ચાલે. બંનેની ભાષણ શૈલીની અને શ્રોતાજનોના મનહરણ કરી લેવાની શક્તિ અવર્ણનીય હતી. રાજકારભાર શિવાયની બીજી બીજી બાબતોમાં બંનેએ સારી નામના સંપાદન કરી હતી. ડીઝરાયલીએ એક રાજદ્વારી કાદંબરી લખી છે. ગ્લૅડસ્ટન બાહોશ લેખક હતો. મહાન ભાષણ યોધ્ધો હતો. વિષય પ્રતિપાદન કરવાની શૈલીથી અને યોગ્ય શબ્દ યોગ્ય ઠેકાણે ઘાલવાની કુનેહથી શ્રોતાજનોને તે પોતાના કરી લેતો. ત્યારે ડીઝરાયલી પ્રતિપક્ષિઓની દલીલમાંના નબળા ભાગોને પકડી પીંખી નાખી તેમને મ્હાત કરતો.

૧૮૬૮માં લૉર્ડ ડર્બીના રાજીનામા પછી ડીઝરાયલી મુખ્ય પ્રધાન થયો. પણ તેજ વર્ષે નવી પાર્લમેન્ટ ચુંટાવાની હતી, તે ચુંટાઈ તેમાં તેનું મતાધિક્ય ન થયું, એટલે તેને રાજીનામું આપવું પડયું. ત્યારે લિબરલ પક્ષ અધિકારે આવ્યો અને ગ્લૅડસ્ટન વડો પ્રધાન થયો.

**ગ્લૅડસ્ટનનું પહેલું કારભારૂં, (૧૮૬૮–૧૮૭૪).**—તેનું પ્રધાનવટું ૧૮૬૮થી ૧૮૭૪ સુધી ચાલ્યું. આ પ્રધાનમંડળમાં બ્રાઈટ પણ હતો અને તેની પાસે 'બોર્ડ ઑફ ટ્રેડ'—વેપાર ખાતાનું કામ હતું. લૉર્ડ ગ્રેનવિલ પરદેશ ખાતાનો પ્રધાન હતો. ગ્લૅડસ્ટને તેના કારભારમાં દેશમાં ઘણા સુધારા કર્યા. ૧૮૭૦માં 'એજ્યુકેશન ઍક્ટ'—કેળવણી સંબંધે કાયદો કર્યો. આ પૂર્વે પ્રાથમિકશાળાઓ ખાનગી સંસ્થા અને વ્યકતીઓ ચલાવતાં હતાં. આ કાયદાએ પ્રત્યેક જિલ્લામાં સ્કૂલ બોર્ડ નીમી, શિક્ષણ માટે કર મૂકવાની તેને સત્તા આપી અને નાનાં છોકરાંને ફરજીઆત શાળામાં લાવવાની ગોઠવણ કરી. આ શિવાય શિક્ષણ વિષયમાં બીજો સુધારો કર્યો તે એ કે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજના વિશ્વવિદ્યાલયમાં જેઓને શિષ્યવૃત્તિ મળતી તેઓપર કેટલા ધાર્મિક નિર્બંધ હતા તે કાઢી નાંખ્યા. તેમજ

મજૂર વર્ગના સંઘ સ્થપાય તે કાયદેસર છે એમ ઠરાવ્યું. વળી ચુંટણી વખતે મત આપનારા પોતાની ઇચ્છા પ્રમાણે મત આપી શકે અને કોણે કોને મત આપ્યો છે તેની ખબર ન પડે તેટલા માટે 'બૅલટ ઍક્ટ' પસાર કર્યો (૧૮૭૨).

**સૈન્યમાં સુધારા.**—ગ્લૅડસ્ટનના પ્રધાનમંડળે ૧૮૭૧માં લશ્કરી સુધારાનો એક કાયદો કર્યો. પૈસા આપીને સૈન્યમાં અધિકારીની જગા મેળવવાનો રિવાજ હતો તે બંધ પાડયો. કાયમ સૈન્યની મુદ્દતમાં ફેરફાર કરી અમુક મુદ્દત પછી સૈનિકો 'રીઝર્વ'—અનામત સૈનિકો તરીકે પાંચ વર્ષ સુધી નોકરી કરે એમ ઠરાવ્યું. આમ કરવાથી કાયમની ફોજ ઘણી મોટી કરવાનું બની શક્યું.

વળી આયર્લૅંડમાં ધાર્મિક સુધારો કર્યો. ત્યાંના પ્રૉટેસ્ટન્ટ ધર્મને સરકારી મદદ મળતી હતી તે બંધ કરી (૧૮૬૯).

**આયર્લૅંડમાં જમીન સંબંધે કાયદો, (૧૮૭૦).**— આપણે પાછળ જોઈ ગયા છીએ કે આયર્લૅંડમાં ઉપરાઉપરી દુકાળો પડવાથી ખેડુતોની સ્થિતિ ઘણી દુ:ખી થઈ પડી હતી. આખો દિવસ કામ કરતાં તેઓને પેટપૂર ખાવાનું પણ મળતું નહોતું. માટે તેઓની સ્થિતિ સુધારવા માટે ગ્લૅડસ્ટને ૧૮૭૦માં 'આઇરિશ લૅન્ડ ઍક્ટ'.—આયર્લૅંડની જમીન સંબંધે કાયદો પસાર કર્યો. તેમાં એવું ઠરાવ્યું હતું કે ખેડુત જમીનમાં જે સુધારા કરે તેનો ખર્ચ માલીકે આપવો અને ગણોત ભર્યા કરે ત્યાં સુધી માલીકથી તેને કાઢી મૂકાય નહિ. જો માલીક કહાડી મૂકે તો તેણે ખેડુતને નુકસાની ભરી આપવી.

આમ ગ્લૅડસ્ટન દેશમાં સુધારા કરતો હતો ત્યારે યુરોપમાં મોટી ધમાધમી ચાલી રહી હતી. ૧૮૭૦માં ફ્રૅંકો-જર્મન યુધ્ધ થયું. ૧૮૫૬માં થયેલી પૅરિસની સંધિની વિરૂધ્ધ જઈ રૂશીઆએ કાળા સમુદ્રમાં પોતાની મનવારો રાખવા માંડી હતી. યુરોપની આ ધમાધમીમાં ગ્લૅડસ્ટને તટસ્થપણાંનું ધોરણ રાખ્યું હતું.

**ગ્લૅડસ્ટન પ્રધાનમંડળની પડતી, (૧૮૭૪).**—ગ્લૅડસ્ટને જે નાના પ્રકારના સુધારા કર્યા હતા તે ઘણા લોકોને પસંદ પડયા

નહોતા. કૉન્ઝરવેટિવ પક્ષ તો વિરૂધ્ધ હતોજ. લિબરલ પક્ષના જહાલ વિભાગને તે અપૂર્ણ લાગતા હતા. પ્રાથમિક શિક્ષણ સંબંધમાં ઘાલેલાં નિબંધો નૉન-કૉન્ફૉર્મિસ્ટોને ગમતા નહોતા. પરદેશી રાજ્યનીતિપર પણ ટીકા થતી હતી. આવી સ્થિતિનો લાભ લઈ ડીઝરાયલીએ ગ્લૅડસ્ટન વિરૂધ્ધ હુમલા શરૂ કર્યા. ગ્લૅડસ્ટનની રાજ્યનીતિ ઉપર ટીકા કરતાં ડીઝરાયલી કહેતો કે બ્રિટિશ સામ્રાજ્યનું શ્રેષ્ઠત્વ કાયમ રાખવું હોય અને આ સામ્રાજયના નિરનિરાળા ભાગોને સંગઠિત રાખવા હોય તો ઇંગ્લૅંડે કૉન્ઝરવેટિવ ધોરણ રાખવું જોઇએ. પરિસ્થિતિ આવી હતી તેવામાં ૧૮૭૪માં પ્રધાનમંડળમાં કોઈ બાબતમાં મતફેર થયો ત્યારે ગ્લૅડસ્ટને પાર્લમેન્ટ બરખાસ્ત કરી, અને નવી ચુંટણી કરાવી. તેમાં ગ્લૅડસ્ટનની હાર થઈ અને કૉન્ઝરવેટિવ મતાધિક્ય થયું, એટલે ગ્લૅડસ્ટને રાજીનામું આપ્યું.

**ડીઝરાયલીનું પ્રધાનમંડળ (૧૮૭૪-૧૮૮૦).**—આવી રીતે ૧૮૪૧ પછી ૩૩ વર્ષે કૉન્ઝરવેટિવ પક્ષ પાછો અધિકારે આવ્યો. ડીઝરાયલીના આ પ્રધાનમંડળમાં લૉર્ડ ડર્બી પરદેશ ખાતાનો પ્રધાન હતો, લૉર્ડ સૅાલ્સબરી હિંદુસ્થાન ખાતાનો સેક્રેટરી હતો, લૉર્ડ નૉર્થકોટ વડો ખજાનચી, અને લૉર્ડ ક્રૉસ સ્વદેશ ખાતાનો પ્રધાન હતો.

ગ્લૅડસ્ટને આરામ માટે થોડો સમય રાજકાજમાંથી રજા લીધી ત્યારે લૉર્ડ હાર્ટિંગટન લિબરલ પક્ષનો નેતા થયો. તેને અને બીજા એક લિબરલ આગેવાન ચેમ્બરલૈનને બન્યું નહિ. એટલે લિબરલ પક્ષમાં ફાટફૂટ થઈ. આ વખતે 'હોમરૂલ ચળવળ'—આયર્લૅંડને સ્વરાજ્ય આપવાના પ્રશ્ને ઘણું જોસ પકડ્યું હતું. પાર્લમેન્ટમાં આયરિશ પક્ષનો નેતા પારનેલ હતો. આયર્લૅંડને 'હોમરૂલ' ન મળે ત્યાંસુધી પાર્લમેન્ટનું ગાડું અટકાવવા તેઓ તરફથી પ્રયત્નો ચાલી રહ્યા હતા. દરેક પ્રશ્નપર લાંબાં લાંબાં ભાષણો કરી કાળક્ષેપ કરી તેઓ કામકાજમાં હરકત નાંખતા હતા. નવા પ્રધાનમંડળને એ પક્ષને પણ પહોંચીવળવાનું હતું.

આમ લિબરલ અને આયરિશ પક્ષો તરફથી હરકતો થતી હતી તોપણ ચુંટણી વખતે આપેલાં વચનો પાળી ઘણા સુધારા કૉન્ઝર-

વેટિવ પ્રધાનમંડળે કર્યા. કારખાના સંબંધમાં, આરોગ્ય બાબત, નવી થયેલી ટ્રેડ યુનિઅન સંસ્થાઓના કાયદેસરપણા બાબત, જમીનના વેચાણ બાબત, વેપારી વહાણોના ખલાસીના સંરક્ષણ બાબત, મજૂર વર્ગને રહેવાની ચાલીઓ સંબંધમાં, એવા એવા ઘણા મહત્ત્વનાં કાયદા તેણે પસાર કર્યા. આમ અંતસ્થ સ્થિતિમાં સુધારા કર્યા તેમજ પરદેશી રાજપ્રકરણમાં પણ બહુ સારૂં ધ્યાન આપ્યું. ૧૮૭૬માં ટર્કીએ બલ્ગેરીઆપર કરેલા જુલમ માટે રૂશીઆએ ટર્કીપર સ્વારી કરી. તેમાં રૂશીઆની જીત થઈ. હવે ટર્કીનું પાયતખ્ત કૉન્સ્ટૅન્ટીનોપલ જો રૂશીઆના હાથમાં જાય તો એશિઆમાં ઈંગ્લૅંડના લાભોને ઘણું નુકસાન પહોંચવાનો સંભવ હતો. તેથી ૧૮૭૮માં થયેલા બર્લિનના તહનામાંમાં વચ્ચે પડી ડીઝરાયલીએ ઇંગ્લૅંડનું હિત સાધી લીધું.

પછી ૧૮૮૦માં પાર્લમેન્ટની નવી ચુંટણી થઈ. તેમાં કૉન્ઝરવેટિવોની હાર થઈ, એટલે ડીઝરાયલી, જેને હવે લૉર્ડ બીકન્સફીલ્ડનો ખિતાબ મળ્યો હતો, તેણે રાજીનામું આપ્યું અને ૭૦ વર્ષની ઉમ્મરે ગ્લૅડસ્ટન પાછો પ્રધાનપદે આવ્યો (૧૮૮૦). ત્યારપછી બીજે વર્ષે ડીઝરાયલી મરણ પામ્યો.

**ગ્લૅડસ્ટનનું બીજું પ્રધાનમંડળ, (૧૮૮૦–૧૮૮૫.)**—ગ્લૅડસ્ટનના આ પ્રધાનમંડળમાં લૉર્ડ ગ્રેન્વિલ પરદેશ ખાતાનો પ્રધાન અને લૉર્ડ હર્ટિંગટન હિંદુસ્થાન ખાતાનો પ્રધાન હતો. તે શિવાય તેમાં જૉન બ્રાઈટ અને ચેમ્બરલૈન પણ હતા. આ પ્રધાનવટાંની પાંચ વર્ષની અવધીમાં બ્રિટિશ સામ્રાજ્યના જુદાજુદા ભાગોમાં ઘણી અડચણો આવી હતી. આયર્લૅંડનો મુસ્કેલ પ્રશ્ન તો હતોજ. પારનેલ અને તેના આયરિશ અનુયાયીઓએ પાર્લમેન્ટનાં કામકાજમાં હરકત નાંખવાની રાજ્યનીતિ કાયદેસર પધ્ધત્તિથી ચાલુ રાખી હતી, તેથી પાર્લમેન્ટમાં થતાં ભાષણો સંબંધે કેટલાક નવા નિયમ કરવા પડયા. ૧૮૮૦માં દક્ષિણ આફ્રિકામાં બોઅર લોકોને હાથે માજુબાની ટેકરીની લડાઈમાં ઇંગ્લૅંડને હાર મળ્યાથી ઇંગ્લિશના નેજા નીચે બોઅર લોકોને સ્વરાજ્ય આપવું પડ્યું. ૧૮૮૨માં ઇજીપ્ટમાં ખટપટ જાગી હતી તેનો સમાધાનકારક નિકાલ ૧૮૮૪માં ખારટૂમની લડાઈથી આવ્યો. હિંદુસ્થાનની

સરહદપર અફ્ગાનિસ્તાનની ઉત્તરે રૂશીઆ પગપેસારો કરી રહ્યું હતું તેથી ૧૮૮૪માં રૂશીઆ સાથે લડાઈ સળગવાનો સંભવ હતો. આવી આવી મુશ્કેલીઓ દફે કરવાનું કામ પણ ચાલુજ હતું તેની સાથે દેશમાં સુધારાના કાયદા કરવાનું કામપણ ચાલુ હતું. ૧૮૮૦માં આયર્લૅંડમાં જમીન સંબંધનો બીજો કાયદો કર્યો. આ કાયદાથી ખેડુતોને તેમની જમીન વેચવાનો હક મળ્યો, અને જમીનનું ગણોત નક્કી કરવા માટે ખાસ કોર્ટ નીમવામાં આવી. આ કાયદાથી પણ આયર્લૅંડમાં સંતોષ થયો નહિ. અને 'લૅંડ લીગ' નામની સંસ્થાએ ગણોત નહિ આપવાની ખેડુતોને સલાહ આપવા માંડી. ત્યારે ગ્લૅડસ્ટને સખતીના ઉપાય લઈ પારનેલ વગેરે આઇરિશ નેતાઓને કેદ કર્યા. પણ થોડા મહિના રહી ૧૮૮૨માં તેમને પાછા છૂટા કરવામાં આવ્યા, અને તેમના કહેવાપર વિચાર કરવાનું પ્રધાનમંડળે ઠરાવ્યું.

**૩જું રીફૉર્મ-સુધારાનું બિલ, (૧૮૮૪-૮૫).**—૧૮૮૪માં ગ્લૅડસ્ટને મતદાર મંડળો વિસ્તૃત કરવા માટે ત્રીજું સુધારાનું બિલ પાર્લમેન્ટમાં રજુ કર્યું. તે આમની સભામાં પાસ થયું, પણ કયાકયા જિલ્લા અને શહેરો તરફથી કેટલા કેટલા પ્રતિનિધિઓ હોવા જોઇએ તે બાબત આ બિલમાં કંઈ વ્યવસ્થા નથી એમ દલીલ કરી ઉમરાવની સભાએ એ બિલ ઉરાડી દીધું. પણ પછી લિબરલો અને કૉન્ઝરવેટિઓએ સંમત થઇ નવી યોજના કરી નવું બિલ આણ્યું તે પસાર થયું. આ કાયદાથી ખેતરમાં કામ કરનાર મજૂરોને મતાધિકાર મળ્યો. પંદર હજારથી ઓછી વસ્તીવાળી જગાઓનો પ્રતિનિધિ હક લઈ લેવામાં આવ્યો અને પચાસ હજારની વસ્તીએ એક પ્રતિનિધિ મોકલવાનો હક આપવામાં આવ્યો. આમ વસ્તીનો વિચાર કરી પ્રતિનિધિની સંખ્યા ઠરાવવામાં આવી.

૧૮૮૫માં એક નજીવા સવાલપર હાર થવાથી ગ્લૅડસ્ટને રાજીનામું આપ્યું. ત્યારે લૉર્ડ સૉલ્સબરી પ્રધાનપદે આવ્યો. પણ આ કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ ઝાઝીવાર ટક્યું નહિ, કારણ ૧૮૮૫માં નવી ચુંટણી થઇ તેમાં લિબરલ પક્ષનો જય થયો, એટલે ગ્લૅડસ્ટન પાછો અધિકારે

આવ્યો. આ વખતે આઇરિશ પ્રશ્નનો કાયમનો નિકાલ લાવવા તેણે વિચાર કર્યો, પણ તેનાજ પક્ષના હાર્ટિંગટન, ચેમ્બરલેન, બ્રાઇટ વગેરે સામા પડ્યા અને 'લિબરલ યુનિઅનિસ્ટ' નામનો નવો પક્ષ કાઢી આઇરિશ પ્રશ્ન ઉપર કૉન્ઝરવેટિવો તરફથી તેમણે મત આપ્યો. તેથી ગ્લૅડસ્ટનની હાર થઈ. ત્યારે એ પ્રશ્ન ઉપર લોકમત શું છે તે જાણવા માટે વડા પ્રધાને પાર્લમેન્ટ બરખાસ્ત કરી, અને નવી ચુંટણી કરાવી. એ નવી ચુંટણીમાં લિબરલ યુનિઅનિસ્ટ અને કૉન્ઝરવેટિવોની બહુમતિ થઈ, ત્યારે ગ્લૅડસ્ટને રાજીનામું આપ્યું અને લૉર્ડ સૅાલ્સબરીનું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ થયું.

**સૅાલ્સબરીનું યુનિઅનિસ્ટ પ્રધાનમંડળ, (૧૮૮૬–૯૨).—** આ મંત્રીમંડળમાં ચર્ચિલ, સ્મિથ, બાલફર, અને ગોશેન જેવા રાજ-નિપૂણ પુરૂષો હતા. ચર્ચિલ પાસે વડા ખજાનચીનું કામ હતું. વકતૃત્વ શક્તિ અને ભાષણ શૈલીથી ચર્ચિલે આમની સભામાં સારી છાપ પાડી હતી. પણ ૧૮૮૭માં સૈન્ય અને અરમારના ખર્ચના પ્રશ્ન બાબત મતફેર થવાથી તે પ્રધાનમંડળમાંથી નીકળી ગયો. લૉર્ડ સૅાલ્સબરીને પ્રથમ આઇરિશ સવાલપર લક્ષ આપવું પડ્યું. ત્યાં પારનેલની સરદારી નીચે ભારે ધામધુમ ચાલી રહી હતી. ખેડુતો ગણોત આપવા ના પાડતા હતા, ત્યારે જમીનદારો તેમની પાસેથી જમીન છોડાવતા હતા, તેથી ત્યાં હુલ્લડો થતાં હતાં. આ હુલ્લડોમાં પારનેલનો હાથ છે એવી મતલબનું સખત લખાણ 'ધી ટાઇમ્સ' છાપામાં આવ્યું. તે ઉપરથી પારનેલની તપાસ ચલાવવા એક કમિશન નીમાયું. તે તપાસમાં પારનેલ નિર્દોષ ઠરી છૂટી ગયો (૧૮૮૯). પછી ૧૮૯૦માં પારનેલ અને તેની પત્નીના છૂટાછેડાનો ખટલો કોર્ટ ચઢ્યો. તે બાબતમાં પારનેલ ઘણો અપ્રિય થયો, અને આઇરિશ પક્ષે તેનું નેતાપણું કાઢી નાંખી તેની જગાએ રેડમન્ડ નામના એક આગવાનને પાર્લમેન્ટના આઇરિશ પક્ષનો નેતા નીમ્યો.

પરદેશી રાજ્ય પ્રકરણમાં ઇજીપ્ટની રાજ્યવ્યવસ્થા સંબંધમાં ઈંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે ચકમક ઝરે એવો રંગ દેખાતો હતો. ઇટલી, ઑસ્ટ્રિયા અને જર્મની, એ ત્રણ રાજ્યોએ એક સંપી કરી તે આપણા

વિરૂધ્ધજ કરી છે એમ સમજી ફ્રાન્સે રૂશીઆ સાથે એકસંપી કરી. એશિઆમાં રૂશીઆ ફાલતું જતું હતું તે તરફ ઈંગ્લૅંડનું લક્ષ હતુંજ, ત્યારે વેપાર અને સંસ્થાનની બાબતમાં જર્મની વધતું હતું તે તરફપણ ઈંગ્લૅંડને નજર રાખવી પડી.

આ વખતે ૧૮૮૭માં વિકટોરીઆ રાણીને રાજ્ય કરતાં પચાસ વર્ષ થયાં તેની ખુશાલીમાં આખા સામ્રાજ્યમાં આનંદોત્સવ કરવામાં આવ્યો. પછી ૧૮૮૮માં લોકનિયુકત જિલ્લાસભા (County Councils) રચવામાં આવી. પછી પ્રજાકીય દેવાના વ્યાજનો દર ત્રણ ટકા હતો તેના પોણાત્રણ ટકા દર કરવામાં આવ્યો. ૧૮૮૯માં નૌકાને બળવાન કરવા એક કાયદો કરવામાં આવ્યો.

**ગ્લૅડસ્ટનનું ૪થું પ્રધાનમંડળ, (૧૮૯૨-૧૮૯૪).**—પછી ૧૮૯૨માં નવી પાર્લમેન્ટ માટે ચુંટણી થઈ. તેમાં લિબરલ પક્ષનો વિજય થયો, અને ગ્લૅડસ્ટન ચોથીવાર વડો પ્રધાન થયો. આ વખત ૧૮૯૩માં એક નવું આયરિશ હોમરૂલ બિલ તેણે પાર્લમેન્ટમાં મૂક્યું. તે આમની સભામાં પસાર થયું, પણ ઉમરાવની સભામાં તે પાસ થયું નહિ. ઉમરાવોના આ કૃત્ય માટે પ્રધાનમંડળને તેમના ઉપર ઘણો ગુસ્સો ચઢયો. પણ એ પ્રશ્ન ઉપર નવી ચુંટણી કરાવવાની હિંમત તેઓએ કરી નહિ. હોમરૂલ બિલ પોતાનાં પ્રધાન-વટાંમાં પસાર થયું નહિ તેથી ગ્લૅડસ્ટનને બહુ દુખ લાગ્યું. ૧૮૯૪માં તે રાજકાજમાંથી વાનપ્રસ્થ થઈ ત્રણ વર્ષ જીવી ૧૮૯૭માં મરણ પામ્યો.

**લૉર્ડ રોઝબરીનું પ્રધાનમંડળ, (૧૮૯૪-૯૫).**—ગ્લૅડસ્ટન પછી લૉર્ડ રોઝબરીનું લિબરલ પ્રધાનમંડળ થયું. એની કારકીર્દીમાં ઉપજ વેરાનો દર વધારવામાં આવ્યો. વધારે ઉપજના પ્રમાણમાં વધારે દર રાખવામાં આવ્યો હતો. તેથી પ્રમાણમાં ગરીબ લોકો કરતાં શ્રીમંતોને વધારે કર આપવો પડયો.

પછી લૉર્ડ રોઝબરીનું નેતૃત્વ સર વિલિઅમ હારકોર્ટ વગેરે લિબરલ આગેવાનોને પસંદ પડયું નહિ. તેમજ એ પ્રધાનમંડળ હોમરૂલ બાબત કંઈ કરવા માંગતું નહોતું, તેથી આયરિશ પક્ષવાળાઓનો ટેકો પણ પ્રધાનમંડળે ખોયો. આવી હકીકત હતી

તેવામાં ૧૮૯૫માં એક બિલપર તેમની હાર થઈ એટલે રોઝબરીએ પ્રધાનવટું છોડ્યું. ત્યારે લોર્ડ સૉલ્સબરીની સરદારી નીચે કૉન્ઝરવેટિવ અને લિબરલ યુનિઅનિસ્ટ પ્રધાનમંડળ સ્થપાયું.

**સૉલ્સબરીનું કૉન્ઝરવેટિવ યુનિઅનિસ્ટ પ્રધાનમંડળ, (૧૮૯૫–૧૯૦૧).**—લૉર્ડ સૉલ્સબરીનું આ ચોથું પ્રધાનવટું હતું. પરદેશ ખાતાનું કામ તેણે પોતે રાખ્યું હતું. બાલ્ફર આમની સભામાં પ્રધાન પક્ષનો નેતા હતો. લિબરલ યુનિઅનિસ્ટ ચેમ્બરલેન સંસ્થાન ખાતાનો પ્રધાન હતો. લૉર્ડ હાર્ટિંગટન ડ્યૂક ઑફ ડેવનશાયર થયો. આ વખતે નવી પાર્લમેન્ટ ચુંટાઈ, તેમાં પ્રધાન પક્ષનું ૧૫૦ મતે મતાધિક્ય હતું એટલે તેજ પક્ષ અધિકારે રહ્યો. લિબરલ પાર્ટીમાં ઘણો ફેરફાર થવા પામ્યો. રોઝબરી અને હારકોર્ટ બંને વાનપ્રસ્થ થયા અને સર હેન્રી કૅમ્પબેલ બૅનરમૅન લિબરલ પક્ષનો સરદાર થયો. પણ માંહોમાંહેની ફાટફુટથી એ પક્ષ ઘણો નબળો પડી ગયો હતો. એ ફાટફુટનું કારણ આઇરિશ હોમરૂલનો પ્રશ્ન હતો એમ કહેવું જોઇએ.

# પ્રકરણ ૨૯ મું

## ઇંગ્લૅંડની પરદેશી રાજ્યનીતિ અને લડાઇઓ

(૧૮૧૫–૧૯૦૧)

૧૮૨૧–૧૮૨૭, ટર્કી વિરૂદ્ધ ગ્રીસનું યુદ્ધ.—૧૮૩૦, યુરોપમાં ક્રાંતિકારક ચળવળ.—૧૮૪૮, જુદાજુદા રાજ્યોમાં ક્રાંતિકારક ચળવળ. ૧૮૫૪–૧૮૫૬, ક્રીમીઅન લડાઈ.—૧૮૫૬, પૅરિસની સલાહ. ૧૮૬૧, ઇટલીનું સંયુક્ત થવું.—૧૮૬૧–૬૫, અમેરિકાના સંયુક્ત સંસ્થાનો વચ્ચે માંહોમાંહેનું યુદ્ધ.—૧૮૭૦, ફ્રૅંકો-જર્મન યુદ્ધ. ૧૮૭૭–૭૮, ટર્કી અને રૂશીઆ વચ્ચે યુદ્ધ.—૧૮૭૮, બર્લિનની સંધિ.—૧૮૮૨, ઇજીપ્ટમાં ઇંગ્લિશ ઉપરીપણાનું સ્થાપિત થવું.—૧૮૯૮, સુદાનનું અંગ્રેજોના તાબામાં આવવું.—૧૯૦૧, ચીનમાં યુરોપીઅનો વિરૂદ્ધ બૉક્સર કાવત્રું.

ફ્રાન્સની રાજ્યક્રાંતિ અને નેપોલીઅનનું જોર તોડવામાં ગ્રેટ બ્રિટન જેટલી બીજા કોઇપણ દેશે જેહમત ઉઠાવી નહોતી. છેવટે ૧૮૧૫માં અંગ્રેજ સેનાપતિ વેલિંગટને વોટરલૂના યુદ્ધમાં નેપોલીઅનને હરાવી કેદ કરી યુરોપના રાજ્યદ્વારી મંડળોમાં ઇંગ્લૅંડનો મોભ્ભો ઘણો વધાર્યો હતો. ત્યારપછી યુરોપની પ્રત્યેક રાજ્યદ્વારી ચળવળમાં ભાગ લેવાનું ઇંગ્લૅંડે ઠરાવ્યું હતું. ૧૮૧૫ની સાલ પછી પોતાનું તટસ્થ રહેવાનું ધોરણ છોડી દઈ યુરોપની ભાંગફોડમાં ભાગ લેવાનું ધોરણ રાખવાની જરૂર ઇંગ્લૅંડને જણાઈ હતી.

નેપોલીઅનના પરાજય પછી રૂશીઆનો શહેનશાહ એલેક્ઝાન્ડર અને ઑસ્ટ્રિયાનો મુખ્ય પ્રધાન મૅટર્નિક, એ બે યુરોપમાં રાજનિપૂણ પુરૂષો મનાતા હતા, અને તેમના તંત્ર પ્રમાણે ઘણાંખરાં રાજ્યો ચાલતાં હતાં. ફ્રાન્સ અને પ્રુશિયાએ તેમનુંજ ધોરણ સ્વીકાર્યું હતું. ફ્રાંસની રાજ્યક્રાંતિમાંથી જન્મ પામેલી સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃતાની ભાવના દાબી દઈ પાછી એક હથ્થી રાજસત્તા સ્થાપવાની

ઇચ્છા આ રાજકર્તાઓને હતી. માત્ર ઈંગ્લૅંડ એ ધોરણની વિરૂદ્ધ હતું. ૧૮૧૫થી૧૮૨૨ સુધીના ઈંગ્લૅંડના પરદેશ ખાતાના પ્રધાન લૉર્ડ કૅસલરી અને કૅનિંગે મૅટર્નિકના ધોરણ વિરૂદ્ધ ચાલવાનું ઠરાવ્યું. ઑસ્ટ્રિયા, પૃશિયા અને રૂશીઆએ 'હોલી એલાયન્સ' નામે સંપ કર્યો. આ મિત્રરાજ્યોનું ધોરણ પ્રતિગામી હતું. તેની વિરૂદ્ધ સ્પેન, પોર્ટુગલ અને નેપલ્સે બંડ કરી સનદશીર રાજ્યઘટના સ્થાપન કરી. અમેરીકામાં મેકિસ્કો, પેરૂ, ચિલી, એ દેશો પોર્ટુગલ અને સ્પેનની ઝુંસરી કાઢી નાંખી સ્વતંત્ર થયા, અને પૂર્વ યુરોપખંડમાં ટર્કીનું ઉપરીપણું કાઢી નાંખી સ્વતંત્ર થવાનો ગ્રીસે પ્રયાસ કરવા માંડયો.

યુરોપમાં આમ ખળભળાટ ચાલી રહ્યો હતો તે બેસાડી દેવા માટે પ્રતિગામી ધોરણવાળા રાજ્યકર્તાઓના સંઘે સાથે મળીને કામ કરવા માંડયું. નેપલ્સનું બંડ શમાવી દેવા માટે ઑસ્ટ્રિયાનું સૈન્ય મોકલવામાં આવ્યું, અને સ્પેનમાં સ્થાપવામાં આવેલી નિયંત્રિત રાજ્યઘટનાને તોડી પાડવા ફ્રાન્સનું લશ્કર મોકલવામાં આવ્યું. આ વેળા ઈંગ્લૅંડના પ્રધાન કૅસલરીએ પોતાનો મત જાહેર કર્યો, તે એ કે દરેક રાજ્યે પોતપોતાનું હિત સંભાળવું, પણ પરરાજ્યના રાજ્ય પ્રકરણમાં હાથ ઘાલવો જોઇએ નહિ. એવું જાહેર કરી ફ્રાન્સ અને ઑસ્ટ્રિયાના કૃત્યોનો નિષેધ કર્યો. કૅસલરી પછી આવનાર પ્રધાન કૅનિંગે પણ એજ ધોરણ જાહેર કર્યું.

**પ્રેસિડન્ટ મન્રોનો સિદ્ધાંત.**—કૅનિંગે ફ્રાન્સ અને ઑસ્ટ્રિયા વિરૂધ્ધ કંઈ પગલાં ભર્યાં નહિ, તોપણ સ્પેન અને પોર્ટુગલના અમેરિકામાંનાં સંસ્થાનોએ તેઓની ઝુંસરી ઉતારી નાખી સ્વતંત્રતા જાહેર કરી ત્યારે કૅનિંગે તેમને સ્વતંત્ર રાજ્યો તરીકે સ્વીકાર્યાં; અને "ઉત્તર અને દક્ષિણ અમેરિકાના દેશોનાં રાજ્ય પ્રકરણમાં અમેરિકા બહારના કોઇપણ પરદેશી રાજ્યને હાથ ઘાલવા દેવામાં આવશે નહિ," એવો જે સિધ્ધાંત પ્રેસિડન્ટ મન્રોએ કર્યો હતો તેને અનુમોદન આપ્યું. આ પ્રમાણે કૅનિંગે ખુલ્લી રીતે પ્રતિગામી રાજ્યકર્તાઓના ધોરણ વિરૂધ્ધ ઈંગ્લૅંડનું ધોરણ જાહેર કર્યું અને

સ્પેનની ગાદીપર પાછા અધિષ્ઠિત થયેલા રાજાએ જ્યારે પોર્ટુગલમાં સ્થપાયલી સનદશીર રાજ્યઘટના તોડવા માટે હુમલો કરવા જાહેર કર્યું ત્યારે તેણે પોર્ટુગલની મદદે જવાનું ઠરાવ્યું, એટલે સ્પેનના રાજાએ પોતાનો વિચાર માંડી વાળ્યો.

**ગ્રીસનો સ્વરાજ્ય પ્રાપ્તી માટે પ્રયત્ન.**–આજ અરસામાં ગ્રીસે ટર્કીની ઝુંસરીમાંથી નીકળી જવા પ્રયત્ન કર્યો. ટર્કીનો ધર્મ ઇસ્લામ છે. ગ્રીસ ધર્મે ખ્રિસ્તી છે. ટર્કીનું રાજ્ય યુરોપ અને એશીઆની સરહદપરના દેશોમાં છે. આખા યુરોપમાં ખ્રિસ્તી નહિ એવું એકજ રાજ્ય ટર્કીનું છે. બાલ્કન દ્વિપકલ્પના ખ્રિસ્તી દેશો ટર્કીની ઇસ્લામી ઝુંસરી નીચે હતા. તેમાંથી છૂટા થવા પ્રથમ ગ્રીસે પ્રયત્ન કર્યો. ગ્રીસની પ્રાચીન સંસ્કૃતિ માટે આખા યુરોપને ઘણું માન હતું. તેથી યુરોપના ઘણા દેશોનો ગ્રીસને ટેકો હતો. ગ્રીસને મદદ કરવી કે નહિ તે વિષે ઇંગ્લૅંડ સમવિષમ હતું. જો ટર્કી હારે તો દક્ષિણ અને પૂર્વ યુરોપમાં રૂશીઆનું જોર વધી જાય એવી બીક ઇંગ્લૅંડને રહેતી હતી, અને જો ઇંગ્લૅંડ તટસ્થ રહે તો ટર્કી સાથે જે સંધિ થાય તેમાં રૂશીઆ અને ફ્રાન્સ પોતાના હિત સાધી લે અને તેથી ઇંગ્લૅંડના હિતને નુકસાન થાય એવો સંભવ હતો. તેથી ૧૮૨૭માં ઇંગ્લૅંડે પણ આ યુધ્ધમાં ગ્રીસ તરફથી ભાગ લીધો. આ યુધ્ધમાં ટર્કીને ઇજીપ્ટના ઇસલામી પાદશાહ મહંમદઅલીની મદદ હતી. ૧૮૨૭ના અકટોબરમાં ટર્કિશ અને ખ્રિસ્તી મિત્રરાજ્યોના નૌકાસૈન્ય વચ્ચે નેવેરિનો આગળ યુધ્ધ થયું, તેમા ટર્કિશ અરમારનો નાશ થયો. હવે કૅનિંગ મરણ પામ્યો ત્યારે વેલિંગટન પરદેશ ખાતાનો પ્રધાન થયો; તેણે ટર્કી સાથે લડાઈ બંધ કરી. પણ રૂશીઆ અને ફ્રાન્સે ચાલુ રાખી. છેવટે ૧૮૨૯માં ટર્કીની હાર થઈ. ટર્કીએ ગ્રીસનું સ્વાતંત્ર્ય કબૂલ કર્યું, અને રૂશીઆને એશીઆમાં કેટલોક મુલક આપ્યો.

**૧૮૩૦માં ક્રાંતિકારક ચળવળો.**—૧૮૩૦ની સાલ યુરોપના ઇતિહાસમાં ઘણી પ્રખ્યાત છે. એ સાલમાં યુરોપના ઘણાખરા દેશમાં ક્રાંતિકારક બનાવો બન્યા હતા. એ બનાવો પ્રથમ ફ્રાન્સમાં ઉદ્દ્ભવી ત્યાંથી બેલજીઅમ, ઇટલી, જર્મની અને પોલૅંડમાં પ્રસર્યા. ફ્રાન્સમાં આપઅખત્યારી જુલમી ૧૦મા ચાર્લ્સને પદચ્યુત કરી અંકુશિત

રાજ્યપધ્ધત્તિ દાખલ કરી લુઈ ફ્રિલિપીને રાજા કર્યો હતો. જર્મની અને ઇટલીની પ્રજાઓએ પોતાના દેશમાં 'નિયંત્રિત રાજ્યપધ્ધત્તિ સ્થાપવા કોશિશ કરી, પણ તેમાં ફાવ્યા નહિ. અને નેધર્લૅંડના દક્ષિણ ભાગના રોમન કૅથૉલિકોએ ઉત્તર ભાગમાં પ્રૉટેસ્ટન્ટોથી છૂટા પડી દક્ષિણમાં બેલજીઅમનું નવું રાજ્ય સ્થાપ્યું.

**પામર્સ્ટનની પરદેશી રાજ્યનીતિ,**—યુરોપના આ ધમાચકડીના અરસામાં ઇંગ્લૅંડની પરદેશી રાજ્યનીતિનું સૂત્ર પામર્સ્ટનના હાથમાં હતું. ૧૮૩૦થી ૧૮૬૫ સુધીના ૩૫ વર્ષ, વચમાં પાંચ વર્ષ બાદ કરતાં, ઇંગ્લૅંડ તેના ધોરણે ચાલતું હતું, દુનીઆમાં બ્રિટિશ સામ્રાજ્ય અને બ્રિટિશ મોબ્બો વધારવા, તટસ્થ રાજ્યનીતિ છોડી દઇ પરરાજ્યોની ખટપટમાં હાથ ઘાલવો, યુરોપી પ્રજાઓએ શરૂ કરેલી નિયંત્રિય રાજ્યઘટનાની ચળવળોને ટેકો આપવો અને ટર્કીને જીવતું રાખી રૂશીઆની વૃધ્ધિ થતી અટકાવવી, એ પામર્સ્ટનનું પરદેશી ધોરણ હતું. એના આ ધોરણને પ્રજાનો ટેકો હતો.

**સૅકસકોબર્ગનો લીઓપોલ્ડ બેલજીઅમની ગાદીપર**—૧૮૧૫ની સંધિથી હૉલૅંડ અને બેલજીઅમનું એકીકરણ થયું હતું. પણ ૧૮૩૦ની યુરોપની ક્રાંતિકારક ચળવળને પરિણામે બંને દેશ પાછા છૂટા પડી ગયા, અને બેલજીઅમ સ્વતંત્ર રાજ્ય થયું. સ્વતંત્ર બેલજીઅમપર ફ્રાન્સનો કાબૂ રહે નહિ, તે વિષે પામર્સ્ટનને સંભાળ રાખવાની હતી. તેમ થાય નહિ તે માટે એ ખટપટમાં વચ્ચે પડી બેલજીઅમની ગાદી બુર્બોન વંશની બહારના કોઇ રાજવંશીને મળે એવી તજવીજ તેણે કરી. એની મહેનતને પરિણામે સૅકસકોબર્ગ ગોથાના અધિપતિ લીઓપોલ્ડને બેલજીઅમની ગાદી મળી. એ રાજા કાર્યકુશળ અને રાજનિપૂણ હતો અને યુરોપના રાજ્યદ્વારી પ્રકરણમાં તેણે સારો ભાગ લીધો હતો.

પામર્સ્ટને બેલજીઅમ પ્રમાણે સ્પેન અને પોર્ટુગલની રાજખટપટમાં પણ ભાગ લીધો હતો. તેણે પોર્ટુગલની રાજકન્યાને મદદ કરી ગાદી અપાવી અને ત્યાં સનદશીર રાજ્યપધ્ધતિ સ્થાપી. તેમજ સ્પેનમાં ડૉન કાર્લોસ નામના એક સરદારે સ્પેનના રાજા ફર્ડીનૅન્ડની વારસ

પુત્રી ઇસાબેલા પાસેથી રાજ્યસત્તા છીનવી લીધી હતી, તેને મદદ કરી પાછી સ્પેનની ગાદીપર અધિષ્ઠિત કરી.

આ ખટપટમાં પામર્સ્ટનને ફ્રાન્સની મદદ હતી. પણ પૂર્વમાં ટર્કી અને ઇજીપ્ત વચ્ચે ટંટાનો પ્રસંગ આવ્યો હતો, તે પ્રસંગે ઇંગ્લૅંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ જાગે એવો સંભવ હતો (૧૮૪૦).

**ટર્કી અને ઇજીપ્ટ વચ્ચે વિગ્રહ.**—ઇજીપ્ટ ટર્કીને તાબે હતું. મહંમદઅલી તેનો સુબેદાર હતો. તેણે ત્યાં પોતાની સત્તા પૂરેપૂરી ઝમાવી, પછી ૧૮૩૩માં ટર્કી વિરૂધ્ધ માથું ઉચક્યું, અને ટર્કીનો સીરિયા પ્રાંત જીતી લીધો. તે પાછો મેળવવા માટે ટર્કીએ સૈન્ય મોકલ્યું. પણ તે સૈન્યને હરાવી મહંમદઅલી ઠેઠ કૉન્સ્ટૅન્ટીનોપલ જવા ઉપડ્યો. ટર્કીની આ અણીનીસ્થિતિ જોઇને તે રાજ્યનું અસ્તિત્વ કાયમ રાખવા માટે પામર્સ્ટને ટર્કીની સહાયે ધાવાનો ઠરાવ કર્યો. આ કાર્યમાં ફ્રાન્સે ગ્રેટ બ્રિટન સાથે સહકાર કરવા ના પાડી. ત્યારે પામર્સ્ટને રૂશીઆ, પૃશિયા અને ઑસ્ટ્રિયા સાથે સંપ કરી (૧૮૪૦) એક સંયુક્ત સૈન્ય મહંમદઅલી સામે લડવા મોકલ્યું. તે સૈન્યે એકરપર તોપનો મારો ચલાવી, મહંમદઅલીને હરાવી સીરિયા પ્રાંત પાછો ટર્કીને અપાવ્યો (૧૮૪૦). આમ ફ્રાન્સની મદદ કે સંમતિવિના ટર્કી અને ઇજીપ્ટ વચ્ચેની ભાંજગડ પતી ગયેલી જોઈ ફ્રાન્સને ઈંગ્લૅંડપર ઘણો રોષ ચઢયો.

પછી ૧૮૪૧માં લૉર્ડ મેલબોર્નની હાર થવાથી લૉર્ડ પીલનું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ થયું, એટલે પામર્સ્ટનને રાજીનામું આપવું પડ્યું. તેની જગાએ લૉર્ડ ઍબર્ડીન પરદેશ ખાતાનો પ્રધાન થયો. લૉર્ડ ઍબર્ડીનને ફ્રાન્સના વડા પ્રધાન ગીઝો સાથે મિત્રાચારી હતી, તેથી બંને દેશો વચ્ચે પાછી સલુકાઇ થઈ. લૉર્ડ ઍબર્ડીનની રાજ્યનીતિ સલુકાઇની હતી, તેથી કૅનેડા અને મૈન સંસ્થાન વચ્ચે સરહદવિષે કંઇ ટંટો હતો તે સલુકાઈથી પતી ગયો. તેમજ અમેરિકાના સંયુક્ત સંસ્થાનોની વાયવ્ય તરફ પૅસિફિક મહાસાગરના કિનારાની પાસેના મુલક માટે ઇંગ્લૅંડ અને સંયુક્ત સંસ્થાન વચ્ચે ટંટો ઉપસ્થિત થયો હતો તેની પણ સમજુતીથી પતાવટ કરવામાં આવી (૧૮૪૬).

લૉર્ડ ઍબર્ડીન જ્યાંસુધી પરદેશ ખાતાનો પ્રધાન હતો ત્યાંસુધી ફ્રાન્સ સાથે સલુકાઈ રહી. પણ ૧૮૪૬માં પીલનું પ્રધાનમંડળ તૂટી લૉર્ડ રસેલનું પ્રધાનમંડળ થયું, તેમાં પામર્સ્ટન પાછો પરદેશ ખાતાનો પ્રધાન થયો, એટલે ફ્રાન્સ સાથે પાછો અણબનાવ થયો. સ્પેનના રાજાની બે છોકરીના લગ્ન માટે ફ્રાન્સ અને ઇંગ્લૅંડ વચ્ચે વિખવાદ શરૂ થયો. સ્પેનના રાજાને છોકરો નહોતો, તેથી જે તેની મોટી છોકરીને પરણે તે સ્પેનનો રાજા થાય એમ હતું. તેથી તેની સાથે પરણવાનાં માંગાં યુરોપના ઘણા રાજપુત્રો તરફથી આવતાં હતાં. ફ્રાન્સના રાજા લુઈ ફિલિપીએ પોતાના છોકરા માટે માંગું કર્યું હતું. અને પામર્સ્ટને વિક્ટોરીઆના એક સગા માટે માંગું કર્યું હતું. પણ લુઈ ફિલિપીએ પોતાના એક ઓળખીતા સાથે મોટી રાજકન્યાનું અને પોતાના છોકરા સાથે નાની રાજકન્યાનું ચોકઠું ગોઠવી એકે દહાડા બંનેના લગ્ન કરી દીધાં. તેથી ઇંગ્લૅંડ ઘણું કોપાયમાન થયું. પણ સ્પેનની મોટી રાજ્યકન્યાને છોકરો આવ્યો, તેથી હવે સ્પેન અને ફ્રાન્સની ગાદી એક થઈ જવાનો સંભવ રહ્યો નહિ, ત્યારે ઇંગ્લૅંડનું સમાધાન થયું.

૧૮૪૮માં રાજ્યક્રાંતિનો પવન યુરોપમાં જોસથી વાતો હતો. એ સાલમાં ફ્રેન્ચ પ્રજાએ લુઈ ફિલિપીને પદભ્રષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું. પછી દસ મહિના રહીને લુઇ નેપોલીઅનને પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ જાહેર કર્યો. પછી ક્રાંતિની ચળવળ ઇટલી, જર્મની અને હંગરીમાં પ્રસરી. યુરોપમાંની આ બધી ક્રાંતિકારક ચળવળ તરફ પામર્સ્ટનની સહાનુભૂતિ હતી, તે એટલી બધી કે ઇંગ્લૅંડ એ બધા દેશોને ખુલ્લી રીતે દારૂગોળો પૂરો પાડતું હતું. પણ આ વખતે ક્રાંતિકારોનું કંઈ ચાલ્યું નહિ, અને યુરોપના અનિયંત્રિત રાજ્યકર્તાઓએ તેઓને દબાવી દીધા.

આટલો વખત તો ક્રાંતિકારો તરફ પામર્સ્ટનની સહાનુભૂતિ હતી. પણ તેઓની ચળવળના પરિણામે સુવ્યવસ્થિત રાજ્યઘટના સ્થાપન થવાને બદલે અરાજકતા થતી જોઈ પામર્સ્ટનને તેઓ માટે ધીમેધીમે તિરસ્કાર આવવા લાગ્યો. આવી પરિસ્થિતિ વચ્ચે લુઇ નેપોલીઅને

લોકનિયંત્રિત રાજ્યપધ્ધતિ રદ કરી, શહેનશાહ નેપોલીઅન ૩જો એ ખિતાબ ધારણ કરી સર્વ સત્તા પોતાના હાથમાં લીધી (૧૮૫૧). ત્યારે પામર્સ્ટને વડા પ્રધાન રસેલ કે રાણી વિક્ટોરીઆની સંમતિ લીધા વિના લુઈ નેપોલીઅનને તેના કૃત્ય માટે મુબારકબાદી આપી. પામર્સ્ટનનું આ કૃત્ય રાણી વિક્ટોરીઆને ગમ્યું નહિ, તેથી તેણે તેને બરતરફ કર્યો (૧૮૫૧).

પછી ૧૮૫૨માં ડર્બીનું પ્રધાનમંડળ થયું. પણ આમની સભામાં તેની બહુમતિ ન હોવાથી તેને તેજ સાલમાં રાજીનામું આપવું પડયું. ત્યારે લૉર્ડ ઍબર્ડીનનું પ્રધાનમંડળ થયું, તેમાં પામર્સ્ટન સ્વદેશ ખાતાનો પ્રધાન હતો.

**પૂર્વ યુરોપનો પ્રશ્ન, (૧૮૫૨-૫૩).**—ત્યારપછી ઈંગ્લૅંડને ટર્કી અને રૂશીઆ વચ્ચેના ક્રીમીઅન યુધ્ધમાં વચ્ચે પડવાનું થયું. ક્રીમીઅન વિગ્રહનું કારણ બરાબર સમજવા માટે આપણે રૂશીઆની રાજ્યનીતિ બરાબર સમજવી જોઇએ. રૂશીઆને ભૂમધ્ય સમુદ્રમાં એકાદ બંદર ધરાવવાની ઇચ્છા કેટલાંક વર્ષો થયાં હતી. તે માટે કૉન્સ્ટૅન્ટીનોપલપર તેનો ડોળો હતો. પોતાનો હેતુ પાર પાડવા માટે જ્યારે તે ટર્કીપર હલ્લો કરે ત્યારે યુરોપનાં બીજાં રાજ્યો તટસ્થ રહે એવી ગોઠવણ તેણે કરવા માંડી. ટર્કીના રાજ્યની વાંટણીમાંથી કંઈક ભાગ ઈંગ્લૅંડને -આપવાની દરખાસ્ત રૂશીઆ તરફથી ઈંગ્લૅંડને થઈ. પણ ઈંગ્લૅંડનું મિશ્ર પ્રધાનમંડળ એકમત હતું નહિ, તેથી એ દરખાસ્તનું પરિણામ કંઈ આવ્યું નહિ.

૩જો નેપોલીઅન પણ ઈંગ્લૅંડની માફક રૂશીઆની ભૂમધ્ય સમુદ્ર તરફની હાલચાલ ઉપર લક્ષ આપતો હતો. તેણે સર્વ રાજસત્તા પોતાના હાથમાં લીધી હતી. હવે તે લશ્કરી સત્તા વધારવા માંગતો હતો. તે માટે ટર્કી અને રૂશીઆ વચ્ચેની લડાઈ, એ સંધિ તેને ઠીક હાથ લાગી.

**ક્રીમીઅન વિગ્રહનાં કારણો.**—જેરૂસેલમ ખ્રિસ્તી લોકોનું પવિત્ર ધામ ગણાતું હતું, પણ તે ટર્કીને તાબે હતું. તેમાં ખ્રિસ્તી ધર્મના લોકોની ઘણી વસ્તી હતી. તેઓના ધર્મનું રક્ષણ કરવાની

જુમ્મેદારી મારાપર છે એમ રૂશીઆનો ઝાર નિકોલસ ૧લો સમજતો હતો. રૂશીઆના પરદેશ ખાતાના પ્રધાન મેચિકૉફે તે સંબંધે ટર્કીના સુલતાન પાસે કેટલીક માગણી કરી. તેપર સુલતાને ધ્યાન આપ્યું નહિ. ત્યારે મામલો લડાઈની હદ સુધી આવી પહોંચ્યો. રૂશીઆએ ડૅન્યૂબ નદીની આસપાસ આવેલા ટર્કીના મૉલ્ડેવિઆ અને વૉલેકિઆ પ્રાંતોપર એકદમ હુમલો કર્યો, અને ૧૮૫૩ના નવેમ્બર મહિનામાં ટર્કિશ કાફલાને કાળા સમુદ્રમાં હરાવ્યો. આ વિગ્રહમાં ઈંગ્લૅંડ, ફ્રાન્સ અને સાર્ડિનીઆએ ટર્કીનો પક્ષ લીધો. ૧૮૫૪ના માર્ચમાં ઈંગ્લૅંડે લડાઈ જાહેર કરી.

**ક્રીમીઅન વિગ્રહ, (૧૮૫૪-૧૮૫૬).**—ઈંગ્લિશ, ફ્રેન્ચ અને ટર્કીશ સંયુકત સૈન્યે વાર્ના આગળ પડાવ નાંખી રૂશીઆને મૉલ્ડેવિઆ અને વૉલેકિઆ પ્રાંત ખાલી કરવાની ફરજ પાડી. રૂશીઆને ત્યાંથી




પાછા હઠવું પડયું. પછી મિત્રરાજ્યોએ કાળા સમુદ્રની કિનારે આવેલા રૂશીઆના સેબાસ્ટપોલ નામના મજબુત કિલ્લાપર હલ્લો કરવાનો ઠરાવ કર્યો. ૧૮૫૪ના સપ્ટેમ્બર મહિનામાં ક્રીમીઆના

દ્વિપકલ્પમાં દાખલ થઈ આલ્માની લડાઈમાં રૂશીઆને હરાવ્યું, અને સેબાસ્ટપોલને ઘેરો ઘાલ્યો (અક્ટોબર, ૧૮૫૪).

સેબાસ્ટપોલ કિલ્લાની નજીક બ્રિટિશ સૈન્યે સઘળી યુધ્ધ સામગ્રી સાથે પડાવ કર્યો હતો. તેનાપર ઉપરાઉપરી રૂશીઅન સૈન્ય હુમલા કરતું હતું. પણ રૂશીઆનું કંઈ વળતું નહોતું. પણ પછી શિયાળો બેસતાં ઠંડી, વરસાદ અને વાવાઝોડાંથી અંગ્રેજોને બહુ હાડમારી ભોગવવી પડી. તેઓની સામગ્રી ખુટવા આવી. અન્ન વસ્ત્રની આપદા પડવા લાગી. નવી સામગ્રી આવી પહોંચવામાં ઢીલ થઈ, તેથી ભૂખ, કૉલેરા અને તાવની બીમારીથી બ્રિટિશ સૈન્ય હાલ હવાલ થઈ ગયું.

ઇંગ્લૅંડમાં તે માટે બૂમરાણ થઇ રહી. ગેરબંદોબસ્ત માટે પ્રધાન-મંડળપર ટીકા થવા લાગી, ત્યારે લૉર્ડ ઍબર્ડીને રાજીનામું આપ્યું, અને પામર્સ્ટન મુખ્ય પ્રધાન થયો (૧૮૫૫).

પામર્સ્ટને ઘણા ઉત્સાહથી સૈન્ય માટે સર્વવ્યવસ્થા કરી દીધી. દરમ્યાન ૧૮૫૫ના ફેબ્રુઆરીમાં ઝાર નિકોલસ મરણ પામ્યો અને એલેકઝાંડર રજો ગાદીપર આવ્યો ત્યારે વિગ્રહ બંધ થઇ સલાહ થશે એમ લાગતું હતું. પણ રૂશીઆએ ન માનવાથી લડાઈ ચાલુ રહી. મિત્રરાજ્યોએ ક્રીમીઆમાં દોઢ લાખ સૈનિકોનો જમાવ કર્યો હતો. અને સેબાસ્ટપોલપર જબરો હલ્લો ચાલુ રાખ્યો હતો. ૧૮૫૫ના સપ્ટેમ્બરમાં ફ્રેન્ચોએ મૅલેકૉફ હસ્તગત કર્યું ત્યારે રૂશીઅનોએ સેબાસ્ટપોલનો કિલ્લો દુસ્મનોને હવાલે કર્યો.

**પૅરિસની સંધિ, (૧૮૫૬).**—સેબાસ્ટપોલ પડયા પછી ક્રિમીઅન યુધ્ધનો અંત આવ્યો. ૧૮૫૬ના માર્ચમાં પૅરિસમાં દુશ્મન રાજ્યોની પરિષદ ભરાઇ. પૅરિસની સંધિ થઈ, તેની શરતો પ્રમાણે ટર્કીની સ્વતંત્રતા સર્વેએ કબૂલ કરી. મૉલ્ડેવિઆ અને વૉલેકિઆના ખ્રિસ્તી પ્રાંતોને સ્વરાજ્ય મળ્યું, કાળો સમુદ્ર વેપાર માટે ખુલ્લો કરવામાં આવ્યો અને કાળા સમુદ્રને કોઈપણ બંદરે રૂશીઆએ લડાઇનાં વહાણો કે યુધ્ધ સામગ્રી રાખવી નહિ એવું ઠરાવવામાં આવ્યું.

**ઇટલીનું સંયુક્ત થવું.**—પૅરિસની સંધિથી દક્ષિણ-પૂર્વ

યુરોપમાં રૂશીઆની વૃધ્ધિ થતી અટકી, પછી યુરોપના બીજા દેશોમાં અંતસ્થ ઘણા ફેરફાર થયા. ૧૮૪૮માં યુરોપમાં થયેલી ક્રાંતિકારક ચળવળનું કંઇ પરિણામ આવ્યું નહોતું. પણ તે પવન પાછો ૧૮૫૮માં વાવા લાગ્યો. ફ્રાન્સની મદદથી સંયુકત થયેલા ઇટલીએ ૧૮૫૯માં ઑસ્ટ્રિયાની ઝુંસરી કાઢી નાંખી. પછી ૧૮૬૦માં ગૅરિબોલ્ડીએ નેપલ્સ અને સિસિલી સંયુક્ત ઇટલીમાં આણ્યાં, અને ૧૮૬૧માં વિકટર ઇમૅન્યુઅલને સંયુકત ઇટલીનો રાજા બનાવ્યો. પછી ૧૮૬૬માં વેનિસ અને ૧૮૭૦માં રોમ સંયુકત ઇટલીમાં ભળ્યાથી ઇટલીનું એકીકરણ સંપૂર્ણ રીતે થયું..

**જર્મન સામ્રાજ્યની સ્થાપના અને ફ્રૅંકો-જર્મન વિગ્રહ, (૧૮૭૦).**—ઇટલી પ્રમાણે જર્મન રાજ્યોનું પણ એકીકરણ થયું. ૧૮૬૪માં જર્મન અને ઑસ્ટ્રિયન સંસ્થાનોએ મળી જઇ ડેનમાર્કનો શ્લેસ્વીગ હૉલ્સ્ટેન પ્રાંત જીતી લીધો. પણ તે પ્રાંતની વહેંચણી કરતાં જર્મની અને ઑસ્ટ્રિયા લડી પડયાં. ૧૮૬૬માં સૅડોવાની લડાઈમાં પૃશિયાએ ઑસ્ટ્રિયાને હરાવ્યું, અને બીજાં જર્મન રાજ્યોએ મળી ઑસ્ટ્રિયાના હાલ હવાલ કર્યા. પછી પૃશિયાના રાજા ૧લા વિલિઅમ અને તેના મુખ્ય પ્રધાન બિસ્માર્કની સલાહ પ્રમાણે આખું જર્મની ચાલવા લાગ્યું. તેમની મદદથી પૃશિયાએ ફ્રાન્સપર હુમલો કર્યો અને ૧૮૭૦માં પૅરિસ પાટનગર જીતી લીધું અને ફ્રાન્સના રાજાને કેદ કર્યો એટલે ફ્રાન્સ સાથે સંધિ થઈ. તે સંધિથી ફ્રાન્સના ઍલ્સેસ અને લૉરેન પ્રાંતો જર્મનીને મળ્યા. આ ફ્રૅંકો-જર્મન વિગ્રહથી આખું જર્મની સંયુકત થઇ ગયું, અને ૧૮૭૧માં બીજો વિલિઅમ સંયુકત જર્મનીનો શહેનશાહ થયો.

**અમેરિકાના સંયુક્ત સંસ્થાનોમાં આંતર મુલ્કી વિગ્રહ, (૧૮૬૧–૧૮૬૫).**—યુરોપમાં આમ ધમાચકડી ચાલતી હતી ત્યારે અમેરિકામાં સંયુકત સંસ્થાનો ગુલામગીરીના પ્રશ્ન ઉપર માંહોમાંહે લડી પડયાં (૧૮૬૧). ઉત્તર સંસ્થાનો ગુલામગીરીની પધ્ધતિ બંધ કરવા માંગતાં હતાં, ત્યારે દક્ષિણના સંસ્થાનો તે રિવાજ કાયમ રાખવા માંગતાં હતાં. એ પ્રશ્ન ઉપર દક્ષિણનાં સંસ્થાન છૂટાં પડવા

માંગતાં હતાં. તેથી અંતસ્થ યુધ્ધ શરૂ થયું, તે ચાર વર્ષ ચાલ્યું, અને આખરે દક્ષિણની હાર થઈ અને અમેરિકાનું ઐક્ય કાયમ રહ્યું (૧૮૬૫).

યુરોપના આ ધાલમેલના વખત દરમ્યાન (૧૮૫૯–૧૮૬૫) પામર્સ્ટન ઇંગ્લૅંડનો મુખ્ય પ્રધાન હતો, અને પરદેશી રાજ્યનીતિ તેજ નક્કી કરતો હતો. આ વેળા તેણે તટસ્થપણાનું ધોરણ રાખ્યું હતું. ઇટલીની સ્વતંત્રતાની લડાઈમાં તેણે ઇટલીને નૈતિક ટેકો આપ્યો હતો. આ વખતે તેણે ફ્રાન્સ સાથે પણ સલુકાઈ રાખી હતી. ૧૮૬૦માં તેણે ફ્રાન્સ સાથે વેપાર બાબત એક સંધિ કરી હતી.

૧૮૬૫માં પામર્સ્ટન મરણ પામ્યો, પછી વડા પ્રધાન રસેલનું પ્રધાન-મંડળ થયું. પણ તે એકજ વર્ષ ટક્યું. ત્યારપછી ડર્બી-ડીઝરાયલીનું પ્રધાનવટું થયું. તે ૧૮૬૮ સુધી ચાલ્યું. ૧૮૬૮માં ગ્લૅડસ્ટને લિબરલ પ્રધાનમંડળ રચ્યું તે ૧૮૭૪ સુધી અધિકારે રહ્યું. ફ્રૅંકો-જર્મન વિગ્રહ વખતે ગ્લૅડસ્ટન પ્રધાનવટે હતો. તેણે તટસ્થપણાનું ધોરણ રાખ્યું હતું, તેથી જર્મની સહેલાઈથી વિજયી થઈ શક્યું. આજ વખતે દક્ષિણ-પૂર્વ યુરોપમાં રૂશીઆ પાછું સળવળવા લાગ્યું. ૧૮૫૬ની પૅરિસની સંધિની વિરૂધ્ધ જઇ કાળા સમુદ્રમાં રૂશીઅન કાફલો રાખવાનું તેણે જાહેર કર્યું. તોપણ તટસ્થ રાજ્યનીતિવાળા ગ્લૅડસ્ટને તે તરફ લક્ષ આપ્યું નહિ. અમેરિકામાં અંતસ્થ યુધ્ધ પ્રસંગે દક્ષિણ સંસ્થાનો તરફ ઇંગ્લૅંડની સહાનુભૂતિ હતી. તેઓ માટે અૅલાબામા નામનું એક લડાયક વહાણ ઇંગ્લૅંડમાં બાંધવામાં આપ્યું હતું, તેથી ઉત્તર સંસ્થાનો સાથે ઇંગ્લૅંડને લડાઈમાં ઉતરવાનો પ્રસંગ આવ્યો હતો, પણ તે બાબતનો સમજુતીથી નિકાલ લાવવામાં આવ્યો, અને લડાઈ થઈ નહિ.

અમેરિકા અને રૂશીઆના સંબંધની રાજ્યનીતિ માટે ગ્લૅડસ્ટનને પ્રધાનવટું છોડવું પડ્યું. તેના પછી ડીઝરાયલીએ પ્રધાનમંડળ રચ્યું (૧૮૭૪–૧૮૮૦).

**ડીઝરાયલીનું પ્રધાનવટું, (૧૮૭૪–૧૮૮૦).**—આ અરસામાં બાલ્કન દ્વિપકલ્પ ખળભળી ઉઠ્યો હતો. બાલ્કનની ખ્રિસ્તી વસ્તી ઉપર ટર્કીની ઇસ્લામી ઝુંસરી હતી. તે તેમને સાલતી હતી. પણ બાલ્કનના

ખ્રિસ્તી લોકો જુદીજુદી જાતના હતા, તેમના રીતરિવાજ આચારવિચાર અને સંસ્કૃતિમાં ઘણી ભિન્નતા હતી, તેથી તેઓ એકત્ર થઈ શકતા નહોતા. એ લોકો પૈકી મોટો ભાગ સ્લાવ જાતનો હતો. સ્લાવ જાતિ બલ્ગેરીઆએ પહેલું બંડ કર્યું. પણ ટર્કીએ તેને દબાવી દીધું. પછી સર્વિઆ અને મૉન્ટીનીગ્રોએ બંડ કર્યાં, તેપણ ટર્કીના સુલતાને દબાવી દીધાં.

ત્યારે સ્લાવ જાતના રૂશીઆએ તેમનો પક્ષ લઇ ટર્કીપર સ્વારી કરી. ટર્કિશ ફોજને હરાવી બલગેરીઆ જીતી લીધું, પછી ટર્કીના પાટનગર કૉન્સ્ટૅન્ટીનોપલ તરફ કૂચ કરવા માંડી.

**ટર્કી વિરૂધ્ધ રૂશીઆનું યુધ્ધ અને સૅનસ્ટેફૅનો અને બર્લિનની સલાહ, (૧૮૭૮).**—જ્યારે રૂશીઆએ કૉન્સ્ટૅન્ટીનોપલ તરફ ચાલવા માંડ્યું ત્યારે ઇંગ્લંડ જાગ્યું. ભૂમધ્ય સમુદ્રમાં રૂશીઆને આવતું અટકાવવા માટે મુખ્ય પ્રધાન ડીઝરાયલી અર્લ ઑફ બીકન્સફીલ્ડે એક બ્રિટિશ અરમાર મારમોરાના સમુદ્રમાં રવાના કરી દીધો, અને ઇંગ્લૅંડથી એક સ્વયંસેવક દળ અને હિંદુસ્થાનની એક ફોજ ટર્કીની મદદે મોકલી. આમ ઇંગ્લૅંડને ટર્કીની મદદે આવેલું જોઈ રૂશીઆએ ટર્કીની સાથે સૅનસ્ટેફૅનોની સંધિના કોલકરાર કર્યા. એ સંધિની કેટલીક શરતો ઇંગ્લૅંડના વડા પ્રધાન લૉર્ડ સૅાલ્સબરીને પસંદ નહોતી. તેથી તેણે યુરોપનાં બીજાં રાજ્યોની એક પરિષદ બર્લિનમાં ભરી. યુરોપનાં આ બધાં રાજ્યો સાથે લડવું પડશે એમ જાણી રૂશીઆએ લૉર્ડ સૅાલ્સબરીની યોજના કબલ કરી. ૧૮૭૮ના જૂન મહિનામાં બર્લિનની સંધિ થઇ, તેણે બાલ્કન દ્વિપકલ્પની ગુંચ છોડી. બલગેરીઆને સ્વરાજ્ય મળ્યું. રૉમૅનીઆ સર્વિઆ અને મૉન્ટીનીગ્રો સ્વતંત્ર થયાં, ઑસ્ટ્રિયાને બૉસનીયા પ્રાંત મળ્યો, રૂશીઆ અને ગ્રીસને ટર્કીના સામ્રાજ્યમાંથી કેટલોક ભાગ મળ્યો, અને ઇંગ્લૅંડને સાઇપ્રસ બેટ મળ્યો.

આ પ્રમાણે ૧૮૭૮માં બર્લિનની સંધિથી રૂશીઆની મહત્વાકાંક્ષા ફળીભૂત થવામાં અટકાવ થયો, ટર્કી જીવતું રહ્યું, અને બાલ્કન દ્વિપકલ્પની ખટપટનો હાલતુરત તો સમાધાનકારક નિકાલ થયો.

એ પૂર્વે ઇટલીનું ઐક્ય થઈ ચૂક્યું હતું, સંયુક્ત જર્મન રાજ્ય સ્થપાયું હતું, ગ્રીસ સ્વતંત્ર થયું હતું, અને નાનાંનાનાં યુરોપી રાજ્યોના હકના રક્ષણની વ્યવસ્થા કરવામાં આવી હતી. એટલે યુરોપી રાજ્ય પ્રકરણમાં લક્ષ આપવાની જરૂર હવે કોઈ મોટાં રાજ્યને રહી નહોતી. ત્યારે દુનીઆના બીજા ભાગો તરફ યુરોપીઅન મુત્સદ્દીઓનું લક્ષ દોરાવા લાગ્યું. આખી દુનીઆના બધા ખંડોમાં પ્રસરેલું બ્રિટિશ સામ્રાજ્ય, બ્રિટિશ વેપાર, સમુદ્રઉપરનું બ્રિટિશ ઉપરીપણું, એ બધું બીજાં યુરોપી રાજ્યની આંખમાં ખુંચતું હતું. એવીજ રીતે સંસ્થાનો, વેપાર અને સમુદ્ર ઉપર શ્રેષ્ઠત્વની બાબતમાં પોતાની પ્રગતિ કરવાની ઇચ્છા યુરોપના કેટલાંક રાજ્યોને થવા લાગી. વરાળથી ચાલતાં યંત્રોની શોધોથી બધાં યુરોપી રાજ્યોએ પોતપોતાની પ્રગતી કરી મૂકી હતી. હવે પોતાના દેશોમાં બનતો માલ વગે કરવાની અને વધતી જતી વસ્તીને ઠેકાણે પાડવા માટેની સોઈ કરવાની તેમને જરૂર હતી. અમેરિકા, વેસ્ટ ઇંડીઝ, ઑસ્ટ્રેલીઆ, ન્યુઝીલૅંડ વગેરે દેશો અને બેટોતો અત્યાર પૂર્વે ભરાઈ ગયા હતા. હવે એશિઆ અને આફ્રિકા ખંડો બાકી હતા. તે તરફ યુરોપી રાજ્યોએ પોતાનું લક્ષ દોડાવવા માંડ્યું.

**ઇંગ્લૅંડનો ઇજીપ્ટ સાથેનો સંબંધ, (૧૮૬૩-૧૮૮૯).—** પ્રાચીન કાળથી પ્રસિધ્ધ થયેલા ઇજીપ્ટપર ટર્કીના સુલતાને ઉપરીપણું સ્થાપ્યું હતું. પરંતુ એ ઉપરીપણું માત્ર નામનુંજ હતું. ટર્કી તરફના સુબેદાર તરીકે મહંમદઅલ્લી ઇજીપ્ટનો કારભાર ચલાવતો હતો, પણ તે વાસ્તવિક રીતે સ્વતંત્ર જેવોજ હતો. તે ૧૮૬૩માં મરણ પામ્યો ત્યારે તેનો પૌત્ર ઇસ્માઇલ પાદશાહ ગાદીપર આવ્યો. સુલતાને તેને ખેદીવનો ઇલ્કાબ આપ્યો હતો. એના વખતમાં ઇજીપ્ટનું રાષ્ટ્રીય દેવું સાડાચાર કરોડથી વધી દોઢસો કરોડનું થયું હતું. આ દેવાનો મોટો ભાગ સ્વેઝની નહેરના શેરો લેવા પછવાડે થયો હતો. એ દેવું વસૂલ કરવા માટે તેણે પ્રજાપર ભારે કરો મૂકયા હતા. દેવું વાળવા માટે પ્રજા પાસેથી વધુ કર મળી શકે એમ નથી એવું જોઈ તેણે સ્વેઝની નહેરની કંપનીના શેરો વેચવા કાઢયા. આ વાતની ડીઝરાયલીને ખબર પડતાં તેણે ઇંગ્લૅંડને નામે ૬ કરોડ રૂપીઆના શેરો ખરીદ કરી લીધા.

શેરોના વેચાણની ઉપજમાંથી ઈસ્માઇલે સાઉકારનું દેવું પતાવવાની સાફ ના પાડી. પણ એ સાઉકારો અંગ્રેજ અને ફ્રેન્ચ વેપારીઓજ હતા. તેથી આ કારણસર ઈજીપ્ટના અંતસ્થ કારભારમાં હાથ ઘાલવાનો ઈંગ્લૅંડને લાગ મળ્યો. સ્વેઝની નહેરને રસ્તે હિંદુસ્થાન જવા આવવાના માર્ગમાં ઈજીપ્ટ મધ્યમાં હતું, તેથી તેપર ઈંગ્લૅંડનો ડોળો તો હતોજ. તેમાં આ લાગ ઠીક હાથ લાગ્યો. ઇગ્લૅંડે અને ફ્રાન્સે વચ્ચે પડી ૧૮૭૯માં ઈસ્માઇલ પાશાને પદભ્રષ્ટ કર્યો, અને તેના છોકરા તોફીકને ઈજીપ્ટનો સુબેદાર બનાવ્યો. પણ એવી શરતે કે ઈજીપ્ટના રાજ્યનું નાણાંખાતું તેણે ઈંગ્લૅંડ અને ફ્રાન્સના નીમેલા બે અમલદારના હાથમાં સોંપવું.

આ પ્રમાણે ઇજીપ્ટમાં અંગ્રેજો અને ફ્રેન્ચોએ પગ પેસારો કર્યો તે ઈજીપ્ટના લોકને બીલકુલ ગમ્યું નહિ. તેઓ ઈજીપ્ટમાંથી તેમનો પગ કાઢવા માંગતા હતા. તે માટે અરબ્બીપાશા નામના એક સરદારે ખટપટ શરૂ કરી. તેમાં તે ફાવ્યો અને રાજ્યકારભારની સત્તા તેના હાથમાં આવી. ઍલેકઝાંડ્રીઆમાં હુલ્લડ થયું, તેમાં ઘણા યુરોપીઅનોની કતલ થઇ. ઈજીપ્ટની આ અંધાધુંધી અટકાવવા માટે યુરોપી રાજ્યોની એક પરિષદ કૉન્સ્ટૅન્ટીનોપલમાં ભરાઈ. પણ એ પરિષદથી કંઇ નિકાલ થયો નહિ. ત્યારે ઈંગ્લૅંડે એકલાએ ઈજીપ્ટપર હુમલો કર્યો, અને એલેકઝાન્ડ્રીઆ બંદરના કિલ્લાને જમીનદોસ્ત કરી નાંખ્યો. પછી સર ગાર્નેટ વુલ્સ્લી નામના સરદારને લશ્કર આપી ઈજીપ્ટમાં મોકલ્યો. તેણે ૧૮૮૨ના સપ્ટેમ્બરમાં ટેલએલ કબીરની લડાઈમાં અરબ્બી પાદશાહને હરાવી કેદ કરી સીલોન મોકલાવી દીધો. અને ઈજીપ્ટમાં ખેદીવની સત્તા પાછી સ્થાપિત કરી.

અરબ્બી પાશાની હાર પછી ખેદીવની હકુમત નીચેના સૂદાનના વિસ્તીર્ણ મૂલકમાં બંડ થયું. મુસલમાન લોકમાં એક એવી માન્યતા છે કે મહાદી નામે એક બીજો પેગંબરનો અવતાર થશે ત્યારે આખી આલમ ઈસ્લામી થઈ જશે. આ માન્યતાનો લાભ લઇ એક સાહસિક માણસે પોતે મહાદી છે એવું જાહેર કર્યું. સૂદાનની પ્રજા ઇસ્માઇલના જુલમથી ત્રાહે ત્રાહે પોકારી રહી હતી, એટલે આ મહાદીને ઘણા માણસો આવી મળે તેમાં કંઈ નવાઇ નથી. મહાદીને દાબી દેવા માટે

ખેદીવે હિક્સ નામના એક સરદારને સૈન્ય આપી મોકલ્યો પણ તેની હાર થઈ (૧૮૮૩). આમ ખેદીવના સૈન્યની હાર થયેલી જાણી ઈંગ્લૅંડે ઇજીપ્ટમાં વચ્ચે પડવાનો ઠરાવ કર્યો.

મહાદીને તાબે કરવા ઈંગ્લૅંડે ગૉરડન નામના એક શૂરા અને પરાક્રમી સરદારને સૂદાન મોકલ્યો. ગૉરડને ત્યાં જઈ સૂદાનનું પાટનગર ખાર્ટૂમ જીતી લીધું. અને સૂદાનમાં બંદોબસ્ત કરવા તે ખાર્ટૂમમાં રહ્યો. પણ પછી મહાદીના અનુયાયીઓએ ખાર્ટૂમને ઘેરો ઘાલ્યો. અને ગૉરડન તેના સૈન્ય સાથે શહેરમાં ગોંધાઇ રહ્યો. ગ્લૅડસ્ટને મદદ મોકલવામાં ઘણી ઢીલ કરી. પછી પાંચ મહિને વુલ્સલીને સૈન્ય આપી ગૉરડનની કુમકે મોકલ્યો. પણ આ કુમક વેળાસર આવી પહોંચી નહિ. ૩૧૭ દિવસ સુધી શહેરનો બચાવ કરતાં ગૉરડન માર્યો ગયો, અને ખાર્ટૂમ શત્રુના હાથમાં ગયું.

મહાદીને જેર કરવા જેટલું ખેદીવનું સામર્થ્ય નહોતું. ઈંગ્લિશ સૈન્યની મદદથીજ તે રાજ્યગાદી મેળવવા પામ્યો હતો, અને તેની મદદ વગર તે ગાદીપર ટકી શકે એમ હતું નહિ. માટે તેને સહાય કરવા ઈંગ્લૅંડે ઠરાવ કર્યો.

ઇજીપ્ટ ટર્કીના સુલતાનને તાબે હતું. દર વર્ષે તેને ખંડણી ભરવી પડતી હતી. સૈન્યના સંબંધમાં તેને ટર્કીના હુકમ પ્રમાણે ચાલવું પડતું હતું. પણ તે શિવાય બીજી બધી રીતે ઇજીપ્ટનો પાશા સ્વતંત્ર હતો એમ કહેવામાં કંઈ હરકત નથી. ઇજીપ્ટનો કારભાર વ્યવસ્થિત રીતે ચાલતો હતો, કેમકે તેને બ્રિટિશ સૈન્યની અને બ્રિટિશ કૉન્સલ લૉર્ડ ક્રોમરની મદદ હતી. લૉર્ડ ક્રોમરની દેખરેખ નીચે ઇજીપ્ટની ઉન્નતિ થતી જતી હતી. દેશમાં કેળવણીનો પ્રચાર થતો હતો, ન્યાય શુધ્ધ મળતો થયો હતો, આર્થિક સ્થિતિ સુધરતી જતી હતી, અને ખેતીને ઉત્તેજન મળ્યું હતું. ઇજીપ્ટની ઘણી ફળદ્રુપ પણ પડતર પડી રહેલી જમીન ખેડાણ થઇ હતી. આમ ઇજીપ્ટમાં ઈંગ્લૅંડનો લાગવગ વધતો જતો હતો તે યુરોપી રાજ્યોથી દેખી ખમાતું નહોતું. તેમાં ખાસ કરી ફ્રાન્સને તે બહુ ખુંચતું હતું. કેમકે ઇજીપ્ટની આર્થિક સ્થિતિમાં ફ્રાન્સનું ઘણું હિત સમાયલું હતું. તોપણ બંને રાજ્યો

માંહોમાંહે સમજી ગયાં. ઈંગ્લૅંડે મોરૉક્કોના સંબંધમાં વચ્ચે ન પડવાનું ફ્રાન્સને વચન આપ્યું, અને ફ્રાન્સે ઇજીપ્ટના રાજકારભારમાં અંગ્રેજોને હરકત નહિ કરવાની કબૂલાત આપી.

ફ્રાન્સ સાથે ઉપર પ્રમાણે સમજુતી થયા પછી ઇજીપ્ટનો તમામ કારભાર બ્રિટિશ દેખરેખ તળે આવ્યો. બ્રિટિશોએ ઇજીપ્ટના સૈન્યને કવાયદ શીખવી તૈયાર કર્યું, પછી મહાદીની પછી સૂદાનની ગાદીપર આવનાર ખલીફા પાસેથી સૂદાન પાછું જીતી લેવાનો ઠરાવ કર્યો. ઇજીપ્ટના સૈન્યની સરદારી લૉર્ડ કિચનેરને આપવામાં આવી. તેણે ૧૮૯૮માં ખલીફાને ઉમડરમાનની લડાઈમાં હરાવી ખાર્ટૂમ જીતી લીધું, અને આખા સૂદાનનો વિશાળ પ્રદેશ પોતાની દેખરેખ નીચે લીધો.

ઈંગ્લૅંડની માફક યુરોપનાં બીજાં રાજ્યો આફ્રિકામાં જેટલો મેળવાય તેટલો મુલક મેળવવાની દોડાદોડીમાં પડયાં હતાં. ફ્રાન્સ, જર્મની, ઇટલી તેમાં મુખ્ય હતાં. ફ્રાન્સે આફ્રિકાના વાયવ્ય ખુણામાં આવેલો ફ્રાન્સથી ૧૫ ગણો મોટો પ્રાંત અલજીરીઆ પોતાના તાબામાં લીધો. જર્મનીએ પૂર્વ અને પશ્ચિમ કિનારે ૧૦ લાખ ચોરસ માઈલ જેટલો મુલક પોતાના અમલ નીચે આણ્યો. બેલજીઅમે ૧૮૮૦માં કૉંગો ફ્રી સ્ટેટ નામનું સંસ્થાન સ્થાપ્યું. પોર્ટુગલે પણ પૂર્વ અને પશ્ચિમ કિનારે ઘણો મુલક હસ્તગત કરી લીધો, અને ઇટલીએ સોમાલી-લૅંડ પોતાના તાબામાં લીધો.

ફ્રાન્સ, જર્મની, ઇટલી, પોર્ટુગલ અને બેલજીઅમ આફ્રિકામાં મુલકો મેળવતાં હતાં ત્યારે ઈંગ્લૅંડ કંઈ સલકણું બેસી રહ્યું નહોતું. કેપ કૉલોની, નાતાલ, સીએરાલીઓન, ગોલ્ડકોસ્ટ વગેરે પ્રદેશો તો અત્યાર અગાઉ ઈંગ્લૅંડે મેળવેલાજ હતા. અને આ વખતે બેચુઆના-લૅંડ અને રહોડેશીઆ નામના બે વિશાળ પ્રદેશો મેળવ્યા. વેસ્ટ આફ્રિકા કંપનીએ નાઈજીરીઆ પ્રાંત મેળવ્યો અને ૧૯૦૦ની સાલથી ત્યાં બ્રિટિશ હકુમત ચાલવા માંડી. તેજ પ્રમાણે બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા કંપનીએ પૂર્વ આફ્રિકા અને યુગૅન્ડા પ્રાંતો ઈંગ્લૅંડના કાબૂમાં આણ્યા. આ શિવાય ૧૮૮૪માં સોમાલીલૅંડ અને ૧૮૯૧માં ઝાંઝીબાર બ્રિટિશ તાબાના મુલક થયા હતા.

આફ્રિકા ખંડ પ્રમાણે પૂર્વ એશીઆમાં પણ મુલક મેળવવા માટે યુરોપી રાજ્યોની ધરપચ ચાલુજ હતી. ૧૯મી સદીની શુરૂઆતમાં ઇંગ્લૅંડે મલાયા દ્વિપકલ્પમાં મલાકા અને સિંગાપોર મેળવી ત્યાં સ્ટ્રેટ્સ સેટલમેન્ટ્સ નામનાં સંસ્થા કર્યાં હતાં. પછી ૧૮૭૦ના અરસામાં આખા દ્વિપકલ્પપર હાથ લંબાવી ૧૮૯૬માં તેને પોતાના તાબામાં લીધો. ૧૮૮૮માં ઉત્તર બોર્નીઓ અને સારાવાક કબજામાં લીધાં. પૅસિફિક મહાસાગરમાં ફિજિનો બેટ ૧૮૭૪માં અને તે શિવાય નાનાનાના ઘણા ટાપુઓ ઇંગ્લૅંડે હસ્તગત કરી લીધા.

દુનીઆમાં જૂનામાં જૂના દેશોમાંનો એક ચીન દેશ છે. તે તરફ ૧૯મી સદીની આખરે ઘણાં યુરોપી રાજ્યોનો ડોળો ફરકયો હતો. ૧૮૪૦માં ઇંગ્લૅંડને ચીન સાથે પહેલો ચીનાઇ વિગ્રહ થયો હતો. ચીન ચોરી ચુપકીથી અફીણની આયાત કરતું હતું, તેથી આ લડાઈ ઉદ્‌ભવી હતી. આ લડાઇને પરિણામે ચીનની દક્ષિણે હૉંગકૉંગ બેટ અંગ્રેજોને મળ્યો. અંગ્રેજોના હાથમાં આવ્યા પછી હૉંગકૉંગ બહુ માતબર શહેર થઇ પડયું છે. દુનીઆના ૬ મોટાં બંદરોમાં તેની ગણત્રી થાય છે.

ત્યારપછી ૧૮૫૭–૬૦ દરમ્યાન ઇંગ્લૅંડને ચીન સાથે બીજી લડાઈ થઇ. કૅન્ટોન બંદરમાં લંગારેલાં એક અંગ્રેજી વહાણના વાવટાનું ચીનાઈ લોકે અપમાન કર્યું. તેથી આ વિગ્રહ થયો હતો. આ વિગ્રહમાં ઇંગ્લૅંડ અને ફ્રાન્સ સાથે હતાં. પરિણામે ચીને નુકસાની પેટે મોટી રકમનો દંડ આપવા અને પાટનગર પેકીનમાં યુરોપીઅન એલચીઓ રાખવાનું કબૂલ કર્યું.

ઇંગ્લૅંડ પ્રમાણે બીજાં યુરોપી રાજ્યોએ ચીનમાં પગ પેસારો કર્યો હતો. ચીનની દક્ષિણે પૅસિફિક મહાસાગરને કિનારે આવેલો કોચીનચીનનો વિસ્તીર્ણ મુલક ફ્રાન્સ હોઇઆં કરી ગયું હતું. ઉત્તરમાં પોર્ટ આરથરનું બંદર રૂશીઆ પચાવી પડયું હતું. અને કોરીઆનો દ્વિપકલ્પ પસરાવવાની તજવીજ ચલાવી રહ્યું હતું. ૧૮૯૮માં જર્મનીએ ક્યિાચાઉ પ્રાંત તાબામાં લીધો, અને ગ્રેટ બ્રિટને વાઈ-હાઈ-વાઇનો ટાપુ હસ્તગત કરી લીધો.

આવી રીતે ચીનમાં કંઇ કંઇ બહાને મુલકો મેળવ્યા પછી ત્યાં રેલ્વે, તાર વગેરેની સગવડો દાખલ કરવાનો કાર્યક્રમ યુરોપીઅનોએ શરૂ કર્યો. તેમજ ખાણો ખોદવાને હકો પણ તેઓ મેળવવા લાગ્યા. આ પ્રમાણે પોતાના દેશમાં પરદેશીઓનો પગપેસારો થયો તે ઘણા દેશાભિમાની લોકને પસંદ નહોતું. તેથી ૧૯૦૧ના અરસામાં પરદેશીઓને દેશમાંથી હાંકી કાઢવા માટે 'બૉક્સર' નામે એક મંડળ ઉભું થયું. તેણે પાટનગર પેકીનમાંથી યુરોપી એલચીઓને કાઢી મૂકવા એક કાવત્રું રચ્યું. ત્યારે બધાં યુરોપી રાજ્યોએ એક થઈ જઈ બૉક્સરોને હરાવ્યા અને તેમને હાથે થયેલા નુકસાન પેટે ચીન પાસે દંડની ભારે રકમ કઢાવી. યુરોપીઅનોની આવી આવી ખટપટોથી ચીન જાગ્યું, અને ૧૯૧૨માં રાજસત્તા કાઢી નાંખી તેની જગ્યાએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું.

૧૮૭૮માં થયેલી બર્લિનની સંધિ પછી યુરોપમાં કોઈ મોટું યુધ્ધ તો થવા પામ્યું નહોતું, પણ ઈંગ્લૅંડ, રૂશીઆ, જર્મની અને ફ્રાન્સ વચ્ચે દુનીઆમાં ઠેકાણે ઠેકાણે મુલકો મેળવવાની સરસાઈ ચાલી રહી હતી. એકએકની તરફ શંકાની નજરથી તેઓ જોતાં હતાં. એકએકના સામે ઘુરકયાં કરતાં હતાં. ઇર્ષ્યાનો અગ્નિ ધુમાયાં કરતો હતો, તેમાંથી ૧૯૧૪નો ભયંકર ભડકો ઉઠ્યો હતો.

# પ્રકરણ ૩૦ મું

## ૧૯મા અને ૨૦મા સૈકાનું આયર્લૅંડ

(૧૮૧૫–૧૯૨૪).

૧૮૨૩, 'આઇરિશ રોમન કૅથૉલિક ઍસોસીએશન'ની સ્થાપના.—૧૮૪૩, ઓકોનેલના વ્યાખ્યાનો.—૧૮૪૬, આયર્લૅંડમાં દુકાળ.—૧૮૭૯, આઇરિશોનો નેતા પારનેલ.—૧૯૧૬, આયર્લૅંડમાં બંડ.—૧૯૧૮, સીનફીનની હિંસાત્મક ચળવળ.—૧૯૨૦, આયર્લૅંડના ઉત્તર અને દક્ષિણ એવા બે વિભાગ થયા.—૧૯૨૨, આઇરિશ ફ્રી સ્ટેટનો કાયદો.

૧૯મી અને ૨૦મી સદીમાં આઇરિશ પ્રશ્ન ઈંગ્લૅંડનાં રાજ્યપ્રકરણમાં એક કાંટા સમાન હતો. એ પ્રશ્ન સંબંધમાં ઈંગ્લૅંડમાં બે મત હતા. એ સવાલના નિરાકરણે કંઈ કંઈ પ્રધાનમંડળો ઉથલાવી નાંખ્યાં હતાં. આયર્લૅંડમાં અસંતોષ દૂર કરવા માટે ૬૦ કરતાં વધારે કાયદા ૧૯મી સદીમાં વખતો વખત પસાર કરવામાં આવ્યા હતા; તોપણ ત્યાં શાંતિ થઈ નહોતી. છેવટે ૧૯૨૨ની સાલમાં આયર્લૅંડને 'ફ્રી સ્ટેટ' બનાવવામાં આવ્યું ત્યારથી આઇરિશ મામલો કંઈક ઠેકાણે આવવા લાગ્યો છે.

**ડૅનીએલ ઓકોનેલ.**—૧૮૧૫ની વૉટરલૂની લડાઈ પછી આયર્લૅંડનો રાજ્યદ્વારી સવાલ આઇરિશ નેતા ડેનીઅલ ઓકોનેલે ઉપાડી લીધો. તેણે લગભગ ત્રીસ વર્ષ સુધી જોસભેર ચળવળ ચલાવી. ઓકોનેલ ધર્મે રોમન કૅથૉલીક હતો, અને તેનો ધંધો વકીલનો હતો. એ ધંધામાં તેણે નાનપણથીજ ઘણી સારી નામના મેળવી હતી. તે સ્વભાવે આનંદી હતો. વિનોદી અને સુભાષિત વકતા હતો. તે પોતાનાં ભાષણોમાં અલંકાર શાસ્ત્રનો બહોળો ઉપયોગ કરી શ્રોતાઓને પોતાના મતના કરી લેતો હતો. તે કાયદેસર અહિંસાત્મક ચળવળનો હિમાયતી હતો, અને બંડ બળવાની વિરૂધ્ધ હતો.

**કૅથૉલિક ઍસોસીએસનની સ્થાપના, (૧૮૨૩).**—૧૮૧૫ સુધી રોમન કૅથૉલિક લોકોને પાર્લમેન્ટના સભાસદ થવાની બંધી હતી. પ્રથમ એ અન્યાય દૂર કરાવવા ઓકોનેલે ઝુંબેસ જોસભેર શરૂ કરી. ૧૮૨૩માં રોમન કૅથૉલિક ધર્માધિકારીઓને મેળવી લઈ તેણે



ડૅનીએલ ઓકોનેલ

રોમન કૅથૉલિક ઍસોસીએશનની સ્થાપના કરી, અને આખા આયર્લૅંડમાં ઠેરઠેર તેની શાખાઓ ઉઘાડી આઇરિશ પ્રજાનું સંગઠન કર્યું. પછી જે પ્રૉટેસ્ટન્ટો રોમન કૅથૉલિક પંથ વિરૂધ્ધના રાજ્યદ્વારી કાયદા રદ કરાવવાની ચળવળને ટેકો આપવા વચન આપે તેનેજ પાર્લમેન્ટના સભાસદ તરીકે ચુંટવા એવું આઇરિશ મતદારોને સમજાવ્યું. તે માટે ઠેરઠેર સભાઓ ભરી. પછી ક્લેર પરગણા તરફથી પોતે જાતે પાર્લમેન્ટના સભાસદ થવા માટે ઉમેદવારી કરી, અને ચુંટાયો પણ

ખરો. પણ કાયદાઅન્વયે રોમન કૅથૉલિક પંથવાળાઓથી પાર્લમેન્ટમાં બેસાય નહિ, એટલે તેની ચુંટણી નામંજૂર થઈ. ત્યારે જ્યાંજ્યાં જગા ખાલી પડે ત્યાંથી ઉમેદવારી કરવાનો ઠરાવ તેણે જાહેર કર્યો, અને રોમન કૅથૉલિકો વિરૂધ્ધનો આ રાજ્યદ્વારી અન્યાય દૂર કરાવવા ભયંકર ચળવળ ચલાવી. તેપરથી આયર્લૅંડમાં બળવો થશે કે શું એવી બીક લાગવા માંડી. તેથી લૉર્ડ વેલિંગટનના ટોરી પ્રધાનમંડળે ૧૮૨૯માં 'રોમન કૅથૉલિક ઇમૅનસિપેશન'—રોમન કૅથૉલિકોની મુક્તિનો કાયદો પસાર કર્યો. આ કાયદાથી કૅથૉલિકોને પાર્લમેન્ટના સભાસદ થવાની બંધી નીકળી ગઈ.

**ધાર્મિક પ્રશ્ન સંબંધે ચળવળ, (૧૮૩૩-૧૮૩૫).**—૧૮૩૨ના સુધારાના કાયદા પછી (Reform Bill) ઓકોનેલે પ્રૉટેસ્ટન્ટ પંથ વિરૂધ્ધ ચળવળ ચલાવી. આઇરિશ પ્રજાનો મોટો ભાગ રોમન કૅથૉલિક પંથી હતો. તોપણ રાજ્ય ધર્મ પ્રૉટેસ્ટન્ટ હતો, તેથી એ પંથને રાજ્ય તરફથી મદદ મળતી હતી. એ પંથના ખર્ચ નિભાવ માટે કૅથૉલિકોને ભારે કરો આપવા પડતા હતા. એ અન્યાય પણ દૂર કરાવવા માટે ઓકોનેલે ઝુંબેસ શરૂ કરી. એ ઝુંબેસે એવું ઉગ્રસ્વરૂપ ધારણ કર્યું કે તેને પરિણામે કર વસૂલ કરનારા અમલદારો અને કર ભરનારા માણસોનાં ખુન થવા લાગ્યાં. ત્યારે સરકારે સખત જાપ્તાના ઉપાયો લીધા. તેથી તો ઝુંબેસ વધારે ઉગ્ર થઈ અને અધિકજ પ્રસરી. એટલે ૧૮૩૫માં વડા પ્રધાન લૉર્ડ મેલબોર્ને ઓકોનેલ સાથે સમજુતીપર આવવાનું ઠરાવ્યું. ત્યારે ચળવળ ઠંડી પડી. આયર્લૅંડ ખાતાના અંડર સેક્રેટરીએ ઓકોનેલની સૂચના પ્રમાણે કરો સંબંધમાં કાંઇક સુધારા કર્યા. એ સુધારાથી ગરીબ ખેડુતોપર પડતો કરનો બોજો હવેથી જમીનદારોપર પડવા લાગ્યો. આ શિવાય સ્થાનિક સ્વરાજ્ય સંબંધે કેટલાક સુધારા કરી ગરીબ લોકોને મદદ કરવાનો એક કાયદો કરવામાં આવ્યો.

ત્યાર પછી ૧૮૪૧થી ઇંગ્લિશ અને આઇરિશ પાર્લમેન્ટનું એકીકરણ જે ૧૮૦૦ની સાલમાં થયું હતું તે રદ કરાવવા ઓકોનેલે કોશિશ કરવા માંડી. તેની માંગણી એવી હતી કે ઇંગ્લૅંડથી સ્વતંત્ર આઇરિશ

પાર્લમેન્ટ પાછી સ્થાપી આયર્લૅંડમાં પાર્લમેન્ટને જવાબદાર રાજ્યપધ્ધત્તિથી કારભાર ચલાવવો. ઓકોનેલની આ માંગણીને 'આઇરિશ હોમરૂલ માંગણી' કહે છે.

**આઇરિશ હોમરૂલ ચળવળ, (૧૮૪૩).**—હોમરૂલ ચળવળનો પ્રચાર કરવાને અને પ્રજામત તૈયાર કરવાને ઓકોનેલે ઠેરઠેર ભાષણો કરવા માંડયાં. એક વખતે એનું ભાષણ સાંભળવા અઢી લાખ માણસો જમા થયા હતા. આ પ્રમાણે ચળવળનું જોસ ઘણું વધી જતાં તેને દાબી દેવાની આવશ્યકતા સરકારને જાણાઈ. બીજી એક જંગી મીટિંગ ભરાવાની હતી તેને આગલે દિવસે વડા પ્રધાન પીલે સભાબંધીનું જાહેરનામું કાઢ્યું. આ હુકમનો અનાદર કરી સભા ભરવાનું ઠરાવવામાં આવ્યું, ત્યારે તે સભા તોડી નાખવા સરકાર તરફથી સર્વ તૈયારી કરવામાં આવી. ત્યારે ઓકોનેલે સભા ભરવાનું માંડી વાળ્યું. પછી ઓકોનેલને રાજ્યદ્રોહના ગુનાહ માટે તુરંગમાં પૂરવામાં આવ્યો, પણ ઉમરાવની સભાએ તેની શિક્ષા રદ કરી તેને છૂટો કર્યો. પણ સભાબંધીના હુકમને માન આપવા માટે ઓકોનેલની લોકપ્રિયતા ઓછી થઈ. અને આયર્લૅંડમાં 'તરૂણ આયર્લૅંડ' નામનો એક નવો પક્ષ ઉભો થયો. તેથી ઓકોનેલની ઉતરતી કળા થવા માંડી. પછી ત્રણ વર્ષ રહી ૧૮૪૭માં તે મરણ પામ્યો.

**આયર્લૅંડમાં દુકાળ, (૧૮૪૬).**—આયર્લૅંડ મૂળેતો ગરીબ દેશ હતો. મહામુસીબતે જેમતેમ લોકો પોતાનું ગુજરાન ચલાવતા. તેમાં ૧૮૪૬ના વર્ષમાં દુકાળ પડયો અને આયર્લૅંડની મુખ્ય ખેતી બટાટાનો પાક નિષ્ફળ ગયો. એટલે આઇરિશ લોકોની સ્થિતિ ઘણી કષ્ટપ્રદ થઈ પડી. એ દુકાળનું દુખ ઓછું કરવા માટે સરકારે એક કાયદો કરી ખેડુતોને જમીન વેચવાની છૂટ આપી. એ કાયદાથી તો દુઃખ ઓછું થવાને બદલે તેમાં વધારો થયો. ગરીબ ખેડુતોની જમીન વેચાઈ જઈ જમીનદારોના હાથમાં ગઈ. તેઓ જૂના ખેડુતોને કાઢી મૂકી જમીનો પડતર રાખી તેમાં ઘેટાં ઉછેરવાનો ધંધો કરવા લાગ્યા.

**સ્મિથ ઓબ્રાયન.**—આમ દુકાળમાં જમીનો વેચાઈ જવાથી ઘણા લોકો કામધંધાવિનાના બેકાર થઇ ગયા. ત્યારે તેઓ તોફાન

હુલ્લડો કરવા લાગ્યા. એ હુલ્લડો દાબી દેવા સરકારે સખત ઉપાય લીધા અને સખતીના કાયદા પસાર કર્યા. પણ તેથી કંઈ શાંતિ થઈ નહિ. ઉલટું, તોફાનો વધવા લાગ્યાં, અને ૧૮૪૮માં ઓબ્રાયન નામના એક આગેવાને સશસ્ત્ર ચળવળ શરૂ કરી; પણ તેનો પરાજય થયે અને હુલ્લડો બંધ પડયાં. આ હુલ્લડો બંધ પડયાં પછી ૧૮૫૯માં આયર્લૅંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાના ઉદ્દેશથી 'ફેનીઅન સોસાઈટી' નામનું એક મંડળ સ્થપાયું. તેણે ક્રાંતિકારક ચળવળ ચાલુ રાખી.

પછી ૧૮૬૯માં જ્યારે ગ્લૅડસ્ટન વડો પ્રધાન થયો ત્યારે આઇરિશ પ્રશ્ને નવું સ્વરૂપ લીધું. તેણે ૧૮૬૯માં એક કાયદો કરી પ્રૉટેસ્ટન્ટ ધર્મને મળતી રાજ્યની મદદ બંધ કરી. ત્યારપછી તેણે જમીન સંબંધનો પ્રશ્ન હાથમાં લીધો. આયર્લૅંડમાં જમીનદારો ખેતી સાથે સીધો સંબંધ કાંઈજ રાખતા નહિ. તેઓ જમીન સાંથીને ગણોત લેતા. ખેતીની સુધારણા માટે તેઓને મુદ્દલ કાળજી નહોતી. ખેતીના સુધારા માટે થતો ખર્ચ બધો ખેડુતોને કરવો પડતો. તેમજ જમીનદારો મરજીમાં આવે ત્યારે ખેડુતો પાસેથી જમીન છોડાવી શકતા. એ સ્થિતિ સુધારવા માટે ગ્લૅડસ્ટને ૧૮૭૦માં 'આઇરિશ લૅંડ ઍક્ટ'–જમીન સંબંધે એક કાયદો કર્યો. એ કાયદામાં એવું ફરમાવ્યું હતું કે ખેડુતે કરેલા સુધારા માટે જમીનદારે બદલો આપવો, અનેજ્યાં સુધી ગણોતીઓ ગણોત ભરે ત્યાંસુધી તેની પાસેથી જમીન છોડાવાય નહિ.

આ પ્રમાણે આઇરિશ લોકોની સ્થિતિ સુધારવા માટે ગ્લૅડસ્ટન પ્રયાસ કરતો હતો, તોપણ આયર્લૅંડમાં અસંતોષ વધતો ગયો, અને તોફાનો ચાલુ રહ્યાં, ત્યારે ગ્લૅડસ્ટનને પણ જાપ્તાના ઉપાય લેવા પડયા.

**પારનેલ.**—ગ્લૅડસ્ટન પછી ડીઝરાયલી મુખ્ય પ્રધાન થયો. હવે આયર્લૅંડમાં એક નવો રાજ્યદ્વારી બહાર આવ્યો. ૧૮૭૫માં આઇરિશ લોકોનો નેતા પારનેલ નામનો એક ગૃહસ્થ થયો. તેની માં અમેરિકન હતી અને બાપ આઇરિશ પ્રૉટેસ્ટન્ટ હતો. પારનેલે કેળવણી ઇંગ્લૅંડમાં લીધી હતી. ૧૮૭૫માં તે પાર્લમેન્ટનો સભાસદ થયો.

એનો હેતુ ૧૮૦૦માં થયેલું પાર્લમેન્ટનું એકીકરણ રદ કરાવી આયર્લૅંડમાં સ્વતંત્ર પાર્લમેન્ટ સ્થાપવાનો હતો. એ કામ માટે તેણે અમેરિકાના આઇરિશો પાસેથી નાણાંની મદદ મેળવી. પછી પાર્લમેન્ટના કામમાં હરકત નાંખવાનું ધોરણ તેણે અખત્યાર કર્યું. આયર્લૅંડમાં નવી સ્થપાયલી 'આઇરિશ લૅન્ડ લીગ' નામની જમીન સંબંધીની સંસ્થાનો પારનેલ સભાસદ થયો. અને એ સંસ્થાનાં ધોરણ વિરૂધ્ધ જે કોઈ થાય તેનો સામાજિક બહિષ્કાર કરવાનું તેણે ઠરાવ્યું.


પારનેલ

પારનેલની ચળવળથી ગ્લૅડસ્ટન પ્રધાનમંડળપર સારી અસર થઈ. ૧૮૮૧માં ગ્લૅડસ્ટને જમીન સંબંધે બીજો કાયદો ઘડયો. આ નવા કાયદાએ જમીનનું ગણોત નક્કી કરવા માટે આયર્લૅંડમાં એક નવી કોર્ટ સ્થાપી. જ્યાંસુધી ગણોતીઓ ગણોત આપે ત્યાંસુધી તેને કાઢી મૂકાય નહિ એવું ઠરાવ્યું; અને ખેતીના સુધારા પાછળ જે ખર્ચ થયો હોય તેપણ મળે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. પણ આ કાયદાથી પણ આઇરિશોને સંતોષ થયો નહિ; અને ચળવળ ચાલુજ રહી. ગણોતીઆઓ ગણોત વખતસર આપે નહિ, એટલુંજ નહિ પણ સામી મારફાડ કરતા. ત્યારે ગ્લૅડસ્ટનને પણ સખતીના ઉપાયો લેવા પડ્યા. તેણે પારનેલ અને તેના અનુયાયીને તુરંગમાં મોકલ્યા. પણ થોડા દહાડા રહી નાખતી કરી તેમને પાછા મુક્ત કર્યા. તેમ છતાં ૧૮૮૨માં આયર્લૅંડના સેક્રેટરી લૉર્ડ ફ્રેડરિક કૅવેન્ડિશનું ખુન થયું. અને પછી બીજાં ભયંકર ખુનો થયાં, ત્યારે જો કે ગ્લૅડસ્ટને સરકારની સત્તા સામે થતા અત્યાચારોને દાબી દેવા ઘણાં કડક પગલાં ભર્યાં, તોપણ આયર્લૅંડને હોમરૂલ આપ્યા વગર ત્યાં શાંતિ થવાનીજ નથી એમ તેની ખાતરી થઈ હતી. તેથી આયર્લૅંડને

હોમરૂલ આપવાની તરફેણમાં તેણે પોતાનો મત પ્રદર્શિત કર્યો. પ્રધાનમંડળમાંના હાર્ટિંગટન, ચેંબરલેન અને બ્રાઈટ વિરૂધ્ધ મતના હતા, તેથી તેઓએ લિબરલ પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું અને લિબરલ યુનિઅનિસ્ટ નામનો નવો પક્ષ કાઢી લિબરલોથી છૂટા પડ્યા. તેમ છતાં ગ્લૅડસ્ટન તો હોમરૂલ બિલનો ખરડો પાર્લમેન્ટમાં લાવ્યો. પણ એ પ્રશ્નપર તેની હાર થઈ, તેથી ગ્લૅડસ્ટને પ્રધાનવટું છોડ્યું. પછી લિબરલ યુનિઅનિસ્ટો કૉન્ઝરવેટિવો સાથે જોડાઈ ગયા. ત્યારપછી એ યુનિઅનિસ્ટ પક્ષે ૧૮૮૬થી ૧૮૯૨ અને ૧૮૯૫થી ૧૯૦૫ સુધી પ્રધાનવટું કર્યું. ૧૮૯૦માં ફારગતીના સંસારી ખટલાથી પારનેલનો લાગવગ ઓછો થઈ ગયો, અને આઇરિશ પક્ષનું નેતૃત્વ રેડમન્ડ પાસે આવ્યું. પછી આયર્લૅંડમાં કંઈકંઈ સુધારા કરવામાં આવ્યા. નવી નવી રેલ્વે ખોલવામાં આવી. ૧૮૯૮માં સ્થાનિક સ્વરાજ્યમાં કંઈક સુધારા કર્યા. એ શિવાય ૧૯૦૩માં એક કાયદાથી જે આઇરિશ ખેડુતને જમીન વેચાતી લેવી હોય તેને નાણાં ધીરવા સરકારે ઠરાવ્યું. ત્યારપછી ૧૯૧૨માં ઍસકિવથના લિબરલ પ્રધાનમંડળે આઇરિશ હોમરૂલ બિલ પાર્લમેન્ટમાં રજુ કર્યું. તે બિલપર જબરી તકરાર ચાલી. સર એડવર્ડ કારસનની સરદારી નીચેના યુનિઅનિસ્ટ સભાસદોએ હોમરૂલ બિલ પસાર થાય તો હથીઆર ઉંચકવાની ધમકી આપી. તોપણ એ બિલ આમની સભામાં પસાર થયું. પણ ઉમરાવની સભાએ તેને ઉરાડી મૂક્યું.

આમ હોમરૂલનો સવાલ ધુમાયાં કરતો હતો તેવામાં ૧૯૧૪માં યુરોપમાં મહાયુધ્ધ શરૂ થયું. પછી બે વર્ષ રહી ૧૯૧૬માં ડબ્લિનમાં બંડ થયું. તત્કાળ તે બંડ શમાવી દેવામાં આવ્યું. ત્યારે હોમરૂલ મેળવવા માટે કાયદેસર ચળવળથી કંઈ વળતું નથી, તેથી તે મેળવવા માટે શસ્ત્ર ઉંચકનાર સિનફિન નામનો નવો પક્ષ ઉભો થયો, અને જોતજોતામાં એ પક્ષનો ફેલાવો આખા આયર્લૅંડમાં થઈ ગયો. ૧૯૧૯માં એ પક્ષવાળાઓએ આયર્લૅંડને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું. ત્યારે ૧૯૨૦માં બ્રિટિશ પાર્લમેન્ટે એક કાયદો કરી આયર્લૅંડના ઉત્તર અને દક્ષિણ એવા બે ભાગ પાડી તેઓની જુદી પાર્લમેન્ટ

ઠરાવી આપી. ઉત્તર આયર્લૅંડમાં અલ્સ્ટર પ્રાંતનાં ૬ પગણાંજ હતાં, અને દક્ષિણ આયર્લૅંડમાં ૨૬ પરગણાં હતાં. અલ્સ્ટરની પાર્લમેન્ટ ૫મા જ્યૉર્જને હાથે ઉઘાડવામાં આવી હતી.

આ કાયદો દક્ષિણવાળાઓએ સ્વીકાર્યો નહિ, તેથી ત્યાં ઘણી અરાજકતા થઈ ઘણો રક્તપાત થયો. છેવટે ૧૯૨૧ના જૂલાઈમાં બ્રિટિશ સરકાર અને 'આઇરિશ રીપબ્લિક'—પ્રજાસત્તાક રાજ્ય વચ્ચે હંગામી સલાહ થઈ, અને કેટલીક છૂટછાટ મૂકી ૧૯૨૨માં 'આઇરિશ ફ્રી સ્ટેટ ઍક્ટ' નામનો આયર્લૅંડને સ્વરાજ્ય આપનારો કાયદો ઘડાયો. ત્યારથી કૅનેડા, ઑસ્ટ્રેલીઆ માફક આયર્લૅંડ પણ સામ્રાજ્યમાં સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન થયું છે. અને ઉપર પ્રમાણે ચાર પાંચ સૈકાના ઇંગ્લૅંડ અને આયર્લૅંડ વચ્ચેના ઝગડાનું સમાધાન-કારક છેવટ આવ્યું.

# પ્રકરણ ૩૧ મું

## ઇંગ્લૅંડની રાજ્યઘટનાનો વિકાસ

(૧૭૧૪–૧૯૨૫)

૧૬૮૮માં થયેલી રાજ્યક્રાંતિ પછી 'બિલ ઑફ રાઇટ્સ' અને 'મ્યૂટિની ઍક્ટ' નામના કાયદાથી ઇંગ્લૅંડમાં પાર્લમેન્ટની સર્વોપરી-સત્તા સ્થાપિત થઈ. ત્યારપછી રાજ્યકારભારના ખર્ચ માટે એકજ વર્ષ પુરતી જોગવઈ પાર્લમેન્ટ કરી આપતી હોવાથી પાર્લમેન્ટ દર વર્ષે બેલાવવાની રાજાઓને ફરજ પડતી હતી. ઇંગ્લૅંડના રાજ્યબંધારણના વિકાસમાં ત્રણ મુદ્દા અગત્યના છે. (૧) પાર્લમેન્ટને જવાબદાર પ્રધાન-મંડળ મારફતે રાજ્યકારભાર ચલાવવાની રાજાની ફરજ, (૨) આમની સભા બરાબર પ્રજામત નિદર્શક થાય તે માટે મતદારમંડળનાં વિસ્તાર અને સુધારણા, અને (૩) આમની સભાની સત્તા અને દરજ્જામાં વધારો અને ઉમરાવોની સભાની સત્તાનો ઘટાડો.

રાજ્યકારભારમાં રાજાને સલાહ આપવા માટે સલાહકાર મંડળ નીમવાનો રિવાજ પરાપૂર્વથી ચાલી આવ્યો છે. પ્રધાનો નીમવાનો અને તેમને બરતરફ કરવાનો અધિકાર રાજાને અસલથીજ હતો. આ સલાહકાર મંડળનું રૂપાંતર થઇ પ્રીવી કાઉન્સિલ થઈ. પ્રીવી કાઉન્સિલની સલાહથી રાજ્યકારભાર ચાલતો હોવાથી અને સારા કે નરસા કારભારનું ફળ પ્રજાને ચાખવું પડતું હોવાથી ૧૪મા સૈકાની આખરે અને ૧૫મા સૈકાની શરૂઆતથી આમની સભાનો જે ગૃહસ્થોપર વિશ્વાસ હોય તેવાજ ગૃહસ્થોને રાજાએ કૅબિનેટ—પ્રધાનમંડળમાં નીમવા એવા ઠરાવ પાર્લમેન્ટે કર્યા હતા.

કોઇપણ પ્રધાન રાજાને બદસલાહ આપે તો તેનાપર કામ ચલાવવાનો રિવાજ પાછળથી પડયો. પ્રધાનોપરના આવી જાતના ખટલાને 'ઇમ્પીચમેન્ટ' ( Impeachment ) કહે છે. આવા ફોજદારી કામમાં આમની સભા ફરીઆદી થાય છે, અને ઉમરાવોની

સભા ન્યાયકચેરી થાય છે. સાધારણ કોર્ટો મારફજ સાક્ષી પુરાવા લેવાય છે. પરંતુ રાજાને બદસલાહ આપવાનું સાબિત થાય અને દેશનું અહિત થયું હોય તોપણ ઇંગ્લૅંડના કાયદામાં એવો કોઈ ગુનોહ છેજ નહિ, અને તે કાયદા પ્રમાણે રાજ્યદ્રોહ ઠરતું નથી, તેથી ઘણી વેળા ગુનેહગાર પ્રધાન બચી જવા પામે છે. એવા સંજોગોમાં પ્રધાનને શાસન કરવા માટે બીજી એક શાસન પધ્ધતિનો અંગીકાર થયો છે. તે એ કે પાર્લમેન્ટમાં શિક્ષા કરવાનો કાયદો પસાર કરી તે પ્રધાનને શિક્ષા કરવી. એવા કાયદાને બિલ ઑફ્ ઍટૅન્ડર (Bill of Attainder) કહે છે. આવી રીતે 'ઇમ્પીચમેન્ટથી' કોઇ એક પ્રધાનને શિક્ષા કરવાનું કઠણ પડે છે ત્યારે ઉપર લખ્યા પ્રમાણે કાયદો કરી શિક્ષા કરવામાં આવે છે.

**પ્રીવી કાઉન્સિલ.**—૧૫મા સૈકાથી રાજાનું સલાહકારમંડળ પ્રિવી કાઉન્સિલ કહેવાવા લાગ્યું. ધીમેધીમે આ મંડળ ઘણું મોટું થઇ ગયું. તેમજ તેમાં લાયક અને નાલાયક માણસો પણ નીમાવા લાગ્યા. ત્યારે કેટલેક કાળે જેઓના ઉપર રાજાનો પૂર્ણ વિશ્વાસ હોય એવા માણસોનીજ સલાહ લેવાનો રિવાજ પડયો. એટલે વાસ્તવિક રીતે રાજ્યકારભાર આ નાના મંડળ મારફતેજ ચાલવા લાગ્યો. હજુ સુધી ખરાબ રાજ્યધોરણ માટે કોઇને જવાબદાર ગણવાની કલ્પના પ્રજાને થઇ નહોતી. બીજો ચાર્લ્સ ગાદીપર આવ્યા પછી રાજ્ય-કારભારનું કામ જલદીથી કરવાના હેતુથી પ્રીવી કાઉન્સિલમાં કમીટીઓ નીમાવા લાગી. (૧) પરદેશી રાજ્યો માટેની, (૨) વ્યાપાર અને સંસ્થાન બાબતની, (૩) પ્રજાની અરજી, વિનંતી વગેરે બાબતની, એમ જુદી જુદી કમીટીઓ નીમાઈ. એ કમીટીઓ પોત પોતાનું કામ તપાસતી. તોપણ રાજ્યકારભારનું ધોરણ નકકી કરવા માટે ચાર્લ્સ પોતાના વધારે વિશ્વાસુ પ્રધાનોની સલાહ લેતો. આ પ્રધાનમંડળ કૅબાલ કહેવાયું છે. પાર્લમેન્ટને તેનાપર અવિશ્વાસ હતો. બીજા જેમ્સના વખતમાં પણ એજ પ્રથા હતી. પણ ૧૬૮૮માં રાજ્યક્રાંતિ થયા પછી ૧૬૮૯માં 'બિલ ઑફ્ રાઇટ્સ અને મ્યૂટીની ઍકટ' પસાર થવાથી કારભારનો ખર્ચ મેળવવા માટે દર વર્ષે પાર્લમેન્ટ બોલાવવાની ફરજ

પડવા લાગી. નવા વર્ષમાં કારભાર માટે અને લશ્કર માટે ખર્ચ મંજૂર કરવા જ્યારે પાર્લમેન્ટ મળતી ત્યારે પાછલા વર્ષના કારભારપર ટીકા કરવામાં આવતી. આવી રીતે કારભારના ધોરણ ઉપર ટીકા કરવાનો રિવાજ દાખલ થયો. એટલે આમની સભાના ટેકાની રાજાને જરૂર લાગવા માંડી. ત્યારે ૩જા વિલિઅમે વ્હિગ અને ટોરી પક્ષના હોશીઆર અને કાર્યદક્ષ માણસોનું પ્રધાનમંડળ નીમ્યું. એક પક્ષ કરતાં બંને પક્ષના સલાહકાર હોય તો કારભારનું ગાડું ઠીક ગબડે એમ વિલિઅમને લાગ્યું હતું. પણ આમની સભામાં બંને પક્ષમાં છૂટછાટ અને આપલેનો વહેવાર નહોતો. એટલે આમની સભામાં જે પક્ષ પ્રબળ હોય તેના તરફથી કારભારના કામમાં ઘણી હરકતો આવવા માંડી ત્યારે કારભારનું કામ સરળ રીતે ચાલે એ હેતુથી અનુભવી મુત્સદ્દી લૉર્ડ સંડર્લૅંડની સૂચનાથી ૧૬૯૩ થી ૧૬૯૬ દરમ્યાન આમની સભામાં જે પક્ષ વધારે પ્રબળ હોય તેમાંથી વિલિઅમે પ્રધાનો નીમ્યા.

**પ્રધાનમંડળ–કૅબિનેટ દ્વારા રાજ્યકારભારની શરૂઆત—** આ પ્રમાણે એકજ પક્ષનું પ્રધાનમંડળ થવાથી અને તે પક્ષ આમની સભામાં પ્રબળ હોવાથી વિલિઅમનો રાજકારભાર સરળ રીતે ચાલવા લાગ્યો. વિલિઅમ પછી ગાદીએ આવનાર ઍનના રાજ્યમાં પણ એજ પધ્ધતિએ પ્રધાનમંડળ નીમવાનો રિવાજ ચાલુ રહ્યો હતો. ઍન પછી ૧લા જ્યૉર્જના વખતમાં કૅબિનેટનો વધારે ને વધારે વિકાસ થતો ગયો. કૅબિનેટ કાઉન્સિલનો અધ્યક્ષ મુખ્ય પ્રધાન કહેવાવા લાગ્યો. પ્રધાનમંડળ રાજ્યમાં સૌથી ઉપરી અમલબજાવણીનું ખાતું એટલે એ મંડળના અધ્યક્ષનું પદ રાજા જેવુંજ હતું. કારણ કે ૧લો જ્યૉર્જ ગાદીપર આવ્યો તે પહેલાં પ્રધાનમંડળની બેઠકમાં રાજ્યકર્તા જાતે હાજર રહેતા અને અને એ મંડળના પ્રમુખ થતા. પણ ૧લો જ્યૉર્જ જર્મન હતો, તે જર્મનીમાંજ રહ્યો હતો, ઈંગ્લૅંડના રીતરિવાજથી અજ્ઞાત હતો અને તેને અંગ્રેજી ભાષા મુદ્દલ આવડતી નહોતી. હવે પ્રધાનમંડળમાં કામકાજ અંગ્રેજીમાં થતું હોવાથી તેને બીલકુલ સમજ પડતી નહિ, તેથી પ્રધાનમંડળમાં હાજર રહેવાનું તેણે

બંધ કર્યું. ત્યારે રાજાને બદલે પ્રમુખની ખુરસીએ મુખ્ય પ્રધાને બેસવા માંડ્યું. મુખ્ય પ્રધાન કૅબિનેટનો નેતા, આમની સભામાં તેનું મતાધિક્ય અને અમલબજામણી ખાતાનો વડો, એટલે રાજ્યમાં તેની સત્તા અને મહત્ત્વ ઘણાં વધી પડયાં અને તે મુખ્ય પ્રધાન (Prime Minister) કહેવાવા લાગ્યો. ૧લા અને ૨જા જ્યૉર્જની કારકીર્દીમાં ઘણાં વર્ષ સુધી વૉલપોલ પાસે મુખ્ય પ્રધાનપદ રહ્યું હતું. તેણે તેની કુનેહ અને કર્તૃત્વશક્તિથી મુખ્ય પ્રધાનના હોદ્દાની ઈજ્જત અને કિંમત ઘણાં વધારી મૂકયાં હતાં. આમ ધીમેધીમે કૅબિનેટ પધ્ધત્તિથી રાજ્યકારભાર ચલાવવાનો રિવાજ રૂઢ થતો ગયો.

હવે ઈંગ્લૅંડની રાજ્યઘટનામાં મુખ્ય પ્રધાન સૌનો ઉપરી અધિકારી છે, માટે તેને શું કામ કરવાનું હોય છે તે અને રાજા, મુખ્ય પ્રધાન, કૅબિનેટ અને પાર્લમેન્ટ એ બધાંનો પરસ્પર સંબંધ કેવા પ્રકારનો છે તે આપણે તપાસીશું.

મુખ્ય પ્રધાનને સાધારણ રીતે ત્રણ કામ કરવાનાં હોય છે. (૧) અમલબજામણીના ખાતાંપર–કારભારી મંડળપર દેખરેખ રાખવી; (૨) રાજા અને કૅબિનેટ વચ્ચે મધ્યસ્થ થઈ વહેવાર ચલાવવો અને (૩) તેજ પ્રમાણે પાર્લમેન્ટ સાથે વ્યવહાર ચલાવવો.

**અમલબજામણીનાં જુદાંજુદાં ખાતાં.**—રાજ્યનાં અમલબજામણી (Executive) ખાતાંમા સૌનો ઉપરી મુખ્ય પ્રધાન છે. તેની પાસે અમુક ખાતાંનું કામ હોવુંજ જોઈએ એવો કંઈ નક્કી નિયમ નથી. તે પોતાની મરજી અને આવડત પ્રમાણે એકાદ વિશિષ્ટ ખાતાનું કામ લે છે. પરદેશ ખાતું, કે 'ચૅન્સેલર ઑફ ધી એક્સચેકર'નું કામ, કે ટ્રેઝરી ખાતાના પહેલા લૉર્ડનું કામ જુદેજુદે કાળે જુદાજુદા વડા પ્રધાનોએ પોતે રાખ્યાં હતાં. આમ એકાદ ખાતાંનું કામ તે પોતાની પાસે રાખે છે તોપણ બધાં કારોબારી ખાતાંના કામકાજ પર તેની સામાન્ય દેખરેખ હોય છે. દરેક ખાતાંના ઉપરી પ્રધાનને પોતાના તાબાના ખાતાંના અગત્યના સવાલ, જેવા કે ધોરણમાં ફેરફાર, ખર્ચમાં વધારો વગેરે માટે મુખ્ય પ્રધાનની અનુમતિ લેવી પડે છે. પરરાજ્યો ઉપર લખાતા અગત્યના ખરિતા માટે પણ તેની

સંમતિ લેવાની જરૂર રહે છે.

રાજા અને કૅબિનેટ વચ્ચેનું કામકાજ પણ વડા પ્રધાનની મારફતેજ થાય છે. પ્રધાનમંડળે નક્કી કરેલાં ધોરણની રાજાને માહિતી આપવી અને તે પ્રશ્ન સંબંધે રાજાનો મત શો છે તે કૅબિનેટને જણાવવું એ બધું વડા પ્રધાન મારફતે થાય છે. તેમજ પાર્લમેન્ટમાં એકાદ અગત્યના પ્રશ્ન સંબંધે સરકારી ધોરણ ઠરાવવાનું હોય છે તેપણ મુખ્ય પ્રધાન કરે છે કે પોતાની સંમતિથી કોઈ પ્રધાન પાસે કરાવે છે. પાર્લમેન્ટની નવી ચુંટણી થાય, અથવા કોઈએક પ્રશ્ન માટે આમની સભા પ્રધાનમંડળપર ઠપકાની દરખાસ્ત પસાર કરે ત્યારે આમની સભામાં જે પક્ષ પ્રબળ હોય તેના નેતાને રાજા બોલાવી નવું પ્રધાનમંડળ રચવાનું કહે છે. એ નેતા પોતાના પક્ષના મુખ્ય મુખ્ય ગૃહસ્થોને પ્રધાનમંડળમાં જગા આપે છે. દરેક પ્રધાન આમની કે ઉમરાવની સભાનો સભાસદ હોવોજ જોઈએ. જો દેશનો અણીઓપટીનો વખત હોય છે તો જરૂર જેટલા હરીફ પક્ષના ગૃહસ્થોને પણ તે નીમે છે. એવું પ્રધાનમંડળ મિશ્ર પ્રધાનમંડળ (Coalition Ministry) કહેવાય છે. પ્રધાનોની સંખ્યા નક્કી ઠરેલી નથી. સાધારણ રીતે ૨૦થી ૨૨ પ્રધાનો હોય છે, તે નીચે પ્રમાણે:—(૧) તિજોરી ખાતાંનો પહેલો લૉર્ડ, (૨) પરદેશ ખાતાંનો સેક્રેટરી, (૩) લૉર્ડ પ્રીવીસીલ, (૪) લૉર્ડ પ્રેસિડન્ટ ઑફ કાઉન્સિલ, (૫) લૉર્ડ ચૅન્સેલર (ઉમરાવની સભાનો અધ્યક્ષ), (૬) ચૅન્સેલર ઑફ ધી એકસચેકર, (૭) સ્વદેશ ખાતાંનો સેક્રેટરી, (૮) સંસ્થાન ખાતાંનો સેક્રેટરી, (૯) હિંદુસ્થાન ખાતાંનો સેક્રેટરી, (૧૦) યુધ્ધ ખાતાંનો સેક્રેટરી, (૧૧) નૌકા ખાતાંનો પહેલો લૉર્ડ, (૧૨) વેપાર ખાતાંની બોર્ડનો અધ્યક્ષ, (૧૩) આરોગ્ય ખાતાંનો મંત્રી, (૧૪) ખેતી અને મચ્છીમારના ધંધાનાં ખાતાંનો સેક્રેટરી, (૧૫) સ્કૉટલૅંડ ખાતાંનો સેક્રેટરી, (૧૬) કેળવણી બોર્ડનો અધ્યક્ષ, (૧૭) મજૂર વિષયક બાબતનો મંત્રી, (૧૮) વિમાન ખાતાંનો સેક્રેટરી, (૧૯) પોસ્ટ માસ્તર જનરલ, (૨૦) ચૅન્સેલર ઑફ ધી ડચી ઑફ લૅંકેસ્ટર, (૨૧) ફર્સ્ટ કમિશનર ઑફ વર્ક્સ.

ઉપર પ્રમાણે ૨૦–૨૨ ખાતાંનાં મુખ્ય અધિકારીઓનું પ્રધાન-મંડળ બને છે. રાજ્યકારભારની બાબતમાં રાજાએ કૅબિનેટની સલાહ લેવી એવો ઇંગ્લૅંડની રાજ્યઘટનાના કાયદામાં કોઈ જગાએ ઉલ્લેખ નથી. પણ પ્રીવી કાઉન્સિલની સલાહ લેવી એવો ઉલ્લેખ છે. તેથી બધા પ્રધાનોને પ્રીવી કાઉન્સિના સભાસદ કરવામાં આવે છે. પ્રધાનમંડળ તૂટે છે ત્યારે જૂના પ્રધાનો પ્રીવી કાઉન્સિલના સભાસદ તરીકે ચાલુ રહે છે. કૅબિનેટની બેઠકમાં રાજકારભારનાં કામ બાબે ચર્ચા થાય છે અને જે તે ધોરણ સર્વાનુમતે નક્કી થાય છે. કૅબિનેટમાં ધોરણ નક્કી થયા પછી તે પાર્લમેન્ટમાં મૂકવામાં આવે છે, અને પાર્લમેન્ટમાં પ્રધાનમંડળનું મતાધિક્ય હોય છે એટલે વિરૂધ્ધ પક્ષના વિરોધ છતાં તે ધોરણ પસાર થાય છે. કવચિત પ્રધાનમંડળનું ધોરણ આમની સભામાં તેમનાજ પક્ષવાળાઓને પસંદ પડતું નથી ત્યારે તેઓ વિરૂધ્ધ મત જાહેર કરે છે. આમ થાય છે ત્યારે ક્યાંતો પ્રધાનમંડળ એક જૂથમાં સામટા રાજીનામું આપે છે અથવા જો પ્રધાનમંડળને એમ લાગે કે નવી ચુંટણીમાં પોતાનો પક્ષ વધારે પ્રબળ થઈ ચુંટાઈ આવશે તો રાજાને પાર્લમેન્ટ બરખાસ્ત કરવાની સલાહ આપે છે, અને રાજા તે સલાહ પ્રમાણે અમલ કરી પાર્લમેન્ટ બરખાસ્ત કરે છે, (Dissolve) અને નવી ચુંટણી કરવા માટે આજ્ઞા પત્ર કાઢે છે.

આ પ્રમાણે કૅબિનેટ પધ્ધત્તિથી રાજ્યકારભાર કરવાનો રિવાજ રૂઢ થયો. પણ આ પધ્ધત્તિ ફાયદાકારક નીવડવા માટે માત્ર બેજ પક્ષ પાર્લમેન્ટમાં હોવા જોઇએ. જો બે કરતાં વધારે પક્ષ હોય તો એક પક્ષ બીજા બે કરતાં વધારે પ્રબળ ભાગ્યેજ હોઈ શકે. એવે પ્રસંગે બીજા એક પક્ષ સાથે કામ પુરતી સલુકાઈ રાખી તેનો ટેકો મેળવી એક પક્ષ પ્રધાનપદે આવે છે. આવું પ્રધાનમંડળ કમજોરજ હોય છે. કેમકે બીજા પક્ષનો ટેકો ક્યાં સુધી મળશે તેની ખાતરી કંઈજ રહેતી નથી. કોઈ એક પ્રશ્ન માટે મતફેર થયો કે તે પક્ષ વિરૂધ્ધ પક્ષ સાથે મળી જાય એટલે પ્રધાનમંડળની હાર થાય અને તેમને પ્રધાનવટું છોડવું પડે છે. આમની સભામાં પ્રથમ વ્હિગ અને

ટોરી પક્ષ બંધાયા હતા. પછી તેમનાં નામ બદલાઇ વ્હિગો લિબરલ કહેવાયા અને ટોરીઓ કૉન્ઝરવેટિવ કહેવાયા. ૧૮મા અને ૧૯મા સૈકાના છેવટના ભાગ સુધી ઇંગ્લૅંડમાં આ બેજ રાજ્યદ્વારી પક્ષો હતા. ત્યાંસુધી કૅબિનેટ પધ્ધતિથી કારભાર ચલાવવામાં હરકત આવી નહોતી. પણ પછી આઇરિશ હોમરૂલનો પક્ષ અને મજૂર પક્ષ એવા બે વધુ પક્ષો બંધાયા. એટલે પ્રધાનમંડળની વારંવાર ફેરબદલી થાય એ સ્વાભાવિક છે.

**આમની સભાની ઘટનામાં સુધારા.**—આ પ્રમાણે કૅબિનેટ દ્વારા આમની સભાને જવાબદાર રાજયપધ્ધત્તિ રૂઢ થયા પછી આમની સભાને ખરી લોકમત નિદર્શક કરવા માટે તેની રચનાના સુધારાના કાયદા કરવામાં આવ્યા. આમની સભાના સભાસદ અને તેમને ચુંટનારો મતદાર સંઘ, એ સંબંધેની જૂની પધ્ધત્તિ બદલવાની જરૂર જણાઇ હતી. ૧૫મા સૈકામાં પહેલવહેલો મતદાર સંઘ કરવામાં આવ્યો તે કાળની પરિસ્થિતિ અને ૧૯મા સૈકાની પરિસ્થિતિ વચ્ચે ઘણો ફેર પડી ગયો હતો. તેથી તે સ્થિતિ સુધારવા માટે ૧૮૩૨માં આમની સભાની રચનાના સુધારાનો કાયદો કરવામાં આવ્યો. એ કાયદાથી જે ઠેકાણાંઓનું મહત્ત્વ કમી થઈ ગયું હતું એવાં ઠેકાણાંના ૧૪૩ પ્રતિનિધિઓ કમી કરવામાં આવ્યા, અને જે નવીન પરગણાં અને શહેરો મહત્ત્વનાં થયાં હતાં તેમને પ્રતિનિધિ ચુંટવાનો હક આપવામાં આવ્યો. તેમજ મતાધિકાર કોને કોને હોઈ શકે તે બાબતપણ સુધારો કરવામાં આવ્યો. શહેરોમાં વાર્ષિક ૧૦ પાઉન્ડ કરતાં વધારે ભાડું ભરનારા માણસને અને પરગણામાં લાંબી મુદ્દતના કરારથી જમીન રાખનાર ગણોતીઆ જેઓ વાર્ષિક ૧૦ પાઉન્ડ કરતાં વધારે ગણોત ભરતા હોય કે વાર્ષિક ૫૦ પાઉન્ડની ઉપજની જમીનના માલીક હોય તેવા બધા માણસને મતાધિકાર આપવામાં આવ્યો. પછી ૧૮૬૭ની સાલમાં બીજો સુધારાનો કાયદો કરવામાં આવ્યો. આ કાયદાથી કામદાર વર્ગને મતાધિકાર મળ્યો. ત્યારપછી બીજો સુધારાનો કાયદો ૧૮૮૪માં થયો, તેમાં મજૂર વર્ગને મતાધિકાર મળ્યો. પછી

બીજેજ વર્ષે ૧૮૮૫માં પાછો સુધારો થયો તેમાં વસ્તીના પ્રમાણમાં મતદાર સંઘની રચના કરવામાં આવી. ત્યારપછી અગત્યનો કાયદો ૧૯૧૮માં પ્રજા પ્રતિનિધિત્વ (Representation of People's Act) નામનો કાયદો થયો, એ કાયદાથી મતદાર સંઘ ઘણો વિસ્તૃત થયો અને લગભગ બે કરોડ માણસને મતાધિકાર મળ્યો. ૧૯૧૯માં સ્ત્રીઓને પણ મત્તાધિકાર મળ્યો. ૧૯૧૯ના ડીસેમ્બરમાં એક સ્ત્રી ચુંટાઇને આમની સભાની સભાસદ પણ થઈ હતી. ૧૯૧૯ના સુધારાના કાયદા પછી આમની સભાના સભાસદોની સંખ્યા ૭૦૭ જેટલી થઈ હતી. પણ ૧૯૨૨ના કાયદાથી આયર્લૅંડમાં જુદી પાર્લમેન્ટ થવાથી તે સંખ્યા ૬૧૫ ની રહી છે. આ પ્રમાણે મતદાર સંઘ ઘણો વિસ્તૃત થવાથી પાર્લમેન્ટ પૂર્ણપણે પ્રજામત નિદર્શક બની એમ કહેવું જોઇએ.

આમની સભાની ઘટનાના સુધારાની સાથે સાથે ઉમરાવોની સભા કરતાં આમની સભાની સત્તા વધારવાના પ્રયત્નો પણ ચાલુજ હતા. નાણાં બાબતનું બિલ પહેલાં આમની સભામાંજ આવવું જોઇએ એ નિયમ ૧૪૦૭ની સાલમાં સ્થાપિત થયો હતો. ૧૬૬૧માં લંડનના કોઈ એક રસ્તાની મરામત કરાવવાનો ખર્ચ મંજૂર કરવા માટે એક બિલ ઉમરાવની સભામાં આવ્યું હતું. તે ત્યાં પસાર થઈ આમની સભામાં મંજૂરી માટે મોકલવામાં આવ્યું. ત્યારે પૈસા સંબંધે કોઇપણ બિલ પહેલપ્રથમ આમની સભામાંજ ઉપસ્થિત થવું જોઇએ, અને આ બિલ તેમ થયું નહોતું એ દલીલથી આમની સભાએ તે બિલ ઉરાડી દીધું. આવી રીતે નાણાં બિલો આમની સભામાંજ પ્રથમ આવવાં જોઇએ અને તેમાં પસાર કરી ઉમરાવની સભામાં મોકલવાં જોઇએ. તે સભાથી તેમાં કંઈ ફેરફાર થાય નહિ. કયાંતો જેવું હોય તેમનું તેમ પસાર કરે અથવા રદ કરે એવો રિવાજ પડયો. ત્યાર પછી ૧૮૬૦માં ગ્લૅડસ્ટને કાગળો ઉપરનો કર રદ કરનારૂં અને ઉપજવેરો વધારનારૂં એવાં બે જુદાં બિલો પાર્લમેન્ટમાં રજુ કર્યાં. તેમાંનું બીજું એટલે ઉપજવેરો વધારવાનું બિલ બંને સભામાં પસાર થયું, પણ કાગળવેરો રદ કરવાનું બિલ ઉમરાવોની સભાએ ઉરાડી

મૂક્યું. ત્યારે બીજે વર્ષે ૧૮૬૧માં ગ્લૅડસ્ટને કાગળ ઉપરનો કર રદ કરનારૂં બિલ અને રાજકારભારના ખર્ચનું બિલ બંને એકઠાં કરી આમની સભામાં પસાર કરાવી ઉમરાવની સભામાં મોકલાવ્યું ત્યારે તે બિલ ઉમરાવની સભાને પસાર કરવુંજ પડ્યું. ત્યારપછી ૧૯૦૯માં લૉર્ડ જ્યૉર્જ જ્યારે વડો ખજાનચી હતો ત્યારે તેણે જે વાર્ષિક બજેટ તૈયાર કર્યું તેમાં ઉપજવેરાનું ધોરણ એવું હતું કે જેમ ઉપજ વધારે તેમ કરનો દર પણ વધારે રાખ્યો હતો. આ બજેટમાંનો ઉપજ-વેરાનો ભાગ ઉમરાવની સભાને પસંદ નહોતો તેથી તેણે તે બજેટ ઉરાડી દીધું. ત્યારે તે બાબત સંબંધમાં પ્રજામત શું છે તે નક્કી કરવા માટે પાર્લમેન્ટ બરખાસ્ત કરી નવી ચુંટણી કરાવવામાં આવી. નવી આમની સભામાં ગયા વર્ષનુંજ બજેટ પાસ કરી ઉમરાવની સભા પર મોકલ્યું ત્યારે આ વેળા ઉમરાવોએ તે પાસ કર્યું (૧૯૧૦).

ઉમરાવની સભા જે પ્રજાપસંદગીથી બનતી નથી તેના તરફથી આવી હરકતો થતી હતી તે હવે પછી થાય નહિ અને તે માટે તેની સત્તા કમી કરવાના ઉદ્દેશથી ૧૯૧૧માં એક કાયદો કરવામાં આવ્યો. આ કાયદામાં એવું ઠરાવ્યું હતું કે, નાણાં બિલ ઉમરાવોની સભાપર ગયા પછી એક મહિનાની અંદર જો તે પાસ થાય નહિ, તો તે રાજા તરફ મોકલવું અને તે પર રાજાની સંમતિ મળે એટલે તે પાસ થયું એમ સમજવું, અને એક બિલ નાણાં સંબંધનું છે કે નહિ તેનો નિર્ણય કરવાનો અધિકાર આમની સભાના અધ્યક્ષને આપ્યો. નાણાં બિલ શિવાયનાં બીજાં બીલને માટે એવું ઠરાવવામાં આવ્યું કે કોઇએક બિલ જો આમની સભામાં લાગલગટ ત્રણ વખત પસાર થાય અને ત્રણે વખત જો ઉમરાવો તેને નાપાસ કરે તો તે બિલ રાજા તરફ મોકલવું અને તેની સમ્મતિ મળે તે બિલ કાયદો થયો ગણાય. પણ આ કાયદામાં એક કલમ એવી રાખવામાં આવી હતી કે બિલ રજુ થઈ બીજી વખતનાં વાંચનમાંથી પસાર થાય તેની તારીખ અને આમની સભામાં ત્રીજીવાર પસાર થાય તેની તારીખો વચ્ચે બે વર્ષનો અંતર હોવો જોઇએ. આજ કાયદામાં પાર્લમેન્ટની

જિંદગીની મુદ્દત પાંચ વર્ષની રાખવામાં આવી છે. પાંચ વર્ષ પૂરાં થવા આવે નવી પાર્લમેન્ટની ચુંટણી થવીજ જોઇએ એવી કલમ તેમાં રાખવામાં આવી હતી. ૧૯૧૧ના કાયદામાં આમની સભાના સભાસદોને ૪૦૦ પાઉન્ડનું વાર્ષિક લવાજમ આપવાનું ઠરાવવામાં આવ્યું છે.

આ પ્રમાણે પૈસા સંબંધના કાયદાની બાબતમાં સર્વાંષે અને બીજી બધી બાબતના કાયદા સંબંધમાં મોટે ભાગે ઉમરાવની સભાનો અધિકાર મર્યાદિત કરવામાં આવ્યો છે, પણ ન્યાયની બધી કોર્ટોમાં સૌથી વરિષ્ટ કોર્ટ ઉમરાવની સભાને ઠરાવી છે.

# ઇંગ્લૅંડમાં જુદાજુદા રાજ્યદ્વારી પક્ષોની ઉત્ક્રાંતિ

રાઉન્ડ-હેડ્ઝ | કૅવેલીઅર કે રૉયલિસ્ટ્સ

ઇ. સ. ૧૬૪૨માં ૧લા ચાર્લ્સના વખતમાં ઇંગ્લૅંડમાં આંતર મુલ્કી વિગ્રહ થયો હતો તે વખતે ઇંગ્લૅંડની પ્રજામાં બે પક્ષ પડી ગયા હતા. એક પાર્લમેન્ટનો પ્રજાપક્ષ તે 'રાઉન્ડહેડ' કહેવાયો, અને બીજો રાજાનો પક્ષ તે 'રૉયલિસ્ટ' કે 'કૅવેલીઅર' કહેવાયો હતો.

પિટિશનર્સ કે અરજી-કરનારા | ઍબહૉરર્સ કે ધિક્કારનારા

પછી ઇ. સ. ૧૬૮૧માં રાજા ૨જા ચાર્લ્સનો ભાઈ જેમ્સ રોમન કૅથૉલિક પંથનો હતો માટે ચાર્લ્સ પછી તેને ગાદી ન મળે, અને તેને બદલે ચાર્લ્સના અનૌરસ પુત્ર પ્રૉટેસ્ટન્ટ પંથી મનમથના ડ્યૂકને મળે એવી મતલબનું 'એક્સકલૂઝન બિલ' નામનો કાયદાનો ખરડો શૅફ્ટ્સબરી પાર્લમેન્ટમાં લાવ્યો હતો. પણ ચાર્લ્સે પાર્લમેન્ટ બરખાસ્ત કરી દીધી, એટલે તે બિલ પસાર થયું નહિ. ત્યારે તે વખતે રાજાએ પાર્લમેન્ટ બોલાવવી જોઇએ એવી મતલબની રાજાને અરજી (પિટિશન) કરનારો શૅફ્ટ્સબરીનો પક્ષ 'પિટિશનર્સ' કહેવાવા લાગ્યો, અને રાજાને આવી અરજી કરવી તે વિનાકારણ 'રાજહક'ની વચ્ચે આવવા બરાબર છે એમ કહી રાજાના પક્ષના માણસોએ તેઓ તરફ ધિક્કાર બતાવ્યો, માટે તેઓ ધિક્કારનારા (ઍબહૉરર્સ) કહેવાવા લાગ્યા.

ચાર્લ્સ પછી જેમ્સને ગાદી આપવી કે નહિ તે ઠરાવવા માટે જ્યારે **એક્સક્લૂશ્ઝન** બિલ પાર્લમેન્ટમાં લાવવામાં આવ્યું હતું ત્યારે ઍબહૉરર્સ અને પિટિશનર્સ પક્ષોએ એક બીજાને ખીજવવા માટે 'વ્હિગ' અને 'ટોરી' એવાં મશ્કરીનાં ઉપનામો અરસપરસ આપ્યાં હતાં. આવી રીતે 'વ્હિગ' અને 'ટોરી' એ સંજ્ઞાઓ પ્રચારમાં આવી. પહેલપ્રથમ વ્હિગ એ ઉપનામ સ્કૉટલૅંડમાં કેટલાક મગજના ફાટેલા માણસને આપવામાં આવ્યું હતું; ત્યારપછી રાજાનો વિરોધ કરનાર પક્ષને એ નામ આપવામાં આવ્યું. ટોરી એ નામ પહેલપ્રથમ આયર્લૅંડમાં 'ન્યાયબાહ્ય' (Outlaw) માણસોને લગાડવામાં આવતું હતું. પણ પછીથી રાજાના પક્ષના લોકોને એ સંજ્ઞા આપવામાં આવી હતી. ધર્મ સંબંધી બાબતમાં પ્રત્યેકને પોતાના મત પ્રમાણે ચાલવાની છૂટ આપવાનું વ્હિગ પક્ષનું ધોરણ હતું, ત્યારે ટોરી પક્ષવાળાઓ પક્કા એપિસ્કોપિલઅન મતના હોવાથી જેઓ પોતાના પંથના નહોય તેમને ધર્મ સંબંધે કાંઈપિણ સવળતા ન આપવી એવું તેમનું ધોરણ હતું. રાજ્યદ્વારી બાબતમાં ૧૬૮૮માં થયેલી રાજ્યક્રાંતિથી જે સનદશીર અંકુશિત રાજ્યપદ્ધતિ સ્થાપવામાં આવી હતી તે માટે વ્હિગ પક્ષને પ્રેમ હતો, પણ ટોરી પક્ષ રાજાઓના 'ઇશ્વરી હક' (Divine Right)ને ચાહનારો હતો. તેથી તેનો અભિપ્રાય એવો હતો કે રાજા પ્રજાને જવાબદાર નથી, પણ માત્ર ઇશ્વરને જવાબદાર છે, તેથી તેમની સત્તા અનિયંત્રિત હોવી જોઈએ. ઇંગ્લૅંડનો વેપાર અને

સામ્રાજ્ય વધારવા માટે યુધ્ધો કરવાનું વ્હિગ લોકોનું ધોરણ હતું, ત્યારે ટોરી પક્ષનું ધોરણ એવું હતું કે સામ્રાજ્ય વધારવાની ભાંજગડમાં ઇંગ્લૅંડે પડવું નહિ. ઍનના મૃત્યુ પછી ઇંગ્લૅંડની ગાદી હૅનોવર વંશમાં જાય એવો વ્હિગોનો મત હતો, ત્યારે ટોરીઓ ઍન પછી ૨જા જેમ્સના છોકરાને ગાદી આપવા માંગતા હતા. ઍન રાણીની કારકીર્દીમાં વ્હિગ અને ટોરી એ સંજ્ઞાઓ રૂઢ થઈ, અને ૧૭૦૪ના અરસાથી એ બંને રાજ્યદ્વારી પક્ષો વચ્ચે મતભેદ ઉત્તરોત્તર વધારે તીવ્ર થતો ગયો.

લિબરલ

કૉંઝરવેટિવ

પછી ૧૮૩૪ને સુમારે પીલ જ્યારે મુખ્ય પ્રધાન હતો ત્યારે ટોરી પક્ષે પ્રગતિમય ધોરણ સ્વીકાર્યું, ત્યારે ટોરી નામ બદલી નાંખી પોતાના ધ્યેયને અનુસરતું કૉંઝરવેટિવ નામ તેણે પાડ્યું. ઇંગ્લૅંડની રાજઘટનામાં ઉતાવળાપણાથી ફેરબદલી ન કરતાં યોગ્ય સમયે સુધારણા કરવી, અને આર્થિક અને વેપારી બાબતોમાં 'સંરક્ષિત વેપાર'નું (Protection) ધોરણ અંગિકાર કરી વેપાર અને ઉદ્યોગધંધાની ઉન્નતી કરવી એવું કૉંઝરવેટિવ પક્ષનું ખાસ ધોરણ હતું. એજ અરસામાં ગ્રે અને રસેલ ઇંગ્લૅંડનાં મુખ્ય પ્રધાન હતા. તેઓનો મત પાર્લમેન્ટની રચનામાં સુધારો કરવો, ગુલામગીરીનો રિવાજ બંધ પાડવો, મજૂર વર્ગની સ્થિતિ સુધારવા માટે કારખાનાંમાં કામ કરવાના કલાક બાબે કાયદા કરવા, અને ખુલ્લા અનંકુશિત વેપારની (Free Trade) રાજનીતિ અંગિકાર કરી રાજ્યનો ખર્ચ ઓછો કરવો, એવો હતો. તેથી

એ બધી બાબતો તેઓએ પોતાના કાર્યક્રમમાં રાખેલી હોવાથી વ્હિગ પક્ષ હવેથી લિબરલ (ઉદારમતવાદી) કહેવાવા લાગ્યો.

લિબરલ

કૉંઝર-વેટિવ

## યુનિઅનિસ્ટ

પછી ૧૮૮૬માં આયર્લૅંડને 'હોમરૂલ'–સ્વરાજ્ય આપવાનો પ્રશ્ન બહાર આવ્યો. આયર્લૅંડને સ્વરાજ્ય આપી આગળની માફક બંને પાર્લમેન્ટો છૂટી પાડવી કે ઈંગ્લૅંડની પાર્લમેન્ટ સાથે ૧૮૦૦માં થયેલું એકીકરણ (Union) ચાલુ રાખવું, એ પ્રશ્ન ઉપર મતભેદ થયો. કૉંઝરવેટિવ અને લિબરલ, એ બંને પક્ષોમાંના જે ગૃહસ્થો આયર્લૅંડની સાથે થયેલું એકીકરણ ચાલુ રાખવું, અને હોમરૂલ ન આપવું એવા મતના હતા તેઓએ 'યુનિઅનિસ્ટ' (એકીકરણ કાયમ રાખનારા) નામ રાખી પોતાનો નવો પક્ષ કાઢ્યો. આ પ્રમાણે કૉંઝરવેટિવ અને લિબરલમાંથી આ નવો ફાંટો નીકળ્યો.

લિબરલ | મજૂર | | કૉંઝરવેટિવ

ત્યારપછી ૧૯૦૯ના અરસામાં લિબરલો-માંથી એક બીજો નવો ફાંટો નીકળ્યો. મજૂર લોકો અને થાપણવાળાઓનું પરસ્પર ધોરણ એકએકની વિરૂધ્ધ હોવાથી મજૂર લોકને એમ લાગવા માંડ્યું કે આપણો પક્ષ જુદો નહિ હોય ત્યાંસુધી આપણા હિત તરફ પાર્લમેન્ટનું લક્ષ જશે નહિ. તેથી તેઓએ પોતાનો નવો પક્ષ સ્થાપ્યો અને તેનું નામ 'લેબર' પક્ષ રાખ્યું. મજૂર અને કામગાર વર્ગના હિત તરફ ઘણા લિબરલોનું અગાઉથીજ વલણ હતું, તેથી લિબરલ પક્ષમાંથી ઘણાં ગૃહસ્થો આ નવીન મજૂર પક્ષમાં જોડાયા, તેથી લિબરલ પક્ષ અધિક નબળો પડયો. ત્યારપછી મજૂર પક્ષ બહાર આવવા લાગ્યો, અને ૧૯૨૪ના જાનેવારીથી અકટોબર સુધી પ્રધાન-વટે પણ આવવા પામ્યો હતો.

લિબરલ | મજૂર | | કૉંઝરવેટિવ

ઈંગ્લૅંડના રાજય પ્રકરણમાં હાલ કૉંઝરવેટિવ, લિબરલ અને મજૂર એ ત્રણ મુખ્ય પક્ષો છે. ૧૯૨૪ના અકટોબરમાં જ્યારે નવી પાર્લમેન્ટની ચુંટણી થઈ ત્યારે તેમાં કૉંઝરવેટિવો ૪૧૨, મજૂર પક્ષના ૧૫૦, લિબરલો ફક્ત ૪૦ અને બીજા ૧૨ હતા.

# પ્રકરણ ૩૨ મું

## ૭મો એડવર્ડ

### (૧૯૦૧-૧૯૧૦)

૧૯૦૨, બોર લોકો સાથનું યુધ્ધ બંધ થયું.—૧૯૦૩, કેળવણી વિષે કાયદો.—૧૯૦૩, ચેંબરલેને સંસ્થાનખાતાંના સેક્રેટરીનો ઓધ્ધો છોડી દીધો.—૧૯૦૪-૧૯૦૫, રૂસો-જાપાની વિગ્રહ.—૧૯૦૬-૧૯૦૮ કૅમ્પબેલ બૅનરમૅનનું લિબરલ પ્રધાનમંડળ.—૧૯૦૯, બજેટ ઉમરાવોની સભામાં નામંજૂર.—૧૯૧૦, નવી ચુંટણી અને જૂનુંજ બજેટ મંજૂર.

મહારાણી વિકટોરીઆ પછી તેનો છોકરો ઑલ્બર્ટ એડવર્ડ ૭મા એડવર્ડ તરીકે ૬૦ વર્ષની ઉમ્મરે ગાદીપર આવ્યો. ગાદીપર આવતા પહેલાં ઘણે પ્રસંગે વિકટોરીઆના પ્રતિનિધિ તરીકે તેણે કામ કર્યું હતું. તેથી રાજકારભારના કામની તેને ઘણી સારી માહિતી હતી. તેને પ્રવાસ કરવાનો ઘણો શૉક હતો. રાજા થયા પહેલાં સામ્રાજ્યના ઘણાખરા ભાગની મુલાકાત જાતે લઈ સઘળી સ્થિતિ પ્રત્યક્ષ જોઈ તેણે ઘણી માહિતી મેળવી હતી. ગાદીવારસ તરીકેના લાંબા સમય દરમ્યાન રાજ્યકારભારના સંબંધમાં તેણે તટસ્થ સ્થાન રાખ્યું હતું. અને કોઈ એક પક્ષ તરફ ઢળવાનું વળણ રાખ્યું નહોતું. ગાદીએ આવ્યા પછી પણ તેજ ધોરણ તેણે ચાલુ રાખ્યું હતું તેથી તે બધા પક્ષોનો પ્રેમ સંપાદન કરી શકયો હતો. તેનો સ્વભાવ મિલનસાર



૭ મો એડવર્ડ

અને હૃદય નિખાલસ હતું. તેથી તેના વખતમાં રાજા પ્રધાન વચ્ચે કે પ્રધાનમંડળમાં માંહોમાહે કલહ થવાના ઘણા થોડા પ્રસંગ આવ્યા હતા.

એડવર્ડ ગાદીપર આવ્યો ત્યારે બોઅર વિગ્રહ ચાલુ હતો. એ વિગ્રહમાં બોઅર લોકોએ ઘણી બહાદુરી બતાવી ઘણાં પરાક્રમો કર્યાં, પણ તેઓનો પરાજય થયો અને ગ્રેટ બ્રિટન સાથે સલાહ કરવાની તેમને ફરજ પડી (૧૯૦૨). આ સલાહથી ટ્રાન્સવાલ અને ઑરેન્જના ડચ સંસ્થાનોએ બ્રિટિશ સરકારનું સાર્વભૌમત્વ કબૂલ કર્યું.

**બાલફરનું પ્રધાનમંડળ, કેળવણી વિષે કાયદો, (૧૯૦૨).**– ૧૮૯૫માં અધિકારે આવેલું લૉર્ડ સૉલ્સબરીનું પ્રધાનમંડળજ એડવર્ડ રાજા થયો ત્યારે અધિકારે હતું. પણ ૧૯૦૨ના જૂલાઇ મહિનામાં લૉર્ડ સૉલ્સબરીની પ્રકૃત્તિ બગડવાથી તેણે મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપ્યું ત્યારે તેનો પાસેનો સગો બાલફર વડો પ્રધાન થયો. તેનું પ્રધાનવટું ૧૯૦૨થી ૧૯૦૫ સુધી ચાલ્યું. એના વખતમાં ૧૯૦૨માં કેળવણીના વિષય બાબત નવો કાયદો થયો. આ નવા કાયદાએ ૧૮૭૦ના કાયદાએ સ્થાપેલી સ્કૂલબોર્ડ રદ કરી જુદાજુદા જિલ્લાની સ્થાનિક કાઉન્સિલોને તેઓના જિલ્લામાં કેળવણી વિષય સંબંધની સર્વસત્તા આપી. આગળની સ્કૂલબોર્ડે સ્થાપેલી બધી સાર્વજનિક શાળાઓ અને એપિસ્કોપેલીઅન અને રોમન કૅથૉલિક પંથવાળાઓ તરફથી ચલાવાતી બધી શાળાઓના ખર્ચની જવાબદારી દરેક પરગણાંની સ્થાનિક કાઉન્સિલપર રાખવામાં આવી.


બાલફર

બાલફરના પ્રધાનમંડળે આયર્લૅંડના ખેડુતોની સ્થિતિ સુધારવા માટે ૧૯૦૩માં એક કાયદો ઘડયો. એ કાયદામાં જે ખેડુતોને પોતાની કુટુંબની જમીન પાછી વેચાતી લેવી હોય તેને ઉછીના નાણાં આપવાની વ્યવસ્થા રાખવામાં આવી હતી.

૧૯મા સૈકાની આખરે પરરાજ્યો સંબંધે ઈંગ્લૅંડે તટસ્થપણાનું ધોરણ રાખ્યું હતું, એટલે અણીને વખતે તેને પડખે ઉભું રહે એવું એકે રાજ્ય નહોતું. તે વખતે ઈંગ્લૅંડ અને જર્મની વચ્ચે એખલાસ હતો, તોપણ વેપાર, નૌકા અને સંસ્થાનોની બાબતમાં બંને વચ્ચે તીક્ષ્ણ હરીફાઇ ચાલતી હોવાથી ધીમેધીમે એ બે દેશો વચ્ચેનો એખાલસ ઘસાતો જતો હતો. એશીઆ ખંડમાં બ્રિટિશ હિંદુસ્થાન અને રૂશીઆનો મુલક પાસેપાસે આવતો જતો હોવાથી એ બે દેશો વચ્ચે વેરની લાગણી ઉત્પન્ન થઈ હતી. તેમજ ઇજીપ્ટમાં અંગ્રેજોએ પગપેસારો કર્યાથી અને તેમાં ફ્રાન્સનું પણ હિત હોવાથી એ બંને દેશો વચ્ચે પણ અવારનવાર તકરાર થયાં કરતી હતી. આવા સંજોગમાં ચારે ખંડમાં પથરાયલાં બ્રિટિશ સામ્રાજ્યમાંની કોઈ નહિતો કોઈ જગાપર દુશ્મનનો છાપો ક્યારે આવશે તે કંઈ કળી શકાતું નહોતું. તેથી ગ્રેટ બ્રિટનને કોઈ મિત્રરાજ્ય કરવાની અને પોતાના અરમારને સશક્ત રાખવાની ફરજ પડી. તેથી ઈંગ્લૅંડે નૌકાસૈન્યમાં ઘણો વધારો કર્યો અને ૧૯૦૨માં જાપાન સાથે અરસપરસ મદદનો કરાર કર્યો. એ કરારની મુખ્ય શરત એવી હતી કે જે મિત્રરાજ્યને એક કરતાં વધારે દુશ્મન સાથે લડાઇ થાય તેને બીજાંએ મદદ કરવી. અને ૧૯૦૩માં ફ્રાન્સ સાથે એક મહત્ત્વનો કરાર કર્યો. એ કરારથી ફ્રાન્સે ઈંગ્લૅંડનું ઇજીપ્ટપરનું ઉપરીપણું કબૂલ કર્યું અને ઇંગ્લૅંડે ફ્રાન્સનું મોરૉક્કોપર ઉપરીપણું સ્વીકાર્યું.

આ પ્રકારે ૨૦મી સદીના પ્રારંભમાં ઈંગ્લૅંડ જેવા સમુદ્રથી ઘેરાયલા નાનકડા દેશે પોતાના વેપાર અને ચારે ખંડમાં પથરાયલાં વિશાળ સામ્રાજ્યના રક્ષણ માટે બે બળવાન રાજ્યો સાથે મૈત્રિ બાંધી અને સશક્ત અરમારનું અભેદ કવચ તૈયાર રાખ્યું. ઈંગ્લૅંડની એ બાબતની તૈયારી ચાલી રહી હતી તે અરસામાં સન ૧૯૦૦ની સાલ પછી જાણે બળવાન બ્રિટિશ નૌકાસૈન્ય સાથે પંજો મેળવવાનો ઇરાદો નહોય તેમ જર્મનીએ પણ પોતાનું નૌકાબળ વધારવાના પ્રયાસ કરવા માંડયા. નૌકા અને લશ્કર પછવાડે કરોડો રૂપીઆનો ખર્ચ તેણે કરવા માંડયો હતો. તેથી ઈંગ્લૅંડની ખાતરી થઇ હતી કે

આપણા સમુદ્ર ઉપરના સર્વોપરીપણાને જો કોઇ તરફથી ધોકો પહોંચશે તો તે જર્મની તરફથી પહોંચશે.

**રૂસો-જાપાની વિગ્રહ, (૧૯૦૪-૧૯૦૫).**—આ અરસામાં પૂર્વ એશીઆમાં એક મોટો જંગ મચી રહ્યો હતો. એ જંગ તે રૂશીઆઇ રાક્ષસ અને જાપાની વામનજી વચ્ચેનો વિગ્રહ. એ વિગ્રહમાં ઠીંગુ જાપાને પ્રચંડ રૂશીઆને મ્હાત કર્યું હતું. એ વિગ્રહનું કારણ એવું હતું કે રૂશીઆ પોતાનું વિશાળ સામ્રાજ્ય પૂર્વમાં વધારતું વધારતું ઠેઠ પૅસિફિક મહાસાગરના કિનારા સુધી લાવ્યું હતું. પૅસિફિકને કિનારે આવેલો કોરીઆનો દ્વીપકલ્પ તે પચાવી પડ્યું હતું. કોરીઆ પાસે આવેલા મંચુરીઆ પ્રાતમાં જાપાનનું હિત સમાયલું હતું. તે પ્રાંતમાં રૂશીઆએ પગપેસારો કરવાના પ્રયત્નો ચાલુ કર્યા. તે મોકૂફ રાખવા જાપાને કહેણ મોકલ્યું. પણ રૂશીઆએ તેની પરવા કરી નહિ, ત્યારે જાપાને રૂશીઆ સામે યુધ્ધ પોકાર્યું. છેલ્લાં ચાળીસ વર્ષમાં કલ્પનામાં ન આવે એવી પ્રગતિ જાપાને ઝપાટાબંધ કરી દીધી હતી. તેણે પોતાના સૈન્ય અને અરમાર પશ્ચિમની આધુનિક લડાયક પધ્ધત્તિ ઉપર તૈયાર કરી દીધાં હતાં, અને તેપર ચાલાક અને સાહસિક સરદારો ગોઠવી દીધા હતા. રૂશીઆ જો કે મોટું સામ્રાજ્ય હતું, તોપણ તેનો અધિકારી વર્ગ નાલાયક હતો. અને તેનાં સૈન્ય અને અરમાર અવ્યવસ્થિત હતાં. તેથી પહેલેજ ફટકે જાપાને રૂશીઆના તાબાનું કોરીઆમાં આવેલું પોર્ટ આરથરનું કિલ્લે બંદીવાળું બંદર કબજે કરી લીધું, મંચુરીઆમાં ઠેકાણે ઠેકાણે રૂશીઅન સૈન્યોનો પરાભવ કર્યો અને ટુશિમાની દરીઆઈ લડાઇમાં રૂશીઆના અરમારના પુરચેપુરચા ઉડાવી દીધા. એટલે રૂશીઆને સલાહ કરવાની ફરજ પડી. ૧૯૦૫ના અકટોબર મહિનામાં અમેરિકાના સંયુક્ત સંસ્થાનોના વચ્ચે પડવાથી પોર્ટ આરથરમાં સલાહ થઈ તેમાં રૂશીઆએ જાપાનની સર્વ માંગણી કબૂલ રાખી. જાપાન સાથેની આ હારથી પૂર્વ તરફ રૂશીઆની વૃધ્ધિ થતી અટકી અને હિંદુસ્થાન સંબંધે ઈંગ્લૅંડને રૂશીઆ તરફનો ભય ઓછો થયો. ત્યારપછી ૧૯૦૭માં ઈંગ્લૅંડ અને રૂશીઆ વચ્ચે ઇરાન, અફગાનિસ્તાન અને તિબેટ બાબતમાં સમજુતીના કરાર થયા.

**શાંતતા સ્થાપક એડવર્ડ.**—Edward the Peace-maker)—આમ ફ્રાન્સ, રૂશીઆ અને જાપાન સાથે સ્નેહસંબંધ બાંધવામાં ૭મા એડવર્ડ રાજાનો મોટો હાથ હતો. પરરાજ્યોમાં વારંવાર મુસાફરી કરી, પરદેશી રાજકર્ત્તાઓ અને પ્રજાસત્તાક રાજ્યોના અધ્યક્ષ અને પ્રમુખ રાજ્યદ્વારી નેતાઓની મુલાકાત લઈ ઈંગ્લૅંડ અને પરરાજ્યો વચ્ચે પરસ્પર સ્નેહસંબંધ બાંધવામાં ૭મા એડવર્ડ કચાશ રાખી નહોતી, તેથીજ તેને શાંતતા સ્થાપક એડવર્ડ કહે છે.

**ચેમ્બરલેનની વેપારવિષય સંબંધની રાજ્યનીતિ.**—૧૯૦૨થી ૧૯૦૫ સુધીના બાલફર પ્રધાનમંડળમાં જોસફ ચેમ્બરલેન સંસ્થાનખાતાનો સેક્રેટરી હતો. ઈંગ્લૅંડે અંગિકાર કરેલું વેપારના છૂટાપણાંનું ધોરણ (Free Trade) બદલી સંસ્થાનો અને તાબાના મુલકોને વેપારી સવળતા આપવા માટે સંરક્ષિત વ્યાપારની પધ્ધત્તિ (Protection) ગ્રહણ કરાવવા સંબંધે ૧૯૦૩માં ચેમ્બરલેને જોસભેર ચળવળ ચલાવવા માંડી. તેનું કહેવું એવું હતું કે સંરક્ષિત વેપારનું ધોરણ અખત્યાર કરવાથી દેશના ઉદ્યોગધંધાને ઉત્તેજન મળશે અને સામ્રાજ્યના જુદાજુદા ભાગો નિકટના સંબંધમાં આવી સંગઠિત થશે. તે કાળની પ્રજાની સમજુતી એવી હતી કે ખુલ્લા વેપારના ધોરણ ઉપર ઈંગ્લૅંડની આબાદીનો આધાર છે તેથી ચેમ્બરલેનનું આ કહેવું તેમને ઘણું વિચિત્ર લાગ્યું. આ બાબત પ્રધાનમંડળમાં પણ મતભેદ હતો. તે મતભેદથી પ્રધાનમંડળ તૂટયું. બાલફરનો મત ચેમ્બરલેનના મત જેવો હતો. ડ્યૂક ઑફ ડેવનશાયર અને રિચીના અભિપ્રાય વિરૂધ્ધ હતા. તેથી તેઓએ પ્રધાનમંડળમાંથી રાજીનામાં આપ્યાં. પ્રજા સમક્ષ પોતાનો મત ભાર દઈને અને જોસથી મૂકવા માટે ચેમ્બરલેને પણ રાજીનામું આપ્યું. આમ મુખ્ય મુખ્ય પ્રધાનોએ રાજીનામાં આપવાથી યુનિઅનિસ્ટ પ્રધાનમંડળ નબળું પડી ગયું. આમની સભાના ઘણાખરા સભાસદોનો મત એવો હતો કે સંરક્ષિત વેપારના ધોરણથી જરૂરી જણસો મોંઘી થઈ સર્વત્ર મોંઘવારી થશે. આમ આમની સભામાં પણ જોર નબળું પડી જવાથી બાલફરે ૧૯૦૫ના ડીસેમ્બરમાં પ્રધાનવટું છોડી દીધું.

**સર કૅમ્બેલ બૅનરમૅનનું લિબરલ પ્રધાનમંડળ, (૧૯૦૫-૧૯૦૮).**—બાલફર પછી સર હેન્રી કૅમ્બેલનું લિબરલ પ્રધાનમંડળ અધિકારે આવ્યું. આ પ્રધાનમંડળમાં સર એડવર્ડ ગ્રે પરદેશ ખાતાનો પ્રધાન હતો, હૅલ્ડેન યુધ્ધ ખાતાનો અને મોર્લી હિંદુસ્થાન ખાતાનો સેક્રેટરી હતો. સર કૅમ્બેલ બૅનરમૅન પોતે ચૅન્સેલર ઑફ ધી એકસચેકર—વડા ખજાનચીના હોદ્દાપર હતો. આ પ્રધાનમંડળમાં લૉઇડ જ્યૉર્જ નામનો એક તરૂણ રાજ્યદ્વારી પણ હતો. વડા પ્રધાનપદ પર આવ્યા પછી બૅનરમૅનની પ્રકૃત્તિ સારી ન રહેવાથી તેણે રાજીનામું આપ્યું અને થોડા મહિના પછી તે મરણ પામ્યો (૧૯૦૮). તેના પછી ઍસક્વિથ મુખ્ય પ્રધાન થયો. અને લૉઇડ જ્યૉર્જ વડો ખજાનચી થયો. કૉન્ઝરવેટિવ પક્ષ છોડી વિન્સ્ટન ચર્ચિલ પણ આ લિબરલ પ્રધાનમંડળમાં જોડાયો હતો.

આ વખતે ઈંગ્લૅંડમાં 'મજૂર પક્ષ' પણ સંઘટિત થઈ રાજ્યદ્વારી ચળવળમાં આગળ આવ્યો હતો. એ પક્ષના ૫૦ પ્રતિનિધિઓ આમની સભામાં દાખલ થઈ શક્યા હતા. તેમજ આઇરિશ પક્ષના ૮૦ સભાસદો હતા. એ બે નવા પક્ષો અને આગળના લિબરલ અને કૉન્ઝરવેટિવ પક્ષ એ મળી હવે પાર્લમેન્ટમાં ચાર પક્ષ બંધાયા હતા.

**ઍસક્વિથનું પ્રધાનમંડળ, (૧૯૦૮-૧૯૧૫).**—આ પ્રધાનમંડળે કેળવણી વિષય સંબંધનું અને માદક પદાર્થોના વેચાણ બાબતનું એમ બે બીલ પાર્લમેન્ટમાં રજુ કર્યાં. તે આમની સભામાં પાસ થયાં. પણ ઉમરાવોની સભામાં પાસ થયાં નહિ. આ પ્રમાણે આ પ્રધાનમંડળ દરેક બાબતમાં ફાવ્યું નહિ, તોપણ તેની કારકીર્દીમાં લોકહિતનાં ઘણાં બિલો પાસ થઈ શક્યાં હતાં. એક કાયદો એવો થયો હતો કે કારખાનાંમાં



ઍસક્વિથ

કામ કરતા મજૂરોને નોકરી બજાવતાં જો કંઈ ઈજા થાય તો તેમને નુકસાન પેટે કંઈક રકમ કારખાનાંવાળાઓએ આપવી. બીજો કાયદો એવો હતો કે ૭૦થી વધારે વર્ષના વૃધ્ધ માણસને જો 'રીલીફ ફંડ'માંથી મદદ ન મળતી હોય તો તેમને વૃધ્ધાવસ્થાનું પેનશન સરકારમાંથી આપવું. કોલસાની ખાણો માટે એવો કાયદો ઘડવામાં આવ્યો હતો કે એ ખાણોમાં ૮ કલાક કરતાં વધારે કામ કોઈ પાસે લેવું નહિ, તેમજ નાનાં છોકરાં જે કામપર આવતાં હોય તેમને કેટલીક સવળતા આપવી. આ પ્રમાણે સમાજ હિત સુધારણાના કાયદા ઉપરાંત લૉર્ડ હૉલ્ડેનના યુધ્ધખાતાંએ ઇંગ્લૅંડનું નૌકાસૈન્ય બળવત્તર થાય તે માટે તેમાં 'ડ્રેડનૉટ'—'નિડર' નામના લડાયક વહાણોની સંખ્યામાં ઘણો વધારો કર્યો (૧૯૦૭).

**લૉઇડ જ્યૉર્જનું બજેટ, (૧૯૦૯).**—આ સુધારણા ઉપરાંત સન ૧૯૦૯માં નાણાં ખાતાના વડા ખજાનચી 'ચેન્સેલર ઑફ ધી એકસચેકર' લૉઇડ જ્યૉર્જે એક મહત્ત્વનું બજેટ પાર્લમેન્ટમાં રજુ કર્યું. તેમાં ઉપજવેરા બાબત એવી વ્યવસ્થા રાખી હતી કે અમુક ઉપજ કરતાં વધારે પેદા કરતો હોય એવા માણસે ઉપજના પ્રમાણમાં કરનો દર પણ વધારે આપવો. તેજ પ્રમાણે મોટાંમોટાં શહેરોમાં જમીનની કિંમત ઘણી વધી ગયેલી હોવાથી જમીનદારોને વગર મહેનતે જ્યાદે ઉપજ (Unearned Increment) થતી હતી તે ઉપર પહેલીજવાર આ બજેટમાં કર મૂકવામાં આવ્યો હતો. તેજ પ્રમાણે વળી દેશમાંની સઘળી ખાણોની માલીક સરકાર હોવાથી ખનિજ પદાર્થ બદલ કંપનીઓએ સરકારને અમુક કર ભરવો એવી યોજના પણ લૉઇડ જ્યૉર્જના બજેટમાં હતી. આવા પ્રકારની નવીનવી બાબતો ૧૯૦૯ના લૉઇડ જ્યૉર્જના બજેટમાં હતી તે સંબંધમાં પ્રજામાં એમ બોલાતું હતું કે એ બજેટમાં પૈસાદારોને


લૉઇડ જ્યૉર્જ

લૂંટવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. પાર્લમેન્ટમાં પણ એ બજેટપર ગરમાગરમ તકરાર થયા પછી મહામુસીબતે તે આમની સભામાં પાસ થયું, પણ ઉમરાવોએ તે ઉરાડી દીધું. ત્યારે એ બજેટ પ્રત્યે લોકમત કેવો છે તે જાણવા સારૂ ઍસક્વિથે પાર્લમેન્ટને બરખાસ્ત કરી નવી ચુંટણી કરાવી. નવી ચુંટણીમાં લિબરલ પક્ષનું મતાધિક્ય માત્ર બેજ મતે હતું. પણ આઇરિશ અને મજૂરપક્ષના ૧૨૦ સભાસદોનો લિબરલોને ટેકો હતો, તેથી ૧૯૦૯વાળુંજ બજેટ પાર્લમેન્ટમાં રજુ થયું અને આમની સભામાં તે પસાર થયું ત્યારે ઉમરાવોએ પણ તે પસાર કર્યું (૧૯૧૦).

પ્રજાહિતનાં કાર્યોમાં ઉમરાવોની સભા તરફથી વિનાકારણ હરકતો થયાં કરે છે માટે કેટલીક બાબતોમાં ઉમરાવોની સભાનો અધિકાર કમી કરવાની યોજના ઍસક્વિથે રજુ કરી. આ યોજનામાં નાણાં સંબંધી બાબતમાં ઉમરાવોની સભાનો બધો અધિકાર છીનવી લેવાનું હતું, અને બીજી કેટલીક બાબતોમાં તેઓની સત્તા મર્યાદિત કરવાનું ઍસક્વિથની યોજનામાં સૂચવાયું હતું. આ યોજનાની બાબતમાં મોટામોટા રાજ્યદ્વારી પુરૂષો વચ્ચે ઘણો મતભેદ દેખાઈ આવ્યો કારણ કે એ યોજનાથી તો ઉમરાવોની સભાના અધિકારમાં અને ઇંગ્લૅંડના રાજ્યબંધારણમાં ઘણા મહત્ત્વના ફેરફાર થતા હતા. આ યોજનાપર પ્રજામતદર્શન ચાલી રહ્યું હતું તેવામાં ૧૯૧૦ના મેની ૬ઠ્ઠી તારીખે ૭મો એડવર્ડ મરણ પામ્યો તેથી એ સવાલ હાલતરત માટે ઉંચો મૂકાયો.

# પ્રકરણ ૩૩ મું

---

## ૫મો જ્યૉર્જ અને મહાયુધ્ધ

### (૧૯૧૦ પછી)

૧૯૧૧, પાર્લમેન્ટ સંબંધનો કાયદો પાસ થયો.—'નૅશનલ ઇન્સ્યૂરન્સ ઍક્ટ' પસાર થયો.—૧૯૧૪ના જૂલાઇથી તે ૧૯૧૮ના નવેમ્બર સુધી મહાયુધ્ધ.—૧૯૧૪, માર્ન અને ઇપ્રેની લડાઇઓ.—૧૯૧૫, ડાર્ડૅનલ્સની સામુદ્રધૂનિની લડાઈ—ઍસક્વિથના નેતાપણા નીચે પ્રધાનમંડળ સ્થાપિત થયું.—૧૯૧૬, મેસોપોટેમીઆમાં બ્રિટિશ સૈન્ય ટર્કીને શરણે ગયું. જટલૅંડની લડાઇમાં જર્મન અરમારની હાર. લૉઇડ જ્યૉર્જની સરદારી નીચે સર્વ પક્ષીય સંયુક્ત પ્રધાનમંડળની સ્થાપના. આયર્લૅંડમાં બંડ.—૧૯૧૭, રૂશીઆમાં રાજ્યક્રાંતિ. અમેરિકાએ જર્મની વિરૂધ્ધ લડાઈ જાહેર કરી.—૧૯૧૮, રૂશીઆ અને જર્મની વચ્ચે સલાહ, મેસોપોટેમીઆ અને સીરીઆમાં બ્રિટિશોનો ટર્કી ઉપર જય. મહાયુધ્ધનું બંધ પડવું. ગ્રેટ બ્રિટનમાં મતદાર સંઘનો વિસ્તાર.—૧૯૧૯, હિંદુસ્થાનની રાજ્યઘટનામાં સુધારાનો કાયદો.—૧૯૨૦, આયર્લૅંડના બે વિભાગ, ઉત્તર અને દક્ષિણ આયર્લૅંડ.—૧૯૨૨, આઇરિશ ફ્રી સ્ટેટ ઍક્ટ પસાર થયો.—૧૯૨૪ જાનેવારી, મજૂર પક્ષ પ્રધાનપદે.—૧૯૨૪ નવેમ્બર, કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ.

૭મા ઍડવર્ડ પછી તેનો છોકરો જ્યૉર્જ ૫મા જ્યૉર્જ તરીકે રાજા થયો. બચપણથી તેને નૌકાશાસ્ત્રની કેળવણી આપવામાં આવી હતી. તે કેળવણીને અંગે સામ્રાજ્યના ઘણાખરા ભાગની તેણે મુલાકાત લીધી હતી. તે સારો વક્તા છે અને પોતાનું કહેવું બીજાઓ ઉપર સારી રીતે ઠસાવી શકે છે. ૧૮૯૩માં ટેકની મેરી સાથે તેનું લગ્ન થયું હતું. મેરી જોકે જન્મથી જર્મન હતી, તોપણ તેણે બાલ્યાવસ્થાથી ઇંગ્લૅંડમાંજ કેળવણી લીધેલી હોવાથી ઇંગ્લૅંડ માટે તેને સારો પ્રેમ હતો. તેથી જર્મની સાથે જ્યારે મહાયુધ્ધ શરૂ થયું ત્યારે રાજા અને રાણી બંનેએ પરરાજ્યના ખિતાબ અને પદ્વીનો

ત્યાગ કર્યો અને માત્ર ઇંગ્લૅંડના રાજ્યકુટુંબનાજ ખિતાબો રાખ્યા.



૫મા જ્યૉર્જ

ગ્રેટ બ્રિટન અને બ્રિટિશ સામ્રાજ્યમાંના સંસ્થાનો અને તાબાના દેશોને સ્નેહ સાંકળથી જડી રાખનાર ઇંગ્લૅંડની રાજસત્તા સંસ્થા છે એમ સામ્રાજ્યની પ્રજા સમજે છે તેથી ઇંગ્લૅંડના રાજ્યકુટુંબ માટે આખા સામ્રાજ્યમાં ઘણા પ્રેમ અને માનની લાગણી છે.

આપણે પાછળ જોઈ ગયા છીએ કે ૭મા એડવર્ડની કારકીર્દીના અંતમાં લોકહિતના કાયદા પસાર કરવામાં ઉમરાવો તરફથી વારંવાર હરકત થતી હતી તેથી ઉમરાવોની સભાની સત્તા મર્યાદિત કરવાના વિચારથી મુખ્ય પ્રધાન ઍસક્વિથે એક યોજના રજુ કરી હતી. પણ એડવર્ડના મરણથી તે પ્રશ્ન મુલતવી રહ્યો હતો. પણ જ્યૉર્જના ગાદીપર આવ્યા પછી તરત એ સવાલ પાછો નીકળ્યો. આ સવાલ સંબંધે મોટામોટા રાજ્યદ્વારીઓમાં તીવ્ર મતભેદ હોવાથી એ સવાલનો સમાધાનકારક રીતે નિકાલ લાવવા માટે પાર્લમેન્ટના બંને વિભાગના બધા પક્ષોના નેતાઓની એક પરિષદ ભરવામાં આવી. પણ એ પરિષદનું કંઈ સંતોષકારક પરિણામ ન આવ્યાથી તે વિષે પ્રજામત શું છે તે જાણવા માટે ૧૯૧૦ના જાનેવારીમાં ચુંટાયલી પાર્લમેન્ટ નવેમ્બરમાં બરખાસ્ત કરી ડિસેમ્બરમાં નવી ચુંટણી કરવામાં આવી. પણ એ નવી ચુંટણીમાં ઉમરાવોની સત્તા મર્યાદિત કરનારો લિબરલ પક્ષ અને નહિ કરનારો યુનીઅનિસ્ટ પક્ષ બંને બરાબર સરખી સંખ્યામાં ચુંટાઇ આવ્યા. એટલે આઇરિશ નૅશનૅલિસ્ટ અને મજૂર પક્ષ જેને ટેકો આપે તેની જીત થાય એવો મામલો હતો.

**પાર્લમેન્ટ ઍક્ટ, (૧૯૧૧).**—પરિસ્થિતિ આવી હતી ત્યારે ૧૯૧૧ના ફેબ્રુઆરીમાં 'પાર્લમેન્ટ બિલ' રજુ કરવામાં આવ્યું.

પૈસા સંબંધીના કોઇપણ બિલમાં સુધારા કરવાનો કે તેને રદ કરવાનો ઉમરાવોની સભાને અધિકાર નથી; બીજાં બિલોની માફક નાણાં સંબંધી બિલ પણ જો લાગલાગટ ત્રણ બેઠકમાં ત્રણવાર આમની સભામાં પસાર થાય તો, ઉમરાવોની સભા તેને ઉરાડી મૂકે તોપણ તે બિલ પસાર થઇ કાયદો થયો છે એમ ગણવું; અને એક પાર્લમેન્ટની જિંદગી પાંચ વર્ષ કરતાં વધારે વર્ષ રહે નહિ એવી કલમો આ બિલમાં હતી. આ બિલને આઇરિશ અને મજૂર પક્ષના સભાસદોનો ટેકો મળવાથી તે આમની સભામાં પસાર થયું. લૉર્ડોની સભામાં તેપર ઘણી ગરમાગરમ તકરાર થઇ આખરે તે ઉરાડી દેવામાં આવ્યું. ત્યારે નવા ઉમરાવો નીમાવી એ બિલ પસાર કરાવવામાં આવશે એવી ધમકી ઉમરાવોની સભાને પ્રધાનમંડળ તરફથી અપાઈ ત્યારે એ બિલ ઉમરાવોએ પસાર કર્યું (૧૯૧૧). ત્યારપછી આમની સભાના સભાસદોને વાર્ષિક ૪૦૦ પાઉન્ડનું લવાજમ આપવાનો કાયદો પાસ થયો.

પછી તેજ વર્ષે 'નૅશનલ ઇન્શ્યૂરન્સ ઍક્ટ' નામનો કાયદો ઘડાયો. આ કાયદા અન્વયે કારખાનાંના માલીક, સરકાર અને જે માણસનો વિમો ઉતરાવવાનો હોય તે, એ બધાના ફાળાથી જમા થયેલા ભંડોળમાંથી કામગારનાં આજારીપણામાં કે બેકાર સ્થિતિમાં તેને મદદ આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી (૧૯૧૧).

ત્યારપછી ૧૯૧૨માં ઍસક્વિથ પ્રધાનમંડળે આઇરિશ હોમરૂલ બિલ પાર્લમેન્ટમાં આણ્યું. તેમાં આયર્લૅંડમાં બે સભાનું એક ધારા-મંડળ સ્થાપવું અને આયર્લૅંડનો રાજ્યકારભાર અને કાયદા કરવાની સત્તા તેને સોંપવાં એવું ઠરાવવામાં આવ્યું હતું. આ બિલના સંબંધમાં પાર્લમેન્ટમાં ઘણો મતભેદ માલમ પડયો હતો. આઇરિશ યુનીઅનિસ્ટ પક્ષના સરદાર સર એડવર્ડ કારસને જો એ બિલ પસાર થશે તો હું તેનો પ્રતિકાર કરીશ એમ જાહેર કર્યું. તોપણ તે આમની સભામાં પાસ થયું, પણ ઉમરાવની સભાએ તે ઉરાડી મૂક્યું.

**આઇરિશ હોમરૂલ બિલ અને આઇરિશ યુનીઅનિસ્ટ પક્ષ, (૧૯૧૨-૧૩-૧૪).**—પછી બીજે વર્ષે એટલે ૧૯૧૩માં

હોમરૂલ બિલ પાછું પાર્લમેન્ટ સમક્ષ લાવવામાં આવ્યું. પણ ગયા વર્ષ માફક આ વર્ષે પણ ઉમરાવોએ તે ઉરાડી મૂક્યું. આ વખતે તો સર એડવર્ડ કારસને એટલે સુધી જાહેર કર્યું કે જો આ બિલ પસાર થશે તો હું તેનો પ્રતિકાર કરવા શસ્ત્ર ઉપાડીશ. આમ ૧૯૧૧ પછી એ બિલ આમની સભામાં ત્રણવાર પસાર થયું હતું એટલે કાયદો થઇ શકે એમ હતું. પણ કારસનના નેતૃત્વ હેઠે અલ્સ્ટર પરગણાંની ઉશ્કેરાયલી સ્થિતિ જોઇને "જો કોઇ પરગણું પોતે એ કાયદાના અમલ નીચે આવવા માંગતું નથી એમ જાહેર કરે તો તેને ૬ મહિના સુધી તેમ કરવાની છૂટ છે," એવા ફેરફાર સાથે આઇરિશ હોમરૂલ બિલ ૧૯૧૪માં પાછું પાર્લમેન્ટમાં રજુ થયું પરંતુ આ વખતે પણ ઉમરાવોએ તે ઉરાડી મૂક્યું. આમ આ બિલ ૧૯૧૧ પછી આમની સભાએ લાગલાગટ ત્રણવાર પસાર કરેલું હોવાથી કાયદો થયું હતું, તોપણ આ વેળાએ યુરોપમાં મહાયુધ્ધની શરૂઆત થઇ હતી અને ઈંગ્લૅંડે તેમાં ભાગ લીધો હતો તેથી સર્વ પક્ષની મદદ મેળવવા માટે યુધ્ધ બંધ પડે ત્યાંસુધી હોમરૂલ કાયદાને અમલમાં મૂકવાનું મોકૂફ રાખ્યું.

ઈ. સ. ૧૯૧૪ના જુલાઈ માસમાં જે મોટું યુધ્ધ યુરોપમાં ઉપસ્થિત થયું તે યુધ્ધના ભડકા આખા જગતમાં પ્રસર્યાથી આખી દુનીઆનાં નાનાંમોટાં ઘણાંખરાં રાજ્યો તેમાં સંડોવાયાં હતાં તેથી તેનાં કારણો શું હતાં તે આપણે જોવું જોઇએ. તે કારણો બરાબર સમજવા માટે ગયા ત્રીસ વરસનો યુરોપના રાજ્યપ્રકરણનો ઇતિહાસ આપણે જાણવો જોઇએ. ૧૮૭૮ની બર્લિનની સલાહથી જોકે યુરોપમાં રાજ્યપ્રકરણી નવું મંડાણ કરવામાં આવ્યું હતું તોપણ તે વ્યવસ્થાથી યુરોપનાં પ્રમુખ રાજ્યોનું સમાધાન થયું નહોતું. તેથી પાછો લાગ મળતાં આપણે આપણું સમાધાન કરી લેવું એવી રાજનીતિ સર્વેએ અખત્યાર કરી તે માટે તૈયારી કરવા માંડી હતી. પછી ૧૮૮૩માં જર્મની, ઑસ્ટ્રિયા અને ઈટલીએ 'ત્રિપુટી સંઘ.' (Triple Alliance) નામની એકસંપી કરી હતી. આ ત્રિપુટી સંઘ તરફથી ફ્રાન્સ અને રૂશીઆ બંનેને ધોકો પહોંચવાની ભીતિ

રહેતી હતી. તેથી એ સંઘના જવાબમાં એ બે દેશાએ ૧૮૯૬ની સાલમાં પોતાનો દ્વિપુટી સંઘ સ્થાપ્યો. આવી રીતે યુરોપમાં બે પ્રબળ પ્રતિસ્પર્ધિ સંઘો સ્થપાયા પછી જુદાંજુદાં રાજ્યોએ પોતપોતાનું લશ્કરી સામર્થ્ય વધારવાની ખટપટ શરૂ કરી. દરેક રાજ્ય પાસે કેળવણી, સામાજિક અને વ્યાપારી સુધારણા જેવાં જરૂરી કામ માટે તો નાણાંની સગવડ હતી નહિ ત્યારે યુધ્ધ જેવાં વિધ્વંસક કામ માટે જોઇતી સામગ્રી અને સાધન ઉભાં કરવા માટે કરોડો રૂપીઆનો ખર્ચ થવા લાગ્યો હતો. આ બધાં કામમાં જર્મની બહુ દોડાદોડ કરી રહ્યું હતું. છેલ્લાં ચાળીસ વર્ષમાં વિજ્ઞાનશાસ્ત્રની શોધોની સહાયથી જર્મનીએ પોતાની ઉન્નતિ કરી લીધી હતી. વેપાર, અરમાર અને લશ્કરી સામર્થ્ય વધારી દુનીઆમાં ઠેકાણે ઠેકાણે આપણાં સંસ્થાનો સ્થાપવાં અને સામ્રાજ્યનો વિસ્તાર કરવો એવી જર્મનીને ઇચ્છા થઈ હતી. ૧૯૧૧ની સાલ પછી દર વર્ષે દોઢ કરોડ રૂપીઆનો ખરચ કરી પોતાનું નૌકાસૈન્ય અજીત કરવાની ગોઠવણ જર્મનીએ કરવા માંડી હતી. ત્યારે ફ્રાન્સ અને રૂશીઆ પોતાનાં જમીનનાં લશ્કર વધારે જોરાવર કર્યાં જતાં હતાં. આમ દરેક રાજ્યની કેડ યુધ્ધ માટેની તૈયારીના બેસુમાર ખર્ચના બોજાથી વાંકી વળી ગઈ હતી. ત્યારે એકાદ નજીવું કારણ મળતાંજ બધાં રાજ્યો એક એકપર તૂટી પડશે એમ લાગતું હતું. અને તેવું નિમિત્ત કારણ તરતજ મળ્યું.

**મહાયુદ્ધનું નિમિત્ત કારણ.**—૧૯૧૪ના જૂનની ૨૮મી તારીખે ઑસ્ટ્રિયાના રાજપુત્ર ફ્રાન્સિસ ફર્ડિનૅંડનું ઑસ્ટ્રિયાના સામ્રાજ્યના બૅાસ્નિયા પ્રાંતમાં ખુન થયું. ખુનીઓને તરત પકડવામાં આવ્યા, અને તેમની તપાસ ઉપરથી માલમ પડ્યું કે એ ખુન એક કાવત્રાંનું પરિણામ છે અને તે કાવત્રાંનું મૂળ સર્વિઆમાં છે. તે વિષે ઑસ્ટ્રિયાએ સર્વિઆ ઉપર એક ખરિતો મોકલ્યો અને તેનો ચાર દિવસમાં ઉત્તર માંગ્યો. કાવત્રાંખોર મંડળીને પકડી કાઢી તેને શિક્ષા કરવાની તેમાં માંગણી કરવામાં આવી હતી તે વ્યાજબી હતી, તોપણ તે પ્રમાણે અમલ કરી દેવામાં પોતાની સ્વતંત્રતા જતી રહેતી સર્વિઆને

લાગી. તેથી તેણે ચાર દિવસમાં ઉત્તર આપ્યો નહિ, ત્યારે જર્મનીના સંપૂર્ણ ટેકાથી ૨૮મી જૂલાઇએ ઑસ્ટ્રિયાએ સર્વિઆ વિરૂધ્ધ લડાઈ જાહેર કરી. સર્વિઆના લોક જાતે અને ધર્મે રૂશીઆને મળતા આવતા હતા તેથી સર્વિઆએ રૂશીઆની મદદ માંગી. તે મદદ આપવા માટે રૂશીઆએ ઑસ્ટ્રિયાની સરહદપર લશ્કરનો જમાવ કરવા માંડયો. જર્મનીએ રૂશીઆને તેમ નહિ કરવાનું કહેણ મોકલ્યું પણ રૂશીઆએ તે માન્ય રાખ્યું નહિ ત્યારે ૧લી ઑગસ્ટે જર્મનીએ રૂશીઆ વિરૂધ્ધ લડાઈ જાહેર કરી. ફ્રાન્સ રૂશીઆને મદદ કરવા તહથી બંધાયલું હતું તેથી ફ્રાન્સે ૨ જી ઑગસ્ટે શસ્ત્ર ઉપાડયાં. આવી રીતે ઑસ્ટ્રિયાના ગાદીવારસના ખુન નિમિત્તે મહાયુધ્ધની શરૂઆત થઈ.

આ યુધ્ધ પરત્વે આપણે કેવું ધોરણ રાખવું તે પ્રશ્ન ઈંગ્લૅંડ સમક્ષ આવી પડયો. પરદેશ ખાતાંના પ્રધાન સર એડવર્ડ ગ્રેએ એ સવાલનો નિકાલ યુરોપી રાજ્યોની લવાદી ઉપર લઈ જવાની કોશિશ કરી, પણ જર્મનીએ તેની સૂચનાપર લક્ષ આપ્યું નહિ.

ફ્રાન્સે રૂશીઆની મદદે કમ્મર કસી છે તે જાણી પહેલાં તાબડતોબ ફ્રાન્સનો પરાજય કરી પછી રૂશીઆની ખબર લેવી એ વિચારથી જર્મનીએ ફ્રાન્સપર હુમલો કર્યો. ફ્રાન્સની ઉત્તર સરહદ કિલ્લાઓથી સુરક્ષિત ન હોવાથી તે બાજુએથી હુમલો લઈ જવા જર્મનીએ ઠરાવ્યું. પણ તે રસ્તે હુમલો કરવા માટે બેલજીઅમનું સ્વતંત્ર રાજ્ય વચ્ચે આવતું હતું અને તે રાજ્યે જર્મન લશ્કર પોતાનાં રાજ્યમાંથી લઈ જવા દેવાની સંમતિ આપી નહિ. ત્યારે સંમતિ વિના જર્મનીએ પોતાનાં લશ્કર બેલજીઅમમાંથીજ લઈ જવા માંડયાં. આમ કરી જર્મનીએ આંતરરાષ્ટ્રીય કાયદાનો ભંગ કર્યો. ત્યારે ગ્રેટ બ્રિટને બેલજીઅમની સ્વતંત્રતા સંબંધમાં યુરોપી રાજ્યો વચ્ચે જે કરારનામું થયું હતું તેપર જર્મનીનું ધ્યાન ખેંચ્યું. જવાબમાં જર્મનીએ તે કરારનામાંને 'કાગળનાં ચીથરાં'ની ઉપમા આપી, ત્યારે ૧૯૧૪ના ઑગસ્ટની ૪થી તારીખે ઈંગ્લૅંડે જર્મની વિરૂધ્ધ યુધ્ધ જાહેર કર્યું.

ઉપર પ્રમાણે ઇંગ્લૅંડ પણ મહાયુધ્ધમાં જોડાયું ત્યારે તેને



લૉર્ડ કિચનર

ફત્તેહમંદીથી પાર પાડવા માટે ઇંગ્લૅંડે સઘળી તૈયારીઓ કરી દીધી. ખર્ચ માટે નાણાંની મોટી રકમ મંજૂર કરી લૉર્ડ કિચનર સેનાપતિ ને યુધ્ધ ખાતાંનો સેક્રેટરી નીમ્યો. નૌકાસેનાપતિ તરીકે ઍડમિરલ જેલિકોને નીમ્યો, પછી એક બ્રિટિશ સૈન્ય ફ્રાન્સમાં ઉતાર્યું.

આ યુદ્ધમાં એક તરફ જર્મની, ઑસ્ટ્રિયા, ટર્કી અને બલગેરીઆ હતાં ત્યારે સામા પક્ષમાં રૂશીઆ, ફ્રાન્સ, ઇંગ્લૅંડ, બેલજીઅમ, સર્વિઆ, રૂમેનીઆ, ઇટલી, જાપાન અને પાછળથી અમેરિકા હતાં. આ યુધ્ધ યુરોપમાં સંકુચિત રહ્યું નહોતું, પણ આખી દુનીઆમાં જ્યાંજયાં શત્રુ રાજ્યો હતાં ત્યાંત્યાં લડાઇઓ થતી હતી. ફ્રાન્સની ઉત્તર સરહદપર ઇંગ્લૅંડ, ફ્રાન્સ અને બેલજીઅમ જર્મની સાથે લડતાં હતાં. રૂશીઆની પશ્ચિમ સરહદપર રૂશીઅન અને જર્મન સૈન્યો લડતાં હતાં. ઑસ્ટ્રિયાની દક્ષિણ અને પૂર્વ સરહદપર ઇટલી અને સર્વિઆનાં સૈન્યો ઑસ્ટ્રિયન સૈન્યો સાથે લડતાં હતાં. મેસોપોટેમીઆ, ઇજીપ્ટ ડાર્ડેનલ્સ એ ઠેકાણે ઇંગ્લિશ સૈન્યો ટર્કી વિરૂધ્ધ લડતાં હતાં. એ ઉપરાંત ઉત્તર સમુદ્રમાં જર્મન અને ઇંગ્લિશ નૌકાસૈન્યો લડતાં હતાં. આફ્રિકામાંનાં જર્મન સંસ્થાનો જીતી લેવા દક્ષિણ આફ્રિકાનું બ્રિટિશ સૈન્ય અને હિંદી ફોજના પ્રયત્નો ચાલુ હતા. આ યુધ્ધ ત્રણ વર્ષ ચાલ્યા પછી ૧૯૧૭માં તેમાં અમેરિકા મિત્રરાજ્યોના પક્ષે લડવા ઉતર્યું. અમેરિકાના સૈન્યો ફ્રાન્સમાં ઉતર્યાં પછી શત્રુનો પરાભવ કરવાનું કામ ઘણું સહેલું થઈ પડ્યું.

**માર્નની લડાઈ, (૬-૧૦, સપ્ટેમ્બર ૧૯૧૪).**—ફ્રાન્સનો ખુરદો તાબડતોબ કરી રૂશીઆ વિરૂધ્ધ જવાના ઇરાદાથી જર્મન

સૈન્યો બેલજીઅમને ખુંદીવળી ફ્રાન્સપર ધસ્યાં ગયાં. અંગ્રેજ અને ફ્રેન્ચ સૈન્યો જર્મનીના પ્રચંડ હુમલાને પહોંચી વળી ન શકવાથી અને જર્મન સૈન્યોને અટકાવી ન શકવાથી જર્મનો ફ્રાન્સમાં ઘુસી આવ્યા અને મિત્રરાજ્યોનાં સૈન્યોને પાછાં હઠાવતા હઠાવતા પૅરિસ નજીક આવી પહોંચ્યા. એટલે ફ્રેન્ચ સરકાર પૅરિસથી નાસી દક્ષિણમાં ઍટલૅંટિકને કિનારે બોર્ડો બંદરે જઈ રહી. અને પૅરિસના રક્ષણ માટે પૅરિસમાં મોટી ફોજ તૈયાર રાખી. પછી શત્રુદળ પૅરિસ નજીક આવી પહોંચ્યું હતું તેને ફ્રેન્ચ અને ઇંગ્લિશ સૈન્યોએ માર્ન નદીની લડાઈમાં સખત હાર આપી. માર્ન નદીની ખુનખાર લડાઈ ચાર દિવસ ૬–૧૦મી સપ્ટેમ્બર સુધી ચાલી હતી. આ લડાઇના પરિણામે જર્મન ભરતીની ઓટ થવા લાગી અને જર્મન સૈન્યોએ પાછાં હઠવા માંડ્યું. પાછાં હઠી તેઓએ ઍન (Aisne) નદી પાસે ખાઇઓ ખોદી પડાવ નાંખ્યો.

પછી જર્મનીએ બેલજીઅમના અગત્યના કિલ્લા સર કરી ઉત્તર કિનારે આવેલાં ઍંટવર્પ બંદરને ઘેરી લીધું. અંગ્રેજોએ તેનું રક્ષણ કરવા મહામથન કર્યું, તોપણ ઍંટવર્પ જર્મનોને શરણે ગયું. એટલે દક્ષિણ કિનારે આવેલા ઇપ્રે પ્રાંત શિવાય આખો બેલજીઅમ જર્મનીએ હાથ કરી લીધો. ૨૦મી અકટોબરથી ૧૧મી નવેમ્બર સુધી ઇપ્રેનો કબજો મેળવવા જર્મનીએ પ્રયાસો કર્યા, પણ અંગ્રેજો પાસેથી તે લઈ શક્યું નહિ. આ વખતે ઉત્તર સમુદ્રના કિનારાથી દક્ષિણમાં સ્વિત્ઝરલૅંડની સરહદ સુધીની ૪૦૦ માઇલ જેટલી સરહદપર ઠેકાણે ઠેકાણે ખાઇઓ ખોદી ૧૯૧૪ના નવેમ્બરથી ૧૯૧૮ના માર્ચ સુધી બંને દુશ્મનો લડી રહ્યા હતા. એ લડાઇઓમાં હજારો માણસોનો સંહાર થયો હતો તોપણ કોઈ છેવટનો નિકાલ આવે એવો રંગ દીસતો નહોતો.

**પશ્ચિમ રણભૂમિપર સંગ્રામો, (૧૯૧૪–૧૯૧૭).**—૧૯૧૫ ના એપ્રિલની ૨૨મીથી તે મેની ૧૩મી દરમ્યાન ઇપ્રેની બીજી લડાઇમાં જર્મનીએ અંગ્રેજોને હરાવ્યા, પણ ઇપ્રે કબજે કરી શકાયું નહિ એટલે નૌકાસ્થાન કૅલે બંદર જીતી લેવાની જર્મનીની મહત્ત્વાકાંક્ષા મનની મનમાંજ રહી ગઈ.

પછી ૧૯૧૬ના ફેબ્રુઆરીથી એપ્રિલ દરમ્યાન વરદુનનો કિલ્લો સર કરવા જર્મનીએ ઉપરાઉપરી હુમલા ચાલુ રાખ્યા, પણ તે જીતી શકાયો નહિ, એટલે એ દિશામાં તેનાથી આગળ વધી શકાયું નહિ. ૧૯૧૬ના જૂલાઇથી ડિસેમ્બર સુધી મિત્રરાજ્યોએ સોમ (Somme) નદીના પ્રદેશમાંથી દુશ્મનને કાઢવાની પરાકાષ્ટાની મહેનત કરી, પછી ૧૯૧૬ના નવેમ્બરથી તે ૧૯૧૭ના માર્ચ સુધી ચાલેલી આંક્રે (Ancre)ની લડાઇમાં મિત્રરાજ્યોને કંઇક જય મળ્યો, પણ તેથી કંઈ વિશેષ ફાયદો થયો નહિ.

**પૂર્વ તરફની રણભૂમિમાં સંગ્રામ, (૧૯૧૪-૧૯૧૭).**— પશ્ચિમ તરફની રણભૂમિ પ્રમાણેજ પૂર્વની રણભૂમિમાં પણ સાથે સાથેજ સંગ્રામો થતા હતા. તે તરફ રૂશીઆ જર્મની સાથે લડતું હતું. શરૂઆતમાં રૂશીઆએ હુમલો કરી પૃશિયાનો પૂર્વભાગ જીતી લીધો. પણ પછી હિંડનબર્ગ નામના જર્મન સરદારે તેમને પૃશિયામાંથી હાંકી કાઢ્યા. પછી તે સામો રૂશીઆપર ચઢાઈ લઈ ગયો પોલૅંડ, લિથુઆનીઆ અને બૉલ્ટિક સમુદ્રપર આવેલા પ્રદેશોમાં હિંડનબર્ગ પોતાનાં સૈન્યો લઈ ગયો. બીજી તરફ ઑસ્ટ્રિયા સર્વિઆ સાથે લડતું હતું, પણ તેમાં તેને ઝાઝો યશ મળતો નહોતો. સર્વિઆ ઉપર ઑસ્ટ્રિયાનું દબાણ ઓછું કરવા માટે રૂશીઆએ હંગરી ઉપર હુમલો કર્યો. પણ ઑસ્ટ્રિયાને



હિંડનબર્ગ

જનરલ મૅકેનસનની સરદારી નીચે એક જર્મન સૈન્યની કુમક આવી પહોંચવાથી ૧૯૧૫ના મે મહિનામાં રૂશીઆની હાર થઈ. આમ ઑસ્ટ્રિયાની સરહદ ઉપર રૂશીઅનોનો પરાજય થતો હતો, ત્યારે ઉત્તરમાં જર્મન સેનાપતિ હિંડનબર્ગે ૧૯૧૬માં અવ્યવસ્થિત થઈ ગયેલાં રૂશીઅન સૈન્યોનો પરાજય કર્યો. દક્ષિણમાં જનરલ મૅકેનસને

વૉલેકિઆ પ્રાંત કબજે કરી રૂમૅનીઆને સલાહ કરવાની ફરજ પાડી. રૂશીઆની આમ ઉપરાઉપરી હાર થવાથી એ સર્વ હારના અપયશનો ઝુમ્મો રૂશીઆના ઝાર રજા નિકોલસપર નાંખી તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. રૂશીઆમાં રાજ્યક્રાંતિ થઈ. અને યુરોપ અને એશીઆના ઘણા વિશાળ રૂશીઅન સામ્રાજ્યનું તાબુત કડડ ભૂસ થવા લાગ્યું, અને રૂશીઆમાં સર્વત્ર અવ્યવસ્થા થઈ રહી (૧૯૧૭ના માર્ચ અને એપ્રિલ). સેંકડો વર્ષ થયાં છુંદાતી રૂશીઅન પ્રજાએ સ્વતંત્ર થવાને ઇરાદે રાજ્યક્રાંતિનો લાભ લઈ રૂશીઆમાં 'બૉલશેવિઝમ'—



ઝાર નિકોલસ

મગજના ફાટેલા ક્રાંતિકાર લોકોની ચળવળ શરૂ કરી ફ્રાન્સની રાજ્યક્રાંતિ વખતે થયેલા અત્યાચારોને ભૂલાવે એવો જુલમ ગુજારવા માંડયો. આવી આંતર સ્થિતિમાં બળવાન શત્રુ સાથે લડવાની જોગવાઈ ન હોવાથી ૧૯૧૮ના માર્ચની ૩જી તારીખે રૂશીઆને જર્મની અને ઑસ્ટ્રિયા સાથે સલાહ કરવાની ફરજ પડી.

પૂર્વમાં બીજું રણક્ષેત્ર ડાર્ડેનલ્સ હતું. આ યુધ્ધમાં ટર્કી જર્મની સાથે જોડાયું હતું. તેથી તેના તરફથી સ્વેઝની નેહેર અને હિંદુસ્થાન જવા આવવાના રસ્તામાં હરકત કરવામાં આવશે એવી બીક ઈંગ્લૅંડને લાગતી હતી. તેથી ઇજિપ્ટનો ખેદીવ મિત્રરાજ્યોના પક્ષમાં રહે એ ઇંગ્લૅંડ માટે ઘણું જરૂરનું હતું. પણ ખેદીવ તો ટર્કી સાથે જોડાયો. ત્યારે તેને પદચ્યુત કરી તેની ગાદીપર ખેદીવના વંશના પણ ઇંગ્લૅંડના સ્નેહી એક માણુસને ઇજિપ્ટની ગાદી આપી. પછી ડાર્ડેનલ્સની સામુદ્રધુનિનો કબજો મેળવવા માટે ઈંગ્લૅંડે કોશિશ કરવા માંડી (૧૯૧૫). પણ ટર્કીને ગ્રીસ, જર્મની અને બલગેરીઆની મદદ આવી મળવાથી અંગ્રેજોને એ કામમાં ફત્તેહ મળી નહિ. પછી

૧૯૧૫ના નવેમ્બરમાં ટર્કીના સામ્રાજ્યમાં આવેલા મેસોપોટેમીઆ પ્રાંતપર બ્રિટિશો હુમલો લઈ ગયા. બ્રિટિશ સૈન્યને પહેલાં તો જીતો મળી અને ધસતું ધસતું છેક બગદાદ સુધી પહોચ્યું. પણ ત્યાં પહોંચ્યા પછી ૧૯૧૬ના એપ્રિલમાં ચારે તરફથી ઘેરાઈ જઈ તેને શરણે જવું પડ્યું. આ પ્રકારે ડાર્ડેનલ્સ અને મેસોપોટેમીઆ બંને રણક્ષેત્રમાં પરાજય પામવાથી એશીઆમાં બ્રિટિશ કીર્તિ ઘણી ઝાંખી થઈ.

આ અરસામાં ૧૯૧૬માં ઇટલી મિત્રરાજ્યો સાથે જોડાયું

**ઇંગ્લૅંડ અને જર્મની વચ્ચે દરીઆપર લડાઈ.**—ઇંગ્લૅંડનાં વેપારી વહાણોપર અને ઇંગ્લૅંડના કિનારાપર જર્મન કાફલો વખતો વખત હુમલો કરતો રહ્યો હતો. તેથી ઇંગ્લૅંડને ઘણું નુકસાન પહોંચતું હતું તોપણ તેથી દરીઆના ઉપરીપણાના સવાલનો કંઈ નિકાલ આવતો નહોતો. આમ દરીઆપર નાનીનાની લડાઈ જર્મની લડતું હતું. પણ સમર્થ બ્રિટિશ કાફલા સાથે બળ અજમાવવાની તેની હિંમત ચાલતી નહોતી. જર્મન અરમાર જર્મન બંદરોમાં ભરાઈ રહ્યો હતો. આખરે અંગ્રેજ નૌકાસૈન્ય સાથે હાથ મેળવવાનો જર્મનીએ ઠરાવ કર્યો અને ૧૯૧૬ના મેની ૩૧મી તારીખે જટલૅંડનું દરીઆઈ યુધ્ધ થયું તેમાં ઇંગ્લિશ નૌકાસેનાપતિ જેલિકો અને બૅટીએ જર્મન અરમારને હરાવી નસાડી મૂક્યો. જર્મન અરમાર પાછો બંદરોમાં જઈ ભરાયો. પછી ઇંગ્લૅંડપર દરીઆઈ સ્વારી લઈ જવાનો વિચાર જર્મનીએ માંડી વાળ્યો.

**જર્મન સંસ્થાનો અને તાબાના મુલક લઈ લેવામાં આવ્યા.**—જર્મન સંસ્થાનો અને જર્મનીના તાબાનો પરદેશી મુલક જીતી લેતાં મિત્રરાજ્યોને કંઈ મુશ્કેલી નડી નહિ. ચીનમાંનું કીઆચાઉનું જર્મન થાણું જાપાને જીતી લીધું, પૅસિફિક મહાસાગરમાંના બેટો ઑસ્ટ્રેલીઆ અને ન્યૂઝીલૅંડે લઈ લીધા અને જર્મન પૂર્વ અને પશ્ચિમ આફ્રિકા હિંદુસ્થાનનાં અને દક્ષિણ આફ્રિકાનાં સૈન્યોએ લઈ લીધાં.

**'સબમરીન'—ડુબકી મારનારાં વહાણોની લડાઈ.**—આ

પ્રમાણે દરીઆઇ લડાઇમાં પરાજય પામ્યા પછી, અને સંસ્થાનો ગુમાવ્યા પછી જર્મનીએ ડુબકી મારતાં વહાણો વડે લડી મિત્રરાજ્યોના વેપારને બને તેટલું નુકસાન કરવા માંડ્યું. તે ઉપરાંત ઝેપેલિન નામનાં ઘણાં મોટાં જહાજી વિમાનોના કાફલા દ્વારા ઈંગ્લૅંડપર આકાશમાંથી હુમલો કરવા માંડયો. આકાશમાંથી નાશકારક બૉંબોનો વરસાદ ઈંગ્લૅંડનાં મોટાં મોટાં શહેરોપર વરસાવવા માંડયો અને એ દ્વારા ઘણી માલમતા અને ઘણા નિર્દોષ માણસોનો નાશ કર્યો. પણ તેથી કંઈ લડાઇનો અંત આવ્યો નહિ.

આવી રીતે આ મહાયુધ્ધ ચાલી રહ્યું હતું તે દરન્યાન ઈંગ્લૅંડના પ્રધાનમંડળમાં ફેરફાર થયાં કરતા હતા. આ વિગ્રહનો અંત જલદી આવે એમ લાગતું નહોતું. જીત મેળવવા જેટલી કાળજીથી પ્રધાનમંડળ પોતાથી બનતું કરે છે કે નહિ એ માટે ઘણા લોકોને શંકા રહેતી હતી. તેથી આ યુધ્ધનો જલદીથી અંત આવે એવી રીતે લડાઈનું કામ ચાલે તે માટે બધા પક્ષોના નેતાઓની મદદ લેવા સારૂ ૧૯૧૫ના જૂન મહિનામાં ઍસક્વિથે બધા પક્ષોનું એક મિશ્ર પ્રધાનમંડળ રચ્યું તે રાષ્ટ્રીય પ્રધાનમંડળ કહેવાયું. આ મિશ્ર પ્રધાનમંડળમાં કૉન્ઝરવેટિવ પક્ષનો બૉનર લૉ સંસ્થાન ખાતાનો પ્રધાન થયો અને બાલફર નૌકાખાતાનો પ્રધાન હતો. આ પ્રધાનમંડળમાં દારૂગોળો અને બીજી યુધ્ધ સામગ્રી તૈયાર કરવાના કામપર લૉઇડ જ્યૉર્જની દેખરેખ હતી.

આ રાષ્ટ્રીય પ્રધાનમંડળે આગળના પ્રધાનમંડળ કરતાં કંઈ સારૂં કામકાજ બજાવ્યું નહિ. તેમાં જુદાજુદા પક્ષના નેતા હતા અને સંખ્યા પણ મોટી હતી તેથી એકમતે અને ધોરણે કામ થઈ શકે એમ હતુંજ નહિ. આ વખતે લૉર્ડ કિચનર મોટું સૈન્ય ઉભું કરવાની ખટપટ કરી રહ્યો હતો. પણ રાજીખુશીથી સૈન્યમાં ભરતી થતી નહોતીઃ તેથી ૧૯૧૬ના જાનેવારીમાં ફરજીઆત લશ્કરી નોકરીનો કાયદો (Conscription) ઘડવો પડયો. આ કાયદો આયર્લૅંડને લાગુ પાડવામાં આવ્યો નહોતો. તોપણ ત્યાં સિનફીન પક્ષવાળાઓની ઉશ્કેરણીથી ડબ્લિનમાં બંડ થયું (૧૯૧૫, એપ્રિલ). પણ તેને સત્વર દાબી દેવામાં આવ્યું.

**મુખ્ય પ્રધાન લૉઈડ જ્યૉર્જનું મિશ્ર પ્રધાનમંડળ, (૧૯૧૬).**—પછી લૉર્ડ કિચનર વ્યવસ્થા કરવા માટે રૂશીઆ જવા નીકળ્યો. પણ સ્કૉટલૅંડનો કિનારો છોડતાંજ તેનું લડાઈનું વહાણ જર્મનીએ ઈંગ્લૅંડની આસપાસ દરીઆમાં નાખેલી દારૂગોળાની સુરંગ (Mines) સાથે અથડાઈ ડુબી ગયું તેમાં લૉર્ડ કિચનર પણ ડુબી ગયો. આ કમનસીબ બનાવ પછી લૉઈડ જ્યૉર્જ લડાઈ ખાતાનો સેક્રેટરી નીમાયો. તેની હોશીઆરી અને કર્તૃત્વ શકિતને લીધે પ્રધાનમંડળમાં તેનું વજન ઘણુંજ હતું. હવે લૉઈડ જ્યૉર્જે જાહેર કર્યું કે યુધ્ધસંબંધની વ્યવસ્થામાં મારી સૂચના પ્રમાણે અમલ નહિ થાય તો હું મારી જગાનું રાજીનામું આપીશ. એ બાબતમાં વડા પ્રધાન ઍસક્વિથ અને લૉઈડ જ્યૉર્જ વચ્ચે મતભેદ થયો, એટલે ઍસક્વિથે અને તેના ઘણા લિબરલ અનુયાયીઓએ પ્રધાનમંડળમાંથી રાજીનામાં આપ્યાં (ડિસેમ્બર, ૧૯૧૬). એટલે મુખ્ય પ્રધાનનું સૂત્ર લૉઈડ જ્યૉર્જના હાથમાં આવ્યું. મુખ્ય તંત્ર તેના હાથમાં આવ્યું એટલે યુધ્ધમાં જય મળવાનો સંભવ પાર્લમેન્ટના ઘણાખરા સભાસદોને દેખાવા લાગ્યો. આમ થતાં લૉઈડ જ્યૉર્જે મિશ્ર પ્રધાનમંડળ રચ્યું.

પછી લડાઈનું કામ તડામાર ચલાવવા માટે તેણે યુધ્ધવિષયક કૅબિનેટ નામનું એક મંડળ નીમ્યું, અને લડાઈ બાબતનું સઘળું કામકાજ તેને સોંપ્યું. લડાઇની જોખમદારી બીજાં ખાતાંના અધિકારીઓ ઉપરથી ઉતારી નાંખી, એટલે તેઓથી પોતપોતાના ખાતાંપર પૂર્ણ લક્ષ આપવાનું બની શક્યું. એ શિવાય યુધ્ધની બાબતથી વાકિફગાર ગૃહસ્થોનું એક મંડળ લંડનમાં નીમ્યું. અને યુધ્ધ સામગ્રી તૈયાર કરવાનું, લડાઇના મથકોએ વેળાસર મોકલવાનું અને સૈન્યની તમામ હાજતો સુવ્યવસ્થીત રીતે પૂરી પાડવાનું કામ તેને સોંપ્યું. વળી શત્રુના ડુબકી મારનારા વહાણો અને શત્રુએ દરીઆમાં નાંખેલી તરતી સુરંગોથી ઈંગ્લૅંડના વેપારી વહાણોને ઘણી અડચણ થતી હતી અને જરૂરી જણસો વખતસર આપવામાં હરકત આવતી હતી, તેથી રોટલા, માંસ, કોલસા, ઉન, તેલ વગેરે જરૂરી વસ્તુઓના વેચાણ અને વપરાસ ઉપર 'કન્ટ્રોલ' એટલે નિયંત્રણા મૂકી દેશની આ અણીને વખતે

મજૂર વર્ગ સંપ કરી હડતાલ પાડી કારખાના બંધ પડાવશે તો સખતીના ઉપાયો વડે તે હડતાલ તોડવામાં આવશે એવું નવા પ્રધાનમંડળે જાહેર કર્યું. આમ લડાઇનું કામ ફત્તેહમંદીથી પાર ઉતારવા માટે લૉઈડ જ્યૉર્જના પ્રધાનમંડળે પ્રજામાં નવીન જોસ અને ઉત્સાહ ઉત્પન્ન કર્યાં.

**પૂર્વ તરફના રણસ્થળોમાં યુદ્ધ પ્રસંગ.**--ઇંગ્લૅંડમાં અંતસ્થ રાજ્ય પ્રકરણમાં ઉપર પ્રમાણે વ્યવસ્થા ચાલતી હતી, ત્યારે પશ્ચિમ તરફના રણક્ષેત્રમાં ૧૯૧૪–૧૯૧૭ પર્યંત સામા સામા શત્રુ સૈન્યો ખાઇઓ ખોદી પડાવ નાખી એક બીજાને થકવવાની બાજી ખેલી રહ્યા હતાં. પૂર્વ તરફના મથકોમાં રૂશીઆની હાર થયા પછી જર્મન સરદાર હિંડનબર્ગ પોતાનાં સૈન્ય સાથે પશ્ચિમ તરફને મોરચે જઇ શક્યો હતો. પણ તુર્કસ્તાનની પૂર્વ તરફને મોરચે જોકે પહેલાં પહેલાં મિત્રરાજ્યોને માર ખાઈ પાછાં હઠવું પડ્યું હતું, તોપણ પાછળથી તેઓની સરસાઈ માલમ પડવા લાગી હતી. ગ્રીસનો રાજા કૉન્સ્ટૅન્ટાઇન દુસ્મન રાજ્યોનો મળતીઓ હતો, તેથી ગ્રીસની પ્રજાએ તેને પદભ્રષ્ટ કર્યો. ગ્રીક પ્રધાન વેનેઝેલૉસે ગ્રીક સૈન્ય ઉભું કરી મિત્રરાજ્યો તરફથી લડી બલગેરીઆને હરાવ્યું. ૧૯૧૭માં ઇજીપ્ટમાંનું બ્રિટિશ સૈન્ય સીરીઆ અને પૅલેસ્ટાઇનમાં ગયું, અને ૧૯૧૭ના અકટોબરમાં જનરલ ઍલેન્બીએ ટર્કિશ સૈન્યનો પરાજય કર્યો. તેજ પ્રમાણે મેસોપોટેમીઆમાં સર સ્ટેન્લી મૉડ સરદારે કતલઅમારા નામનું મથક કબજે કરી બગદાદ તરફ કુચ કરવા માંડી (૧૯૧૮નો માર્ચ).

**અમેરિકા મિત્રરાજ્યો તરફથી લડાઇમાં, (૧૯૧૭).**—૧૯૧૭ની શરૂઆતથી જર્મન ડુબકી મારનારાં વહાણોએ મિત્ર-રાજ્યોનાં વેપારી વહાણો ડુબાડવાનું કામ ઘણા જોસથી ચલાવવા માંડ્યું. આ ડુબકી મારતાં વહાણોએ દરીઆમાં ઠેકાણે ઠેકાણે તરતી સુરંગો (Mines) નાંખી દીધી હતી. તેની સાથે વેપારી વહાણો અથડાઈ નાશ પામતાં હતાં. તેથી તટસ્થ રાજ્યોના વેપારને ઘણી હરકત થતી હતી. પછી જર્મનીએ ખુલ્લી રીતે જાહેર કર્યું કે મિત્ર-રાજ્યો સાથે વેપાર કરતાં તટસ્થ રાજ્યોનાં વહાણોને ડુબાડી દેવામાં આવશે, ત્યારે તટસ્થ રાજ્યોએ તે ધોરણનો નિષેધ કર્યો. અમેરિકાના

સંયુક્ત સંસ્થાનની સરકારે જર્મનીને પોતાનું ધોરણ ફેરવવાની સૂચના કરી પણ જર્મનીએ તેની દરકાર કરી નહિ, અને અમેરિકાના વેપાર અને વેપારી વહાણોને નુકશાન થતુંજ રહ્યું. તેમજ જર્મનીની ઉશ્કેરણીથી ખુદ અમેરિકામાં કાવત્રું રચાતું હતું તેની ખબર પડતાં અમેરિકાના સંયુક્ત સંસ્થાનોના પ્રમુખ વિલ્સને ૧૯૧૭ના એપ્રિલમાં જર્મની સાથે લડાઈ જાહેર કરી. આ વખતે રૂશીઆનો ખુરદો કરી હિંડનબર્ગ પશ્ચિમને મોરચે આવ્યો હતો. મિત્ર-રાજ્યોનો આ ખરો અણીઓપટીનો વખત હતો. પણ ખરે વખતે અમેરિકા મિત્રરાજ્યોની સહાયે ધાયું. અમેરિકન સૈન્યો ફ્રાન્સને કિનારે ઉતરવા લાગ્યાં, એટલે મિત્રરાજ્યોને બેવડું જોર આવ્યું.


પ્રેસિડન્ટ વિલ્સન

અમેરિકાનું પ્રચંડ સૈન્ય મિત્રરાજ્યોની મદદે આવે તે પહેલાં લડાઇનું તડનેફડ કરી દેવા ૧૯૧૮માં જર્મનીએ મહાપ્રયાસ ચાલુ કર્યાં. તેમાં જર્મની થોડું ઘણું ફાવ્યું પણ ખરૂં અને મિત્રરાજ્યોને સહેજ પાછાં હઠવું પડ્યું (૧૯૧૮ના માર્ચથી મે).

**ફ્રેન્ચ સેનાપતિ મારશલ ફૉશ વડા સેનાપતિ, (૧૯૧૮).**– ઉપર પ્રમાણેની પરિસ્થિતિને પહોંચી વળવા માટે ફ્રેન્ચ સરકારનો મત એવો હતો કે મિત્રરાજ્યોના સૈન્યનું વડપણ એક સરદારના હાથમાં સોંપવું કે જેથી તે યુધ્ધને સર્વ મોરચે યથાસ્થિત ધ્યાન આપી સર્વવ્યવસ્થા કરી શકે. લૉઇડ જ્યૉર્જ પણ એ મતને મળતો થયો અને અંગ્રેજ સેનાપતિ સર ડગલાસ હેગને હુકમ કર્યો કે ફ્રેન્ચ અને બ્રિટિશ સૈન્યોના વડા સેનાપતિ મારશલ ફૉશના હુકમ પ્રમાણે તમારે લડાઈ ચલાવવી. આમ એક હથ્થી લશ્કરી સત્તા થવાથી મિત્રરાજ્યો જર્મન સૈન્યોને પહોંચી વળી શક્યાં. આજ અરસામાં અમેરિકન સૈન્યોની આગબોટો પછી આગબોટો ફ્રાન્સમાં ઠલવાવા

લાગી. એટલે મિત્રરાજ્યોનાં સૈન્યોને બમણો જોસ્સો આવ્યો. ત્યારે ૧૯૧૮ના જૂલાઈ મહિનામાં મારશલ ફૉશે જર્મન લશ્કરોપર બધે મથકે હુમલો કરવાનું. ઠરાવ્યું. હુમલો થતાં જર્મન હારો તૂટવા લાગી, એટલે જર્મનીને પાછાં હઠવું પડ્યું.



મારશલ ફૉશ

આમ પશ્ચિમને મોરચે આશાજનક સ્થિતિ થવા માંડી ત્યારે પૂર્વ તરફને મોરચે સર્વ રણક્ષેત્રમાં મિત્રરાજ્યોની જીત થતી ચાલી હતી. મેસોપોટેમીઆ મૉડ સેનાપતિએ જીતી લીધું. હિંદુસ્થાનના અને સંસ્થાનોનાં સૈન્યોની મદદથી સેનાપતિ ઍલેન્બીએ પૅલેસ્ટાઇનમાં ટર્કિશ સૈન્યોને ઠેકાણે ઠેકાણે હરાવી જેરૂસેલમ કબજે કર્યું. મૅસીડોનીઆમાંનાં મિત્રરાજ્યના લશ્કરે ૧૯૧૮માં બલગેરીઆનો ખુરદો કરી તેને સલાહ કરવાની ફરજ પાડી, પછી ટર્કીને કોઇની મદદ મળવાની આશા ન રહેવાથી તેણે ૧૯૧૮ના નવેમ્બરની ૧લી તારીખે સલાહ કરી. ઑસ્ટ્રિયાની સ્થિતિ પણ હાલહવાલ થઈ ગઈ હતી. યુધ્ધના ખરચના બોજાથી ઑસ્ટ્રિયન પ્રજા બેજાર બેજાર થઈ ગઈ હતી. તેની વિરૂધ્ધ હંગેરીઅન પ્રજાની ચળવળ તો ચાલુજ હતી, તેમાં અધુરામાં પૂરૂં દક્ષિણ તરફથી ઇટલીએ હલ્લાપર હલ્લા કરવા માંડયા. ત્યારે ૧૯૧૮ના નવેમ્બરની ૩જી તારીખે ઑસ્ટ્રિયાએ પણ સલાહ કરી.

**મહાયુદ્ધ સમાપ્ત, (૧૧મી નવેમ્બર ૧૯૧૮).**—આમ પૂર્વ તરફ એકએક પછી એક જર્મનીનાં મળતીઆં રાજ્યે હાર પામી સલાહ કરી, એટલે જર્મની એકલું પડી ગયું. ત્યારે લડી લડી લગભગ આવી રહેલાં મિત્રરાજ્યોને તાજાં શૂરાં અમેરિકન સૈન્યોની મદદ આવી મળી; એટલે જર્મનીને પાછાં પગલાં માંડયા વિના છૂટકો જ નહોતો. હવે પ્રેસિડન્ટ વિલ્સને જર્મનીને સલાહનાં કહેણ

મોકલવા માંડયાં. પણ તેમાં પ્રથમ સૂચના એ હતી કે સલાહની વાત કરતાં પહેલાં જર્મનીએ કબજે કરેલો મિત્રરાજ્યોનો સઘળો મુલક ખાલી કરી પોતાનાં સૈન્યોને જર્મની મોકલાવી દેવાં. જર્મન પ્રજામાં પણ સલાહ કરવાની ચળવળ ચાલી રહી હતી. તેથી જર્મન કેસર ૨જા વિલિઅમને વિલ્સનનું કહેણ કબૂલ કરવાની ફરજ પડી. ત્યારપછી ૧૯૧૮ના નવેમ્બરની ૯મી તારીખે સલાહના જર્મન દૂતોએ ફ્રેન્ચ સેનાપતિ ફૉશની મુલાકાત લીધી. મારશલ ફૉશે સલાહની શરતો કહી સંભળાવી. તે માટે જર્મનીની સંમતિ લેવા માટે દૂતમંડળ પાછું ગયું. દરમ્યાન જર્મનીમાં અરમારે બંડ ઉઠાવ્યું હતું. તેથી જર્મનીમાં રહેવું જોખમકારક લાગવાથી કેસર વિલિઅમ ૨જો હૉલૅંડમાં પલાયન કરી ગયો. પછી ફૉશની શરતો જર્મનીએ કબૂલ કરી અને ૧૧મી નવેમ્બરે મહાયુધ્ધ બંધ કરવામાં આવ્યું.


કેસર વિલિઅમ ૨જો

**વરસૈલ્સની સંધિ, (૨૮મી જૂન ૧૯૧૯).**—૨૮મી જૂન ૧૯૧૯ને રોજ વરસૈલ્સની સંધિ કરવામાં આવી. ચાર વર્ષ સુધી ચાલી રહેલી મહાયુધ્ધની ધમાચકરીથી યુરોપ અને દુનીઆના અન્ય ભાગોના નકશા ઘણા ફેરવાઈ ગયા. વરસૈલ્સની સંધિથી આફ્રિકામાંના જર્મન સંસ્થાનો અંગ્રેજોના તાબામાં આવ્યા. ઍલ્સેસ અને લૉરૈન પ્રાંતો જર્મનીને ફ્રાન્સને આપી દેવા પડયા, અને જર્મનીએ કરેલી નુકશાની પેટે ભારે રકમનો દંડ જર્મની પાસે લેવામાં આવ્યો. દંડની રકમ વસુલ થતાં સુધી જર્મન વેપાર ઉદ્યોગનું કેંદ્રસ્થાન જે રૂહર પ્રાંત તે ફ્રાન્સના તાબામાં રહ્યો. કંઈક કાળ થયાં પોલૅંડ છિન્નભિન્ન થઈ જર્મની, ઑસ્ટ્રિયા અને રૂશીઆ વચ્ચે વહેંચાઈ ગયું હતું તેણે વરસૈલ્સની સંધિથી પોતાની સ્વતંત્રતા પાછી મેળવી. હંગરીના મેગીઆર લોકો ઑસ્ટ્રિયાથી છૂટા પડી ગયા અને તેઓએ પોતાનું સ્વતંત્ર

રાજ્ય સ્થાપ્યું. ઑસ્ટ્રિયાના વિસ્તૃત સામ્રાજ્યના ભાગલા થઈ જઈ ઝૅકોસ્લોવેકીઆ અને યુગોસ્લૅવીઆ નામનાં બે નિરાળાં સ્વતંત્ર રાજ્ય ઉભાં થયાં. ટર્કીનું રાજ્ય પણ ઘણું નાનું થઇ ગયું. તેના સામ્રાજ્યમાંથી મેસોપોટેમીઆ અને સીરીઆ અંગ્રેજોને તાબે આવ્યાં. આ પ્રમાણે આ મહાયુધ્ધને પરિણામે કંઇ રાજ્યો નામશેષ થઈ ગયાં, તો કંઈ નવાં રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં અને દુનીઆનું ચિત્રપટ ઘણું પલટાઈ ગયું.

ઈંગ્લૅંડ મહાયુધ્ધમાં રોકાયલું હતું તે દરમ્યાન દેશના કારભારમાં અંતસ્થ સુધારા અને તકરારી સવાલોનો નિકાલ મુલતવી રાખવામાં આવ્યો હતો. ૧૯૧૬માં આયર્લૅંડમાં થયેલા બંડને શમાવી દીધા પછી ત્યાં લશ્કરી કાયદો અમલમાં મૂકાયો હતો તેથી બંડો તો થવાં પામ્યાં નહિ, પણ અસંતોષ ઘણો વધી પડયો હતો. આયર્લૅંડમાં કાયદેસર લડત ચલાવનારા નેતાઓનો પક્ષ નબળો પડી જઇ સશસ્ત્ર લડતના હિમાયતી સીનફીન પક્ષને પ્રજાબળનો ટેકો હતો. રેડમન્ડ મરણ પામ્યો હતો અને તેની જગાએ પાર્લમેન્ટના આઇરિશ પક્ષનો નેતા ડિલન થયો હતો. તેનીજ સૂચનાથી ફરજીઆત લશ્કરી નોકરીનો કાયદો આયર્લૅંડને લાગુ પાડવામાં આવ્યો નહોતો. પછી આયર્લૅંડનો અસંતોષ દૂર કરવાના ઉદ્દેશથી ૧૯૨૦માં આયર્લૅંડના ઉત્તર અને દક્ષિણ આયર્લૅંડ એમ બે વિભાગ કરવામાં આવ્યા, અને બંને વિભાગમાં જુદીજુદી પાર્લમેન્ટ રાખવામાં આવી. આ કાયદો ઉત્તર આયર્લૅંડ એટલે અલ્સ્ટરના પરગણાંને પસંદ પડયો ને ત્યાંની નવી પાર્લમેન્ટનો સમારંભ જ્યૉર્જ રાજાને હાથે ૧૯૨૨માં કરવામાં આવ્યો. પણ દક્ષિણ આયર્લૅંડના લોકોએ ૧૯૧૯માં પોતાનું પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું હતું, તેથી ૧૯૨૦નો કાયદો તેમને માન્ય હતો નહિ. ત્યારપછી બે વર્ષ સુધી આયર્લૅંડમાં સીનફીન પક્ષ અને બ્રિટિશો વચ્ચે ચકમક ઝર્યાં કરી અને સર્વત્ર અરાજકતા અને અંધાધુંધી થઈ ગઈ હતી. પણ છેવટે ૧૯૨૧માં દક્ષિણ આયર્લૅંડ અને ગ્રેટ બ્રિટન વચ્ચે સમજુતી થઇ. એ સમજુતી અનુસાર ૧૯૨૨માં 'આઇરિશ ફ્રી સ્ટેટ ઍક્ટ' નામનો કાયદો બ્રિટિશ

પાર્લમેન્ટમાં પસાર થયો. આ કાયદાથી આયર્લૅંડે બ્રિટિશ સાર્વભૌમત્વ કબૂલ કર્યું પણ સંપૂર્ણ સ્વરાજ્ય મેળવ્યું. આ પ્રમાણે કૅનેડા, ઑસ્ટ્રેલીઆ અને દક્ષિણ આફ્રિકા માફક દક્ષિણ આયર્લૅંડમાં પણ સ્વસત્તાક રાજ્ય સ્થાપન થયું.

દરમ્યાન ૧૯૧૮માં ખુદ ઈંગ્લૅંડમાં એક કાયદો કરી મતદાર સંઘ ઘણો વિસ્તૃત કરવામાં આવ્યો. પ્રજાએ યુધ્ધમાં હોંસથી ભાગ લીધો હતો માટે રાજ્યકારભારની બાબતમાં પ્રજાના મોટા ભાગનો હાથ હોવો જોઇએ એમ સર્વને થયું હતું. તેપરથી આ કાયદો રચાયો. એ કાયદાથી ઈંગ્લૅંડમાં ૬ મહિના વસવાટ કરનાર અને ભાડાની જગા ધરાવનાર સ્ત્રી, પુરૂષ અને તેવા પુરૂષની પત્નીને મતાધિકાર આપવામાં આવ્યો હતો, આમ થવાથી પૂર્વે લગભગ ૮૦ લાખ માણસોને મતાધિકાર હતો, તે આ કાયદાથી લગભગ બે કરોડ માણસોને એટલે ઈંગ્લૅંડની અરધી વસ્તીને મતાધિકાર મળ્યો.

૧૯૧૬માં લૉઇડ જ્યૉર્જે સ્થાપેલી પાંચ સભાસદોની 'યુધ્ધવિષયક કૅબિનેટ'ની હવે જરૂર નહિ હતી, તેથી તે રદ કરી પૂર્વની માફક ૨૦—૨૨ સભાસદોનાં પ્રધાનમંડળ મારફત પાછો રાજ્યકારભાર ચાલવા લાગ્યો. ૧૯૧૭માં યુધ્ધ બાબે મસલત ચલાવવા માટે સંસ્થાનોના મુખ્ય પ્રધાનનોને પણ 'વૉર કૅબિનેટ'માં દાખલ કરવામાં આવ્યા હતા. તેથી સામ્રાજ્યમાં સંસ્થાનોનો દરજ્જો પણ વધ્યો.

વચમાં ૧૯૧૮માં પાર્લમેન્ટની ફરી ચુંટણી થઇ હતી, તેમાં પણ લૉઇડ જ્યૉર્જને ટેકો આપનારા વધારે સંખ્યામાં હોવાથી તે પાછો વડો પ્રધાન થયો અને પહેલાં પ્રમાણેજ તેણે મિશ્ર પ્રધાનમંડળ બનાવ્યું. પણ લડાઈ સમાપ્ત થયા પછીનું લૉઇડ જ્યૉર્જનું ધોરણ કૉન્ઝરવેટિવ પક્ષવાળાઓને પસંદ પડ્યું નહિ, તેથી તેઓ છૂટા પડયા. આમ પાર્લમેન્ટમાં લૉઇડ જ્યૉર્જનું મતાધિક્ય જવાથી ૧૯૨૨ના અકટોબરમાં લૉઇડ જ્યૉર્જે મુખ્ય પ્રધાનપદ છોડી દીધું. એટલે ૧૯૧૬માં સ્થાપિત થયેલાં મિશ્ર પ્રધાનમંડળનો ૧૯૨૨માં અંત આવ્યો. આ પ્રધાનમંડળે તેની ૬ વર્ષની કારકીર્દીમાં ઘણાં મહત્ત્વનાં કામો કર્યાં

હતાં. મહાયુધ્ધ યશસ્વીપણે પાર પાડ્યા ઉપરાંત ૧૯૧૮માં મતદાર સંઘ ઘણો વિસ્તૃત કર્યો. ૧૯૧૮માં હિંદુસ્થાનની રાજ્યઘટનામાં સુધારાનો કાયદો કર્યો. અને ૧૯૨૨માં આયર્લૅંડના સ્વરાજ્યનો 'આઇરિશ ફ્રી સ્ટેટ ઍક્ટ' રચ્યો.


બૉનર લૉ

લૉઇડ જ્યૉર્જે રાજીનામું આપ્યા પછી કૉન્ઝરવેટિવ પક્ષનો નેતા બૉનર લૉ વડો પ્રધાન થયો (૧૯૨૨). પછી પાર્લમેન્ટની નવી ચુંટણી થઇ. તેમાં પણ કૉન્ઝરવેટિવ પક્ષનું મતાધિક્ય થયું. અને બૉનર લૉ વડો પ્રધાન નીમાયો. પણ પ્રધાનપદે આવ્યા પછી થોડા દિવસમાં ૧૯૨૩ના અક્ટોબરમાં તે મરણ પામ્યો. આ વખતે કૉન્ઝરવેટિવ પક્ષમાં લૉર્ડ કર્ઝન અને મી. બૉલ્ડવિન નેતા હતા. લૉર્ડ કર્ઝને હિંદુસ્થાનના વાઇસરૉય અને પરદેશ ખાતાના પ્રધાન તરીકે અનુભવ મેળવ્યો હતો તેથી તે મુખ્ય પ્રધાન થશે એમ લાગતું હતું. પણ પ્રચલિત શિષ્ટાચાર પ્રમાણે પ્રધાન આમની સભાનો સભ્ય હોવો જોઇએ તેથી સ્ટૅન્લી બૉલ્ડવિન મુખ્ય પ્રધાન થયો (૧૯૨૩). આ વખતે આમની સભામાં ૨૫૯ કૉન્ઝરવેટિવો, ૧૯૧ મજૂર પક્ષના, ૧૫૫ લિબરલો અને બીજા ૧૦ સભાસદો હતા. પાર્લમેન્ટની આવી રચનામાં જ્યાંસુધી લિબરલ અને મજૂર પક્ષ એક ન થાય ત્યાંસુધી કૉન્ઝરવેટિવો પ્રધાનપદે રહી શકે એમ હતું. આ પ્રધાનમંડળને દેશમાં ઉદ્યોગધંધા, બેકારીપણું


લૉર્ડ કર્ઝન

અને વેપાર વિષયક રાજનીતિપર લક્ષ આપવું પડ્યું. સંરક્ષિત વેપાર અને સામ્રાજ્યમાં બનતા માલને સવળતાનું ધોરણ અખત્યાર કરવાથી દેશમાં બેકારી ઓછી થશે એમ બૉલ્ડવિનની સરકાર ધારતી હતી, તેથી તે ધોરણ તેણે રાખવા ઠરાવ્યું. આ ધોરણ વિષે મજૂર પક્ષનો વિરોધ એ કારણથી હતો કે તેમ કરવાથી દેશમાં મોંઘવારી વધશે, ત્યારે લિબરલોનું કહેવું એવું હતું કે ખુલ્લા વેપારની રાજનીતિથી ઇંગ્લૅંડના ઉદ્યોગ-ધંધા આબાદ થયા છે તે કમી થઈ જશે. આમ કરી લિબરલો અને મજૂર પક્ષ જોડાઈ ગયા એટલે બૉલ્ડવિનની હાર થઈ. તેણે પ્રધાનવટું છોડ્યું અને


સ્ટૅન્લી બૉલ્ડવિન

૧૯૨૪ના જાનેવારીમાં મી. મૅકડોનલ્ડના નેતૃત્વતળે મજૂર પક્ષનું પ્રધાનમંડળ અધિકારે આવ્યું. આ પ્રધાનમંડળ ઘણું કમકૌવ્વત હતું કેમ કે તે લિબરલોના ટેકાથી અધિકારે હતું. તેથી પોતાનાજ ધોરણે તેનાથી કારભાર થઈ શકતો નહોતો. આ પ્રધાનમંડળ તરફથી રૂશીઆ અને જર્મનીના સમાજસત્તાવાદીઓને (Socialist) સહાનુભૂતિ મળતી રહેવાથી કૉન્ઝરવેટિવ અને લિબરલોને એમ લાગ્યું કે ઈંગ્લૅંડમાં પણ એવુંજ ધોરણ દાખલ કરવા પ્રધાનમંડળનો વિચાર છે કે શું. તેમજ સિંગાપોર થાણામાં નૌકાસૈન્ય સ્થળ સ્થાપવાની બાબતની, ઇંગ્લૅંડમાં એક સમાજસત્તાવાદી પત્રકાર ઉપરના ખટલાની બાબતની અને ઇજીપ્ટ અને સુદાન સંબંધની રાજ્યનીતિ લિબરલો


રૅમ્સે મૅકડોનલ્ડ

અને કૉન્ઝરવેટિવોને પસંદ ન પડવાથી મજૂર પક્ષી પ્રધાનમંડળની હાર થઈ. ત્યારે તે પાર્લમેન્ટ બરખાસ્ત કરી મી. મૅકડોનલ્ડે નવી ચુંટણી કરાવી. ૧૯૨૪ના અકટોબરમાં નવી ચુંટણી થઈ, તેમાં કૉન્ઝરવેટિવ પક્ષના ૪૧૩, મજૂર પક્ષના ૧૫૦, લિબરલો માત્ર ૪૦ અને બીજા પુટકળ ૧૨, એમ સભાસદો ચુંટાઈ આવ્યા. એટલે મૅકડોનલ્ડે પ્રધાન-વટું છોડ્યું અને મી. બૉલ્ડવિનનું કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ થયું. અને તેજ પ્રધાનમંડળ હાલ અધિકારે છે ( ૧૯૨૬ મે ).

## બ્રિટિશ સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થા



# પ્રકરણ ૩૪ મું

## બ્રિટિશ સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થા

છેલ્લા ચાર સાડાચાર સૈકામાં ઈંગ્લૅંડની કેટલી ઉન્નતિ થઈ અને તેનું સામ્રાજ્ય પાંચે ખંડોમાં કેવી રીતે વિસ્તૃત થયું તે સંબંધે ઘણી હકીકત આ પુસ્તકમાં આવી ગઈ છે. ત્યારે હવે એ વિશાળ સામ્રાજ્યની રાજ્યવ્યવસ્થા કેવી છે, સામ્રાજ્યના જુદાજુદા ભાગોનો ગ્રેટ બ્રિટન સાથનો સંબંધ કેવા પ્રકારનો છે, તે દેશોમાં રાજ્યવ્યવસ્થા કેવી છે, સંસ્થાનો અને તાબાના મુલકોપર ગ્રેટ બ્રિટને નિયંત્રણા કેવી કેવી રાખી છે તે સંબંધે થોડી હકીકત આ પ્રકરણમાં આપી છે.

દુનીઆનું એકંદર ક્ષેત્રફળ ૫ કરોડ અને ૨૫ લાખ ચોરસ માઇલનું છે. તે પૈકી લગભગ ૧ કરોડ ૪૦ લાખ ચોરસ માઇલ એટલે દુનીઆના લગભગ ચોથા ભાગપર બ્રિટિશ સામ્રાજ્ય પ્રસરેલું છે. પાંચે ખંડમાં બ્રિટિશ સામ્રાજ્યનો મુલક છે. એ સામ્રાજ્યમાં ૪૩ કરોડ માણસની વસ્તી છે, તેમાં ૫ કરોડ અને ૩૦ લાખ ગોરા છે, અને બાકીના ૩૮ કરોડમાં કાળા, ઘઉં વર્ણના અને પીળા રંગના લોકો છે. તે દરેક જાતિનાં આચારવિચાર, રહેણી કરણી અને સંસ્કૃતિમાં ઘણો ફરક છે.

આવું વિશાળ સામ્રાજ્ય છેલ્લાં ચારસો વર્ષમાં થવા પામ્યું છે. એ મહારાજ્યના જુદાજુદા અંગોમાં જુદીજુદી રાજ્યકારભાર પધ્ધતિ ચાલે છે અને ગ્રેટ બ્રિટન સાથેના દરેકના સંબધમાં ઘણો ફરક છે. કેટલાક દેશો સ્વસત્તાક છે અને તેથી અંતસ્થ રાજ્યકારભારની વ્યવસ્થા કરવાનો પૂર્ણ અધિકાર તેમને છે. અને ત્યાં જવાબદાર રાજ્યપધ્ધતિ હસ્તી ધરાવે છે. કોઇકોઈ ઠેકાણે પ્રતિનિધિક સંસ્થાઓ સ્થપાઈ છે અને ત્યાં કોઇકોઈ બાબતમાં જવાબદાર રાજ્યપધ્ધતિ દાખલ કરવામાં આવી છે. કેટલાક દેશોપર તો ઈંગ્લૅંડ સીધોજ પૂર્ણપણે અમલ ચલાવે છે; ત્યારે કેટલાક દેશોપર ઈંગ્લૅંડની માત્ર દેખરેખજ છે.

કોઈપણ દેશમાં સુવ્યવસ્થિત રીતે રાજ્યકારભાર ચલાવવા માટે મુખ્યત્વે કરીને ત્રણ પ્રકારની સંસ્થાની જરૂર હોય છે; (૧) કાયદા કરનારી સંસ્થા, (૨) કાયદા પ્રમાણે અમલ બજાવનાર સંસ્થા, અને (૩) શાસન કરનાર સંસ્થા. આ ત્રણ સંસ્થા અનુક્રમે ધારામંડળ, કારોબારીમંડળ અને ન્યાયકોર્ટ કહેવાય છે. ધારામંડળ કાયદા ઘડે છે, કારોબારીમંડળ કાયદાનો અમલ બજાવે છે, અને ન્યાયકોર્ટ દેશમાં કાયદા વિરૂધ્ધ વર્તન કરનારાઓને શાસન કરે છે. આ ત્રણે સંસ્થાઓમાં ધારાસભા શ્રેષ્ઠ સંસ્થા ગણાય છે. બ્રિટિશ સામ્રાજ્યમાં સૌથી શ્રેષ્ઠ કાયદા કરનારૂં મંડળ તે બ્રિટિશ પાર્લમેન્ટ છે. આ પાર્લમેન્ટના ત્રણ વિભાગ છે. (૧) રાજા, (૨) ઉમરાવોની સભા, (૩) આમની સભા. નવો કાયદો કોઈપણ ભાગમાંથી ઉપસ્થિત થઈ શકે છે. કોઇએક ખરડા–બિલને કાયદાનું સ્વરૂપ મેળવવા માટે આમની સભા અને ઉમરાવોની સભામાં પાસ થવાની જરૂર છે, અને પછી તે માટે રાજાની સંમતિની જરૂર છે. હવે સામ્રાજ્યના જેજે અંગોને સ્વરાજ્ય મળ્યું છે તે દેશોની અંતસ્થ બાબતો સંબંધે કાયદા કરવાનો અધિકાર ગ્રેટ બ્રિટનની પાર્લમેન્ટે તે દેશોની પાર્લમેન્ટ–રાજ્યસભાને આપેલો છે માટે તેમાં બ્રિટિશ પાર્લમેન્ટ હાથ ઘાલતી નથી. પરંતુ ત્યાંની અંતસ્થ બાબત માટે બ્રિટિશ પાર્લમેન્ટ કદાચિત કોઈ કાયદો કરે તો તે ગેરકાયદેસર કહેવાય નહિ, કારણ કે જે કાયદાથી સંસ્થાનોને સ્વરાજ્ય મળ્યું છે તે કાયદા બ્રિટિશ પાર્લમેન્ટે કરેલા હોવાથી તે રદ કરવાની પણ સત્તા બ્રિટિશ પાર્લમેન્ટને છે.

**ઉમરાવની સભા અને આમની સભા.**—ઉમરાવોની સભામાં (૧) કેટલાક વંશપરંપરાના હકથી, (૨) કેટલાક રાજાએ ઉમરાવપદ બક્ષ્યાથી, (૩) કેટલાક કાયદા શાસ્ત્રીઓ અને મુખ્ય ધર્માધિકારીઓ, અને (૪) કેટલાક સ્કૉટલૅંડ અને ઉત્તર આયર્લૅંડના ઉમરાવોના પ્રતિનિધિઓ તરીકે બીરાજે છે. આ સભાની સંખ્યા વારંવાર બદલાય છે. હમણાં એની સંખ્યા ૧૪૦ છે. આમની સભાના સભાસદોની સંખ્યા ૬૧૫ જેટલી છે. તેમાં ઈંગ્લૅંડ, સ્કૉટલૅંડ અને

ઉત્તર આયર્લૅંડના લોકોના પ્રતિનિધિઓ ચુંટાઈ સભાસદ થાય છે. દર પાંચ વર્ષે પાર્લમેન્ટની નવી ચુંટણી થવીજ જોઇએ એવો કાયદો છે. ૧૯૧૮ પૂર્વે ગ્રેટ બ્રિટનમાં લગભગ ૮૦ લાખ માણસને મતાધિકાર હતો. પણ ૧૯૧૮ના કાયદાથી લગભગ બે કરોડ માણસને મતાધિકાર મળ્યો છે.

ઉપર કહ્યા પ્રમાણે રાજા, ઉમરાવો અને આમની સભાની સંસ્થા પાર્લમેન્ટ કહેવાય છે અને તે બ્રિટિશ સામ્રાજ્ય માટે કાયદા કરે છે. અને આમની સભાને જવાબદાર પ્રધાનમંડળ—કૅબિનેટ* અમલ બજાવણીનું કામ કરે છે. કૅબિનેટમાં ઘણુંખરૂં ૨૦–૨૨ સભાસદો હોય છે. તેઓ આમની કે ઉમરાવોની સભાના સભાસદ હોવાજ જોઇએ. આ પ્રધાનમંડળ મારફત બ્રિટિશ સામ્રાજ્યનો સર્વ કારભાર ચાલે છે. સામ્રાજ્યના બધા ભાગોના રક્ષણની જવાબદારી ગ્રેટ બ્રિટનપર છે. તે માટે તેને દર વર્ષે ભારે ખરચ કરવો પડે છે. રક્ષણની જવાબદારી "ઇમ્પીરીઅલ ડીફેન્સ કમિટિ" નામના મંડળપર છે. એ મંડળ લશ્કર, નૌકા અને વિમાનોની વ્યવસ્થા રાખે છે. આ કમિટિમાં, પરદેશ, યુધ્ધ, સંસ્થાન, હિંદુસ્થાન વગેરે ખાતાંના પ્રધાનો સભાસદ છે. તે ઉપરાંત યુધ્ધવિષયમાં પ્રવીણ એવા ગૃહસ્થો પણ સભાસદ હોય છે. વડો પ્રધાન આ કમિટિનો અધ્યક્ષ હોય છે.

બ્રિટિશ સામ્રાજ્યમાંનાં સંસ્થાનો અને તાબાના મુલકોના રાજ્યકારભાર સંબંધે ત્રણ વિભાગ છે. ૧. કેટલાક ભાગો સ્વસત્તાક હોઈ જવાબદાર રાજ્યપધ્ધતિ ભોગવે છે. ૨. કેટલાક ભાગમાં પ્રતિનિધિ તત્વવાળી સંસ્થાઓ છે, પણ જવાબદાર રાજ્યપધ્ધતિ નથી. ૩ અને કંઈક દેશ સીધા બ્રિટિશ હકુમત તળે છે. આમ જુદેજુદે ઠેકાણે જુદીજુદી રાજ્યપધ્ધતિ ચાલે છે, તોપણ દરેક ભાગપર બ્રિટિશ પાર્લમેન્ટ, કૅબિનેટ અને બ્રિટિશ ન્યાય ખાતાની થોડી ઘણી નિયંત્રણાતો છેજ. બધા ભાગોની રાજ્યઘટના બ્રિટિશ પાર્લમેન્ટ ઘડે છે, જુદાજુદા દેશોપર ગવર્નર જનરલ કે ગવર્નર, યા કમિશનર, કમૅંડર

*કૅબિનેટમાંના ૨૦–૨૨ પ્રધાનોમાં કોની કોની પાસે કયું કયું કામ છે તે ૩૧માં પ્રકરણમાં આવી ગયું છે.

વગેરે અધિકારીઓની નીમણૂક બ્રિટિશ કૅબિનેટ કરે છે. તેમજ દરેક ભાગની ન્યાયકોર્ટોના ચુકાદા ઉપર અપીલ ગ્રેટ બ્રિટનના રાજાની પ્રીવી કાઉન્સિલ સાંભળે છે.

**કૅનેડા.**—બ્રિટિશ સામ્રાજ્યમાં કૅનેડા, ન્યૂઝીલૅંડ, ઑસ્ટ્રેલીઆ, દક્ષિણ આફ્રિકા અને ન્યૂફાઉન્ડલૅંડ એ સંસ્થાનો અને ઉત્તર અને દક્ષિણ આયર્લૅંડ એટલાં સ્વરાજ ભોગવે છે. બધાં સંસ્થાનોમાં કૅનેડા સૌથી જૂનું અને મહત્ત્વનું છે. એને ડુમીનીઅન ઑફ કૅનેડા કહે છે. ૧૮૬૭ના 'બ્રિટિશ નૉર્થ અમેરિકા ઍક્ટ'થી કૅનેડા સ્વસત્તાક રાજ્યપધ્ધતિ ભોગવે છે અને ત્યાંની વ્યવસ્થા ઇંગ્લૅંડના જેવી કરવામાં આવી છે. કૅનેડામાં નવ પ્રાંત છે. ત્યાંની ધારા-સભાને પાર્લમેન્ટ કહે છે. તેના બે વિભાગ છે. એક સીનેટ અને બીજો આમની સભા. સીનેટમાં ૯૬ ચુંટાયલા સભ્યો જીંદગી પર્યંતના હોય છે. આમની સભામાં ૨૩૬ સભાસદો હોય છે તેઓ પણ ચુંટાયલા હોય છે, પ્રધાનમંડળ રાજકાજ માટે તેને જવાબદાર રહે છે.

**ન્યૂઝીલૅંડ.**—આ સંસ્થાનને ૧૮૫૨માં સ્વરાજ્ય મળયું હતું. એમાં પણ નવ પ્રાંત છે. અહીંની પાર્લમેન્ટ 'જનરલ ઍસેમ્બ્લી' કહેવાય છે. તેના પણ બે વિભાગ છે, એક લેજિસ્લેટિવ કાઉન્સિલ—ધારાસભા અને બીજો 'હાઉસ ઑફ રેપ્રીઝેન્ટેટિવ્સ'—પતિનિધિ સભા. પહેલી સભામાં ૪૦ સભાસદો હોય છે અને બીજીમાં ૮૦. અહીં પણ જવાબદાર રાજ્યતંત્ર છે. પ્રધાનમંડળ પ્રતિનિધિ સભાને જવાબદાર રહે છે.

**કૉમનવેલ્થ ઑફ ઑસ્ટ્રેલીઆ.**—બ્રિટિશ સામ્રાજ્યનું ત્રીજું સંસ્થાન ઑસ્ટ્રેલીઆ. તે 'કૉમનવેલ્થ ઑફ ઑસ્ટ્રેલીઆ' કહેવાય છે. ૧૯૦૦માં જુદાં જુદાં સંસ્થાનો એક થઇ 'કૉમનવેલ્થ' નામ પડ્યું. ઑસ્ટ્રેલીઆને 'કૉમનવેલ્થ ઑફ ઑસ્ટ્રેલીઆ' એ સંજ્ઞા ઇ. સ. ૧૯૦૦માં બ્રિટિશ પાર્લમેન્ટના કાયદાથી મળી છે. આ સંસ્થાનની પાર્લમેન્ટ 'ફીડરલ પાર્લમેન્ટ' કહેવાય છે. તેનાપણ સીનેટ 'અને હાઉસ ઑફ રેપ્રીઝેનટેટિવ્ઝ' એવા બે વિભાગ છે.

સીનેટમાં ૩૬ સભાસદો છે અને પ્રતિનિધિ સભામાં ૭૫ સભ્યો બેસે છે. અહીંઆં પણ જવાબદાર રાજ્યપધ્ધતિ છે.

**યુનીઅન ઑફ સાઉથ આફ્રિકા.**—સામ્રાજ્યનું ૪થું અગત્યનું સંસ્થાન 'યુનીઅન ઑફ સાઉથ આફ્રિકા કહેવાય છે. ૧૯૧૦માં દક્ષિણ આફ્રિકામાંના ચાર સંસ્થાનો સંયુક્ત થઈ બ્રિટિશ પાર્લમેન્ટના કાયદાથી 'યુનીઅન ઑફ સાઉથ આફ્રિકા' નામ પામ્યાં. ત્યાંની કાયદા કરનારી સભા પાર્લમેન્ટ કહેવાય છે, અને તેનાપણ બે વિભાગ છે; સીનેટ અને હાઉસ ઑફ ઍસેમ્બ્લી. પહેલામાં ૪૮ સભાસદો છે અને બીજામાં ૧૩૫ છે, અહીં પણ જવાબદાર રાજ્યપધ્ધતિ ચાલે છે.

**દક્ષિણ આયર્લૅંડ.**—બ્રિટિશ સામ્રાજ્યમાં આયર્લૅંડ પણ સ્વસત્તાક રાજ્ય પધ્ધતિવાળો દેશ છે. ૧૯૨૨ના ડીસેંબરમાં બ્રિટિશ પાર્લમેન્ટે અહીંની રાજ્યઘટના માટે કાયદો કરી તેને 'આઇરિશ ફ્રી સ્ટેટ' એવું નામ આપ્યું. અહીં પણ રાજ્યસભાના બે ભાગ છે એક સીનેટ અને બીજો ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ. સીનેટમાં ૬૦ સભાસદ અને ચેમ્બર ઑફ ડેપ્યુટીઝમાં ૧૫૩ સભાસદ રાખ્યા છે. આ ઠેકાણે પણ જવાબદાર સજ્યપધ્ધતિ છે.

ઉપર પ્રમાણે બધાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને દેશની અંદરની વ્યવસ્થા માટે કાયદા કરવાની સત્તા છે, તોપણ તે બધાની પરદેશી રાજ્યનીતિ બાબતની સત્તા પૂર્ણપણે મર્યાદિત રાખેલી છે. પોતાની ઇચ્છા પ્રમાણે વ્યાપાર વિષયક ધોરણ તેઓ ઠરાવી શકે છે, તેમજ પરરાજ્ય કે સામ્રાજ્યના બીજા ભાગોમાંથી આવતા માલપર પોતાની ઈચ્છા પ્રમાણે જકાત તેઓ મૂકી શકે છે. પણ પરરાજ્યો સાથે સીધો રાજ્યદ્વારી વ્યવહાર કોઈપણ સંસ્થાનથી રાખી શકાય નહિ.

સ્વસત્તાક પધ્ધતિવાળાં સંસ્થાન માટે ગવર્નર જનરલ ઇંગ્લૅંડનો રાજા નીમે છે. તે ઇંગ્લૅંડના રાજાનો પ્રતિનિધિ છે અને સંસ્થાનના બધા અધિકારીઓનો ઉપરી અધિકારી છે. ઇંગ્લૅંડના રાજાના પ્રતિનિધિ તરીકે પરરાજ્યો સાથેના અને ઇંગ્લૅંડ સાથેના સંબંધની બાબતમાં બ્રિટિશ પ્રધાનમંડળનાં તંત્ર પ્રમાણે તેને ચાલવું પડે છે.

સંસ્થાનના સૌથી ઉપરી અધિકારી તરીકે ત્યાંની ધારાસભાએ કરેલા કાયદા તે અમલમાં મૂકે છે.

જવાબદાર રાજ્યપધ્ધતિવાળાં સંસ્થાનની ધારાસભાએ પસાર કરેલા કાયદાના ખરડાને કાયદાનું સ્વરૂપ મળવા માટે ત્યાંના ગવર્નર કે ગવર્નર જનરલની સંમતિની જરૂર રહે છે. જ્યાંસુધી એ અધિકારીની સંમતિ મળી નથી ત્યાંસુધી કોઇપણ ખરડો કાયદો કહેવાતો નથી. સંમતિ આપવી કે ન આપવી, અથવા સંમતિ ક્વચિત પ્રસંગે તહકૂબ રાખવી તે અધિકાર ગવર્નર કે ગવર્નર જનરલનો છે. પણ એ અધિકાર તાત્વિક છે. અંતસ્થ કારભાર સંબંધના કોઇપણ કાયદા માટે એ અધિકારનો અમલ કરવામાં આવતો નથી. એવા કાયદાને મંજૂરી મળે છેજ. પણ એકંદર સામ્રાજ્યના હિતને બાધ કરતા કોઈ કાયદો હોય તો ઉપલો અધિકાર અમલમાં મૂકવામાં આવે છે.

ન્યાય સંબંધની બાબતમાં પણ એ બધાં સંસ્થાનો ગ્રેટ બ્રિટન સાથે જોડાયલાં છે. બધા દેશની હાઈકોર્ટોએ આપેલા ફેંસલા ઉપર ગ્રેટ બ્રિટનની પ્રીવી કાઉન્સિલમાં અપીલ થઈ શકે છે.

આ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો ઉપરાંત બ્રિટિશ સામ્રાજ્યમાં બીજા પુષ્કળ દેશો અને બેટો આવેલા છે. તેઓ રાજ્યકારભારની બાબતમાં વત્તા ઓછા ગ્રેટ બ્રિટન સાથે સંગળાયલા છે. તેઓ પોતપોતાની આંતર રાજ્ય-ઘટના પ્રમાણે રાજસંસ્થાન (Crown Colonies), કે રક્ષિત રાજ્યો (Protected States), કે તાબાના મુલકો (Dependencies) કહેવાય છે. આમાંનાં રાજસંસ્થાનોનો સર્વ કારભાર ગ્રેટ બ્રિટનની દેખરેખ નીચે ચાલે છે. બહામાના ટાપુઓ, બારબેડોઝ, બરમ્યૂડા, બ્રિટિશ ગીઆના, સાઇપ્રસ, ફીજી, જમૈકા, લીવર્ડ ટાપુઓ, માલ્ટા, મોરિસ્યસ, બ્રિટિશ હૉંડુરાસ, સીલોન, ઈસ્ટ આફ્રીકા, સેંટલ્યૂસીઆ, સેસ્વેલ્સ, સીએરાલીઓન, નાઈજીરીઆ, સ્ટ્રેટ્સ સેટ્લમેન્ટ્સ, ટ્રીનીદાદ, ટૉબેગો, જિબ્રૉલ્ટર, બાસુટોલૅંડ, બેચુઆનાલૅંડ, સેન્ટહેલીના, સોમાલી-લૅંડ, સ્વાઝીલૅંડ. યુગાન્ડા, વાઇહાઇવાઈ એ પ્રકારના મુલકો છે.

આ શિવાય રહોડેશીઆ, ઉત્તરબોર્નીઓ, અને સારાવાકપર

સંસ્થાન ખાતાના સેક્રેટરીની નિયંત્રણા છે.

હિંદુસ્થાનપર 'સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇંડીઆ'ની નિયંત્રણા છે.

આ ઉપરાંત છેલ્લા મહાયુદ્ધને પરિણામે મેસોપોટેમીઆ, જર્મન ઇસ્ટ અને વેસ્ટ આફ્રિકા, અને પૅલેસ્ટાઇનના વિશાળ પ્રદેશો બ્રિટિશ નેજાની નીચે આવ્યા છે.

---

## હૅનોવર વંશની કારકીર્દી વખતના અને બીજા સાધારણ મહત્ત્વના પ્રશ્નો

(૧) સપ્તવાર્ષિક વિગ્રહનાં કારણ કયાં કયાં? એ યુધ્ધમાં કઇકઇ અગત્યની લડાઇઓ થઈ હતી? અને યુધ્ધનું પરિણામ શું આવ્યું?

(૨) અમેરીકામાંનાં ઇંગ્લિશ સંસ્થાનોએ માતૃભૂમિ વિરૂધ્ધ બંડ શા માટે કર્યું? એ બંડ પછી ઇંગ્લૅંડના સંસ્થાન બાબતના ધોરણમાં ફેરફાર થયો કે નહિ? જો થયો હોય તો તે શો હતો તે કહો.

(૩) કૅબિનેટ પધ્ધત્તિની રાજ્યવ્યવસ્થા એટલે શું? એ પધ્ધત્તિની શરૂઆત ક્યારથી થઇ? કૅબિનેટના મુખ્ય પ્રધાન અને બીજા પ્રધાનો વચ્ચે પરસ્પર સંબંધ કેવો હોય છે?

(૪) ઇંગ્લૅંડ અને ફ્રાન્સમાંની રાજ્યક્રાંતિઓની તુલના કરો.

(૫) ૧૬૮૯થી ૧૭૬૩ દરમ્યાન ઇંગ્લૅંડનું પરરાજ્ય વિષે ધોરણ કેવું હતું? એ વર્ષો દરમ્યાન ઇંગ્લૅંડને કયાકયા વિગ્રહો કરવા પડયા અને તેનાં પરિણામ શું આવ્યાં હતાં તે કહો.

(૬) ઇંગ્લૅંડનું સમુદ્ર ઉપરનું સર્વોપરીપણું કેવી રીતે સ્થાપિત થયું?

(૭) ૧૯મા અને ૨૦મા સૈકામાં પાર્લમેન્ટ બાબતમાં શું શું સુધારા થયા?

(૮) ૧૯મા અને ૨૦મા સૈકાનો આયર્લૅંડનો ઇતિહાસ ટુંકમાં આપો.

(૯) બ્રિટિશ સામ્રાજ્યમાંનાં સંસ્થાનો ક્યાં ક્યાં છે, પ્રત્યેકમાં રાજ્યવ્યવસ્થા કેવા પ્રકારની છે અને ગ્રેટ બ્રિટન સાથે તેઓનો સંબંધ કેવો છે?

(૧૦) ઉમરાવો અને આમની સભા, એ બેમાં વધારે સત્તા કઈ સભાની અને તે કેવી રીતે સ્થાપિત થઈ તે કહો.
(૧૧) ઇંગ્લૅંડમાં જુદાજુદા રાજદ્વારી પક્ષો કયારે બંધાવા લાગ્યા, વખતો વખત તેઓનાં નામો શું હતાં, હાલમાં કયાકયા રાજકીય પક્ષો છે, અને દરેકનું રાજકીય ધોરણ કેવું કેવું છે તે કહો.
(૧૨) દક્ષિણ આફ્રિકામાં પોતાનું ઉપરીપણું સ્થાપવામાં ઇંગ્લૅંડને ઘણી મુશ્કેલી નડી તેનું કારણ શું?
(૧૩) આયર્લૅંડે હોમરૂલ મેળવવા માટે કેવી કેવી ચળવળો ચલાવેલી? ઇંગ્લૅંડ અને આયર્લૅંનું ઐકય થવામાં અડચણ શું હતી?
(૧૪) નીચે લખેલા ગ્રહસ્થો વિષે થોડી થોડી હકીકત આપો,— ગ્લૅડસ્ટન, ઓકોનેલ, વેલિંગટન, ડિઝરાયલી, પારનેલ, ક્રૂગર ઍસક્વિથ, નાનો પિટ, લાર્ડ જ્યૉર્જ, પામર્સ્ટન, હિંડનબર્ગ અને ચેમ્બરલેન.
(૧૫) ઑસ્ટ્રેલીઆ અને કૅનેડા સંસ્થાનોનો ટુંકમાં ઇતિહાસ આપો અને કયા સંસ્થાનમાં ઇંગ્લૅંડને વધારે મુશ્કેલી નડી તે કહો.
(૧૬) સંરક્ષિત વેપાર અને ખુલ્લા વેપારના સંબંધમાં જુદાંજુદાં પ્રધાનમંડળનાં ધોરણ કેવાં હતા? અંતે કયું ધોરણ ઇંગ્લૅંડે સ્વીકાર્યું?
(૧૭) મિશ્ર પ્રધાનમંડળ એટલે શું? મિશ્ર પ્રધાનમંડળ કયારે કયારે થયાં હતાં, એવાં બે પ્રધાનમંડળના ઉદાહરણ આપો.
(૧૮) છેલ્લાં મહાયુધ્ધનાં કારણો કયાં કયાં હતાં? એ યુધ્ધનું ટુંકામાં વર્ણન કરો.



# સુચી પત્ર

---

History of England. Gujarati. By Barve and Mehta. 1926.
Price Rs. 2-8-0

